# સાહિબ બીબી ગુલામ



બિમલ મિત્ર

અનુ. રમણિક મેઘાણી

આર. આર. શેઠની કંપની

મુંબઈ-૨ અમદાવાદ-૧

પ્રકાશક
ભગતભાઈ ભુરાલાલ શેઠ
આર. આર. શેઠની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨ | ગાંધી રસ્તો, અમદાવાદ-૧



આવૃત્તિ
પ્રથમ
મે ૧૯૬૫

કિંમત
રૂ. ૭-૭૫
[ બંને ખંડના રૂ. ૧૫-૫૦ ]

નકલ
૨૧૫૦

મુદ્રક
જુગલદાસ ચંપકલાલ મહેતા
શ્રી સ્વામી પ્રિન્ટરી
ભાવનગર (સૌરાષ્ટ્ર)

Thus the midday halt of Charnock—
more's the pity.
grew a city.
As the fungus sprouts chaotic from its bed,
So it spread—
Chance-directed chance-erected, laid and
built
On the silt—
Palace, byre, hovel, poverty and pride
Side by side;
And, above the packed and pestilential town
Death looked down.

**Kipling**



અને અફસોસની વાત તો એ જ છે કે
ચાર્નોકના અહીંના ટૂંક નિવાસ દરમિયાન
અહીં વિકસ્યું એક શહેર
જે કાદવ ને કાંપ ઉપર જ્યાં ત્યાં ઊગી નીકળતા
બિલાડીના ટોપની જેમ ફાવે તેમ આડું ને અવળું
ફાલ્યું ફૂલ્યું ને વિસ્તર્યું.
ત્યાં રાજમહેલ ને સ્મશાન
ઝૂંપડાં, ગરીબી ને અભિમાન
સાથેસાથ સાંપડ્યાં
અને એના ગંદા ને ગીચ મહામારી પીડિત શહેર ઉપર
મૃત્યુએ પોતાની વેધક દષ્ટિ ફેરવી.

# પ્રસ્તાવના

નવલકથાને ભૂમિકા–પ્રસ્તાવના–નિવેદન દરેક વખતે હોવું જ જોઈએ એવું નથી. તેમ છતાં સ્થિતિભેદે ક્યારેક ક્યારેક એ અનિવાર્ય બની જાય છે.

હું મુખ્યત્વે વાર્તાકાર છું. ઇતિહાસવેત્તા નથી. વાર્તાની જરૂરિયાતે ક્યારેક ક્યારેક ઇતિહાસ, વિજ્ઞાન કે સમાજની ચર્ચા આવશ્યક બને છે. અહીં પણ એવું જ થયું છે. વાર્તાની જરૂરિયાતે પ્રાચીન કલકત્તાના સમાજજીવનની વાતો અહીં ચર્ચી છે, અને વાર્તા માટે એ આવશ્યક હતી તેથી જ તેમ કર્યું છે, ઇતિહાસ પરત્વે કોઈ નવો પ્રકાશ પાથરવાની દૃષ્ટિએ કંઈ જ કર્યું નથી. અહીં વાર્તા જ મુખ્ય છે. ઇતિહાસ અને બીજું બધું જ ગૌણ છે. પરંતુ ઇતિહાસની પાંખે ચડી મારી વાર્તા રસ–વિહાર કરતી હોવા છતાંય વાર્તાની પાંખે ચડી ઇતિહાસ રસ–વિહાર ન કરે એની પૂરતી ચીવટ રાખી છે. બધે જ મારી જાતને શક્ય એટલી સત્યની શ્રૃંખલાથી આબદ્ધ રાખી છે. વાર્તાની સરળતા માટે ઇતિહાસમાંથી અમૂક વાત લીધી છે–અમૂક મૂકી દીધી છે તે ખરું, પરંતુ કોઈ પણ સ્થળે એને વિકૃત તો નથી જ કરી.

બંકિમચંદ્રે એમના 'રાજસિંહ'ની પ્રસ્તાવનામાં એક સ્થળે લખ્યું છે કે—"ઇતિહાસનો ઉદ્દેશ ક્યારેક ક્યારેક નવલકથામાં સુસિદ્ધ થઈ શકે છે" – 'સાહેબ-બીબી-ગુલામ' નવલકથા દ્વારા જો ક્યાંય કોઈ પણ રીતે ઇતિહાસનો ઉદ્દેશ સુસિદ્ધ થતો હોય તો તે સ્વતઃ-સ્ફૂર્તપણે જ થયો છે. મેં કોઈ પણ સ્થળે ઇતિહાસ કહેવા માટે વાર્તા સંભળાવવાનો દેખાવ કર્યો નથી.

આ કથાના સર્જનમાં જે જે પ્રાચીન, અપ્રચલિત અથવા આધુનિક ગ્રંથોનો ઉપયોગ કર્યો છે તે તે માટે હું કૃતજ્ઞભાવે ઋણ સ્વીકારું છું. અહીં એની લાંબી સૂચી મૂકી પ્રસ્તાવનાને લાંબી કરવા નથી ઇચ્છતો. હું ખાસ કરીને નવલકથાના વાચકો માટે તો એને તદ્દન અનાવશ્યક જ ગણું છું.

—બિમલ મિત્ર.



# અનુવાદક તરફથી

જે આનંદનો અનુભવ આ કથાને ગુજરાતીમાં ઉતારતાં થયો છે તે વર્ણનાતિત છે. એ અદ્ભુત આનંદનો અનુભવ વાંચકોને કરાવી શક્યો હોઉં તો બસ છે. મારા તરફથી એટલું જ કહીશ કે ગુજરાતીમાં ઊતરવી જ જોઈએ એવી કથાને પૂરેપૂરા દિલપૂર્વક ઉતારી શક્યાનો મને સંતોષ છે.

આ અનુવાદને સૌ પ્રથમ વાંચી જવા માટે મારા નિખાલસ મિત્ર ગોપાળભાઈ પટેલને આ તકે કેમ ભૂલું? વાંચકો પોતાના મન પર પડેલી છાપ મને જણાવશે તો આભારી થઈશ.

૧૪, અમરતલ્લા સ્ટ્રીટ
કલકત્તા–૧
તા. ૧–૫–'૬૫

—રસિક મેઘાણી.





# શ્રી બિમલ મિત્ર

કલકત્તાના એક પરામાં મધ્યમ વર્ગના સાધારણ સ્થિતિના એક કુટુંબમાં ૧૮મી માર્ચ ૧૯૧૨ના દિને જન્મ. નાનપણમાં સહુની ઉવેખના પામેલ બિમલબાબુને પ્રોત્સાહનનો એક શબ્દ તો ક્યારેય ન સાંપડ્યો પરંતુ અવગણનાના શબ્દો જ અવારનવાર કાને પડતાં કે 'તું કંઈ નહિ કરી શકે' – 'તારાથી ખાસ કંઈ જ નહિ થાય'. પણ કદાચ એ જ શબ્દોએ એમને ચાનક ચડાવી. ૧૯૩૮માં કલકત્તા યુનિવરસિટિમાંથી એમ. એ. થયા પછી રેલ્વેમાં નોકરીની શરૂઆત. રેલ્વેના જુદા જુદા વિભાગોમાં કામ કરતા આખરે લાંચ-રુશ્વત વિરોધી તપાસની કાર્યવાહીમાં જવાબદારીભર્યું પદ સંભાળ્યું. આ અંગે આખુંયે હિન્દ ફરી વળવાનું અને જાતજાતના માનવીઓના પરિચયમાં આવવાનું બન્યું. જે તેમના સાહિત્યસર્જન માટે અત્યંત ઉપયોગી થયું.

લેખનની શરૂઆત એમણે સર્વત્ર થાય છે તેમ કાવ્ય-લેખનથી જ કરી હતી, પણ પદ્ય કરતાં ગદ્યમાં વધુ નક્કર ભૂમિ જણાતા પછી એમણે વાર્તા-નવલકથા લેખન શરૂ કર્યું. ૧૯૫૬માં રેલ્વેની નોકરીનું રાજીનામું આપી જીવન વ્યવસાય લેખે લેખનને જ અપનાવ્યું. એમણે કેટલીક સફળ નવલકથાઓ ઉપરાંત લગભગ બસો જેટલી ટૂંકી વાર્તાઓ પણ લખી છે. પરંતુ એમને સાચો યશ અપાવ્યો રેલ્વેની નાઇટ ડ્યૂટીની નોકરી દરમિયાન લખાયેલ અને 'દેશ'માં ચાલુ વાર્તા તરીકે પ્રગટ થતી એમની કૃતિ 'સાહેબ-બીબી-ગુલામે'. ૧૯૫૩ના સપ્ટેમ્બરમાં એ પુસ્તકાકારે પ્રગટ થતાં એક જ દિવસમાં સફળ નવલકથાકાર તરીકે એમનું નામ વિખ્યાત બની ગયું.

'સાહેબ-બીબી-ગુલામ' ઘણાંની દૃષ્ટિએ વીસમી સદીની એક 'ક્લાસીક' નવલકથા છે જેમાં બ્રિટિશરોનાં ૨૫૦ વર્ષના અમલ દરમિયાન ભારતીય સમાજે કરેલી ઉત્ક્રાંતિની કથા આલેખવામાં આવી છે. બંગાળીમાં એની ચૌદ આવૃત્તિ થઈ ચૂકી છે: ઉપરાંત એનો અનુવાદ હિન્દી, ઉડિયા, કન્નડમાં પ્રગટ થઈ ચૂકયો છે—અંગ્રેજી અનુવાદ યુ. કે. માં પ્રગટ થવાની તૈયારીમાં છે.

એમની ત્રણ મહાન નવલકથાઓમાં 'સાહેબ-બીબી-ગુલામ' પહેલી છે, જેમાં હિન્દમાં બ્રિટિશ સામ્રાજ્યના પ્રારંભથી રાજધાની કલકત્તાથી દિલ્હી ફેરવાઈ ત્યાં સુધીના સમયનું ચિત્ર છે. તે પછીની કૃતિ 'કોડિ દિયે કિનલામ'માં ૧૯૧૨થી ૧૯૪૭ની ૧૫મી ઓગષ્ટ સુધીના સમયનું અને તે પછી ત્રીજી કૃતિ—'એકક દશક શતક'માં ૧૫ ઓગષ્ટ ૧૯૪૭થી ૧૯૬૨માં થયેલ ચીની આક્રમણના પ્રારંભ સુધીના સમયનું ચિત્ર રજૂ કરવામાં આવ્યું છે.

શ્રેષ્ઠ નવલકથાકાર તરીકે ૧૯૬૨માં વિખ્યાત બંગાળી દૈનિક 'યુગાન્તર'નું 'યુગાન્તર પારિતોષિક' તથા ૧૯૬૪માં બંગાળનું 'રવીન્દ્ર પારિતોષિક' એમને આપવામાં આવ્યું હતું.

'સાહેબ-બીબી-ગુલામ' બંગાળી અને હિન્દી ભાષામાં સફળ ફિલ્મ પુરવાર થઈ ચૂકી છે. બંગાળીમાં એ નાટકરૂપે અવારનવાર ભજવાતું રહે છે.

૧૯૫૮/૬૦ના અરસામાં એક રાત્રે અચાનક એક સજ્જન અમને ઘેર આવી ચડચા. એણે વિનતિ કરી કે- 'અમારા એક સ્વજન મૃત્યુ-પથારીએ છે, તમને મળવાનું એને ખૂબ જ મન છે તો કૃપા કરીને મારી સાથે આવશો?'

આ પ્રકારની વિનતિને – મરતા માણસની ઇચ્છાને માન આપવા બિમલબાબુ એ સજ્જનની સાથે છેક શિવપુર ગયા. જઈને જોયું તો બીમારની એક બાજુએ ગીતા-ઉપનિષદ્ વગેરે ધર્મગ્રંથો અને નારાયણની એક મૂર્તિ પડી છે અને બીજી બાજુ દવા વગેરેની સાથે 'સાહેબ-બીબી-ગુલામ'ની એક પ્રત પણ છે, જેમાં લગભગ બસોએક જેટલે સ્થળે ટાંચણો કરેલાં છે. પાંચ-છ વર્ષ ઉપર પત્ની તરફથી સા.બી.ગુ. વાંચી જવા આગ્રહ થતાં 'નવલકથામાં તે શું વાંચવું?' એમ કહી પુસ્તક ફેંકી દેનાર પુરુષે માંદગી દરમિયાન એ વાંચ્યું ત્યારે તે ચમકી જ ગયો હતો. ને લેખકને મળવા ઝંખતો હતો. આવી કૃતિ માટે વધુ શું કહેવું?



'એકવાર મનમાં થયું કે અત્યારે નાનાંબાને કંઈ પૂછવું એ ખોટું તો નથી ને? નાનાંબા ક્યારેય બહાર જતાં નથી. એમને ગંગા નહાવા જતાં દીઠાં નથી. વરસોથી બરાબર જોતો આવું છું. વચેટ બા, મોટાં બા હજુયે વાર પરબે નીકળે છે પણ તેયે બંધ પાલખીમાં કે ગાડીમાં. પણ નાનાંબાને તો ક્યારેય હવેલી બહાર જતાં જોયાં નથી. પરણ્યાં ત્યારથી તે એ ઘડી સુધી એમણે ક્યારેય બહાર એક ડગલું ભર્યું નથી. એમના બાપ ગુજરી ગયા પછી જવું જોઈએ પણ ત્યારેય એ ગયાં નથી. અને જાય પણ શા માટે? પોતાનું કહેવા જેવું દુનિયા આખીમાં કોઈ હતું તો તે એક બાપ જ હતા. અને એ પણ સદાયે ગુરુદેવ-ગુરુદેવ કરતાં દિવસ પૂરો કરતા. એમને માટે વહેવાર-ધર્મ બધું જ નાનાંબા પરણી ઊતર્યાં તે દિવસે પૂરું થઈ ગયું. એથી નાનાંબાની એ વાતે હું અવાક્ જ બની ગયો. છતાં મેં પૂછ્યું—"અત્યારે ક્યાં-કઈ બાજુ જવાનાં છો નાનાંબા?"

"ત્યારે તને પણ એ કહેવું પડશે શું બંસી?" નાનાંબાએ ખિજાઈને મને કહ્યું.

'એ સાંભળી હું ચાલ્યો આવતો હતો. એમની ગાડી ઘણાં દિવસથી અવાવરૂ પડી હતી. એટલે સાફસૂફ કરવાની હતી. એ માટે મિયાં જાનને કહેવડાવવું પડશે. પણ ત્યાં તો નાનાંબાનો સાદ ફરીથી સાંભળાયો—"બંસી. જરા સાંભળ તો!"

'હું જઈને એમની પાસે ઊભો રહ્યો.

'નાનાંબાએ કહ્યું—'અને જઈને જો તો-ભૂતનાથ છે? હોય

તો કહેજો કે જમ્ભો ચડાવીને તૈયાર રહે. એણે મારી સાથે આવવાનું છે."'

ભૂતનાથ આ સાંભળી દિંગ થઈ ગયો—'એણે આમ કહ્યું?'

'હા સાલાબાબુ. સાંભળીને હુંયે સડક થઈ ગયો. એક તો એ ક્યારેય બહાર જતાં જ નથી. અને વધારામાં સાથે કામવાળી કે બીજી કોઈ નોકર-ચાકર બાઈ નહિ ને તમને લઈ જવાનું કહ્યું. આ તે કેવી વાત? આ હવેલીનાં માલિકો જે કરતા હોય તે ભલે કરે પણ માલિકણો—એમની પત્નીઓ પણ તેવું કરશે તો તે અનધિકારે કર્યું ગણાશે ને આખી હવેલીમાં હો-હા થઈ જશે. અને નાનાશેઠને કાને આ વાત ગયા પછી ઊગરવાનો આરો રહેશે ખરો?'

'હં, પછી—?' ભૂતનાથે પૂછ્યું.

'પછી તો આખીયે હવેલીમાં મેં તમારી તપાસ કરી. માસ્ટરબાબુની ઓરડી તરફ ગયો પણ ત્યાં તો અગાઉની જેમ તાળું જ હતું. બહાર-અંદર-તમારી પેલી ચોર-ઓરડીમાં, છુટુકબાબુના બેઠકઘરમાં બધેય જોયું. છુટુકબાબુનું બેઠકઘર સાવ ખાલીખમ્મ હતું. હવે ત્યાં પહેલાની જેમ મહેફિલ નથી જામતી. પછી લોચનને પૂછ્યું, કેટકેટલે ઠેકાણે તપાસ કરી પણ ક્યાંય તમારો પત્તો ન લાગ્યો. આખરે જઈને નાનાંબાને કહ્યું કે સાલાબાબુનો પત્તો નથી લાગતો.

'નાનાંબાએ પૂછ્યું—"બધેય જોયું?"

'મેં કહ્યું કે—"જોવાનું ક્યાંય બાકી નથી રાખ્યું નાનાંબા." હં, પણ તે તમે કાલે આખો દિવસ ક્યાં હતા સાલાબાબુ?'

'નોકરી માટે તપાસ કરવા ગયો હતો બંસી. કંઈ કામ વિના ઘેર આવીને શું કરું?'

'પછી રાતના દસ વાગ્યા એટલે નાનાંબાએ મને ફરી બોલાવ્યો ને પૂછ્યું કે—"ભૂતનાથ આવ્યો?"

'મેં કહ્યું કે હજીયે સાલાબાબુ નથી આવ્યા.'

'પછી?'

'પછી શું ? એ આખી રાત નાનાશેઠે પોતાના ઓરડામાં દારૂ પીધો. હું થોડીક પણ ઊંઘ ખેંચી ન શક્યો. ચિન્તાની દશા પણ મારા જેવી જ હતી. નાનાંબા પણ આખી રાત ઊંઘ્યાં નહોતાં, ફક્ત દારૂ ગટગટાવતાં રહ્યાં. શું થયું એ તો કોણ જાણે સાલા-બાબુ, આટલા ગરમાગરમ સવાલ-જવાબ ને સાથાંકૂટ કેમ થયાં એ સમજાયું નહિ. છેલ્લા થોડા સમયથી શેઠ-શેઠાણી બેઉ લહેરમાં હતાં, સદાયે એમનાં મોં પર હાસ્ય જ દેખાતું. ઊલટી કરી બેએક વાર આખું ઘર ભરી મૂક્યું હતું છતાં તોયે મનને શાન્તિ હતી. નાનાશેઠ જાણે એકાએક બદલાઈ ગયા હતા. નિયમિતપણે ખાતા-પીતા હતા. હવે શું થશે ?'

'પણ આમ થયું શાથી ? હમણાં હમણાં વૃંદાવન નાનાશેઠને મળવા પામ્યો હતો ખરો ?'

'કોણ જાણે સાલાબાબુ ! હું તો એ વૃંદાવનને જોતાં વેંત જ કાઢી મૂકું છું. મેં તો એને કહી દીધું છે કે ફરી આ હવેલીમાં પગ મૂક્યો છે તો ટાંટિયો જ ભાંગી જશે. લંગડો કરી મૂકીશ. છતાં છાનોછપનો અહીં આવે છે. પેલા મધુસૂદન કાકાને જુઓ છો ને ! એ બધાંય પેલા વૃંદાવનનાં સાગરીત છે. બીજાં ઘણાં એમાં છે. બધાંયને હું ઓળખું છું. પેલા સરકાર મશાયને પણ ઓછા ન સમજતા. એ વિધુ સરકાર - વૃંદાવને એમને સાધ્યા છે. અંદરો-અંદર એમની શું સંતલસ છે તે તો કોણ જાણે !

'આજ સવારે ઊઠીને નાનાશેઠે ફરમાવ્યું કે—"ગાડી તૈયાર રાખવાનું કહી દેજે બંસી, સાંજે હું જાનબજાર જવાનો છું." એથી અત્યારથી જ એની તૈયારીમાં પડ્યો છું. ગાડી ધોવડાવવી લુછાવવી, નાનાશેઠનાં કપડાંને કરચલી પાડવી, એમને માટે અત્તર બહાર કાઢવું. હમણાં હમણાં તો એ બધું બંધ હતું......પણ બહુ વાતો કરી તમારી સાથે, હવે જાઉં, નાનાશેઠ બહાર જશે પછી જ ફુરસદ મળશે હવે તો.'

બંસી જતો હતો. થોડેક જઈને ફરી એ પાછો આવ્યો ને બોલ્યો તમને થોડુંક કહેવાનું છે—'

'શું?'

'આજ તો નાનાંબાએ સવારે જ તમારી ખબર પૂછી. મને કહે કે—" ભૂતનાથ આવ્યો?" મેં કહ્યું કે—" કાલે રાત્રે સાહ્નાબાબુ બહુ મોડા આવ્યા હતા. મેં એમને જોયા નથી. મળશે એટલે તમને જણાવીશ."

'નાનાંબાએ કહ્યું કે—" એને મળ્યો નથી તો મળજે ને કહેજે કે આજે સાંજે ક્યાંય બહાર ન જાય. નાનાશેઠ જાનબજાર જવા હવેલી બહાર નીકળે પછી તુરત મારે બહાર જવાનું છે. ને ભૂતનાથે મારી સાથે આવવાનું છે." એટલે આજે સાંજે તમે ક્યાંય બહાર ચાલ્યા ન જશો. નહિ તો નાનાંબા મને ફાડી ખાશે.' બંસીએ જણાવ્યું.

ભૂતનાથને પણ બીક લાગી. નાનીભાભી સાથે આમ ભલે ગમે એટલો ગાઢ સંબંધ હોય પણ જાહેર રીતે એમની સાથે ગાડીમાં જવું એ કેવું દેખાશે? આ હવેલીમાં રહેનારાંઓની નજરે ચડી જવા જેવું નહિ લાગે? અને વધારામાં ચારે બાજુ આટઆટલી દુશ્મનાવટ છે તેમાં વધારો જ થશે ને? ક્યાંક જો કંઈક વાત થઈ તો નાનાંબા તો તેમાંથી ઊગરી જશે પણ વચ્ચે આવતો પોતે—જે એમનો આશ્રિત જ છે, આત્મીય—સ્વજન કે બંધુ—બાંધવ કંઈ જ નથી તે પોતાને કઈ રીતે બચાવશે? આ હવેલી સાથે એને કેટલો પરિચય? એને કેટલો—કયો અધિકાર છે અહીં રહેવાનો? વ્રજ-રાખાલ તો અહીંથી ક્યારનોયે ચાલ્યો ગયો છે. એ હોત તો હજુયે કંઈક કહી શકાત કે એ એનો આશ્રિત છે! અને એ સંબંધ પણ કેટલો દૂરનો? વ્રજરાખાલ કંઈ એનો સગો બનેવી નહોતો. અહીં તો એ માત્ર નાનાંબાનો કૃપાપાત્ર છે. એટલો જ આધાર છે. પણ બીક પણ એ કારણે જ છે ને? આ હવેલીની અસૂર્યંપશ્યા વહુ-

રાણી સાથે એનો સંબંધ અસામાજિક, અનુચિત ને ગેરકાનૂની ગણાય. વળી બીજી એક વાત પણ વિચારવાની છે. નાનાશેઠ સાથે નાનાંબાને મેળ નથી. એ મનોદશામાં નાનાંબા ક્યારે શું કરી બેસે એનું કંઈ કહેવાય નહિ. પેલે દિવસે કેવું થયું હતું ? ખેંચતાણમાં બોટલના ભાંગીને ચૂરેચૂરા ઊડી ગયા અને તે પછીનું નાનાંબાનું પેલું પાગલ જેવું અવિરામ હાસ્ય! ગાડીમાં જતાં રસ્તામાં એવું કંઈ બને તો પોતે ભાગશે કઈ રીતે? છતાં પોતે એમનો આટલો કૃપાપાત્ર બન્યો છે એને પોતાનું સદ્‌ભાગ્ય જ માનવું જોઈએ ને? જે દિવસે વ્રજરાખાલનો પત્ર લઈ પોતે હવેલી શોધતો અહીં આવી ચડ્યો હતો તે દિવસે ઓછી આ વાત કલ્પી પણ શકાતી હતી કે આ હવેલીની એક વહુરાણી સાથે એને આટલો ઘરોબો થઈ જશે?

'પણ તું શું કહે છે બંસી? હું નાનાંબા સાથે જાઉં એ બરાબર છે?' ભૂતનાથે પૂછ્યું.

'તમે તો ભણેલાગણેલા કહેવાવ, તમને હું શું કહું સાલાબાબુ!'

'છતાં તું તો અહીંના રીત–રિવાજથી પૂરો માહિતગાર છો ને?'

'હું? સાલાબાબુ શું કહું? આજ સુધીની જિંદગીમાં ક્યારેય આવું જોયું–જાણ્યું નથી. આ હવેલીની વહુઓને બહાર જવું હોય તો બારી દરવાજા વાટે બહાર નીકળી પાલખીમાં બેસીને જાય, આગળ પાછળ દાસીઓ દોડતી—ઉતાવળી ચાલતી હોય. આ એ જમાનાની વાર–પરબની રસમ હતી. હવે આ જમાનામાં ગાડી આવી છે છતાં પાલખી કે ગાડીનાં બારણાં બંધ કરીને જાય છે. જેમ વચેટ બા એને પિયર જાય છે. અગાઉના જમાનામાં તો એની પણ મના હતી. અને ગાડીમાંથી ઊતરતી વેળા ચારેબાજુ મચ્છરદાનીની જેમ ચાદર ઢાંકીને એમને લઈ જવામાં આવતાં. પણ આવું તો મેં ક્યારેય સાંભળ્યું નથી. પણ હા, નાનાંબા કંઈ વચેટ બા જેવાં નથી. નાનાંબા આ હવેલીમાં તદ્દન અનેરાં જ

માનવી છે. એનાં જેટલું અભિમાન જેમ કોઈને નથી તેમ એનાં જેટલું હેત પણ બીજા કોઈના હૈયામાં નથી. છેલ્લા ત્રણ મહિનાથી અમને ભાઈ-બેનને એક પૈસો પણ પગાર મળ્યો નથી, છતાં અહીં જ પડ્યાં છીએ.'

'તું શું કહે છે બંસી?' ભૂતનાથ સ્તબ્ધ બની ગયો.

'જે કહું છું તે ખરું જ કહું છું સાલાબાબુ!'

'તે પગાર કેમ નથી મળ્યો?'

'એ વાત વધુ ન પૂછશો. ઘણાંને નથી મળ્યો. ખાસ કરીને અમારા જેવા જે નાનાંબાના વળનાં છે એમને.'

'નાનાંબા આ વાત જાણે છે?'

'નાનાંબાને અમે ભગવાનની જેમ પૂજીએ છીએ, સાલાબાબુ! તમે જાણો છો કે નહિ તેની ખબર નથી, પણ એમનું જીવન આખું દુઃખમાં વીત્યું છે. ન ધણીનું સુખ, ન સંસાર સુખ. અને કહેતાંયે દુઃખ થાય છે કે આવડી મોટી મહેલાતની વહુરાણી થયા છતાંયે સ્ત્રીઓ જેને માટે સદાયે ઝંખે છે તે મેળવવા પણ એ ભાગ્યશાળી નથી થયાં. ક્યારેક ક્યારેક એથી જ મનમાં થાય છે કે ભગવાન છે ખરો? વચેટ બા અને મોટાં બા એ નશીબ લઈને આવ્યાં હતાં. નાનાંબાના મનમાંયે એની અબળખા છે.'

'શેની ઇચ્છા?-અબળખા?'

'બાળકની. એક બાળકની મા થવાની. એ તો આ ભવમાં ફળી નહિ, ફળશેયે નહિ. એ વાતે જ પગારની વાત કાઢી એમને વધુ દુઃખી કરવા નથી માગતાં. જોયું નહિ તે દિવસે હવા-ગાડીને કારણે કેવું થયું હતું તે?'

હવા-ગાડીનો બનાવ ભૂતનાથને યાદ છે. શું ચીજ ગાડી હતી? વીણી વીણીને સારામાં સારી ગાડી વચેટ શેઠે લીધી. શું એનો ભભકો હતો? શેઠ, સીલ ને મલ્લિકને ત્યાં પણ એવી ગાડી નથી! છેની દત્ત ત્યારે હયાત નહોતો. જીવતો હોત તો આ હવેલીનો રૂવાબ

જોઈ એની છાતી જ બેસી જાત. ગાડીવાળા સાહેબ વચેટ શેઠ સાથે મહેફિલ ખંડમાં બેઠા હતા. ખાણી-પીણીની ગોઠવણ થઈ હતી. ગાડી સવારે હવેલીમાં આવી હતી, અને સાહેબ પાછા વળ્યા ત્યારે સાંજ જામી હતી. સાહેબ બરાબર પગ માંડીને ચાલી શકતો નહોતો ગયો ત્યારે. બીજી બાજુ મોડી રાત સુધી લોકોની મેદની ગાડી જોવા જામી હતી. ગાડી જોતાં કોઈ ધરાતું નહોતું.

સૌ પોતપોતાનું મોં એમાં જોતાં. એમાં ઝાંખો પડછાયો પડતો જોવાનું લોકોને ગમતું હતું. કોઈ કે કુતૂહલથી રબરનો દડો તેનો દબાવ્યો તો 'ફટ્ટ' કરતોક અવાજ થયો હતો, ને તેની સાથોસાથ ચારે બાજુ હો...હા મચી ગઈ હતી.

'કોણ અડ્યું એ ગાડીને? કોણ છે એ?' કરતાં મધુસૂદન, લોચન ને વિધુ સરકાર દોડતાં આવ્યાં હતાં.

વચેટબાબુ વારંવાર કહેતા હતા—ગાડીને કોઈ અડશો નહિ. નવી જ ગાડી છે જરાક જેટલો નખ અડી જશે તોપણ એનો ડાઘ રહી જશે. આ કંઈ તમારી લેન્ડો, ફિટન કે બરહામ ગાડી નથી કે ડાઘ પડ્યે કારખાને સાફ કરાવી લેવાય, આ તો વિલાયતી ચીજ છે. અહીં સમી ન થાય. એકાદ મશીન બગડ્યે પાછી વિલાયત મોકલવી પડે. ત્યાં ગોરો મિસ્ત્રી સમી કરે ત્યારે પાછી મોકલી શકાય.

વિધુ સરકારે સૌને ધમકી આપી—'બહાર નીકળો બધાં અહીંથી! ભાગો! ભાગો!!' દાસુ મેતરનાં છોકરાંઓ દૂરથી જોતાં હતાં. એ લોકો ગાડીને અડ્યાં નહોતાં. અડવાની હિંમત પણ એમનામાં કોઈમાં નહોતી. બધાં થોડીવારમાં પાછાં ચાલ્યા ગયા હતા, પણ એનો નાનો છોકરો છેલ્લે સુધી ઊભો હતો. બિચારો મનને રોકી શકતો નહોતો. વિધુ સરકાર એને પકડવા દોડ્યો, પણ પકડવા જતાં એને ઓળખીને અચકાયો. સાંજે એને અડ્યે ફરી નાવું પડશે ને! એટલે ધમકાવ્યો—'જા, જા છોકરા! હરામજાદા

ભાગીજા. ભંગીની જાતને વળી મોટર જોવાનો શોખ?'

છોકરો વિધુને જોતાં રડી ન પડ્યો એટલું જ ઘણું હતું. એના ઉપર પાછું ધમકાવવાનું? પણ બાજુમાં એક બીજો છોકરો ઊભો હતો. એ છેવટ સુધી ઊભો રહેલો. હાથ નજીક એને જોઈને વિધુ એનો કાન સખત રીતે ખેંચી 'હડચ' 'હડચ' કરવા લાગ્યો. —'એલા કોણ છો? તારો બાપ કોણ?'

પેલા છોકરે કંઈ જવાબ ન આપ્યો. લોચન ત્યાં પાસે જ હતો. એણે કહ્યું—'આ તો આપણા ઇબ્રાહીમનો છોકરો છે સરકાર-બાબુ!'

છોકરાને જોરથી એક તમાચો મારી દેતાં વિધુ સરકારે મોં બગાડીને કહ્યું—'જેવા બાપનાં કામાં. હતો જોધપુર દરબારના ઘોડા-રમાં. બીજે મરવાની જગ્યા ન મળી તે અહીં આવ્યો. હવે જા પાછો ત્યાં. હવે તો અહીં મોટર આવી છે. તારું કામ ગયું સમજી લે.'

પણ ઇબ્રાહીમનો છોકરોયે મરદ હતો એમ કહેવું પડશે. હતો તો વેંત જેવડો પણ જાણે કાલકૂટનું બચોળિયું. રડ્યો નહિ. પેટ-ભરીને ગાળોયે ન બોલ્યો. કર્યું થોડુંક થૂ...થૂ... વિધુ સરકારના મોં પર થૂંક્યો.

બળતામાં ઘી હોમાયું. પછી એ જશે ક્યાં? વિધુ સરકારનું મોં ત્યારે જોવા જેવું હતું! એક તો એનું કરચલિયાળું સુકકું ભઠ્ઠ લાકડા જેવું શરીર. ફાવે તેમ બકચે જતો હતો. 'ઐસા કરેગા, તૈસા કરુંગા' કરી આખી હવેલી ગજાવી મૂકી. સવારે જેઓ ગાડી જોવા નહોતા આવ્યા તે લોકો પણ આવ્યા. વિધુ સરકાર ભલે ને બ્રાહ્મણ ન હોય પણ એથી શું મુસલમાન એના મોં પર થૂંકે? 'સદાને માટે મારો ધરમ ગયો. બોલાવો ઇબ્રાહીમને. બોલાવો એના સાગરિતોને.' ઇબ્રાહીમની નોકરી ત્યારે અસ્થિર બની ગઈ. જાણે હમણાં ગઈ કે જાશે.

આ રામાયણ સાંભળીને આખરે બદરિકાબાબુ પણ આવી

પહોંચ્યા. જાડા ને પડછંદ કાય માણસ. આટલુંક ચાલતા પણ હાંફી જાય. ઉઘાડે શરીરે, ખિસ્સા ઘડિયાળ હાથમાં લઈ કમરે હાથ દઈ ઊભા રહ્યા. અથ-ઇતિ બધી સાંભળીને એમણે ફેંસલો આપ્યો. —'હવે થોડુંક છાણ મોંમાં મૂકી દે વિધુ, એટલે ધરમ, જાત બધું પાછું આવી રહેશે!'

વિધુ ધૂંધવાયો— 'તમે રહેવા દો ઘડિયાબાબુ! એક નંબરના નાસ્તિક. મુર્શિદકુલિખાંની એઠ ચાટનારાના વંશજ. જાતનો – ધરમનો મરમ તમે શું જાણો?'

'જાતબાતમાં હું નથી માનતો વિધુ. એ તો બધાં જાણે છે.' બદરિકાબાબુએ હસતા હસતા કહ્યું.

'હું પણ એ જાણું છું. તમે હિન્દુ પણ નથી, બ્રાહ્મો પણ નથી, ખ્રિસ્તી પણ નથી ને મુસલમાન પણ નથી. તમે નાસ્તિક છો. અધર્મી છો. લુચ્ચા છો. ચોર છો!' વિધુએ ઊકળીને ધમધમતાં કહ્યું.

બદરિકાબાબુએ શાન્તિથી ઉત્તર આપ્યો—'જાત-પાતમાં હું નથી માનતો એટલે એવું નથી કે હું ધર્મમાંયે નથી માનતો. તમારામાં જો થોડીકેય બુદ્ધિ હોત તો તમે સમજી શકત કે જાતિ અને ધર્મ એ બેઉ તદ્દન નિરાળી વસ્તુઓ છે.'

'ને તમારામાં જો થોડીકેયે હોત તો જિંદગી આખી ઘડિયાળોને ચાવી દેવામાં જ ન કાઢતા હોત. મારી જેમ ખજાનચીખાનામાં મુખ્ય મુનિમ કે મહેતાજી થયા હોત.' વિધુએ સંભળાવ્યું હતું.

અને ત્યારે પણ બદરિકાબાબુએ તો ટાઢકથી જવાબ વાળ્યો હતો કે—'નશીબદાર કે હું તમારા જેવો નથી થયો.'

'તે થાય ક્યાંથી ઘડિયાબાબુ. આમાં તો વિદ્યા-બુદ્ધિ હોવાં જોઈએ ને?'

'તે ભલે એમ હોય, પણ એમાં ધર્મ નથી જળવાતો.'

વિધુ સરકાર હવે રોષથી રાતો થયો. એણે કહ્યું—'મારામાં

ધર્મ નથી એમ કહેવું છે તમારે ? માલિકોની ધર્મની કસાણી – હું અધરમી હોઉં તો ટકે કેમ ? તો આ જમીનદારી આટલા દિવસ રહેત ખરી ? ’

‘ પણ હવે આ જવા બેઠી છે એ તારે જ પરતાપે ને ? ’

‘ એટલે તમે શું કહેવા માગો છો ? ’ વિધુ જાણે મારામારી ઉપર આવતો હતો.

‘ એટલે એમ કે હવે આ ઘડિયાળ નહિ ચાલે. હું હજાર વાર ચાવી દઈશ તોપણ એ નહિ ચાલે. જોજે, એક દિવસ મારું આ ખિસ્સા–ઘડિયાળ પટ્ દેતુંક ને બંધ પડી જશે. આવડો મોટો આલમગીર બાદશાહ હતો એ પણ ન ટક્યો. સીતારામ, આલુ તોરાબ, રેજા ખાં, ઈશા ખાં કોઈ રહ્યું નથી. તો પછી તારા માલિકો વળી કઈ વિસાતમાં ? અને હવે તો વળી આ પણ આવી પહોંચી છે.”

‘ શું ? કોણ આવી પહોંચી છે ? ’

‘ આ–’ કહી બદરિકાબાબુએ મોટર તરફ આંગળી ચીંધી.

‘ જાણો છો આની કિંમત શું છે તે ? આ કંઈ તમારું ઘડિયાળ નથી.’

‘ એ કિંમતી ચીજ છે એટલે જ જશે. દર્પનારાયણ જેલમાં હતા. ચાળીસ દિવસથી કંઈ ખાધું પીધું નહોતું. પોતે એનું ખૂન કરીને જ જંપશે એવી પ્રતિજ્ઞા મુર્શિદકુલિખાંએ લીધી હતી. ત્યારે એક રાત્રે કોઈ સાધુ જેલમાં પહોંચેલો. એ સાધુએ દર્પનારાયણને પૂછ્યું કે તારે શું જોઈએ છે — ધર્મ કે જીવન ?

‘ જવાબમાં દર્પનારાયણે કહ્યું કે—“ ધર્મ ! ” અને સાધુ ચાલ્યો ગયો. ફરી પંદર દિવસે પાછો ડોકાયો. દર્પનારાયણ ત્યારે વેદનાએ કણસતા હતા કે “ એક ટીપું પાણી. એકાદ કણી ભાત.” એ દશામાં સાધુએ ફરી એ જ પ્રશ્ન કર્યો – ને ત્યારે પણ દર્પનારાયણે જવાબમાં કહ્યું કે—“ ધર્મ. ” તે પછી જે દિવસે એમનું મૃત્યુ થયું એ જ રાત્રે ફરીથી પેલા સાધુએ આવીને પૂછ્યું હતું કે—“ બોલ,

હવે શું જોઈએ છે—ધર્મ કે જીવન ?” ને ત્યારે પણ દર્પનારાયણે જવાબમાં એની એ વાત જણાવી હતી. હું એ દર્પનારાયણનો છેલ્લો વંશજ છું. પણ ધર્મની વાત ભૂલ્યો નથી. ધર્મ તો હવાના આછા એવા હેલારે પણ હલી ઊઠે છે. તમે માલિકોના ઘરમના પૈસા—આજ સુધીમાં કેટલી જર–જાગીર ઘરભેળી કરી છે ?’

અત્યાર સુધી જેની કારણે ધમાલ હતી તે વસ્તુથી વાત ઘણી આગળ વધી ગઈ હતી. એકાએક ઇબ્રાહીમ સામે આવીને ઊભો ને બોલ્યો—‘જવા દો – જવાદો ને ઘડિયાળુ !’

ઓચિંતાનો ઇબ્રાહીમને જોઈ ઘડિબાબુ બોલ્યા—‘આ લો. એ આવી ગયો. –ઇબ્રાહીમ, તને કેટલા મહિનાથી પગાર નથી મળ્યો. કહે તો ?’

‘જી. બે મહિનાથી નથી મળ્યો.’ 

વિધુ સરકાર એ લાગલો જ ચીસ પાડી ઊઠ્યો.—‘આજે જ જઈને કહું છું વચેટ શેઠને કે આ ઘડિબાબુ સૌને ચડાવે છે— ઉશ્કેરે છે. ચાબુક ફટકાવી સૌને આજે જ અહીંથી ઉચાળા ન ભરાવું તો મારું નામ વિધુ નહિ.’

‘પણ એથી તારી જાત, તારો ધરમ કંઈ પાછો નહિ આવે. તારા મોં પર એક મુસલમાન થૂંક્યો છે એ યાદ રાખજે.’

ને રોષથી ગરજતો વિધુ ત્યાંથી ચાલ્યો ગયો હતો.

પણ થોડા દિવસ પછી બદરિકાબાબુની વાત ખરી પડી.

એક દિવસ પેલો ગોરો પાછો આવ્યો. પણ અગાઉની જેમ વચેટબાબુ ન નીચે આવ્યા કે ન એમણે ગોરાને ઉપર આવવા કહેવડાવ્યું કે ખાણી-પીણી કરાવી. સાહેબ આવ્યો એવો જ બૂટ ખખડાવતો ગાડી હાંકતો ભોંભોં કરતો ચાલ્યો ગયો. ને પછી ફરી કદી ત્યાં ડોકાયો નહિ.

હવેલીમાં મોટરગાડી આવી ત્યારે ઇબ્રાહીમ કંઈ જ બોલ્યો નહોતો ને આજે ગઈ ત્યારે પણ કંઈ ન બોલ્યો. ફક્ત પહેલા માળનાં

રવેશમાંથી ચૂપચાપ એને જોતો જ રહ્યો.

પરંતુ સાંજે એ નિયમમુજબ મોટી ગાડી લઈ વરંડામાં જઈને ઊભો રહ્યો. યાસિને આવી એના હાથમાં ચાબુક મૂક્યું. વચ્ચેટ શેઠ બેઠા. વચ્ચેટ શેઠાણી બેઠાં. હાસિની બેઠી. પાછળની ગાડીમાં ભૈરવબાબુ, મોતીબાબુ, તારકબાબુ ચડ્યા. સાથે થોડીક બાટલીઓ, ભોજન સામગ્રી, બરફ, રસોઈની સામગ્રી, ઉપરાંત તબલાં, હારમોનિયમ, ઘૂઘરા અને બીજુંયે ઘણું.

બ્રિજસિંગે ગેટ ખોલી મોટેથી અવાજ દીધો—'હોશિયાર ...હોશિયાર હો...'

ઇબ્રાહીમે લગામ હાથમાં લીધી અને વનમાળી સરકાર લેન વટાવી ગાડીને સીધી બાઉબઝાર પહોંચાડી દીધી.

'મોટર આવી જ હતી તો પાછી કેમ ગઈ?'

મધુસૂદને કહ્યું કે શેઠને ગાડી પસંદ ન પડી.

લોચને કહ્યું કે શેઠ કહેતા હતા કે એથી મોટી ગાડી લેવી છે.

લોચનની ઓરડીમાં હોકો પીતાં પીતાં ભૈરવબાબુ કહેતા હતા કે —'ના, ના, એવું નથી પણ શેઠ કહેતા હતા કે ગાડીનો કાળો રંગ એમને નથી ગમતો, આંખને ખટકે છે. મોરપીંછ રંગ જોઈએ. વિલાયતથી મોરપીંછ રંગની નવી ગાડી બોટમાં આવે છે એટલે આ પાછી કાઢી.'

'ગાડી સાચેસાચ પાછી આવશે ને બંસી?' ભૂતનાથે પૂછ્યું.

'જી, આવે જ છે. જોતાં નથી છુટુકબાબુના સસરા રોજ આવે છે તે?'

'એ શા માટે આવે છે?'

ભૂતનાથે પણ જોયું હતું. લગ્ન પછી શરૂ શરૂમાં એ નહોતા આવતા, પણ હમણાં હમણાં એની આવ-જા વધી ગઈ છે. એની પાસે મોટરગાડી નથી. શરૂઆતમાં ઘોડાગાડીમાં જ આવતા. છેલ્લે દીકરી પિયર ગઈ ત્યારે એની ઘોડાગાડીમાં જ ગઈ હતી. બેશક

પાછો આવી હતી હવેલીની ઘોડાગાડીમાં. હમણાં તો એ ટ્રામમાં જ આવે–જાય છે. લોહાપટ્ટીમાં જ કામકાજ પતાવી પરસેવે રેબ-ઝેબ થતો સીધો અહીં જ આવે છે.

'ટ્રામમાં આવ્યા વેવાઈ?' ભૈરવબાબુએ પૂછ્યું.

'હા, ટ્રામમાં જ આવ્યો ભાઈ.'

'બહુ તકલીફ પડી ને? કેટલા પૈસા ટિકિટ છે?'

'સાત પૈસા, પણ આવ્યો આરામ કરતો કરતો લહેરથી.'

'પણ ગમે તેમ તોયે ટ્રામમાં આબરૂ નહિ.'

ઓચિંતાના વચેટ શેઠ ત્યાં પ્રવેશ્યા. અને એની સાથોસાથ અત્તરની સુવાસથી ઘર મહેંકી ઊઠ્યું. નમતા પહોરે ઊંઘીને ઊઠીને તૈયાર થઈ નીચે ઊતર્યા છે. મૂછે મીણ લગાડી વળ ચડાવ્યો છે. લોચન આવી હોકો મૂકી ગયો. ફૂંક મારી થોડા ધુંવાડા પણ કાઢીને ગયો. હોકો ગગડાવતા વચેટ શેઠે પૂછ્યું—'આબરૂની શું વાત કરતા હતા આ ભૈરવબાબુ?'

'જી. હું ટ્રામની વાત કરતો હતો. ટ્રામ થઈ એ સારું થયું, પણ એમાં આબરૂ નહિ. દસ જણ સાથે ભટકાતાં બેસવું.'

'તમે મોટર લીધી વેવાઈ?' હાબુલ દત્તે પૂછ્યું.

બાજુએથી મોતીબાબુ બોલ્યા—'મોટર ન લેવી જ સારી વચેટ શેઠ. એ સૂ...સૂ...કરતી ઊપડે ને ખબર ન પડે તેમ ક્યાંની ક્યાં જઈ પહોંચે. ન કોઈ જોઈ શકે. ન વાહવાહ કરી શકે. એ જાણે...'

'અને એના મશીન ને નાના મોટા ભાગની વાત! બગડે એટલે અટકીને ઊભી જ રહી જાય. રસ્તામાં પડ્યા રહેવું પડે માથે હાથ દઈને!' ભૈરવબાબુએ ટાપશી પુરાવી.

'અરે ભાઈ, ઘોડા પણ કેટલાંક એવાં હોય છે કે મોટરનાંયે માન મુકાવે. હીરા–મોતીથી શણગારોને ઘોડાને. કોચમેન-સાઇસને ઝરિયાની પોશાક પહેરાવો કે લોકોયે એ ઘડી દિંગ બનીને જોઈ ન

રહે!'

પણ વાત જામી નહિ. આવું તો રોજ થાય છે.

હાબુલ દત્તે પૂછ્યું—'જમાઈરાજ જાગ્યા કે?'

વચ્ચેટ શેઠે વેણીને બોલાવી કહ્યું—'જા, જરા જોઈ આવ તો, છુટુક નીચે ઊતર્યો કે નથી ઊતર્યો?'

તે દિવસે છુટુકબાબુ સાથે પણ મળવાનું થઈ ગયું હતું. ભૂતનાથે જ શરૂઆત કરી હતી—'કેમ છે, છુટુકબાબુ?'

આ થોડા દિવસમાં છુટુકબાબુની રીતભાત ને બધુંયે એકદમ બદલાઈ ગયું હતું. બેઠકઘરમાંથી હવે સંગીતના સૂર સંભળાતા નહોતાં. છુટુકબાબુ આ ઘરનું એક અનોખું સરજન હતા. આ હવેલીમાં આ પહેલા ઘણાં પુરુષો પરણ્યા છે પરંતુ લગ્ન પહેલાનાં અને પછીનાં છુટુકબાબુના વર્તનમાં, રહેણીકરણીમાં ફેર નથી પડ્યો. નાનાશેઠ કૌસ્તુભમણિ ફૂલશય્યાની રાતે પણ હવેલીમાં રાતે બાર વાગે પાછા ફર્યા હતા. એમની રાહ જોતાં જોતાં એકલા બેઠાં બેઠાં નાનાંબા—પટેશ્વરી વહુ ઊંઘમાં ઢળી પડ્યાં પછી મોટેથી હો...હા...કરતાં ઘેર પાછા ફરતાં નાનાશેઠને જરાયે શરમ નહોતી આવી. મોઢું ગંધાય, ને પગ લથડિયાં લે. પરણેતર પત્ની સાથે એક જ ઓરડામાં એ એક જ રાત એમણે વિતાવી હતી. અંદર પ્રવેશી બારણું બંધ કર્યું, પણ છતાં હવેલીમાં એ માટે કંઈ ખણખોદ ન થઈ કે દસ વરસની પટેશ્વરી વહુએ પણ કંઈ ફરિયાદ નહોતી કરી. અને વૈદુર્યમણિ પણ નાનાં હતા ત્યારે ઓછા નહોતા. આજે મોટાં બાને જોતાં એ પરણીને નવી વહુ તરીકે આવ્યા ત્યારની એ બાળ-વહુના રૂપનો ખ્યાલ નહિ આવે. એકદમ દૂધ જેવો ઊજળો વાન, 'વહુભાત'ની રાત્રે સૌ આંખો ફાડીને જોઈ જ રહ્યા હતા કે હવે વરરાજા ક્યારે આવે છે! છતાં વૈદુર્યમણિ દેખાયા નહિ. પછી શહેરમાં તપાસ કરાવી ત્યારે છેલ્લે રામબાગાનની એક વેશ્યાને ત્યાંથી ભાઈની ભાળ મળી—સાહેબ-વીણાને

ત્યાંથી. સાહેબ-વીણા રામબગાનની વેશ્યા હતી. એ ગોરી મઢમ જેવી રૂપાળી હતી એટલે એનું નામ 'સાહેબ-વીણા' પડી ગયું હતું. છતાં તે દિવસે ભૂમિપતિ ચૌધરીનો વંશ વગોવાયો નહિ. એ ભાઈ-સાહેબને માથે સારી પેઠે બરફ મૂક્યો ત્યારે ભાનમાં આવ્યા હતા. તે પછી ફૂલશય્યાની ગોઠવણ થઈ. મોટાં બા ત્યારે નાનાં હતાં. સમજણની ઉંમર ન હોવા છતાં આ વાતે એમણે ક્યારેય આંસુ સાર્યાં નથી. તે પછી જ્યારે એ રાજાબહાદુર થયા ત્યારે એમની ખૂબ વાહવાહ થઈ. સાહેબ સૂબા આવ્યા હતા. અંગ્રેજ સર-કાર તરફથી ખુદ લાટસાહેબ આવ્યા હતા. ને 'ચાઈના ઓર્કેડ' ભેટમાં લઈ ગયા હતા. ત્યારે મોટાંબાની છાતી ગજ ગજ પહોળી થતી હતી. અને વચેટ શેઠ હિરણ્યમણિ ચૌધરી? એમને એક રખાત પૂરી નહોતી પડતી. ટોળું એક રખાતો સાથે એ રાસલીલા રમતા. જી-હજૂરિયાંનું ટોળું નભાવતા. ગંગા નદી પર નૌકા વિહારે નીક-ળતા સૌને સાથે લઈને. ખડદા રામલીલાના મેળામાં જઈ દારૂડિયા થઈ રખડતા. પારેવાં અંગે છેની દત્ત સાથે કેસ લડતા. કાશી ને લખ-નવથી વેશ્યાઓ બોલાવતા – નાચ-ગાનનો મુજરો કરાવતા અને ક્યારેક તરંગ આવ્યો તો બારાનગરના બગીચાવાળા મહેલમાં જઈ રખાતો સાથે આંધળો પાડો કે સંતાકૂકડી રમતાં તો ક્યારેક વળી આધુનિક શ્રીકૃષ્ણ બની વસ્ત્રાહરણ ભજવતા. આ બધાંથી એને આબરૂ–યશ–કીર્તિ સાંપડતાં—બદનામી નહોતી મળતી. આથી શ્રીમં-તોમાં એમની ઇજ્જત વધી હતી—ઘટી નહોતી.

પરંતુ છુટુકબાબુ જાણે જુદી જ દુનિયાના માનવી હતા. એમની સાથે મેળાપ થતાં જ ભૂતનાથે પૂછ્યું—'હમણાં હમણાં તો તમે દેખાતા જ નથી છુટુકબાબુ! તમારી ગીત–મહેફિલ પણ હવે નથી મળતી કે શું?'

છુટુકબાબુ ગાડીમાંથી ઊતરતા હતા. એમના હાથમાં પુસ્તકો હતાં. કદાચ કૉલેજમાંથી પાછા ફરતાં હશે. એમણે કહ્યું—'આ

હવે સામે જ એક્ઝામિન છે એટલે જરા ભણવામાં ધ્યાન પરોવ્યું છે. પણ આવતા હોળીના દિવસોમાં એક જલસો ગોઠવવા વિચારું છું.'

'હવે વળી કઈ પરીક્ષા ?'

'એટર્નીશીપની કરું છું ને ? બહુ આકરી પરીક્ષા છે. આ લગ્નમાં ઘણાં દિવસ બગડયા. કંઈ જ વાંચવાનું નથી થયું.'

બસ, આટલી જ વાતચીત. એ ક્યારે ને ક્યાં બેસીને શું વાંચે છે તે તો ભગવાન જાણે.

બંસી કહેતો હતો— 'સાલાબાબુ, તમે તો છુટુકબાબુને કહીને મારા ભાઈની નોકરી માટે કંઈ કરાવી ન શક્યા. હવે શું કરું ?'

'તે પેલી શશીવાળી જગ્યા હજુયે ખાલી પડી છે બંસી ? તે આટલા દિવસ મને કેમ કહ્યું નહિ ?'

'જી. એ જગ્યા તો હવે નથી. ત્યાં બીજો માણસ આવી ગયો.'

'કોણ આવ્યું આખરે ?'

'એ મધુસૂદનનો ઓળખીતો નથી. છુટુકબાબુના સાસરિયાનો માણસ છે. હવે છુટુકબાબુ પોતાને ત્યાં અહીંના માણસને કામે નહિ રાખે. છુટુકબાબુ એમ કહેતા હતા.'

'તે આ મકાનના નોકરો ઉપર છુટુકબાબુને આટલી ચીડ કેમ છે બંસી ?'

'સાલાબાબુ, છુટુકબાબુ એક જુદી જ જાતનાં માણસ છે. તમને જે કહીશ એ સાચેસાચું કહીશ. તમે જુઓ છો ને કે છુટુકબાબુ રાત-દિવસ એને સાસરે જ આવ-જા કરે છે! અને એનો સસરો પણ ક્યાં ઓછી માયા છે? હાલતા ને ચાલતા હવેલીમાં આવી જમાઈ સાથે છાની છાની વાતો કર્યા જ કરે છે. જાણે જમાઈના કાનમાં મંતર ભણે છે.'

'તું હાબુલ દત્તની વાત કરે છે?' ભૂતનાથે પૂછ્યું.

'જી. એ દત્ત મશાય આપણાં જેવા કુલિન—મોટાં ખોરડાના નથી એથી જ તો વચેટ શેઠ એને વેવાઈ કરવા નહોતા ઇચ્છતા.

પણ મોટાં બાને છોકરી ગમી ગઈ. એમણે કહ્યું કે મારા દીકરાને ત્યાં જ પરણાવવો પડશે. – ગોરાણીમા એક દિવસ છોકરીને અહીં લઈ આવેલાં. એ તો પાકી ગોરાણી છે. એવડી એ છોકરી ઘરમાં આવી એવી જ મોટાં બાને "બા, બા" કરવા લાગી. ફર ફર ફરતાં આખી હવેલીમાં ફરીને થોડીવારમાં બધુંયે જાણે એણે પોતાનું કરી લીધું.

'અને અહીંનો તો રિવાજ જ છે. મોટાં બાના પિતા પણ દીકરીને દેખાડવા અહીં લઈ આવેલા. વચેટમાનાં લગ્ન પહેલાં એમને પણ એમના બાપુજી આ હવેલીમાં જ દેખાડવા માટે લઈ ને આવ્યા હતા.

'આ ચૌધરીઓ તો કયારેય કન્યાની પસંદગી માટે કન્યાવાળાને ત્યાં ગયા નથી – જતાં નથી. એથી જે દિવસે દત્ત મશાય એની દીકરીને દેખાડવા લઈ આવ્યા ત્યારે જોવા જેવું થયું હતું. તે દિવસે હસીહસીને અમેયે હેરાન થઈ ગયા હતા.

'મોટીબાએ છોકરીને પૂછ્યું—"તારું નામ શું બેટા?"

'આ નવી વહુ— છુટ્ટકબાણુનાં વહુને ત્યારે એક ઠેકાણે બેસતાંયે – બેસી રહેતાં પણ ન આવડે. ફૂદડીની જેમ ફરતી ફરતી એ ચારેબાજુ જોતી હતી. એકવાર દોડીને વચેટ શેઠના ઓરડામાં ચાલી ગઈ. થોડીવાર શતરંજનાં સોગઠાં આમ તેમ કરે તો થોડીવારે નાનાંબાને ઓરડે જઈ કબાટ ઉપર હાથ મૂકે ને હુ હિ હુ હુ કરતી શ્વાસ લેતી દોડતી ફરે. વરંડાને એક ખૂણેથી બીજે ખૂણે દોડ્યા જ કરે.

'વચેટ બા તો એને જોઈ-સાંભળીને હસીને બેવડ વળી ગયાં હતાં. એ કહે કે—"આ વહુ તમારા સ્વર્ગને અજવાળશે મોટી ભાભીજી. જુઓ – જુઓ તો ખરાં!"

'મોટાં બાએ જવાબમાં જણાવ્યું— "તે તું આવી ત્યારે કેવી હતી વચેટ વહુ? આજે ભલે મોટી થઈ ગઈ પણ નાની હતી ત્યારે ચત્તીપાટ પડી પડી 'આવ રે વરસાદ' ગાતી હતી તે ભૂલી

ગઈ કે શું ?"

'ગોરાણી કહેતી હતી— "હજુ તો હમણાં જ દસમું વરસ બેઠું. એની માનું આઠમા ખોળાનું સંતાન છે. એટલે જરા તેજીલું તો હોય જ ને ?'

"બાંધો અને ઊંચાઈ તો સારાં જ થશે એવું લાગે છે ખરું ને ?" મોટાં બાએ કહ્યું.

'નવી નકોર રેશમી સાડી પહેરીને એ આવી હતી. દોડવા રમવામાં સાડી ઉતરી ગઈ-વરંડામાં નીચે સરી ગઈ હતી.

'ગોરાણી કહેતી હતી— "અત્યારે જેવી લાગે છે તે પરથી તો લાગે છે કે મોટી થશે ત્યારે અદ્દલ તમારા જેવી જ દેખાશે."

'મોટાં બા એ સાંભળી બહુ રાજી થયાં હતાં.

'એ જ દિવસે વિધુ સરકારને દાદર પાસે બોલાવી એમણે કહ્યું કે-"સિંધુ, સરકાર મશાયને કહે કે એ વચેટ શેઠને કહે કે અહીં જ પાકું કરી નાખો. કન્યા મને ગમી ગઈ છે."

'બધીયે વાત સાંભળીને વચેટ શેઠે કહ્યું—"જરા વિચારી તો જુઓ. લોઢાનો વેપારી. હજુ એ પેઢી જ થઈ છે. એમને ત્યાં દુર્ગોત્સવ ઉજવાતો નથી. રસ્તાબાજુના ઓરડાઓ ભાડે આપ્યા છે-જેવું ખાનદાન કુટુંબો ક્યારેય નથી કરતાં—એમને સગાં કરવાં..."

'ભૈરવબાબુએ વચ્ચે જ કહ્યું—"મેં બધી જ તપાસ કરી છે વચેટ શેઠ. એ હાબુલ દત્ત દારૂનું નામ પડતાં જ મોં સરડે છે. દારૂની વાતે એનું નાક ગંધાવા માંડે છે."

"છતાં જરા વધુ તપાસ કરજો ભૈરવબાબુ. એણે કંઈ રખાત-બખાત રાખી છે કે નહિ ?"

"એની પણ તપાસ કરી છે."

'શું સાંભળ્યું ?'

'શું વાત કરું ? એ હાબુલનું શું ગજું રખાતો રાખવાનું ! એ જુદી જ જાતનો માણસ છે, સર. લોઢાનો ધંધો કરે અને ઠેકે

દારી કરી શકે. રખાતો રાખવા માટે તો દરિયાવ દિલ જોઈએ!
આખરે જમાઈને પણ પોતાના જેવો ન બનાવી દે તો સારું.')
(પરંતુ થવાનું હોય તે થઈને જ રહે છે.)

હાબુલ દત્ત દુકાન વધાવીને રોજ એકવાર આવી જાય છે.
વેવાઈઓ સાથે મુલાકાત થાય તો સારું, ને ન થાય તોયે કંઈ
વાંધો નથી. સીધો પહોંચી જાય છે દીકરી-જમાઈને ઓરડે.

પેલે દિવસે બપોરે વિધુ સરકારના નામનો સાદ પડ્યો. મહે-
સૂલની આવક-જાવકનો હિસાબ, રસીદ-નોંધ, લોકોમાં વહેંચાયેલી
જમીનની નોંધો તથા સલામીની આવકની નોંધ વગેરે લઈને
આવવાનું ફરમાન થયું. વિધુ વાવાઝોડાંની જેમ ખજાનચીખાનામાં
ગયો અને બોલ્યો—'બધા એક બાજુ હટી જાવ, હમણાં ખૂસા-
ખૂસ ન કરો. પછી આવજો. અત્યારે વાત કરવાનો, અરે મરવાનોયે
વખત નથી.' આટલું કહી ચાર-પાંચ ચોપડા લઈને એ ત્યાંથી
અદૃષ્ય થઈ ગયો. એની કાછડી કે પાટલીનું'યે ઠેકાણું નહોતું. દોડતો
દોડતો ત્યાંથી બહાર નીકળી પડ્યો.

'એ સરકાર મશાય, મારો બરફનો હિસાબ તો પતાવી નાખો.
વહેલી સવારથી બેઠો છું.'

વિધુ ચિડાઈ ગયો—'ગમાર છો કે શું? જોતો નથી. માલિ-
કોનું પંચ બેઠું છે. અત્યારે તારો હુકમ માનું કે એમનો? જીવતો
હઈશ તો કાલે તારું પતાવી આપીશ.'

'તે શેઠિયા બધા ભેગા કેમ થયા છે વેણી?' ભૂતનાથે પૂછ્યું.

'એની તો મનેયે ખબર નથી સાલાબાબુ.'

વેણીને ખબર નથી, લોચન પણ જાણતો નથી, અને મધુ-
સૂદન જાણતો હોય તોયે ઓછો કહે! આખો દિવસ જાણે ઉદાસ
હતો... ક્યાંય જાણે કંઈ આકર્ષણ નથી. નાનીભાભી અત્યારે કદાચ
નશાના ઘેનમાં ઝોલાં ખાતાં હશે. આજે હવે કદાચ એને ભૂતનાથની
જરૂર નથી. તે દિવસે પેલી દારૂની બાટલી ફૂટી જવાના પ્રસંગ પછી

ભૂતનાથ ત્યાં ગયો નથી.

બંસીને પૂછતાં એણે જણાવ્યું—'કોણ જાણે આજે બધાં ભેગાં મળીને શું કરે છે તે?'

'તે ત્યાં કોણ કોણ છે?'

'જી. જોઈ આવ્યો. વચેટ શેઠ, નાનાશેઠ, છુટુકબાબુ, છુટુકબાબુના સસરા — આ ચાર જણ. એને પંચાયત કહેવી હોય તો પંચાયત પણ કહી શકો. અને સાથે છે ખજાનચીબાબુ. એ મળીને પાંચ જણ થયા ગણાય.–પણ ખજાનચીબાબુ તો બિચારા ઊભાં ઊભાં એમને પુછાતા સવાલના જવાબ જ આપ્યે જાય છે.

'આવું તો ક્યારેય થયું નથી. થાય તોયે ઘડી બે ઘડી પૂરતું. વરસોથી વચેટ શેઠ, નાનાશેઠ ને છુટુક શેઠ આ એક જ હવેલીમાં રહે છે છતાં એમને પરસ્પરને વાત કરવાનું તો દૂર રહ્યું, એકબીજાનાં મોઢાં જોવાનું પણ ભાગ્યે જ થાય છે. સૌ પોતપોતાના આવાસમાં પડ્યા પાથર્યા રહે છે એટલે કોઈને બોલાચાલીનો વારો પણ નથી આવ્યો.

'આ હમણાં જ મધુસૂદન બાલકબાબુને બોલાવવા ગયો.'

'બાલકબાબુ વળી કોણ?'

'એ આ હવેલીના વકીલ છે. બાઉબજારનાં બાલક વકીલ. —નથી જોયા?'

હવેલીના આજ સુધીના ઇતિહાસમાં આ પ્રસંગ અદ્ભુત હતો. છતાં તે પછી પણ કેટલાય દિવસ વીતી ગયા. શું થયું તેની ખબર નથી પડી. ખાસા બે કલાક ચર્ચા ચાલી હતી. એ પછી સાંજે બધા કેટલા વાગે – ક્યારે વિખરાયા તેની ભૂતનાથને ખબર ન પડી. એ ત્યારે જવાને ત્યાં ગયો હતો. ત્યાંથી પાછા ફરતાં એણે બંસીને પૂછ્યું—'કેમ કંઈ ખબર પડી? પછી શું થયું?'

'શેનું શું થયું? કઈ વાત કરો છો સાલાબાબુ?'

'આ આજે બધા શેઠિયાઓ ભેગા થયા હતા તેની?'

"કોણ જાણે સાલાબાબુ. પણ નાનાશેઠે ત્યાંથી આવીને તુરત મને બરફનો ચૂરો કરવા કહ્યું, ને મેં બરફનો ચૂરો કરી ગ્લાસમાં એ આપ્યો ત્યારે એ બહુ થાકી ગયા હોય તેમ જણાતું હતું. એ ગંભીર હતા. કંઈ બોલ્યા–ચાલ્યા નહિ. મૂંગે મૂંગા પલંગપર ચત્તાપાટ પડ્યા રહ્યા અને હું એમના પગ દાબવા લાગ્યો.'

એ બનાવ પછી બધાં જાણે ચૂપચાપ થઈ ગયાં છે.

વિધુ સરકારનો મિજાજ પહેલા કરતા વધુ રુક્ષ થયો છે. એ વાત વાતમાં કહે છે કે આ કંઈ તમારી પોસ્ટ ઑફિસ નથી, અહીં કાયદો બાયદો બતાવશો નહિ. જે થાય એ કરી લેજો. આ મહિને કંઈ નહિ મળે. આવતે મહિને આવજો.'

'પણ પાંચ મહિના તો થઈ ગયા. ફક્ત બાવીસ જ રૂપિયા છે સરકારબાબુ!'

'બાવીશ હોય કે બાસઠ, આજે નહિ મળે એટલે નહિ જ મળે. એકવાર ના પાડી એટલે બસ. કોરટ કચેરી ઉઘાડાં પડચાં છે, જાવ ફાવે એમ કરી લેજો.' વિધુ ગરજી ઊઠ્યો.

શિયાળે પોષ–મહા ટાણે દર વરસે નન્નીબાઈ એમની મંડળી સાથે કલકત્તા આવે છે. એ કાશી રહે છે. આ દિવસોમાં એ આંખાયે ભારતમાં મુજરો કરવા બહાર નીકળે છે. ખાસો મજાનો સુડોળ ચહેરો. નાકે હીરાની નાક–છલી, ગળે ચંદનહાર, જમણે ખભ્ભે સાડીનો છેડો ઝુલાવતી એ કલકત્તા આવે ત્યારે અહીંના બે ચાર બાંધેલા ગ્રાહકને ત્યાં સલામી આપી આવે છે. તે આ વખતે પણ એ આવી. વચેટ શેઠે ક્યારેય એને નકારી નથી. આવી બધી બાબતોમાં હવેલીનું નામ આગળ પડતું છે. લખનવ, કાશી, અલાહાબાદની ગણિકાઓ એમને સારી પેઠે ઓળખે છે.

સારંગીવાળો મુન્નાલાલ એ મંડળીનો સરદાર છે. એનું કામ છે મુજરાની વાત પાકી કરવાનું. રેશમી પાઘડી ઉપર જરીના સતારાનું ભરત. ને પગમાં ચાંચવાળા જોડા એ એની નિશાની છે.

વિધુ એને ઓળખી ગયો. ચોપડામાંથી માથું ઊંચું કરી, ચશ્માં જરા ઊંચે ચડાવી એણે એકવાર મુન્નાલાલ તરફ નજર કરી.

'સેલા......મ્ ખજાનચીબાબુ!'

'કૌન મુન્નાલાલ? ફરીને આવી પહોંચ્યા.'

'જી હા. બે દિવસથી અહીં આવ્યાં છીએ. કાલે મુજરો હતો હાટખોલાવાળા દત્તબાબુને ત્યાં. આજે છે ઠનઠનિયાવાળા નટુ દત્ત બાબુને ત્યાં. વચેટબાબુને એકવાર સલામી આપવા આવ્યો છું.'

'નન્નીબાઈ કેમ છે?'

'હજૂર, આપની સૌની મહેરબાની અને ખુદાની મરજીથી મઝામાં છે. વચેટબાબુ ફરમાવે તો એક દિવસ અહીં ગોઠવીએ.'

'પણ દર વરસે તો અહીં આવીને પહેલા માલિકને મળીને પછી જ બીજે, ઠનઠનિયાવાળા દત્તને ત્યાં જાવ છો. આ વખતે આમ કેમ કર્યું? વચેટ માલિક શું એ કરતાં વધુ નથી આપતા?'

'એ શું બોલ્યા? આ વખતે તો નનીબાબુએ સામેથી અમને બોલાવ્યાં હતાં. એમને ત્યાં મેમ-સાહેબોની ખાણી-પીણીનો જલસો હતો. એટલે ત્રણ દિવસ સુધી તો રજા જ ન મળી. અહીં આવું આવું કરતો હતો ત્યાં નટુબાબુએ આવીને પકડયો. આજે જ તક મળી એટલે થયું કે વચેટબાબુને સલામ કરી આવું. ભૂલ થઈ હોય તો માફ કરજો હજૂર!'

'નનીબાબુ! એ વળી કોણ છે?' વિધુ સરકારે ભવાં સંકોચ્યાં.

'જી. પટલડાંગાવાળા નનીબાબુ.'

છતાં વિધુ ઓળખી ન શક્યો. ચૂલામાં જાય એ. હવે તો બધાંય બાબુ બની બેઠાં છે. જરાક નાણું ભેગું થયું એટલે બની ગયા બાબુ. છેની દત્ત મર્યો તે પછી નટુ દત્તે હરીફાઈ માંડી છે.

'તે બેસો. શેઠ સૂતા છે. ઊઠે એટલે ખબર આપીશ.'

☆

ભૂતનાથને દૂરથી જોતાંવેંત બંસી દોડતો આવ્યો -- 'ક્યાં હતા સાલાબાબુ? તમને વાળી વાળીને કહ્યું હતું કે સાંજવેળા ક્યાંય ન જશો, કપડાં બદલાવીને તૈયાર રહેજો. નાનાંબા પાસે ગયો એટલે એની જ રામાયણ થઈ.'

'શું થયું?'

'નાનાંબા તૈયાર થાય છે.'

'તે મેં ક્યાં મોડું કર્યું છે? તું નાનાશેઠ માટે કપડાં વગેરે કાઢતો હતો એટલે મને થયું કે નવરો બેઠો બેઠો શું કરીશ, જરા ફરી આવું. હજુ તો ઘણીવાર છે.'

'પણ સિધાવ્યા હતા ક્યાં?'

'બીજે ક્યાં જાઉં? નોકરીની તપાસમાં ગયો હતો. જેમ રોજ જાઉં છું તેમ.'

વાત હકીકતમાં સાચી નહોતી. એ નીકળ્યો હતો નોકરીની તપાસમાં જ, પણ પહોંચી ગયો જવાને ત્યાં. જોકે ત્યાં જવાની જરૂર જરીક પણ નહોતી. કોઈએ એને સોગંદ નહોતા લેવડાવ્યા. પરંતુ બહાર ન નીકળ્યો હોત તો લોચન પાસેથી આ વાતો પણ કઈ રીતે જાણી શકત?

બંસીએ કહ્યું : 'તમે તૈયાર થઈને તમારા ઓરડામાં જ રહો. હું જઈને જોઈ આવું કે નાનાંબાને હવે શું વાર છે?'

એક નવી કંપની ઊભી થવાની વાત છે. આમાં કેટલાક માણસો રાખવાનાં છે એવી વાત આવી છે. ભૂતનાથ દહીહટ્ટા થઈને પગપાળો આવ્યો હતો છેક દર્માહટ્ટા. તડકો ધૂ...ધૂ... કરે છે. નાહકનો એટલે દૂર ગયો. કોઈ કંપની કે કંઈ બીજું ત્યાં નહોતું. એક જૂનું મકાન તોડીને નવેસરથી નવું મકાન બનતું હતું. હજુ કંઈ જ ઠામઠેકાણું નહોતું.

કોઈએ કહ્યું—'હજુ હમણાં શું છે બાબુ? પહેલા આ નવું મકાન તો તૈયાર થઈ જવા દો. પછી ઑફિસનું નક્કી થશે અને

ગંજ, આસનસોલ, કુલટી ને હાવડા, હુગલી, બર્દવાન, માનભૂમ ને સિંગભૂમની આ બધી જ ધરતી એકદમ સોનાની થઈ જશે. કલકત્તા કરતાં દસ ગણી વધુ ફળદ્રૂપ અને ધીખતી બની જશે. ને બધાં જ મોટા મોટા ઉદ્યોગો-કારખાનાં ત્યાં ફાલી ફૂલી ઊઠશે.')

'તને સ્વપ્નાં આવે છે કે શું?'

'હા, આવે જ છે. પણ ઊંઘતા ઊંઘતા નહિ જાગૃતાવસ્થામાં. હવે એ જ વિચારું છું કે હજારો હજારો-લાખો માણસો મારાં કારખાનાઓમાં કામ કરે છે. મજૂરો હારબંધ કામે ચાલ્યા જતાં હોય છે અને મારી ગાડી જોતાં જ આવીને સલામ ભરે છે.'

ને જરા વાર રહીને નનીએ વાત આગળ ચલાવી—'આથી જ તો પેલે દિવસે ચુડાને કહ્યું કે કમાણી કરવી હોય તો કોલિયારી ખરીદી લે. કોયલા વિના કોઈને નહિ ચાલે. હવે સ્ટીમનો જમાનો આવી ગયો છે. એ માટે કોયલાની જરૂર છે. પણ એનાં કાકાઓએ એની હા ન પાડી.'

'પણ હમણાં છુટુકબાબુ ભણવામાં બહુ ધ્યાન આપે છે. ગાયન-વાદન-મહેફિલ એણે સાવ મૂકી જ દીધું છે.' ભૂતનાથે કહ્યું.

'એ ચુડાથી કંઈ જ નહિ થાય. મને કહેતો હતો કે જમીનદારીમાં અગાઉ જેવા રસકસ રહ્યા નથી-પહેલા જેવી આવક નથી થતી. લોકો પહેલાની જેમ પાછા ચોરી-ચપાટીને ચાળે ચડવા લાગ્યા છે. ગામડાઓ મૂકી લોકો કારખાનામાં કામ કરવા શહેરમાં આવે છે. કારખાનાની મજૂરીમાં આવક વધુ છે. આ વખતે એનાં લગ્ન ઉપર વસતીમાંથી કોઈએ કંઈ જ મોકલ્યું કર્યું નથી. માત્ર આવી ને પેટ ભરી ભરીને જમી ગયા છે. તે દિવસે જોયું નહોતું? એનાં વચેટ કાકાએ ગાડી લીધી પણ રોકડા ચુકાવી ન શક્યા એટલે વેંચી નાખવી પડી-વચગાળે ઉલટાની નુકશાની ગઈ.'

'છતાં તે દિવસે નન્નીબાઈ તો આવી હતી ગાવા-નાચવા. સાંભળ્યું કે એ ત્રણસો રૂપિયા લઈ ગઈ.'

'એનું નામ જ પ્રેસ્ટિજ–આબરૂ–મોભો. બીજું કંઈ જ નહિ. મેં એને બોલાવી હતી લખનઉથી પાંચસો આપીને. સાહેબ-મેમને પાર્ટી આપી હતી. બેટાઓને આપણે ત્યાંના જલસા જોવા હતા એટલે–પણ મેં તો એ પાંચસો ખરચીને પાંચ હજાર વસૂલ પણ કરી દીધા–સમજ્યો ને?'

'એ વળી કઈ રીતે?'

('એ જ તો ખૂબી છે ને? ચૌધરીઓ જાણે છે પૈસા ખરચતાં, કમાતા નહિ. પણ રૂપિયાને ફળદાયી બનાવતા એ લોકોને નથી આવડતું. આથી જ ચુડોને કહેતો હતો કે ધંધો કરવો હોય તો મારી પેઢીમાં આવી જા. થોડાક રૂપિયાનું રોકાણ કર. આવ-જા કર. જરા હર-ફર કર. લોકો સાથે કઈ રીતે હળવું-ભળવું, વાતો કરવી તે જો. પરંતુ એ એને કરવું નથી. સાંભળ્યું કે એની કાકીએ થોડા દિવસ પહેલા એનાં ઢીંગલાનાં લગ્ન દાસીની ઢીંગલી સાથે કર્યાં. સારી ખાણીપીણી થઈ હતી એમ એ કહેતો હતો.')

એ પણ એક વાત છે. છુટુકબાબુનાં લગ્ન પહેલા બે દિવસે જ બની ગઈ. ક્યાંય કંઈ જ નહોતું ને ભૂતનાથને નોતરું મળ્યું. ભૂતનાથે પૂછ્યું—શેનું નોતરું છે આ? તો જાણવા મળ્યું કે 'આજે વચેટ બાના ઢીંગલાનાં લગન છે, ગિરિની ઢીંગલી સાથે.'

ગિરિએ જણાવ્યું હતું કે–'મારી પાસે પૈસા ક્યાં છે વચેટ બા! હું તો છોકરીને ઘરેણાં ગાંઠું કંઈ નહિ કરી શકું.' એટલે વચેટ બાએ કહ્યું કે–'એ મારા છોકરાની વહુ છે તે હું શણગારી દઈશ. તું તારે લગનની તૈયારી કર.'–ને તૈયારી પણ કંઈ ઓછી નહોતી થઈ. રૂપિયા બધા વચેટ બાનાં. એ કહે, ગરીબની દીકરી છે એટલે કંઈ ઓછી ઝાકઝમાળે નહિ ચાલે. ખરચ બધોય હું આપીશ.' પછી તો દેઢી ઉપર શરણાઈવાળા આવ્યા. ઘેર ઘેર નોતરાં અપાયા. વચેટ માએ ઢીંગલાને પીઠી ચોળી–જોવા જેવું હતું. કાચની બંગડી, સોનાની બંગડી, વાંકિયાં, પાટીનો હાર, છાણાનાં રમકડાં, દસ ટોપલા

ભરીને કપડાં, સાડી-પોલકાં કન્યા માટે લગ્નનો પોશાક દરજીને ત્યાંથી ખાસ તૈયાર કરાવીને મંગાવવામાં આવ્યો હતો. જેમ બીજાં બધાં લગ્નોમાં હોય છે એમ જ. ગિરિએ પણ ફૂલ-સૈજની સમગ્રી મોકલી. સિંદૂરિયા પટ્ટીમાંથી ફૂલ-ફૂલમાળા વગેરે આવેલું. રૂપલાલ મા'રાજને સીધું અપાયું. રાત્રે હવેલીના નોકર-ચાકર વગેરે સૌને હારબંધ બેસાડી જમવાનું કર્યું. શંખ ફૂંકાયો. હર્ષનાદો થયા. શુભગીતો ગવાયાં. લગ્નોત્સવમાં કંઈ જ ત્રુટિ નહોતી. ગિરિની દીકરીનાં-ઢીંગલીનાં લગ્નમાં કંઈક કરજ કરવું પડયું. હજાર-બારસો રૂપિયા સામટા ખજાનચીખાતામાંથી ઊડી ગયા.

નનીએ કહ્યું—'આ જમાનો બદલાઈ ગયો એનું ધ્યાન તો એ લોકો રાખતાં નથી. મેં ચુડાને કહ્યું કે ધીમે ધીમે જમીનદારીનો પથારો સંકેલી લે. કલેકટરીમાં અરજી કર અથવા જે કંઈ જમીન-ખેતર વગેરે છે તે વેંચી નાખ. ખરીદનારાઓની આજે ખોટ નથી. ધારું તો હું પણ ખરીદી શકું તેમ છું. પણ એ બધામાંથી જે કંઈ રકમ આવે તેમાંથી બીજું કંઈ નહિ પરંતુ એક કોલિયારી ખરીદી લે. એક ખાણમાંથી કોયલા કાઢતાં—પૂરો થતાં એક પેઢી વીતી જશે, અને પછી મૂંગા મૂંગા બેઠા રહ્યે નહિ ચાલે. કોયલાની ખાણ લે. પછી કારખાનું કર. હવે તો લોઢાનો જમાનો છે. કાગળ પર આંકડા મૂકી કરીને એને હિસાબ સમજાવી દીધો હતો.'

'પછી છુટુકબાબુ શું બોલ્યા?'

'એ ચુડો શું બોલે? મૂળમાં એને દોરનારો તો હાબુલ જ છે. એ દિવસ-રાત એને સલાહ સૂચનો આપે છે. આમ કરો ને તેમ કરો. લગ્ન પહેલા હાબુલ દત્તે મને પૂછ્યું હતું કે—"છુટુક છોકરો કેવો?" મેં જણાવ્યું કે છોકરો સાવ ભોળો ભટ્ટ છે. સારા નરસાંની ખબર જ નથી એને. પણ મનનો સાફ છે, તમારે ચાલે તેવો હોય તો દીકરી આપજો. એનું ઘર મોટું છે એ નિશંક છે પણ હવે એમનો જમાનો ગયો છે. હવે જમાનો છે મૂડીવાદનો.

મૂળ-ધનનો. જેની પાસે એ છે એને જ માન મળે છે. દ્વારકાનાથ ઠાકુરે વિલાયત જઈ બે હાથે રૂપિયા વેર્યા, મીઠાના એજન્ટ પ્લાઉડન સાહેબનું મંત્રીપદ સંભાળ્યું, ગળીનો વેપાર કર્યો-યુનિયન બેન્ક સ્થાપી, ખાંડનું કારખાનું કર્યું, કોયલાની ખાણો લીધી એ રીતે જ એ પ્રિન્સ થયા-પ્રિન્સ દ્વારકાનાથ જેવો બીજો કોઈ ભારતમાં જન્મ્યો નહિ. લોકો ભલે રામમોહનને યાદ કરે, પણ માણસ તો હતા પ્રિન્સ.'

રાત ઠીક ઠીક વીતી હતી. નનીલાલે આરામ ખુરસી ઝુલાવતા પગ ઉપર લઈ લીધા. પટલડાંગાનું એ મકાન પણ ઠીક ઠીક વિશાળ હતું. એ બે ભાગમાં વહેંચાયેલું હતું. પૂજા માટે મંડપ, દોઢી બધું જ હવેલી જેવું જ હતું. ચારે બાજુ નજર કરતાં લાગે કે એ મકાનનો માલિક પણ કલકત્તા સ્થપાયું એ જમાનામાં ઐશ્વર્ય માટે મથતો હશે. આજે એ મૂળ માલિક તો હયાત નથી. નની-લાલનો સસરો નથી ને સાળાઓ બધા એનાં તાબેદાર છે. એક દિવસ આ મકાનના મૂળ માલિકને જેની કલ્પના પણ નહોતી તે નનીલાલ મૂર્તિમંત કરી શક્યો છે. બહારના મકાનના દાદરે થઈને આ ઓરડામાં આવી શકાય છે. અત્યંત ગાઢ પરિચયવાળા જ એ રસ્તે ત્યાં આવી શકે છે. ભીંત પર કેટલાંક વિલાયતી ચિત્રો છે. જેમાં ગોરાં સ્ત્રી-પુરુષોનાં અર્ધનગ્ન દશ્યો આલેખાયાં છે.

'મનમાં થાય છે કે એક આંટો વિલાયત ફરી આવું.' નનીએ કહ્યું.

'એ તો સરસ. પણ વહુ કંઈ કહેશે નહિ?' ભૂતનાથે કહ્યું.

'કોઈના બોલવા સામું જોયે ચાલે નહિ ભૂતા. ઘણાં દિવસથી બધા બોલાવે છે. ઘણાં નવાં મશીનોનો ઓર્ડર આપ્યો છે. એ બધાં જાતે જ પસંદ કરીને લઉં એમ વિચારું છું. વળી મેં તને હમણાં જ કહ્યું તેમ મારો આદર્શ પ્રિન્સ દ્વારકાનાથ છે.' નની કહેતો હતો.

એટલામાં બારણાં નજીક કોઈનો પગરવ સંભળાયો.

‘કોણ એ? બદરી?’

‘જી હા. હજૂર.’

‘કેટલા વાગ્યા?’

‘હજૂર, બહુ મોડું થઈ ગયું છે, શું જમશો આજે?’

‘શું જમાડીશ, તું જ કહે.’

‘હજૂરને જે ગમશે તે.’

‘ઠીક. તને ફાવે એ કરી નાખ આજ તો. જા, હવે.’

બદરી ચાલ્યો ગયો. મોટી એવી દાઢી. માથે પાઘડી. કેડે કમ્મર પર બિલ્લો…ખાનસામા જેવો ચહેરો.

‘એનું નામ બદરૂદ્દિન છે. મેં એને હિન્દુ બદરીનારાયણ બનાવી દીધો છે.’

‘મુસલમાન છે કે શું?’ ભૂતનાથે પૂછ્યું.

‘હા. પણ રસોઈમાં પાવરધો છે. એનો કાકો દ્વારકાનાથને ત્યાં બબરચી હતો.’

‘તે તું ઘરને રસોડે નથી જમતો?’

‘રાતની રસોઈ બદરી જ કરે છે. મારું કંઈ નક્કી ન કહેવાય કે ક્યારે ને શું ખાઈશ. વળી અમારા આ સરકારી રસોડાની બધી પસંદગી જુદી જ હોય છે. એટલે ઘરના રસોડાનાં વાસણો અહીં આવે તો એ ફરી ઘરમાં પ્રવેશી જ ન શકે. આ અહીંના રસોડાનાં વાસણો વગેરે જુદું જ છે. હું પોતે અંદરના મકાનમાં જાઉં કરું એનો વાંધો નથી પણ બહારનું–અહીંનું એકાદ વાસણ પણ અંદર ગયું તો અધોગતિ જ થઈ સમજવી.’

‘પણ મારી નોકરી માટે તેં કંઈ વિચાર્યું?’ ભૂતનાથ અત્યાર સુધી જે કહું કહું કરતો હતો તે તેણે એકાએક કહી નાખ્યું.

નનીલાલ ઊંઘી ગયો હોય તેમ જણાતું હતું. આંખો ઉઘાડી એણે કહ્યું—‘બેશક, મેં તો તને કહ્યું જ છે કે તારે માટે મારે ત્યાં નોકરી છે જ. મારા ફર્મમાં જ. એ તો મેં તને કહી રાખ્યું છે.’

'ઘણે સ્થળે જાઉં છું પણ બધા માત્ર...'

નનીલાલને એકાએક કંઈક યાદ આવ્યું. એ બોલ્યો—'હા, પણ પછી તારી પેલી પાર્ટીનું શું થયું? તું કહેતો હતો ને કે બહુ કસવાળી પાર્ટી છે?'

ભૂતનાથ ગુનેગારની જેમ શરમીંદો બની ગયો. એણે કહ્યું—'સુવિનયબાબુ વિષે પૂછો છો ને? પણ મારી નોકરીની ચિન્તામાં એ તરફ જઈ જ શક્યો નથી. આ થોડા દિવસ બહુ આંટા માર્યા છે. પણ કાલે નક્કી ત્યાં જઈ આવીશ.'

પરંતુ વળતે દિવસે પણ ભૂતનાથથી ત્યાં જવાનું નિમિત્ત ન બન્યું. અનેક પ્રકારના સંકોચે એ અચકાતો હતો કે ત્યાં કયા નિમિત્તે જાઉં? જઈને શું કહું? આ બધું વિચારતા એ ત્યાં જઈ શક્યો નહોતો. છતાં આવો સંકોચ શા માટે થવો જોઈએ એ વાત એને પણ સમજાતી નહોતી.

નનીલાલને ત્યાંથી પાછા ફરતાં અચાનક પ્રકાશ મળી ગયો. રાતના અંધારામાં પણ એને ઓળખવામાં એણે ભૂલ ન કરી.

પ્રકાશ અન્યમનસ્ક હતો. એણે ભૂતનાથને જોયો જ નહોતો.

'કોણ, પ્રકાશ કે?'

પ્રકાશ ચોંકી ગયો—'ઠાકુર મશાય, તમે અહીં?'

'આ બાજુ આવ્યો હતો. પણ આટલી રાત્રે તું અહીં કેમ ઊભો છો?'

'અમારા સાહેબનું મકાન છે. એમને મળવા. એ રાત્રે જ ઘેર પાછા ફરે છે. અંદર જતી વેળા જ એમના પગ પકડીશ. નશીબમાં હશે એ થાશે. કાં આ પાર કાં પેલે પાર. શું કહો છો તમે?'

'પણ વાત શું છે એ તો કહે?'

'મારી નોકરી તૂટી ગઈ છે.'

'કેમ કરતાં? શા માટે?'

'નશીબનો બળિયો એટલે-બીજું શું કહું? મનમાં હતું કે તમારે માટે એકવાર શેઠને કહીશ, પણ ત્યાં મારી પોતાની હતી તે પણ ગઈ. જોઉં છું. એકવાર સાહેબને મળીને હાથે પગે લાગીને કંઈ કરી શકું તો. ઘણાં દિવસથી સાહેબને મળવા મહેનત કરું છું પણ તક મળતી જ નથી. આજે તો આવતાં જ પગ પકડીને કરગરીશ. જોઈએ પછી શું થાય છે?'

તે દિવસે ભૂતનાથને પ્રકાશ માટે લાગણી થઈ હતી. એ ક્યાંય કેમેય કરતો ટકી શકતો નહોતો. કદાચ ક્યાંય નહિ ટકી શકે. નશીબનો જ આગળિયાત લાગે છે. જલેબીનો ધંધો, ગોરપદું, નોકરી આ બધું જ એણે કામચલાવ કરી જોયું છે એનાં જીવનમાં.

'પણ તારો વાંક શું હતો?'

'જી, એની જ તો ખબર નથી.'

'બીજા કોઈની નોકરી તારી સાથે છૂટી છે?'

'ના.'

પછી જરા વિચાર કરી પ્રકાશે જણાવ્યું—'પણ, હા, એકવાર પગાર વધારા માટે સાહેબ પાસે જઈને માગણી કરી હતી. કહ્યું હતું કે આઠ રૂપિયાના પગારમાં પૂરું થતું નથી. દીકરીને પરણાવવી છે, ગામમાં થોડુંક દેવું પણ થઈ ગયું છે માટે થોડોક પગાર વધારી આપો હજૂર.'

'પછી?'

છે. નનીલાલે આજ સુધી એને નોકરી આપી નહોતી. પણ એમાં નનીલાલનોયે બહુ વાંક નહોતો. દુનિયાના નનીલાલો તો બધા જ ભૂતનાથો સાથે આવું જ કર્યા કરે છે. એને માટે ભૂતનાથે ક્યારેય વસવસો કર્યો નથી. પરંતુ તેથી દુઃખ નથી થયું શું? દુઃખ થયું છે પણ તે પોતાને માટે નહિ, નાનીભાભી માટે. અત્યારે આ પળે પણ એની યાદે એનો સાદ ભારે બની જાય છે, એની આંખમાં જળજળિયાં આવી જાય છે.

પરંતુ જવાએ તે દિવસે આમ જ કહ્યું હતું—બેશક હસતા હસતા કહ્યું હતું કે—'તમારામાં અપમાન કરવાની હિંમત નથી એટલે નનીબાબુને મોકલ્યા હતા, કેમ?'

'શું કહે છે તું? કોણ નનીબાબુ?'

'તમારા મિત્ર નનીલાલ.'

'એ અહીં આવ્યો હતો?'

...પણ વાત માંડીને કહેવી જ સારી. ઘણાં દિવસ પછી બધા સંકોચથી પરવારી જે દિવસે 'મોહિની-સિંદૂર' ઑફિસે જઈને ઊભો. આજે મનમાં થાય છે કે તે દિવસે એ ન ગયો હોત તો સારું થાત – ઓછામાં ઓછું બરાબર એ વખતે જ! – ત્યારે ઘર આખું વેર-વિખેર હતું – ભૂતનાથને ત્યારે એ વિષે કંઈ જ માહિતી નહોતી. આખા મકાનનો દેખાવ જ બદલાઈ ગયો હતો. છબીઓ બધી નીચે ઉતારી લેવામાં આવી હતી. અહીં-તહીં ચારે બાજુ ઢગલાબંધ વસ્તુઓ પડી હતી, જાણે હમણાં જ કોઈ આ મકાનમાં રહેવા આવ્યું હોય અથવા તો હમણાં જ મકાન ખાલી કરીને જવાનાં ન હોય!

'આ શું ચાલે છે જવા?' ભૂતનાથે પૂછ્યું.

'આ મકાન ખાલી કરીને અમે જઈએ છીએ.'

'શું કહે છે? ક્યારે?'

'આજે જ – હમણાં જ.'

આંચનું પોલકું, કાંડામાં સોનાની ઘણી બધી બંગડીઓ ને પહોળા પટ્ટાની ઢાકાઈ સાડી.

એક દિવસ સહુ પ્રથમ આ ઓરડામાં જ આવીને ભૂતનાથે પૂછ્યું હતું— 'વારુ જવા, અહીં તારી એકેય છબી કેમ નથી? તારા બાળપણની એક પણ છબી નથી શું?'

'હું થોડી નાનપણમાં બા પાસે અહીં રહી છું કે મારી છબી હોય? હું તો આઠ નવ વરસની થઈ ત્યારે જ કલકત્તા આવી. તે અગાઉ તો બલરામપુર જ રહેતી.'

'બલરામપુરમાં? ત્યાં તું ક્યાં રહેતી?'

'ત્યાં હું મારા દાદાને ત્યાં રહેતી. એમને હું બાપુજી જ કહેતી. એ પૂજા કરતા. એક દિવસ હું નિવેદનાં ફળ વગેરે ખાઈ ગઈ. આંખે તો એમને બરાબર દેખાતું નહિ. દાદીમાએ એમને કહ્યું કે, અરે પણ તમારા નિવેદનાં ફળફૂલ ક્યાં ગયાં?

'દાદાએ હાથથી ફંફોળી કરીને પછી કહ્યું, સાચે જ અહીં કેળાં તો નથી. કોણે લીધાં?

'તપાસ ચાલી. કેળાં કોણ ખાઈ ગયું? હું ત્યારે પાછળનાં આંબાવાડિયામાં સંતાઈ હતી. દાદાજી જમવાનું મૂકીને ઊભા થયા. એ જમ્યા નહિ. ક્યાં ગઈ જવા? એકવાર જમતાજમતા ઊભા થઈ ગયા પછી જમે એવા એ નહોતા. ચારેબાજુ મારી તપાસ ચાલી. હું ચૂપચાપ બધું જોતી હતી. દાદાને બીક લાગી કે ક્યાં ગઈ? એમણે દાદીમાને કહ્યું, કે કદાચ ગોપી આવીને ઉપાડી ગયો હશે. મારા બાપુજીને દાદા ગોપી કહેતા. દાદાજી તો એમનું મોં જોતા નહિ. મૃત્યુ સુધી પોતાની પ્રતિજ્ઞા એમણે પાળી હતી.'

'પછી?'

'પછી દાદાજી તો અંધ હતા. શનિવારનો ઉપવાસ કરી રવિવારે સવારે જમવા બેઠા હતા. માએ મને એમના ભાણા પાસે ધ્યાન રાખવા બેસાડી હતી એટલે મારે તો ખૂબ મજા હતી. ધીમે ધીમે

'કેમ?'

જવાએ કેડે સાડી વીંટાળી હતી. એનું મોં પરસેવે રેબઝેબ હતું. જાણે સવારથી કામમાં લાગી ગઈ છે. વાત કરતાં કરતાં કામને બહાને એ ક્યારે બહાર ચાલી ગઈ તેની ખબર જ ન પડી. પાછી વળીને એ બોલી—'તમે તો બહુ ભલા માણસ છો હો. પાંચસો રૂપિયા લઈને ગયા એ ગયા જ. પાછા ડોકાયાં જ નહિ. બાપુજી તો લગભગ રોજ તમને યાદ કરે છે.'

'કેમ છે બાપુજીને?'

'જોશો એટલે ખબર પડશે.'

'પણ હું સાચે જ આવી ન શક્યો. ચારેબાજુ નોકરી માટે ફરું છું. દિવસ આખો ડેલહાઉસી સ્ક્વેર ફરતો ફરું છું, ને પછી એવો તો થાકી જાઉં છું કે આટલે દૂર ચાલીને આવવાનું મન થતું નથી. વચ્ચે એકવાર રસ્તામાં સુપવિત્ર બાબુ મળી ગયા હતા. એમની પાસેથી જાણવા મળેલું કે બાપુજીને સારું છે. વળી પારકે ઘેર રહેવું, ખાવું, પણ હવે એમને ત્યાં વધુ કદાચ નહિ ચાલે. હવે કયા સંબંધે ત્યાં રહું તું જ કહે? એ લોકો ખાવા આપે છે એટલું જ બસ છે.'

'ચાલો, અહીં છો એટલીવાર બાપુજી પાસે બેસો. હું થોડુંક કામ પતાવી નાંખું.'

સુવિનયબાબુ પથારીમાં ચૂપચાપ સૂતા હતા. એ બોલ્યા—'કોણ ભૂતનાથબાબુ, આવો આવો.'

ભૂતનાથ એમની પાસે જઈને બેઠો. એ ઓરડામાં પણ ઘણો જ ફેરફાર થઈ ગયો હતો. ઉત્તર તરફની ભીંત ઉપર રાજા-રાણીની બે મોટી છબી હતી. કાળા વેલવેટનાં પોશાકમાં એ બેઉ સજ્જ હતાં. અને એની ઉપર જવાની બાએ ભરેલા એક તોરણમાં "ગોડ સેવ ધ કીંગ" હતું. એ પછી હતું જવાની બાનું એક ઓઈલ પેઈન્ટીંગ. પગવાળીને આસન ઉપર એ બેઠાં છે. માથું અર્ધું ઢાંક્યું છે. પૂરી

હું જન્મી હતી અહીંયા કલકત્તામાં જ. અજબ કહેવાયને?'

'આ મકાનમાં જ?'

'ના, ત્યારે અમે રહેતાં હતાં દૂર. આ મકાન તો બાપુજીએ પછી બંધાવ્યું. મારા ભાઈના જન્મ પછી.

'પણ મેં જાણ્યું છે કે મારા જન્મ પછી છ મહિને દાદાજી અને બલરામપુર ઉપાડી ગયા હતા.'

'છાનામાના?'

જવાએ એકવાર એ વાત કરી હતી. જવા કહે—'મેં ઓછું બધું જોયું હતું? મેં તો જે કંઈ જાણ્યું તે બાપુજી પાસેથી ને દાદીમા પાસેથી સાંભળેલું છે. એ જ હું જાણું ને?'

(ઘણાં સમય પહેલાની એ વાત છે. સુવિનયબાબુના પિતા રામહરિ ભટ્ટાચાર્યે એકવાર ગુંડા રોકયા હતા. વીસેક રૂપિયાનો ખરચ પણ કર્યો હતો. કહ્યું હતું કે ગોપીને જો ગામમાં આવ્યો જુઓ તો પૂરો જ કરી નાંખજો. જે દીકરાએ જાત ત્યાગી એ મારો દીકરો જ નથી. આ જન્મમાં જીવતાજીવત હું એનું મોં નહિ જોઉં એ મારી પ્રતિજ્ઞા છે.)

બલરામપુરથી કલકત્તા પગપાળા જતાં દોઢ દિવસ થાય. રામહરિ ભટ્ટાચાર્ય સાંજ વેળા ચોરા પાસેના વડલા નીચે બાંકડા ઉપર બેઠા રહેતા. ઉનાળામાં બપોરે ઘેરથી ખાઈપીને માથે ભીનું કપડું વીંટાળી નીકળતા. એ સીધા રથતલ્લામાં આવી શેતરંજને અખાડે જઈને બેસતા. થોડીવાર ત્યાં રમત જોઈને તળાવની ધારે જતા. તાજાં શાક-પાનને લોભે. મલ્લિકને બગીચે ફણસ પાકી ગયાં છે એવી ખબર મળતા ત્યાં જતાં અને કહેતા—'તમારે ત્યાં ફણસ પાકયાં ને આ બ્રાહ્મણને આપવાનું યે ભૂલી ગયા?' ને પછી સાંજે જઈને બેસતા નારણ કંદોઈને ત્યાં, અને કહેતા—'જરા પાણી આપજે તો નારણ આ બ્રાહ્મણના લોટામાં.'

નારણ પતાસાં પાડતો—વાર-પરબે છણાનો સંદેશ બનાવતો

ભાણામાંથી ઉપાડી બધું ખાવા લાગી. કોઈ કંઈ જોતું નહોતું. અચાનક દાદાજીનું ધ્યાન ગયું. પૂછ્યું—"આજે માછલી નહોતી?"

'દાદીમા કહે—"શું કહો છો? કદાચ બિલાડી ઉપાડી ગઈ હશે."

'પણ બિલાડી આવે ક્યાંથી? હું તો ધ્યાન રાખનારી હતી.

'દાદીમાએ કહ્યું— "સમજાઈ ગયું. બિલાડી નહિ, તમારા ભાણામાંથી આ જવા જ ઉપાડીને ખાઈ ગઈ લાગે છે."

"અરે, વાત એમ છે ને શું?" કહી દાદાજી હસી પડ્યા. એમના બોખા મોંમાં એક પણ દાંત નહોતો. બોખે મોંએ હા–હા કરતાં હસવા લાગ્યા ને કહ્યું, "તું દિવસે દિવસે બગડતી જાય છે હો. તને હવે ગોપી પાસે મોકલી દઈશ. ભલે જઈને કલકત્તા રહેતી."

'ત્યારે કલકત્તા મોકલી દેવાની વાતથી હું બહુ બીતી.'

'બીતી કેમ?'

'કોણ જાણે. ઉમ્મર તો મોટી નહોતી પણ સહુ વાતો કરતાં એ સાંભળતી કે બા-બાપુજી મ્લેચ્છ બની ગયાં છે. એમની પાસે જવાથી જાત જશે, ધર્મ જશે. ત્યારે જાત એટલે શું એ હું સમજતી નહોતી. મનમાં કે જાત જાય એ તો બહુ જ ખરાબ કહેવાય.' કહી જવા હસી પડીને બોલવા લાગી—'હજુયે બલરામપુરની વાતો યાદ આવતાં ઊંડું સુખ થાય છે.'

'તે ત્યાં તું કેટલો વખત હતી?'

'આઠ-નવ વરસની થઈ ત્યાં સુધી તો દાદાજી પાસે જ હતી. બા-બાપુજીને ક્યારેય દીઠાં નહેતાં. બાપુજી કાગળ લખતા દાદીમાને. દાદીમા એ કાગળ શેરીના બીજા લોકો પાસે વંચાવી સાંભળતાં. દાદાજી જાણે એકદમ ભભૂકી જ ઊઠે.

'દાદીમા કહેતાં—"આ, જો તારા બાપુએ તારા વિષે લખ્યું છે. જવું છે ને એની પાસે?"

'હું કહેતી—"ના, નહિ જાઉં. મારી જાત જાય તો?" છતાં

હું જન્મી હતી અહીંયા કલકત્તામાં જ. અજબ કહેવાયને?'

'આ મકાનમાં જ?'

'ના, ત્યારે અમે રહેતાં હતાં દૂર. આ મકાન તો બાપુજીએ પછી બંધાવ્યું. મારા ભાઈના જન્મ પછી.

'પણ મેં જાણ્યું છે કે મારા જન્મ પછી છ મહિને દાદાજી અને બલરામપુર ઉપાડી ગયા હતા.'

'છાનામાના?'

જવાએ એકવાર એ વાત કરી હતી. જવા કહે— 'મેં ઓછું બધું જોયું હતું? મેં તો જે કંઈ જાણ્યું તે બાપુજી પાસેથી ને દાદીમા પાસેથી સાંભળેલું છે. એ જ હું જાણું ને?'

(ઘણું સમય પહેલાની એ વાત છે. સુવિનયબાબુના પિતા રામહરિ ભટ્ટાચાર્યે એકવાર ગુંડા રોકયા હતા. વીસેક રૂપિયાનો ખરચ પણ કર્યો હતો. કહ્યું હતું કે ગોપીને જો ગામમાં આવ્યો જુઓ તો પૂરો જ કરી નાંખજો. જે દીકરાએ જાત ત્યાગી એ મારો દીકરો જ નથી. આ જન્મમાં જીવતાજીવત હું એનું મોં નહિ જોઉં એ મારી પ્રતિજ્ઞા છે.)

બલરામપુરથી કલકત્તા પગપાળા જતાં દોઢ દિવસ થાય. રામહરિ ભટ્ટાચાર્ય સાંજ વેળા ચોરા પાસેના વડલા નીચે બાંકડા ઉપર બેઠા રહેતા. ઉનાળામાં બપોરે ઘેરથી ખાઈપીને માથે ભીનું કપડું વીંટાળી નીકળતા. એ સીધા રથતલ્લામાં આવી શેતરંજને અખાડે જઈને બેસતા. થોડીવાર ત્યાં રમત જોઈને તળાવની ધારે જતા. તાજા શાક-પાનને લોભે. મલ્લિકને બગીચે ફણસ પાકી ગયાં છે એવી ખબર મળતા ત્યાં જતાં અને કહેતા—'તમારે ત્યાં ફણસ પાકયાં ને આ બ્રાહ્મણને આપવાનુંયે ભૂલી ગયા?' ને પછી સાંજે જઈને બેસતા નારણ કંદોઈને ત્યાં, અને કહેતા—'જરા પાણી આપજે તો નારણ આ બ્રાહ્મણના લોટામાં.'

નારણ પતાસાં પાડતો—વાર-પરબે છેણાનો સંદેશ બનાવતો

અને બનાવતો સુખડી, એવી સુખડી કે બૂટ-જોડાથી કચરો તોયે તૂટે નહિ. એ જ સુખડી ચૈત્રી સંક્રાન્તિમાં દુકાનમાં વેંચાતી, અને વધે તે પાછી રસમાં નાખી તાજી કરી આષાઢ મહિને રથયાત્રા ટાણે વેંચાતી, અને એ વખતે પણ જો વધારો થાય તો ભાદરવામાં તાલનોમને દિવસે ફરીથી થાળમાં સજાવીને મુકાતી. તેમ છતાંયે વધી પડે તો દુર્ગાપૂજા ટાણે દશેરાને દિવસે વેંચાઈ જતી. છતાં એની નામના તો હતી પતાસામાં. એનાં પતાસાં એવાં તો હળવા કે પાણીમાં નાખો તો તરવા માંડે.

રામહરિ એને કહેતા — 'ખાલી પાણી જ આપ્યું નારણ! પતાસાં કેવાં થયાં છે જોઉં?'

ક્યારેક ક્યારેક ઘરે પણ લાવતા. ઘરમાં પગ મૂકતાં જ જવાને બોલાવે—'ક્યાં ગઈ?'

હાથમાં કાં પતાસું હોય કાં થોડોક પ્રસાદ હોય. કેળાં કે મોટાં લીંબુની ચીર, તો ક્યારેક વળી બે-ચાર પુરી, થોડોક મોહનભોગ, થોડીક બુંદી. આપીને કહે—'લે બેટા ખા, પણ નીચે ન વેરીશ હો, પ્રસાદ છે.'

જવા કહેતી—'દાદાજી મને બહુ ગમતા. એ ગામડું ગામ. એ મલ્લિકોનું આંબાવાડિયું. એ બોઝનું રથતલા. એ આનંદ મૂકીને ત્યારે કલકત્તા આવવું જરાય ગમતું નહોતું.'

પાછલી ઉંમરે એમને આંખે બરાબર દેખાતું નહિ. કલ્પના કરતાં જ એમનો ચહેરો નજર સામે તરવરી ઊઠે છે. રાત્રે સંસ્કૃતની પોથી લઈ દિવેલના દીવાને અજવાળે એક પછી એક શ્લોક મોટેથી વાંચે. ધાર્યું હોત તો શું એ 'મોટા માણસ' ન થઈ શકત?

'મોહિની-સિંદૂર' આપવાનો એમનો નક્કી દિવસ હતો શુક્રવાર. તે દિવસે દૂરદૂરથી લોકો એ સિંદૂર લેવા આવતાં.

'તને શું થયું છે બેટા-દીકરી-દીકરા?'

એમની દક્ષિણા હતી એક પૈસો. માત્ર એક જ પૈસો. એમાંયે

ક્યારેક બે અર્ધા પૈસા મળીને પૈસો આવતો. ગામડાનાં લોકો બહુ ગરીબ. શાક, કેળાં, મૂળા, કેરી, ફણસ ખાતાં–પહેરતાં છતાં પૈસો આપવાની વાતે એમને જાણે માથાનો ઘા થતો.

'આ મારી દીકરી છે ઠાકુર મશાય. જમાઈ એને તેડાવતો નથી. એને તમારું સિંદૂર આપો ને!'

એ રીતે અગણિત લોકો આવતા. જાતજાતનાં દુઃખદર્દોની એમની કથાઓ સંભળાવતા. જે સાંભળતાં દાદાજી જેવા માણસની આંખમાં પણ જળજળિયાં આવી જતાં.

ક્યારેક ક્યારેક રાત્રે જવાની ઊંઘ ઊડી જતી. જાગીને એ જોતી તો દાદાજી પાસે ન દેખાતા. બાજુમાં જ પૂજાની ઓરડી હતી. અંધારી રાત. અમાસના અંધારે ચારે બાજુ કાળું ધબ્બ છે. મનમાં થતું જાણે પૂજાની ઓરડીમાંથી દાદાજીનો સાદ આવે છે. એ સ્તવન કરે છે. એ શબ્દો સાંભળીને બહુ ડર લાગતો. મનમાં થતું જાણે સમસ્ત પૃથ્વી થર થર ધ્રૂજી રહી છે. જેવો ધરતીકંપ અગાઉ થયો હતો—બરાબર તેવું જ જણાતું હતું.

એક દિવસે દાદાજીએ લોકો પાસેથી જાણ્યું કે એમના પુત્ર—ગોપીને ત્યાં દીકરી જન્મી છે. એ જ રાત્રે ધીમેકથી બારણું ઉઘાડી એ બહાર નીકળ્યા ને માલાપાડામાં જઈને 'દાદા'ઓને બોલાવ્યા ને કહ્યું કે–'એક કામ કરવાનું છે તમારે!'

'શું કામ છે દાદા ઠાકુર?'

એટલી રાત્રે દાદાજીને જોઈ એ લોકો પણ કંઈ ઓછા નહોતા ચમક્યા. એ સૌ તાજા જ—માછલાં પકડી કરી ઘેર આવી ખાઈ પીઈને મહેફિલમાં જઈને પાછા ફર્યા હતા. સૂવાની તૈયારીમાં જ હતા.

'લો, આ વીસ રૂપિયા.' દાદાજીએ કહ્યું.

'વી...સ રૂ...પિ...યા!' તેલથી ચકચકતા કાળા સુડોળ ચહેરાઓ અંદરોઅંદર ગુસપુસ કરવા લાગ્યા. વીસ રૂપિયા મળે તો એ લોકો શું ન કરી શકે? વિના કારણે આટઆટલાં ખૂન કર્યાં

છે. દુષ્કાળ વખતે એમના વડવાઓને ફરજિયાત એ બધું જ કરવું પડયું છે. માથા પર વિંટાળેલ કપડું મેળવવાના લોભે ભોળા માનવીઓનું ખૂન કરતાં એ લોકો અચકાયા નહોતાં.

દાદાજીએ કહ્યું— 'કોઈ ખૂન-ખરાબીનું કામ નથી. ફક્ત ચોરી કરવાની છે.'

'ભલે, કોનું શું ઉપાડી લાવવાનું છે એ કહો એટલે હાજર કરી દઈએ.'

અને એ પછી પાછલી રાત્રે દાદાજી ઘરમાં પાછા આવી ચૂપચાપ પથારીમાં સૂઈ ગયા હતા. પણ દાદીમાને ગંધ આવી ગઈ હતી. એમણે પૂછ્યું—' કયાં હતા આટલી વાર?'

પણ દાદાજીએ કંઈ ઉત્તર જ ન આપ્યો. પરંતુ બે દિવસ પછી વહેલી સવારે બારણે ટકોરા થયા.

દાદાજીએ ઊભા થઈને બારણું ઉઘાડયું કે તુરત એમના હાથમાં દોઢ-બે મહિનાની એક બાળકીને સોંપીને આવેલા માણસો ચૂપચાપ પાછા ચાલ્યા ગયા. અને દાદાજીએ પણ ધીમેકથી બારણું વાસી દીધું.

સવારે એકાએક કોઈ બાળકનો રડવાનો અવાજ સાંભળી ચોંકીને દાદીમા જાગી ગયાં. બાજુમાં બાળક જોઈ એમણે પૂછ્યું— 'આ કોણ છે?'

'ગોપીની દીકરી.' દાદાજીએ કહ્યું.

'પણ એને અહીં કોણ લાવ્યું?'

'ચૂપ. દીકરાના નામનું તો મેં નાહી નાખ્યું છે. પણ એ કારણે મારી પૌત્રીની જાત હું નહિ જવા દઉં.'

'પણ આ આવડી બે મહિનાની છોકરીને મોટી કઈ રીતે કરશો?'

'મારી સહાયે "મા" હાજરા હજૂર છે. હું એને અહીં રાખીશ. એને મોટી કરીશ. પરણાવીશ. એનું નામ પાડીશ જવા—મારી

રહ્યો છે—" ત્વમેકમ્ વિશ્વરૂપમ્ જગત્ કારણમ્— ત્વમેકમ્ સાક્ષી. રૂપમ્ જગત્ કારણમ્. "

'ને વળતી સવારે એક ગાડું બોલાવી બધી ઘરવખરી તેમાં ભરાવી. બાપુજીના સંભારણા જેવું જે કંઈ હતું તે બધું જ તેમાં ઉપડાવ્યું. એક જૂની લાકડાની પેટી—આ પેલી સામે પડી છે તે—એમાં જ બાપુજીના બધા કાગળ– હિસાબના દસ્તાવેજનાં ને બીજાં કાગળોનો થોકડો છે. એમના હસ્તાક્ષરો બહુ સારા હતા—બધું જ અહીં લેતો આવ્યો.'

આજે પણ સુવિનયબાબુના શયનખંડમાં એ પેટી પડી છે તે ભૂતનાથે જોયું છે.

'દુઃખ એટલું જ છે કે બાપાની એકાદી પણ છબી નથી કે જેથી એ પળ પણ એની સામે આંખ માંડી શકું. ને મારો આદર્શ કોણ છે તે જાણો છો ભૂતનાથબાબુ?'

'કોણ?'

'બે જણા : એક બ્રહ્માનંદ કેશવ સેન અને બીજા મારા બાપુજી. એવી જ્વલંત નિષ્ઠા આ યુગમાં એક બ્રહ્માનંદ કેશવ સેન સિવાય બીજા કોઈમાં દીઠી નથી. થોડીવાર અટકીને સુવિનયબાબુએ આગળ ચલાવ્યું— 'જરા કલ્પના તો કરો ભૂતનાથબાબુ. નાનપણમાં જે દિવસે પરીક્ષાખંડમાંથી એમને—એ ચોપડીમાં જોઈને લખે છે એવો આરોપ મૂકી બહાર કાઢી મૂકવામાં આવ્યા ત્યારથી તેમની એ નિષ્ઠા વાચન-લેખનમાં, શાસ્ત્ર-ચર્ચામાં બધી જ વાતમાં એક જ્વલંત દૃષ્ટાંત છે. અને એક દિવસ જ્યારે એમને એમણે ધર્માન્તર કર્યું છે એમ કહીને ઘેરથી કાઢી મૂકવામાં આવ્યા ત્યારે એમને એમની પત્ની સાથે આશરો આપ્યો હતો મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરે પોતાને ત્યાં. વિચારી શકો છો? તમારા જુવાનોમાંથી એટલી નિષ્ઠા આજે કેટલામાં છે? કેટલી યુવતીઓમાં છે?'

અને ભૂતનાથને યાદ આવી ગયો બીજો એક જુવાન. તે

દિવસે ઓગણીસસોમા વર્ષની એકત્રીસમી ડિસેમ્બર હતી. કડકડતી ઠંડી હતી. વ્રજરાખાલ એ રાત્રે પાછો ફર્યો ત્યારે એના શરીર પર એક ચાદર સિવાય બીજું કંઈ જ નહોતું. એ ચાદર એણે લૂંગીની જેમ વીંટેલી હતી.

ભૂતનાથ ત્યારે સૂવાની તૈયારીમાં હતો. વ્રજરાખાલને આવા વેશે આવેલો જોઈ એણે કહ્યું—'આમ કેમ, ઉઘાડે શરીરે!'

વ્રજરાખાલ ત્યારે ગણગણ કરતો ગાતો હતો—

હવે નથી રે જાવું વ્રજ, ભાઈ
વ્રજ જવાનું મન ના થાય;
વ્રજની રમતો પૂરી થઈ તેથી
આવ્યો અહીં મથુરા શે'ર માંહ્ય.

ગાતાં અટકીને વ્રજરાખાલે કહ્યું—'ગાઉં છું તો ટાઢ નથી વાતી. કડકડતી ઠંડી લાગે ત્યારે ગીત ગાઈ જોજો. ટાઢ ભાગી જશે.'

'પણ જભ્ભો ક્યાં ગયો?'

વ્રજરાખાલ ઢાંકી રાખેલ ભાણું લઈ જમવા બેઠો હતો. જમતાં જમતાં જ એણે કહ્યું—'પેલી ફૂલદાસી આજે મરી ગઈ.'

ભૂતનાથ ચમકી ગયો. એનાં મોંમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ.

એ ફૂલદાસીને કેટલી મહેનતે પાદરીઓનાં પંજામાંથી છોડાવી હતી! પાદરીઓએ એને ખ્રિસ્તી બનાવી દીધી હતી. ખબર મળતાં જ શિવનાથ શાસ્ત્રી એનો ઉધ્ધાર કરીને લઈ આવ્યા હતા અને આજે એ— બોલતાં બોલતાં વ્રજરાખાલ મૂંગો થઈ ગયો. એ એકદમ ઝડપથી જમવા લાગ્યો. જમવા નહિ પણ ગળવા લાગ્યો. નિરાંતે જમવાનું એને ક્યારેય થતું નહિ.

'જોવા જેવું છે. કૉલેરામાંથી બચી, પ્લેગમાંથી ઊગરી, ગુંડાના હાથમાંથી પણ બચાવી છતાં જે જવાનું જ છે એને કોણ બચાવી શકે છે? લાવો ભૂતનાથ, ભાત જ લાવો. થોડોક વધુ પેટમાં નાંખી લઉં.' વ્રજરાખાલે કહ્યું.

આ રીતે માગીને વ્રજરાખાલ ક્યારેય ભાત ખાતો નહિ. આજે જાણે એને શુંય થયું છે!

'આ રીતે એ મરશે એવું તો ધાર્યું જ નહોતું.' વ્રજ-રાખાલે જમતાં જમતાં કહ્યું.

'તમે સ્મશાને ગયા હતા શું?'

'હા. એટલે જ તો જભ્ભો–ધોતિયું બધું સ્મશાનના મહેતરને આપી દીધું. ગંગામાં ચાદર બોળી હતી તે પણ શરીર ઉપર જ પડી પડી સુકાઈ ગઈ.'

'એ શું માંદી હતી?'

'જરાયે માંદી નહોતી. સારી જ હતી. એના ઘરનું ભાડું અમે ફાળો કરીને આપતા અને ખોરાકીનો ખર્ચ હું આપતો. પણ એને એ ન સધ્યું. ખ્રિસ્તી થયા પછી તો એને કોઈ સગું નહોતું રહ્યું. શિવનાથ શાસ્ત્રી મશાયે પણ ઘણાં દિવસ સુધી એની સાર-સંભાળ લીધી હતી.'

'તો શું ભૂખી મરી ગઈ?'

'ના. એવું પણ નથી. ખાઈને જ મરી છે.'

'શું ખાઈને?'

'ઝેર!' થોડીવાર વ્રજરાખાલ મૂંગો રહ્યો. પછી બોલ્યો —
'પણ હું તો કહું છું કે એને મરવાની શું જરૂર હતી? મરીને પણ શું એ ફાવી છે?' ખાતા ખાતા અટકી વ્રજરાખાલ ઊભો થઈ ગયો.

'આ શું, પૂરું જમ્યા પણ નહિ?'

'ના. ભૂતનાથ, આજથી જ્ઞાનયોગ ઉપરની મારી શ્રદ્ધા ઓસરી ગઈ છે. ગિરીશબાબુ સાચું કહેતા હતા કે નરેન કેવળ બોલે છે જ્ઞાન-

યોગ, કર્મયોગ, એ ગિરીશબાબુ – ગિરીશ ઘોષનું નામ સાંભળ્યું છે ને? જેણે "ચૈતન્ય લીલા" લખ્યું છે. એમણે એક દિવસ નરેનને કહ્યું હતું કે –"તમે જ્ઞાનયોગ જ્ઞાનયોગ કરો છો પણ જગતનાં સમસ્ત દુઃખોને તમે એ વડે દૂર કરી શકશો? જ્ઞાનયોગ અને કર્મયોગને પણ એક મર્યાદા છે ત્યાં અમુક સ્થળે પહોંચ્યા પછી તમે આગળ નહિ વધી શકો. પરંતુ ભક્તિ – શ્રદ્ધાથી ભક્તિ મળે તર્કથી રહે એ દૂર – આજ સવારથી આ વાત મારા મનમાં રમે છે. સ્મશાનમાં ફૂલદાસીના મોં તરફ જોઈને એ જ વિચારતો હતો. ક્યાં? આ બધી હતભાગિનીઓને તો આપણે બચાવી શકતા નથી. તર્ક કે મીમાંસાથી તો એ સૌનાં દુઃખ દૂર નહિ થાય! પ્લેગ વખતે નજરોનજર ઘણાંને મરતાં જોયાં છે. મા–બાપ–દીકરો. એક વર્ષની દીકરી સહુને એક જ ઘરમાં એક જ પથારીમાં મરતાં જોયાં છે, છતાં આજે થઈ એટલી અસર મને ક્યારેય થઈ નથી.'

એ પ્રસંગ પછી થોડે દિવસે જ વ્રજરાખાલ ક્યાંક ચાલ્યો ગયો છે. એનો કંઈ જ પત્તો નથી. આજે આટલા દિવસ પછી સુવિનયબાબુને ત્યાં બેઠા બેઠા ભૂતનાથને વ્રજરાખાલ યાદ આવ્યો તેનું કારણ હતું. સુવિનયબાબુ તરફ જોતાં એમનામાં વ્રજરાખાલ જેવું એક વજ્રકઠોર વ્યક્તિત્વ છુપાયેલું છે એમ લાગતું. છતાં મળો ત્યારે હંમેશા એ હસતા જ જણાય છે. સદૈવ પ્રસન્ન – સદા સુખી. એક દિવસ આ મકાનમાં ઐશ્વર્યની છોળ વચ્ચે એમને જેવા જોયા હતા, આજે રોગથી પીડાતા, ઐશ્વર્ય વિહોણાં અસહાય સ્થિતિમાં પણ એ એવા ને એવા જ જણાતા હતા. એવી જ પ્રશાન્ત દૃષ્ટિ, અવિચળ નિષ્ઠા!

આજે આખું મકાન પ્રવૃત્તિથી ગાજતું હતું. બધી વસ્તુઓ એની અગાઉની જગ્યાએ નથી. રાજા–રાણીની છબી નીચે જમીન પર પડી છે.

સુવિનયબાબુ પથારીમાં પડ્યા પડ્યા ઉપરના મોતી તરફ

જોતાં હતા. પડખું બદલતાં એ બોલ્યા — 'ઘણા દિવસથી તમને જોયા નહોતા. નોકરી માટે કંઈ થયું ?'

'હજુ સુધી તો ક્યાંય પાટો નથી લાગ્યો.'

'તમારી નોકરી માટે મેં મારા પરિચિતોમાં કેટલાક કાગળ લખ્યા હતા. ઘણાં તરફથી જવાબો પણ આવી ગયા. હું જરાક સાજો થાઉં પછી જાતે જઈને એ માટે પ્રયત્ન કરીશ. હં. વ્રજ-રાખાલબાબુના શા ખબર છે? કંઈ સમાચાર મળ્યા ?' અને થોડી-વાર મૌન રહીને એમણે વાત વધારી—'તમને જોઈને અત્યંત આનંદ થયો. જવાનાં લગ્ન ઉપર તમારે આવવું જ પડશે. આવતા માગશર મહિનામાં લગ્ન નક્કી કર્યાં છે.'

ભૂતનાથે એકવાર ચારેબાજુ નજર કરી પછી કહ્યું—'પણ લગ્નમાં આટલું મોડું શા માટે થાય છે?'

'થોડીક સામાવાળાની ઇચ્છા. બાકી હું માંદો ન પડ્યો હોત તો એ વહેલું જ પતી જાત. પણ આ વખતે તો મેં કહી દીધું છે કે "તમારા બન્નેમાં જ્યારે પરસ્પરને માટે પ્રેમ જાગ્યો છે અને મિલનમાં જ્યારે કંઈ જ વાંધો-વિરોધ નથી, પરસ્પરને તમે સારી રીતે ઓળખી શક્યાં છો, મનોમન તમે બેઉ એકબીજાને વરી જ ચૂક્યાં છો ત્યારે માનવું પડશે કે ઇશ્વર પણ એમ જ ઇચ્છે છે." શું કહો છો ભૂતનાથબાબુ? મેં કંઈ અનુચિત કહ્યું છે ?'

'ના. તમે યોગ્ય જ કહ્યું–કર્યું છે.'

'હું પણ એમ જ માનું છું. અર્થ જ ઘણીયે વાર અનર્થ સરજે છે. છતાં આપણાં સંસાર–જીવનમાં અર્થની ઉવેખના કર્યે પણ ચાલતું નથી. મારા પિતા કહેતા કે રૂપિયા પૈસા તો હાથનો મેલ છે મેલ. એથી જ એમના જેવો પુણ્યાત્મા જીવ આખું જીવન શાન્તિથી જીવી શક્યો. પણ એવું શાન્તિપૂર્ણ જીવન હું જીવી નથી શક્યો. ઊગતી જુવાનીમાં પૈસાનું ઘેલું લાગ્યું હતું. હું સંચયના–સંગ્રહના નશામાં ડૂબ્યો હતો. આજે હું રિક્ત છું,–બધા જ અર્થથી

એકાએક જવા ત્યાં પ્રવેશી. એણે કહ્યું—'બાપુજી, તમે વળી બોલવા લાગ્યા ને? ચાલો ભૂતનાથબાબુ, તમારે તો ફક્ત વાતો જ કરવી છે પણ મારે ઘણું કામ છે. મને થોડી મદદ કરાવવી પડશે. અહીં આવ્યા છો તો પૂરેપૂરો લાભ લઈશ.' ને પછી પિતા તરફ ફરીને—'એ જ જૂની વાતો ઉખેળી હતી ને બાપુજી?'

'ના, બેટા. હું તારી જ વાત કરતો હતો. હવેથી બધું કામ તારે તારા હાથે જ કરવું પડશે. કામ કરવાની તો તને ટેવ નથી ને બેટા!'

'કેમ બાપુજી? રસોયો ગયા પછી રસોઈ હું નહોતી કરતી?'

'પણ હું ઓછો એમ કહું છું?'

'રહેવા દો બાપુજી, અત્યારે એ બધી વાતો રહેવા દો. મારે ઘણું ઘણું કામ બાકી છે. ભૂતનાથબાબુને લઈ જાઉં છું; તમે ઊંઘવાનો પ્રયત્ન કરજો. ચાલો.' કહી જવા આગળ આગળ ચાલવા લાગી. ભૂતનાથે જોયું કે જવા ધૂળથી રજોટાઈ ગઈ છે. એ છેક ભંડારિયામાં જઈ અટકી. એણે કહ્યું—'આમ જોઈ શું રહ્યા છો?'

ને ભૂતનાથે નજર ફેરવી લીધી.

જવા ખિલખિલાટ કરતી હસી પડી—'આ રીતે મને જોઈ રહેતા શરમાતા નથી!'

ભંડારિયામાં ઠીક ઠીક અંધારું હતું. ઢગલો એક કાંસા-પિત્તળનાં વાસણ નીચે પડ્યાં હતાં. બીજી વસ્તુઓ પણ વેરણછેરણ પડી હતી.

વાત ટાળવા ભૂતનાથ એ તરફ જોઈને બોલ્યો—'આ બધું પણ સાથે લઈ જવાનું છે?'

'હા. આ ટોપલામાં એ સરખી રીતે ભરી દો.'

ખમીસની બાંય ચડાવી ભૂતનાથ કામે લાગવા જતો હતો ત્યાં જવાએ કહ્યું—'એમ ન માનશો કે તમને એકને જ હું કામે લગાડું છું, સુપવિત્રને પણ કામે લગાડી દીધા છે. આ તડકામાં એ બજારે

ગયા છે. સવારથી કામે ચડ્યા છે. પળવાર આરામ નથી કર્યો. અને તો તમે ફક્ત આરામ કર્યા કરો એ કેમ ચાલે? એવું થાય ખરું?'

વાસણનો ટોપલો એક બાજુ કરતાં ભૂતનાથ આટલું જ બોલ્યો—'પણ હું ક્યાં એમ કહું છું?'

જવા સાડીનો છેડો જરા સરખી રીતે કમરે વીંટાળતાં બોલી —'મોઢે ભલે ને ન બોલો, પણ મનમાં તો ધૂંધવાતા હશો - ગાળા-ગાળી કરતા હશો!'

ભૂતનાથથી હવે રહેવાયું નહિ. એણે કહ્યું —'તેં મારું એવું તે શું બગાડયું છે કે હું તને ગાળો આપું? તારી સાથે શું મારે એવો જ સંબંધ છે?'

જવા પાછલી બાજુ જોઈ કામ કરતી હતી. એ જ સ્થિતિમાં એણે કહ્યું —'તમે બધીયે વાતમાં સંબંધની વાત કેમ કાઢો છો?'

ભૂતનાથ એના તરફ જોઈ જે કહેવા જતો હતો તે મહા-મહેનતે ખાળી શક્યો ને પાછો કામમાં પરોવાયો એણે કહ્યું—'હવે આ તો પૂરું થયું. હવે બીજું શું કરવાનું છે કહે?'

જવાએ ઊભા થઈને કહ્યું —'આ મોટી પેટી જુઓ છો ને? એ ખાલી કરવાની છે. થઈ શકશે તમારા એકલાથી? ન થઈ શકે તેમ હોય તો સુપવિત્રને આવવા દો.'

સુપવિત્રનું નામ સાંભળતા ભૂતનાથ જાણે મરણિયો થઈ ગયો અને બોલ્યો —'જોઉં. મારા એકલાથી એ થાય છે કે નહિ.'

'હવે કામવાળી કે નોકર કોઈ જ નથી. બધાંને રજા આપી દીધી છે. હવેથી બધું જ કામ મારે એકલીએ જ કરવાનું છે.'

'પણ મને થાય છે કે તું એકલી કઈ રીતે આટલા કામને પહોંચી વળીશ?' ભૂતનાથ બોલ્યો.

'ભગવાને આ બે હાથ આપ્યા છે તે માત્ર ખાવા માટે જ નથી આપ્યા. કામ ન કરીએ તો હાથ ને પગ બધું જ નક્કામું

બની જાય.'

આ પછી ભૂતનાથ શું બોલે? પેલી ભારે પેટી એ એકલો જ ઉતારવા-ખોલવા મહેનત કરવા લાગ્યો. એ પેટીનું ઢાંકણું બહુ વજનદાર હતું છતાં ન જાણે કઈ રીતે પણ મહાદાનવ જેવી શક્તિ એનામાં આવી ગઈ. અને પછી બે હાથનું સામટું જોર લગાવતા એ ઢાંકણું ઊઘડી ગયું. પરંતુ એટલી વારમાં તો એ પરસેવે નહાઈ રહ્યો.

જવાનું ઐશ્વર્ય સમાતું નહોતું. એની તરફ જોઈ હસતાં હસતાં કહ્યું—'આમ આભી કેમ બની ગઈ? ભૂલી ગઈ શું કે હું ગામડાગામનો છોકરો છું?'

જવા ઉત્તરમાં કંઈ જ બોલી જ ન શકી. પરંતુ ત્યારેય એના મનમાંથી આશ્ચર્યની માત્રા ઓછી નહોતી થઈ.

ભૂતનાથે હસીને કહ્યું— 'આવતા માગશરે તારાં લગન છે તેમાં જમવાનું નોતરું આપીશ તો વધુ ચમકીશ કે હું ફક્ત ભાત જ વધુ ખાઈ શકું છું એવું નથી. મનમાં આવે તો પૂરી પણ ફાવે એટલી ખાઈ શકું છું.'

થોડીવાર જવા મૂંગી રહી. પછી હસીને બોલી—'નોતરું દેવાનું મારા હાથમાં નથી. એ તો બાપુજી આપશે. પણ ફક્ત પેટ ભરીને પૂરી ખાવા મળે એટલું જ તમારું લક્ષ છે?'

ભૂતનાથ ત્યારે ફરી પોતાના કામમાં પરોવાઈ ગયો હતો. કોઈ વજનદાર ચીજ નીચે ઉતારતાં ઉતારતાં એ બોલ્યો — 'પણ એ વિના બીજી ચિન્તા પણ મારે શા માટે કરવી જોઈએ? હું નથી જાનૈયો, કે નથી માંડવિયો. હું તો ત્રાયત કહેવાઉં. થોડુંક મોં મીઠું થાય એટલે રાજી રાજી.'

જવા ફરી હસી. એણે કહ્યું— 'વિદ્યાસાગર મહાશયનું "વર્ણ-પરિચય" ભણ્યા છો ને?'

'ન ભણું તો ઊગરવાનો આરો ક્યાં હતો? શરદ પંડિતની

સોટી જોઈ છે? કેટલી મહેનતે ભણ્યો છું. અક્ષરો ને આંકડા તો ધૂળમાં લીંટા કરીને જ શીખ્યો છું. પાટી-પેન કે નોટ-પેનસીલ અમારા નશીબમાં હતાં જ નહિ. વાંસાનો દાંડો દુખવા આવતો. પણ આજે થાય છે એ ભણતર સાવ નકામું નથી ગયું.'

'કેમ?'

'લખતાં વાંચતાં આવડયું કે ન આવડયું પણ શરદ પંડિતની સોટીએ શરીરને ઠીક ઠીક કર્યું છે. ખડતલ બનાવ્યું છે.'

'તમે તો ભારે અભિમાની છો?'

'શેમાં જોયું મારું અભિમાન?'

'તમે લોઢાની પેલી મોટી પેટી ઉઘાડી એટલે માની લીધું ને કે હું બહુ ચમકી ગઈ છું?'

'તને ચમકાવવાનો પ્રયત્ન મેં ક્યારેય કર્યો હોય તો મને ધિક્કાર છે.' કહી ભૂતનાથે ફરી પોતાના કામમાં ચિત્ત પરોવવા પ્રયત્ન કર્યો.

'ખિજાઈ ગયા?' થોડીવારે જવાએ પૂછ્યું.

ભૂતનાથ એકાએક થંભી ગયો ને બોલ્યો— 'તેં મને અગાઉ કેટલીયે વાર કેટકેટલું ને કેવું કેવું કહ્યું છે, છતાં નથી ખિજાયો ને આજે પણ નથી ખિજાયો.'

'પણ મારાં નશીબ જ એવાં છે, ભૂતનાથબાબુ. બધા જ મને સમજવામાં ભૂલ કરે છે.'

આટલી વારે ભૂતનાથે ફરીને એની સામે જોયું. જવા ઊંધું ઘાલીને પોતાનું કામ કર્યે જતી હતી. એ પરસેવે નીતરતી હતી. એની વેણી વાંસા પર થઈને નીચે જમીન પર ઘસડાતી હતી. ભંડારિયાના એ આછા અજવાળિયા વાતાવરણમાં ભૂતનાથે જાણે એક નવી જ જવાને જોઈ.

'તને બધા જ ખોટી રીતે સમજ્યા છે?'

'હા, બધા જ.'

ભૂતનાથે થોડીક દ્વિધા દૂર કરી પૂછ્યું—'એમાં એકેય અપવાદ નહિ?'

'એકેય નહિ.'

'બધાની તો મને ખબર નથી પણ મારી પોતાની વાત કરી શકું. આ જો ને......મારી વાત તો જવા દે, પણ સુપવિત્રબાબુ?' ભૂતનાથે પૂછ્યું.

'સુપવિત્ર? એ તો પોતાની જાતને પણ ક્યાં ઓળખે છે કે મને ઓળખશે? તમે કોઈ એવો માણસ જોયો છે જે દિવસમાં ત્રણવાર પોતાનાં ચશ્માનું ઘરું ખોઈ નાંખે, ક્યારેક ક્યારેક જમવાનુંયે ભૂલી જાય એવો પાગલ? એમનાં બા હજુય એમને સુવડાવે છે. તમે માની શકો છો? એ કેવી રીતે પરણીને સંસાર માંડશે તે કોણ જાણે. મને તો ક્યારેક ક્યારેક બહુ બીક લાગે છે.'

શું જવાબ આપવો તે ભૂતનાથને સમજાયું નહિ. આખરે એ બોલ્યો—'કામગરા માણસો કદાચ સંસાર સારી રીતે ચલાવી શકે છે, પરંતુ સારા પતિ બનવાની વાત કદાચ જુદી જ છે.'

'પરંતુ સુપવિત્ર છોકરો ઘણો ભોળિયો છે. હજુયે એને પોતાની ઇચ્છા જેવું કંઈ જ નથી. ભગવાન જાણે એ કયી રીતે એમ. એ. પાસ થયો. મેં એને કહ્યું કે હવે નોકરી શોધ. નોકરી વિના ઘર કેમ ચાલશે? ત્યારે હવે ભાઈસાહેબ નોકરી માટે પ્રયત્ન કરે છે. પરણતા પહેલા એ વાત વિચારવી જોઈએ એ વાતનું એને ભાન જ નથી. એટલીયે ખબર નથી કે પરણવું એટલે જવાબદારી માથે લેવી. અને હવે તો એક જ મહિનો લગ્ન આડે બાકી છે.'

ભૂતનાથ ચૂપ રહ્યો.

જવા કહેતી હતી—'છતાં કહેવું પડશે કે એની એકનિષ્ઠતા સાચે જ અજબ છે. અમારા સમાજમાં બીજા ઘણા છોકરાઓ સાથે હું ભળી છું. કોઈએ અમારા પૈસા સામે જોયું છે, તો કોઈએ મારા રૂપ સામે જોયું છે. કોઈ કોઈ બહુ વ્યવહારુ જણાયા

છે. મારા જન્મદિવસે ભારે ભારે ભેટ આપી ગયા છે. પણ સુપવિત્ર ગરીબ છે. એને ઘણી વાર ઘણું ઘણું આકરું કહ્યું છે. કેટલીયે વાર એના ઉપર ગુસ્સે થઈ છું જાણો છો? કેટલીયે વાર એને આ ઘરના બારણામાં આવવા દીધો નથી. એણે જ્યારે જ્યારે જે કંઈ કહ્યું હોય એથી અવળું જ મેં કર્યું છે. મિત્રમંડળની સામે એને ઉતારી પાડ્યો છે. છતાંયે એ કદી કશું બોલ્યો નથી. ક્યારેક ક્યારેક રસ્તા ઉપર ઊભો રહીને કલાકો સુધી ચૂપચાપ આ મકાન સામે તાકી રહે છતાંય હું આવો પણ ન કહેતી—' થોડીવાર રહીને જવા આગળ બોલી—' કોણ જાણે ક્યારેક ક્યારેક મનમાં થાય છે કે હું ભૂલ તો નથી કરતી ને! બાપુજીને પૂછ્યું. એમણે હા પાડી. સુપવિત્ર બાપુજીને પણ ગમે છે. છતાં મને વારે વારે બીક લાગે છે......'

અને પછી ઓચિંતાનું ઊંચે જોઈ એ બોલી—' ક્યારેક મનમાં થાય છે જો હું હિંદુ તરીકે જન્મી હોત તો સારું થાત. બા-બાપુજી જેની સાથે પરણાવત એને પતિ તરીકે સ્વીકારી લેત. પછી આટલી સમસ્યા ન રહેત. ઓછામાં ઓછું મારી પોતાની ચિંતા ભાગ્ય ઉપર છોડી દઈ નિરાંતે રહી શકત.'

ભૂતનાથ આ વખતે પણ કંઈ ન બોલ્યો. અને બોલવા જેવું હતુંયે શું? તે દિવસે ભંડારિયાનાં એ ધૂળિયા વાતાવરણ વચ્ચે જવા આવી વાત કાઢશે એવી તો કલ્પના પણ ન આવે. છતાં જવા આ બધું ભૂતનાથને જ ઉદ્દેશી કહેતી હતી એવું પણ ભૂતનાથે ન માન્યું. આ બધી વાતો જવાની મનોમનની વાતો હતી એમ જ એણે માન્યું હતું. એણે એકાએક કહ્યું : ' દિવસ ઘણો ચડી ગયો. મોડું નથી થતું?'

' જોઈ ને મારી વાત!' કહેતી જવા ચમકીને ઊભી થઈ. એણે કહ્યું : ' અરે રે! કંઈ કામ જ ન કર્યું, ફક્ત વાતો જ કરી, તમને આજે ખૂબ તકલીફ આપી. કંઈ મનમાં ન લાવશો હોં. હું,

પણ તમારાં કપડાંની દશા તો જુઓ!'

'તે ભલે થતી. પણ તમને એક વિનતિ કરું, મારી વાત માનશો?'

'શું છે વળી તમારી વાત?'

'પહેલા કહે કે માનીશ. કંઈ એવી વાત નહિ કહું કે જે તું ન કરી શકે.'

'ભલે, માનીશ. બોલો હવે શું છે એ?'

'તમને જ્યારે પણ કોઈની જરૂર હોય ત્યારે મને બોલાવજો. તમને કંઈક પણ કામ આવીશ, થોડોકેય ઉપયોગી થઈ શકીશ તો મારી જાતને હું ધન્ય માનીશ.'

'પરંતુ મારી પાસેથી એને માટે આભાર ન મળે તોયે?'

'હા. તોપણ.'

'પણ તમને આ અજબ તરંગ કઈ રીતે સ્ફૂર્યો?'

'આ તરંગ નથી, આ મારું...'

'આ શું છે તમારું? નશો? વ્યસન?'

'નશો કે વ્યસન હોત તો તો ઉગારો પણ હતો, એ તો એક દિવસમાં ઊતરી જાય. પણ મારું આ એમ જલદીથી છૂટે એમ નથી. આને મારું એક જાતનું વ્રત ગણી શકો.'

'પણ એમાં તમને શું ફાયદો? શું લાભ?'

'લાભ-ગેરલાભ, નફા-નુકશાનની વાત મેં ક્યારેય વિચારી નથી, કે દાન-પ્રતિદાનનો પણ પ્રશ્ન મનમાં જાગ્યો નથી. માત્ર મારા પૂરેપૂરા દિલથી, જરૂરિયાતે આ જિંદગીના ભોગે પણ તને-તમને ઉપયોગી બનું એટલું જ ઇચ્છું છું. વધુ કંઈ જ નહિ.'

જવા થોડીવાર કંઈક વિચારમાં પડી ગઈ. પછી એ બોલી: 'પણ ધારો કે હું કંઈક ભૂલ કરું, અન્યાય કરું, તમારા ઉપર આઘાત કરું તો?'

'પણ ભૂલ તેં શું ક્યારેય નથી કરી? ન કહેવાનું કહી મને

અન્યાય નથી કર્યો? ક્યારેય મને આઘાત નથી કર્યો શું?'

જવા નીચું જોઈ ગઈ. એ બોલી : 'જુઓ, આવું છે મારું નસીબ! કોઈ મને સાચી રીતે ઓળખી શક્યું નથી. મને ખરી રીતે ઓળખવાની ઇચ્છા જ કોઈએ કદી દર્શાવી નથી.'

ભૂતનાથ કંઈ કહેવા જતો હતો ત્યાં એકાએક જવા જ બોલી ઊઠી—'અને તમે પણ મને ક્યાં સાચેસાચ જાણી શક્યા છો ભૂતનાથબાબુ! જેનાં આઠ-નવ વરસ ગામડામાં—તદ્દન જુદા જ વાતાવરણમાં વીત્યાં છે, જેને એ અરસામાં શિક્ષણની તક જ નથી સાંપડી, માબાપને ત્યાંથી બદમાશો જેનું અપહરણ કરી ગયા અને તે પછી જેને વળી તદ્દન જુદા જ વાતાવરણમાં ઊછરવાનું થયું છે એણે પાછા આવીને અહીં શું જોયું? સગી જનેતા પણ એને ઓળખી ન શકી. આ દરમિયાન જે વાતાવરણમાં એ ઊછરી તે વાતાવરણમાં જેને ગુણ ગણવામાં આવતો તેને અહીં અવગુણ ગણવામાં આવતો. ઘસી કરીને જેને ફરી સભ્ય બનાવવામાં આવી તેને પછી શું બાકી રહે? તમે સૌએ મારા મોંની વાતને જ ખરી માની લીધી, મારા બાહ્ય રૂપને જ સત્ય સ્વરૂપ માની લીધું. અન્યાય જો મેં કોઈને કર્યો હોય, આઘાત જો કોઈનેય કર્યો હોય તો ઓછામાં ઓછું આજે મને એની ક્ષમા આપજો. સુપવિત્રની જેમ તમે...' બોલતાં બોલતાં એ અટકી ગઈ.

ભૂતનાથે જોયું તો સુપવિત્ર આવીને ઊભો હતો.

'બધું બરાબર કરીને આવ્યા છો ને?' જવાએ પૂછ્યું.

'હા. બધું બરાબર થઈ ગયું.'

'ઓરડા-બારી-બારણાં સાફ થયાં છે ને?'

ભૂતનાથે સુપવિત્ર તરફ જોયું. આજે એનાં શરીરે આલપાકાનો કોટ નહોતો. જાડા ચશ્માં પાછળ એની બેઉ આંખો જાણે આછી આછી ધ્રૂજતી હતી. જોતાં જ જણાઈ આવતું હતું કે આજ સુધી એ ભણતર પાછળ જ રોકાયેલો હશે. ઓછામાં ઓછું જે

રીતે એ જવા તરફ જુએ છે તે એ કોઈ પુસ્તકનાં પાનાંઓ ઉપર ફેરવતો હોય તેવી નજર લાગે છે. જાણે એને માટે — સુપવિત્ર માટે માનવી માત્ર — સમસ્ત જગત — આ આખીયે સૃષ્ટિ એક વિરાટ ગ્રંથ છે. સાહિત્યસૃષ્ટિની બહાર બીજી કોઈ જુદી સૃષ્ટિ છે એની એને કલ્પના પણ નથી, અને હોય તો તેને એ જાણી જોઈને ભૂલી જવા માગે છે. ભલે એમાં સુખ ન હોય પણ ઓછામાં ઓછું એમાં શાન્તિ તો છે જ. અને એ પણ શું ઓછું છે? એથી જ એ જવાને પણ એ દૃષ્ટિથી જ જોતો હતો. જવા પણ એને માટે જાણે કો'ક ગહન ગ્રંથ સિવાય બીજું કંઈ વિશેષ નહોતી. વાંચતી વેળા ને વાંચ્યા પહેલા કે પછી એનો સ્પર્શ પામ્યા એથી જ જાણે નિરાંત-સંતોષ-ધરપત.-પેટ ભરાઈ ગયું.

'અને ગાડી માટે શું ગોઠવણ કરી?' જવા સુપવિત્રને પૂછતી હતી.

સુપવિત્ર જાણે એકાએક આકાશમાંથી પૃથ્વી પર પટકાયો. '-અરે! ગાડીની ગોઠવણ કરવાની વાત તો તદ્દન વિસરાઈ જ ગઈ. ઊભા રહો. હમણાં જ જઈ આવું છું.' કહી તે પાછો ફરી જવા લાગ્યો.

'રહેવા દો. હવે અત્યારે બળતા બપોરે જવાની જરૂર નથી. તડકામાં રખડી રખડીને મોં કેવું થઈ ગયું છે એ તો જુઓ!' જવા બોલી.

'ના, હું જઈશ. જઈ શકીશ. મને કંઈ જ તકલીફ નથી થવાની.' કહી સુપવિત્ર સાચેસાચ બહાર જવા ઊપડ્યો.

જવાએ એનો હાથ પકડી લીધો ને કહ્યું — 'સવારથી તો ફરો છો; નથી જવું હવે. આખરે બા ધમકાવશે તો મને જ ને? ઉપર જઈ એકવાર અરીસામાં મોં જુઓ કે કેવું થયું છે તે જાણી શકો. આમ તડકે રખડવાથી તબિયત સારી રહે ખરી? અહીં ભૂતનાથબાબુ છે, તમારે હવે કંઈ જ કરવાનું નથી.'

'ભૂતનાથબાબુ, એક ગાડી લાવી શકશો ?' જવાએ કહ્યું.

'ક્યારે ઊપડવું છે ?'

'નમતા પહોરે. સેકન્ડ ક્લાસ ગાડી એક. બાર-શિમલા જવાનું છે. બાર આનાથી વધુ ઠરાવશો નહિ.'

'પણ એટલે જ જવું હોય તો બાર આના શા માટે? એ માટે તો આઠ આના પૂરતાં છે.'

ભૂતનાથ આઠ આનામાં જ ગાડીનું નક્કી કરી આવ્યો હતો. ધીરે ધીરે બધો સરસામાન બેલ-ગાડીમાં રવાના કરવામાં આવ્યો. મકાન ખાલીખમ્મ થઈ ગયું. સુવિનયબાબુ એક દિવસ આ મકાનમાં જ પત્નીનો હાથ ઝાલીને આવીને વસ્યા હતા. ઘણાં દિવસ પહેલાની, જમાના પહેલાની એ વાત છે. અહીં આવ્યા પછી જ એમને ત્યાં નવા બાળકનો જન્મ થયો હતો. એ નવજાત શિશુના પ્રથમ રુદનના અવાજે આ મકાન એક દિવસ ગુંજી ઊઠ્યું હતું. અને અહીં જ એ બાળકે છેલ્લા શ્વાસ મૂક્યા હતા; એ પણ એક દિવસ ગયો. અહીં આ મકાનમાં જ જવાની બાનું મગજ અસ્વસ્થ બન્યું. નાનાં મોટાં શોક, દુઃખ અને એકલતાએ એ અન્યમનસ્ક બની અસ્વસ્થ બની ગયા. અહીં જ એક દિવસ સુવિનયબાબુ પિતાના મૃત્યુ પછી એમનાં સ્મૃતિ-ચિહ્નો જેવી એમની વસ્તુઓ લઈ આવ્યા હતાં અને તેની સાથોસાથ જવાને પણ લઈ આવ્યા હતા. આ મકાનમાં જ જવાનો નવેસરથી પુનર્જન્મ થયો. એ એકડો ઘૂંટતા શીખી. કેવા ઉત્સાહમાં કેટકેટલાયે માઘોત્સવ ઉજવાયા. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, શિવનાથ શાસ્ત્રી, દેવેન્દ્ર ઠાકુર, બ્રહ્માનંદ કેશવચંદ્ર સેન વગેરે અહીં આવી ગયા હતા. અઢારસો ને પાંસઠમાં જ્યારે આસો મહિનામાં કલકત્તામાં જબ્બર વાવાઝોડું આવેલું ત્યારે 'દુર્ગેશનંદિની' પ્રથમ પ્રગટ્યું હતું. બંકિમચંદ્ર અહીં આવી પોતાને હાથે એની એક પ્રત સુવિનયબાબુને ભેટ આપી ગયા હતા. આ વિશાળ ખંડમાં જ બેસીને એક દિવસ સુવિનયબાબુએ જવાને

બ્રાહ્મોધર્મની દીક્ષા આપી હતી—

સુવિનયબાબુએ કહ્યું—'કેશવબાબુ બનતા સુધી ૧૮૭૦માં વિલાયત ગયા તે પહેલા એ અહીં આવ્યા હતા. આ સામેની ખુરશી ઉપર જ બેઠા હતા. અમને કેટલાકને બોલાવી એમણે કંઈક વાતો કરી હતી. બધું તો આજે યાદ નથી પણ એમણે કહ્યું હતું કે મહાપુરુષ ચશ્માં જેવા છે. ચશ્માં જેમ આંખને ઢાંકતાં નથી પરંતુ એની દષ્ટિ-શક્તિ વધારી આપે છે તેમ જ મહાપુરુષો માનવી અને ઈશ્વર વચ્ચે કોઈ અંતરાય ઊભો નથી કરતા પરંતુ ઈશ્વરનાં સાક્ષાત્કારમાં સહાયક થાય છે. અને એક બીજી ઉપમા પણ એ યોજતા. એ કહેતા કે મહાપુરુષો દ્વારપાળ જેવા છે. દ્વારપાળ જેમ આગંતુકને એના સ્વામી પાસે લઈ જાય છે, અને ત્યાં જ એનું કામ પૂર્ણ થયું માને છે તેમ મહાપુરુષો પણ માનવીને પ્રભુની નિકટ પહોંચાડી દે છે.'

સુવિનયબાબુની વાતોનો આજે જાણે છેડો નહોતો આવતો.

જવા બોલી: 'બાપુજી, સાંજ થવા આવી. હવે આપણે ઊપડીએ.'

'જરા વધુ થોભ બેટા. હવે તો પાછું આ ઘેર ફરી આવવું નથી. થોડીક વધુ વાતો કરી લેવા દે. ભૂતનાથબાબુને બધી વાતની ખબર નથી. સુપવિત્રબાબુ, તમને કંટાળો તો નથી આવતો ને?'

સુપવિત્રે માથું નીચું લીધું.

'આ મકાને કેવા કેવા પ્રસંગો જોયાં છે! આંખ મીંચતા હજુય બધું બરાબર નજર સામે સ્પષ્ટ જોઈ શકું છું. કેશવબાબુ ત્યારે વિલાયતથી તાજા જ પાછા ફર્યા હતા. અમારે કેટકેટલું કામ હતું! ઇન્ડીયન રિફોર્મ એસોસીએશન નામથી અમે એક મંડળ સ્થાપ્યું હતું. એની પહેલી સભા આ ખંડમાં જ મળી હતી. કેટકેટલું કરી છૂટવાની એમને ઇચ્છા હતી— ટેમ્પેરેન્સ, એજ્યુકેશન, ચીપ લિટરેચર, ટેકનીકલ એજ્યુકેશન કેટકેટલી શાખાઓ નક્કી કરી હતી. શિવનાથ શાસ્ત્રીએ ગ્રંથ લખ્યો—"દારૂ કે ઝેર?" એ પછી

"સુલભ–સમાચાર" નામનું એક પૈસાવાળું એક છાપું શરૂ કરેલું. એમાં પણ હું લખતો.'

સુપવિત્ર મૂંગો મૂંગો બેઠો બેઠો 'બનીયન'ના બટન ઉઘાડ-બંધ કરતો હતો. જવા બધું કામ પતાવીને આવી. આ આખું મકાન કાલ સવારે જ એક ઇસ્પિતાલના રૂપમાં ફેરવાઈ જશે. અહીંના એકએક ઓરડામાં માંદાની માવજત થશે. સુવિનયબાબુનું લાંબા કાળનું સ્વપ્ન સાકાર થઈ રહ્યું છે. પરંતુ આજે આ નમતા પહોરની સંધિક્ષણે આ ઓરડાઓ તરફ જોતાં જાણે મનમાં થાય છે કે બધા જ મૃત-આત્માઓ એકાએક જાણે ફરી સળવળીને ત્યાં વિચરી રહ્યાં છે. કાન માંડીને બેસતાં ગત-આત્માઓની વાતો સાંભળી શકાશે. અને એમને યાદ આવી જવાની બા. એ આ ઓરડામાં અહીં જ એક આરામખુરશી પર પડચા પડચા કંઈક ગૂંથ્યા કરતી અને મનમાં ને મનમાં કોણ જાણે શુંયે વિચાર્યા કરતી. અને પેલું ગીત —'તુમિ બ્રહ્મ, તુમિ વિષ્ણુ.' વ્રજરાખાલ સાથે ભૂતનાથ પહેલી-વાર આ મકાનમાં પ્રવેશ્યો હતો ત્યારનું ચિત્ર એમની આંખ સામે તરવરતું હતું.

સુવિનયબાબુ વાત કહે જતા હતા પણ ભૂતનાથના કાનમાં જાણે કંઈ જ જતું નહોતું. હવેલીના ઇતિહાસની સાથે આ મકાનના ઇતિહાસને જાણે ક્યાંય મેળ મળતો નહોતો. અને તેમ છતાં એ બન્ને કેટલાં સમકાલિન – કેટલાં નિકટ હતાં? ભૂમિપતિ ચૌધરી પેલા ઇટાલિયન શિલ્પીની પત્નીને જ્યારે પોતાને ત્યાં ઉઠાવી ગયા હતા ત્યારે કલકત્તાનો પહેલો તબક્કો હતો. ત્યારે સમાજ ઘસાઈ રહ્યો હતો છતાં ભૂમિપતિ ચૌધરીના વંશજો વૈદુર્યમણિ, હિરણ્ય-મણિ અને કૌસ્તુભમણિ, ચુડામણિ વગેરે તો નવા જમાનાના માનવી હતા; પરંતુ તેઓ પણ વડવાઓની કુલિનતાના નશામાં ચકચૂર બની અચેતન થઈને પડચા હતા. પણ તેમની નજીકના જ આ સુવિનયબાબુને ત્યાં ત્યારે જુદો જ ઇતિહાસ સરજાઈ રહ્યો હતો.

રાજનારાયણ બસુએ 'હિન્દુ ધર્મની શ્રેષ્ઠતા' વિષે ભાષણ કર્યું. વિલાયતના 'ટાઇમ્સ'માં એનો રિપોર્ટ છપાયો હતો. એમણે કહ્યું હતું કે બ્રાહ્મધર્મ હિન્દુ ધર્મનું જ ઉન્નત સ્વરૂપ છે. બ્રહ્માનંદ કેશવચંદ્રે વિલાયતથી પાછા ફરી 'ભારત આશ્રમ'ની સ્થાપના કરી. આજે જ્યાં સિટિ કૉલેજ છે ત્યાં તેર નંબર મિરઝાપુર સ્ટ્રીટવાળા મકાનમાં જ એની સ્થાપના થઈ, જેમાં સુવિનયબાબુ પણ જોડાયા હતા.

'હવે ચાલો બાપુજી.' જવાએ ફરી યાદ કરાવ્યું.

'હા, બેટા. આવ્યો હો. પણ અહીંથી ચાલ્યા ગયા પછી તો આ વાત કદાચ કહેવાશે નહિ. તમને ગમે છે ને સુપવિત્ર?'

'એમને તો મેં આજે બહુ થકવ્યા છે. એમનાં બા આજે કદાચ મારા ઉપર ખૂબ ખિજાશે?'

'શું કહે છે? તો તો મોડું કરવું બરાબર નહિ. પણ સાધારણ બ્રહ્મસમાજની સ્થાપનાની વાત આજે નથી સાંભળવી? મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર કઈ રીતે...'

'ના, બાપુજી. આજે એ રહેવા દો. ફરી ક્યારેક કહેજો. બહુ મોડું થઈ જશે.'

'તો ચાલો.'

ગાડી બહાર ઊભી હતી. સેકન્ડ ક્લાસ ઘોડાગાડી.

હવે છેલ્લી સફર. સાંજ પડું પડું થઈ રહી છે. એકેએક ઓરડે ભૂતનાથે તાળાં દઈ દીધાં. ઉગમણા ઓરડા તરફ જતાં જ જવા પાછળ આવીને ઊભી રહીને બોલી—'જરા થોભજો ભૂતનાથબાબુ.'

ભૂતનાથ ચમક્યો. એ બાજુ આછું અંધારું થઈ ગયું હતું. ચીજવસ્તુઓ ચાલ્યા ગયા પછી થોડો એવો પણ અવાજ થતાં તેનો પડઘો પડતો હતો. ખાંઉં ખાંઉં કરતા એ વાતાવરણમાં શ્વાસ જાણે ગુંગળાવા લાગતો હતો. ભૂતનાથને આખા દિવસનો થાક હતો. એકાએક એ પૂછી બેઠો—'કોણ?'

'મારે થોડુંક કામ છે.' જવા બોલી.

જવાનું મોં ક્રોધથી શ્યામ બની ગયું હતું. અંધારામાં બરાબર દેખાતું ન હોવા છતાં ભૂતનાથ કળી ગયો કે કંઈક ભયંકર બની ગયું છે. એણે કહ્યું : 'બોલ, શું છે?'

'કદાચ ફરી ક્યારેય આપણે ન મળીએ એવું પણ બને. એટલે કહી દઉં એ જ સારું છે.' જવા કહેતી હતી.

પોતાની જાતને માંડ માંડ કાબૂમાં રાખતાં ભૂતનાથે કહ્યું : 'બોલો. બહુ જરૂરી કામ છે શું? ઉતાવળનું કામ છે?'

'ઉતાવળનું ન હોવા છતાં બહુ આવશ્યક વાત છે.'

'પણ એ બધાના દેખતાં કહેવાય તેવી નથી?'

'બધાની સામે સાંભળવી હોય તો તેમ કરીશ, પણ એથી તમારું માન વધશે નહિ.'

'આજે તારી પાસે આ નવી વાત સાંભળી? માનની વાત કાઢીને બીજી ચર્ચા મારે નથી કરવી. જે હોય તે કહે જવા. પરંતુ એ પછીથી કહી હોત તોપણ ચાલી શકત ને? અત્યારે તમે સૌ બહુ ઉતાવળામાં છો ને?'

'ઉતાવળ ભલે ગમે તેટલી હોય. કામમાં આ વાત હું તદ્દન ભૂલી જ ગઈ હતી. હમણાં એ યાદ આવી.'

'મેં કંઈ ભૂલ કરી છે કે શું?'

'તમારા પોતાનામાં હિંમત નહોતી કે નનીલાલને બાપુજી પાસે મોકલ્યા હતા?' જવાએ સખત થઈને કહ્યું.

'કોણ, નનીલાલ?'

'અને એટલું જ નહિ, તમારી રજાચિઠ્ઠી વિના અહીં આવવાની એની હિંમત જ કેમ થાય? તમે બાપુજી પાસે એને કેમ મોકલ્યો હતો કહો તો?'

'તું એ સાચું માને છે?...'

'બાપુજીની બધી જ સંપત્તિ એ પચાવી જવા માગતો હતો. આ વાત એ સહજ રીતે કહી શકત, તેને બદલે બેન્કનું નામ

પાડી ચાલબાજી કેમ કરતો હતો? એણે કઈ રીતે જાણ્યું કે બાપુજી અમારી બધી જ સંપત્તિ સમાજને દાનમાં આપી દેવાના છે?'

'એ વાત તો મેં જ એને કરી હતી.' ભૂતનાથે ગુનેગારની જેમ કબૂલાત કરી.

'તમે એને ફક્ત કહ્યું જ નહોતું, વધારામાં અહીં મોકલ્યો હતો. એણે તો તમારા નામે જ વાતની શરૂઆત કરી. નહિ તો એની હિંમત ન ચાલે કે અહીં આવી મને મોં બતાવે. સમાજની કોઈ પણ છોકરી સાથે એ સદ્‌ભાવના રાખી શક્યો નથી. કોઈ નોયે વિશ્વાસપાત્ર એ થઈ શક્યો નથી. ભલે મોટે મોટે ઠેકાણે એને સન્માન સાંપડતું. તમે તો સારી પેઠે જાણો છો કે અમે એ વર્તુળનાં નથી. અમારું ભણતર ગણતર ને ઘડતર જુદી જ રીતે થયું છે. પૈસા કે ઐશ્વર્યથી માણસને આલેખનારાઓમાં અમે નથી. જેની પાસે માનવતા નથી તેને બાપુજી અહીં પ્રવેશ જ આપતા નથી. જે સમાજનાં માનવી અમે છીએ એ સમાજમાં સૌથી વધુ કિંમતી છે માનવતા. હું એ જ શિક્ષણ બાપુજી પાસેથી પામી છું.'

ભૂતનાથ તાળાં-ચાવી લઈ ઊંચો-નીચો થતાં બોલ્યો: 'કદાચ હું જ દોષિત છું. છતાં નક્કી માનજે કે મેં એને અહીં મોકલ્યો નથી.'

'પણ તો એ અહીં આવ્યો કઈ હિંમતે?'

'એ તો હું પણ નથી જાણતો. પણ એને જો તમે બરાબર જાણતાં હશો તો સમજી શક્યાં હશો કે એ મારો દોરવ્યો દોરવાય તેવો નથી.'

'પણ તમે એના મિત્ર! એવું વિચારતાંયે ઘૃણા જન્મે છે.'

'પણ તું એ માને છે જવા?'

ઓચિંતાનો સુવિનયબાબુનો સાદ આવ્યો: 'જવા, બેટા!'

'એ આવી બાપુજી.' કહેતી જવા ચાલી ગઈ.

અને ભૂતનાથના શરીરમાંની સમસ્ત શક્તિ પળવારમાં જ

જાણે ઓસરી ગઈ. તાળાં લઈ ઉઘાડાં બારણાં સામે એ પથ્થરની જેમ થોડીવાર ઊભો જ રહ્યો. પછી ઘણીવારે તાળાં-ચાવીની ગણતરી કરી જ્યારે એ મકાનના દરવાજા પાસે આવ્યો ત્યારે ઠીક ઠીક અંધારું થઈ ગયું હતું. સુવિનયબાબુને મોં બતાવવામાં પણ ભૂતનાથ શરમાતો હતો. નનીલાલે આવું કેમ કર્યું ? એણે તો પોતે ભૂતનાથની સાથે આવશે એમ કહ્યું હતું.

સુવિનયબાબુ ધીરે ધીરે દાદર ઊતરતા હતા. જવા એમનો હાથ ઝાલીને બહુ જ કાળજીપૂર્વક એક એક ડગલું ભરતી હતી. તેની પાછળ સુપવિત્ર હતો. સમાજના કેટલાક વિશિષ્ટ સભ્યો પણ એમને વિદાય આપવા–મળવા આવ્યા હતા. એ લત્તાના કેટલાક ખાસ ખાસ લોકો પણ આવ્યા હતા. કેટલાંક નાનાં નાનાં છોકરા-છોકરી પણ આવ્યાં હતાં. ભૂતનાથે જઈને સુવિનયબાબુને ટેકો આપ્યો. સુવિનયબાબુને દોરીને ધીરેધીરે નીચે ઉતાર્યા.

ગાડીમાં અનેક ચીજો ભરી હતી. ગાડીના છાપરા ઉપર જરાયે જગ્યા નહોતી. કેટલીક કિંમતી ચીજો અંદર મૂકી હતી ને અમુક સામાન પાછળ બાંધ્યો હતો.

ધીરે ધીરે સુવિનયબાબુને ગાડીમાં બેસાડી ભૂતનાથે કહ્યું : 'ઊભા થતી વખતે જરા ધ્યાન રાખજો. માથામાં વાગે નહિ તે જોજો.'

તે પછી જવા ગાડીમાં ચડીને સામેની બાજુએ બેસી ગઈ.

વળાવવા આવેલા લોકો સાથે થોડીક વાતો કરી સુવિનયબાબુએ કહ્યું : 'સુપવિત્ર, ચાલો આવી જાવ, મોડું કરશો તો રાત થશે.'

'તમે બેસી જાવ સુપવિત્ર !' ભૂતનાથે કહ્યું.

કંઈ પણ બોલ્યા વિના સુપવિત્ર ગાડીમાં બેસી ગયો. તે પછી ક્યાંય જગ્યા રહી નહોતી છતાં સુવિનયબાબુએ કહ્યું : 'ભૂતનાથબાબુ, તમે પણ આવી જાવ.'

'મારી ચિન્તા તમે ન કરો. હું ઠીક લાગે એમ કરી લઈશ.'

'ઉપર જગ્યા હોય તો ઉપર, –નહિ તો પાછળ...'

'હું પગપાળો જ પહોંચું છું તમારી પાછળ પાછળ–તમે ચિન્તા ન કરશો.' ભૂતનાથે કહ્યું.

હવે જવા પણ બોલી: 'હા, હા, એ તો પગપાળા પહોંચી જશે. એમને ચાલવાની બહુ ટેવ છે.'

ભૂતનાથે કહ્યું: 'હા, મને ચાલવાની ટેવ છે. ગાડી જવા દો હવે.'

ગાડીવાને ગાડી ઉપાડી. 'ટિ...ટિ...' જેવો એક અવાજ કર્યો બેઉ ઘોડા પહેલા જરા સળવળ્યા, ને પછી ઈંટ-પથ્થરની કલકત્તાની સડક ઉપર ઘોડાગાડીનાં પૈડાંનો કર્કશ ધ્વનિ જ માત્ર સંભળાવા લાગ્યો. સુવિનયબાબુનો ઇતિહાસ ખાડા-ખબડિયાળા અંધારિયા માર્ગે આગળ વધવા લાગ્યો. એ ઇતિહાસ હવેલીની જેમ સાવ નિશ્ચળ સ્થાણુંનો ઇતિહાસ નથી. નાના-મોટા, વિશાળ ને સંકીર્ણ, અનેક વાંકચૂંક ને ખાડા-ટેકરા વટાવીને ખૂબ જ સંભાળપૂર્વક વીસમી-સદીના પહેલા દાયકામાં પહોંચવાનું છે. રામમોહન–વિદ્યાસાગર–વિવેકાનંદ વગેરેને ચીલે ચીલે એ નવી સભ્યતાના સિંહદ્વારે પહોંચશે.

ભૂતનાથ પણ હાંફતો હાંફતો ચાલવા લગ્યો. આગળ જતી ગાડીની પાછળ પ્રકાશનાં બે લાલ ટપકાં દેખાય છે. અંધારામાં પ્રકાશનાં એ બે બિન્દુઓને અનુસરતો ભૂતનાથ આગળ વધે છે. ક્યાં બાગ બજાર ને ક્યાં બાગ-શિમલા? પણ એ હો દૂર રહ્યું. પોતે તો ગામડા ગામનો જુવાન છે ને! ભાત વધુ ખાય છે. ચાલવાની પોતાને ટેવ છે. ટેવ નથી પેલા સુપવિત્રને. એ બહુ ભૂલકણો માણસ છે. ખાવાનું પણ એને યાદ નથી રહેતું. રાતે હજુયે એની બા એને સુવડાવે છે. એવો સુપવિત્ર કઈ રીતે સંસાર ચલાવશે તે કોણ જાણે! થોડી વધુ મહેનત કર્યે એ થાકી જાય છે. એનું મોં બગડી જાય છે. એ તો ગાડીમાં ગયો એ જ સારું થયું.

ચાલતા ચાલતા ભૂતનાથને ક્યારેક ઠેસ વાગે છે, ભલે વાગે. સુપવિત્ર તો ગાડીમાં ગયો છે. ટ્રામ-રસ્તે કેટલાંક ઝૂંપડાં છે તેમાં દીવા

મટમે છે. એક નાકે વળતાં જ ગાડી આંખથી અળગી થઈ ગઈ.



બાર-શિમલાને માર્ગે એકલા આગળ વધતાં વધતાં થોડા
સ પહેલાની એક વાત ભૂતનાથને યાદ આવી ગઈ.

એકાએક એને મનમાં થયું—એ જ તો. અત્યાર સુધી યાદ
તું. બંસીએ વાળી વાળીને કહ્યું હતું કે આજે વેલાસર પાછા
વી જજો. ભાભી કદાચ તૈયાર થઈને બેઠાં હશે. મિયાજાન ગાડી
ને આવીને ઊભો હશે. કદાચ બંસીએ આખી હવેલીમાં શોધ-
ળ કરી મૂકી હશે. હવે હવેલીનો સિતારો અગાઉ જેવો નથી
નો. અગાઉની જેમ છુટુકબાબુની મિજલસો મળતી નથી—ચોક આખો
જાણે ખાઉં ખાઉં કરે છે. શૂન્યનગરીની તોતિંગ ડેલીએ બ્રિજ-
સિંગ હાથમાં બંદૂક સાથે ઝોકાં ખાય છે. આગળ એ આંટા મારતો
મારતો પહેરો ભરતો, હવે ઝોલાં ખાય છે. હાબુલ દત્ત હવે આવીને
પરબારો દીકરી-જમાઈના ઓરડામાં ચાલ્યો જાય છે ને નીકળે છે
છેક રાતે. કોણ જાણે કેવાંય મંતર તંતર ભણાવતો હશે! વચેટ
શેઠ એકલા જ એમનો જલસો ચલાવ્યે જાય છે. હજુય હાસિની
આવે છે.

પેલે દિવસે ઓચિન્તાનો નન્નીબાઈનો જલસો ગોઠવાઈ ગયો.
પણ અગાઉ જેવી રંગત ન આવી. અગાઉ 'બાઈજી' આવ્યે ત્રણ
દિવસ સુધી જલસો ચાલતો, એક દિવસમાં ક્યારેય પૂરો થતો નહિ.
નન્નીબાઈએ ગીતો ગયાં, ગઝલ અને ઠૂમરી પણ થયાં પરંતુ પહેલા
જેવી વાહવાહ એને આ વખતે ન મળી. વચેટ શેઠ પહેલા જેવા
રંગમાં નહોતા. નન્નીબાઈએ નાચતાં નાચતાં મોંએથી થાળમાંની
મહોર ઉપાડી લીધી, પણ એ એક જ વાર, ચાંદીના થાળમાં બીજી

મહોર મૂકવામાં જ નહોતી આવી. હવેલીમાંથી વિદાય લેતી વેળા આ વેળા પણ અગાઉની જેમ એને બનારસી સાડી ભેટ આપવામાં આવી છે છતાં અગાઉ જેવો આનંદ એનાં મોં પર વરતાયો નથી. મુન્નાલાલ અગાઉની જેમ સારંગી બજાવતાં બજાવતાં જ મહેફિલમાં ઢળી પડચો નથી, તેમ નન્નીબાઈની ઓઢણી પણ નાચતાં નાચતાં માથેથી સરી નથી ગઈ. તાલમાં વારંવાર ભંગ પડચો છે. મહેફિલ પછી મોડી રાત્રે વચેટ શેઠને ઓરડે નન્નીબાઈને સાદ પડચો નથી. એ જલસો જાણે એક પ્રણાલી જાળવવા પૂરતો જ હતો. અરે! કેવી આશાઓ લઈને એ હવેલીમાં જલસો કરવા આવી હતી ને કેવી નિરાશા લઈને જશે?

અને નાનાશેઠ! એ ફરીથી જાનબજારે કેમ જવાના છે? કઈ વાતે એ બેઉ પતિ-પત્નીમાં ઝગડો થયો છે? વહુરાણી બરાબર દારૂ નથી પીતી કે શું? એની રીતભાતમાં કંઈ ખામી આવી કે શું? કે પછી ગમે તેવી તોય પરિણિત પત્ની એટલે એ જોઈએ એવી લહેર કરાવી જ ન શકે? ચુનીદાસી જે રીતે એને આદર આપી સંતોષી શકે છે એ રીતે કદાચ પટેશ્વરી વહુ નહિ કરી શકતી હોય? પરંતુ ભૂતનાથે ચુનીદાસીને પણ જોઈ છે. ભૂતનાથને પેલે દિવસે એણે 'ભાલો માનુષ બાબુ' તરીકે સંબોધ્યા હતા! સાચે જ એ હિંમતવાળી છે. બાર-શિમલા જતાં જતાં ભૂતનાથને તે દિવસની વાત યાદ આવી ગઈ.

તે દિવસે એ તરફના રસ્તે થઈને ભૂતનાથ ક્યાંક જતો હતો. વૃંદાવન એને જોઈ ગયો ને બોલ્યો—'મેં ચુનીદાસીને કહ્યું હતું કે તમે આવશો–તો ચાલો હવે. હવે બે ડગલાં ચાલો એટલે અમારું મકાન આવ્યું જ સમજો.'

'ના, ના. એ બની જ ન શકે વૃંદાવન. મારે બીજું કામ છે. ખરું કહું છું.'

ખેંચતાણ ચાલી. વૃંદાવન કેમે એને મૂકતો જ નહોતો.

'પણ મારે હજુ ઘણું કામ બાકી છે, ને તું તો જાણે છે કે હું પારકે ઘેર રહું છું. વખતસર જમવા ન જાઉં તો...'

'એ કંઈ હું ન જાણું સાલાબાબુ!'

'ભલે, એક દિવસ આવી જઈશ, વચન આપું છું. પણ આજે તો નહિ જ.'

'એ નહિ ચાલે સાલાબાબુ!'

આખરે એને જવું જ પડ્યું. અગાઉ બંસી સાથે પોતે એક જ વાર ત્યાં ગયો હતો. દરવાજો વટાવી સાંકડો વરંડો આવતો અને એ પછી ઉપર જવાનો દાદરો નજરે પડતો.

વૃંદાવન આગળ આગળ ચાલતો હતો. એણે કહ્યું : 'ચાલ્યા આવો સાલાબાબુ મારી પાછળ પાછળ.' ઉપર જઈને એણે કહ્યું : 'જો આજે કોને લઈ આવ્યો છું?'

'કોણ છે?' કોઈ સ્ત્રીએ જવાબ આપતાં પૂછ્યું. એ સાદ ચુનીદાસીનો જ હશે એમ મનમાં થયું.

'આ જો. ઓળખી શકે છે?'

એટલીવારમાં ભૂતનાથ તદ્દન બારણાં પાસે આવી પહોંચ્યો હતો. ઢગલો એક ઘરેણાં પહેરી ચુનીદાસી ગાદી-તકિયે બેઠી હતી. એની સામે પાનનો ડબ્બો ને ચૂનો-સોપારી-લવિંગ-એલચીની ડબ્બીઓ પડી હતી. ચુનીદાસી વધુ જાડી થઈ હોય તેમ જણાતું હતું. વાને એ દૂધ જેવી ઊજળી છે. ભૂતનાથને જોઈ એણે ડાબા હાથે સાડીનો છેડો માથે ખેંચી લીધો ને બોલી : 'ઓ મા, વાત એમ છે? આવો, આવો આજ તો ભાગ્યશાળી બની ગઈ છું.'

એણે ભૂતનાથને એના નિયમ મુજબ આદર-માન આપ્યું. વૃંદાવને ગાદી જરા ઝાપટી આપી ને કહ્યું : 'સાલાબાબુ, હવે નિરાંતે લંબાવીને બેસો અહીં.' ને એક તકિયો ભૂતનાથ તરફ સરકાવી દીધો.

ચુનીદાસીને ઉદ્દેશી વૃંદાવને કહ્યું : 'આ અમારા સાલાબાબુ

એ પછી એણે સાદ દીધે—'વૃંદાવન!'

ભૂતનાથનું પણ ત્યારે જ ધ્યાન ગયું કે વૃંદાવન ત્યાં નથી. છતાં હમણાં સુધી તો એ અહીં જ હતો.

'આ...વ્યો...' બાજુમાંથી ક્યાંકથી વૃંદાવનનો સાદ સંભળાયો.

'કબૂતરને ચણ નાખી? આ જુઓ ને એક ઉપાધિ થઈ છે. હમણાં થોડા દિવસથી આ કબૂતરોના પેટમાં દાણોયે નથી ગયો. સાત તરફની સાત ચિન્તા છે. નાનપણથી એને પોષ્યાં છે એથી એની એવી માયા બંધાઈ ગઈ છે કે...'

વૃંદાવન આવ્યો. ચુનીદાસીએ એને કહ્યું: 'જરા થાકોને બોલાવી લાવ તો!'

ભૂતનાથ ચારે તરફ ધારીધારીને જોવા લાગ્યો. હવેલીવાળા નાનાં ભાભીના ઓરડા કરતાં આ ઓરડામાં ઘણો ફેર હતો. કેટલીક છબી ભીંત પર ઝૂલતી હતી. એ બધી છબી પરદેશી જણાતી હતી. પરીઓનાં અંગો પરથી વસ્ત્રો સરી પડયાં છે. એક ઊંચા પર્વત પર એક ઝરણાંને આરે એક પરી પોતાનું પ્રતિબિમ્બ નિહાળી રહી છે, તો બીજે ક્યાંક સામટી ત્રણ પરી મનોહારી અદાથી ઊભી છે. કોઈના દેહ પર વસ્ત્રો તો છે જ નહિ.

એ ઓરડામાં એક તીવ્ર ગંધ આવતી હતી. જ્યારે નાનાં ભાભીને ત્યાં જતાં જ સુગંધી ધૂપની સુવાસ આવતી. પણ અહીંની તો વાત જ જુદી હતી. અહીં આપમેળે એક અપરિચિત ઉત્તેજના પ્રસરતી હતી. ગાદી ઠીક ઠીક જાડી ને પોચી હતી. બેસતાની સાથે જ વેંત એકનો ખાડો થઈ જતો. મોટા મોટા પાંચ-છ તકિયા. ગાદી ઉપર જ પાનની રકાબી, મસાલાનો ડબો. ઓરડાને એક ખૂણે એક હોકો પણ હતો જેનું તળિયું રૂપા જેવું ઝગઝગારા કરતું હતું.

ભૂતનાથે જોયું કે ચુનીદાસીને નાકે હીરાની એક ચૂંક લગભગ નાની ભાભી પહેરે છે એવી જ છે પરંતુ પાન એ નાનાંબા કરતાં ઘણાં વધુ ખાય છે. પેલે દિવસે નાનાશેઠ આ ગાદી ઉપર

જ સૂતા હતા, પરંતુ તે દિવસ ચુનીદાસી આવી સોહામણી નહોતી લાગી. આજે જાણે ભૂતનાથને એ ગમવા માંડી હતી.

'તમાકુ લાવવા કહું.' ને પછી ભૂતનાથના ચહેરા પરના ભાવો જોઈ એ બોલી: 'તમે ચિન્તા ન કરશો "ભાલો માનુષ બાબુ" અહીં બ્રાહ્મણનો હોકો પણ અમે રાખીએ છીએ.'

પણ ભૂતનાથ તમાકુ નથી લેતો જાણી ચુનીદાસી અવાક્ ન થઈ. એણે કહ્યું: 'તમાકુ તો મનેય નથી ગમતી, પણ જેવી તેવી તમાકુ વૃંદાવન લાવી શકતો નથી. નાનાશેઠ એનાં ઉપર ખિજાતા. અગાઉ નાનાશેઠ તમાકુ ખાતા ત્યારે આ આખો ઓરડો એકદમ મઘમઘી ઊઠતો. હવે તો બધી જ વસ્તુઓમાં જાણે આગ લાગી ગઈ છે ભાઈ!'

'થોડુંક પાણી...તરસ લાગી છે.' ભૂતનાથ બોલ્યો.

'પાણી શા માટે? શરબત લો ને?'

'ના, શરબતની જરૂર નથી. પાણી જ બસ છે.'

'શરબત થાય છે. તૈયાર થયે તુરત આવી જશે. અહીં તો રોજ શરબત બને છે. નાનાશેઠ લેતા એટલે. હવે નાનાશેઠની તબિયત કેમ છે?'

'એમ ને એમ જ. જરાક સારું થાય છે પણ વળી પાછા પડે છે.'

'કેમ કોઈ ધ્યાન નથી રાખતું? હું અહીં એમનું કેટકેટલું ધ્યાન રાખતી! કોઈ દિવસ જો હદથી વધુ પીવાનું મન કરે તો હું તેમને વારતી કે આટલું વધુ ન લેવાય. તે એ કંઈ દવા લે છે કે નથી લેતા?'

'એની મને બરાબર ખબર નથી. બંસી જાણતો હશે.' ભૂતનાથ બોલ્યો.

'એ બંસી એક પૂરો બદમાશ છે. મને શેઠ બધું કહેતા. બધી વાત જાણું છું. હવેલીમાં ઓછી હું જ પહેલી છું? વચેટ બાબા બાપને ક્યાં રખાત નહોતી? કલકત્તાના એક પણ મકાનની વાત

હું નથી જાણતી એમ માનશો મા. અહીં તો બધાં આવે છે. દિવાળીને દિવસે નાનાશેઠને કોણે બચાવ્યા હતા કહો તો? નહિ તો આગમાં ક્યારનાયે રાખ બની ગયા હોત! એ બંસી ઓછો એ આગની વાત જાણે છે?'

ભૂતનાથની આંખોમાં આશ્ચર્ય જોઈ ચુનીદાસીએ પૂછ્યું: "તમને એ વાતની ખબર નથી કે શું?'

'ના.'

'આ બાજુનું જ જે મકાન છે ને એની જમણી બાજુના મકાનમાં કેટલીક વેશ્યાઓ રહે છે. બજારૂ વેશ્યાઓ. તે ગઈ દિવાળીનાં દિવસોમાં એમને ત્યાં આવનારા બાબુઓ હવાઈ ફોડતા હતા. તે જોવા નાનાશેઠની સાથે હું પણ ઉપર અગાશીમાં ગઈ હતી. એમાંથી એક હવાઈ આવીને પડી એકદમ અમારા આ મકાનના આંગણામાં.–અને સાથેસાથ સુખી ચીસ નાખી ઊઠ્યો.'

'સુખી કોણ?'

'મારો પોપટ. હવાઈ એના પાંજરા ઉપર જ પડી. એણે ચીસાચીસ કરી મૂકી. અમે જેમ તેમ નીચે ઊતરીને જોયું તો સુખી છેલ્લી પળો ગણતો હતો. રડી રડીને હું અધીં થઈ ગઈ. જાણે હવે જિવાશે જ નહિ. પણ નાનાશેઠને તો તમે જાણો છો. એકવાર ખિજાયા પછી એમને સારાસારનું ભાન નથી રહેતું. એમણે હુકમ છોડ્યો કે હમણાં ને હમણાં એક હજાર રૂપિયાની હવાઈ લઈ આવો.'

'હજાર રૂપિયાની હવાઈ?'

'નાનાશેઠને તો હજાર સિવાય વાત જ નહોતી. કહ્યું એટલે બસ. વૃંદાવન હવાઈ લેવા ગયો. પણ હજાર રૂપિયાની હવાઈ એ કંઈ જેવી તેવી વાત હતી? જેમ તેમ કરી ભાવ વધારી કરીને વૃંદાવન એ લઈ આવ્યો પૂરા હજાર રૂપિયાની.'

'નાનાશેઠ કહે—"હવે જલાવી જલાવીને બધાયે ફેંકો સામે

પેલા મકાન ઉપર.'' એ દિવસે બધા આવ્યા હતા—મધુસૂદન, લોચન, અમારા નોકર-દરવાન બધાં જ.'

'મધુસૂદન અહીં આવે છે ખરો?' ભૂતનાથે પૂછ્યું.

'હા. રોજ આવે છે એ તો. એ બધા તો મારા ગામના જ માણસો છે. રોજેરોજ શરબત પીઈ જાય છે, તમે નથી જાણતા? મધુસૂદન આવે છે. લોચન આવે છે. ક્યારેક ક્યારેક શ્યામસુંદર અને વેણી પણ આવે છે. અગાઉ શશી પણ આવતો. વૃંદાવન શરબત અદ્‌ભુત બનાવે છે. એનું પણ નામ થઈ ગયું છે કલકત્તામાં એ માટે.'

એ પછી ચુનીદાસીએ મોટેથી સાદ દીધો—''અરે એ...તારું શરબત થયું કે?''—અને એ પછી શું થયું તે કહું છું– સાંભળો!—'

ફરી એક પાન મોંમાં મૂકી દાંડીવડે થોડોક ચૂનો લઈ જર્દાની ડબીમાંથી થોડોક જર્દો એણે મોંમાં ભભરાવ્યો. ગલોફું ભરીને પાન. આખું મોં પાનના રસથી ભરપૂર થઈ ગયું. પછી ઊઠીને ગાદીથી જરા દૂર પડેલી થૂંકદાનીમાં થોડુંક થૂંકી મોં લૂછતાં લૂછતાં એણે વાત માંડી. પાન ખાતાં ખાતાં એનાથી સરખી રીતે બોલી શકાતું નહોતું.

'પછી શું થયું?'

ચુનીદાસીના મોંમાં પાછો રસ ભરાઈ ગયો. ફરી ઊઠીને એ થૂંકી નાખીને એ બોલી: 'પહેલાં આ પાપને દૂર કરી નાખું. મોં જરા સાફ કરી લઉં. જર્દો ખાતા ખાતા વાત કરવામાં ફાવટ નથી આવતી.' અને એણે સાદ માર્યો—' થાકો...! એક લોટો પાણી લાવ તો બેટી!'

ચુનીદાસીનું પાન ખાવું, તમાકુ ખાવી, ઊઠવું, બેસવું બધું ભૂતનાથને એક અજબ પ્રકારનું જણાયું. આ બાઈ નાચતી હશે ત્યારે કેવી લાગતી હશે કોણ જાણે? નાનાશેઠ તો થોડાથી સંતોષાય તેવા નથી. નાનાશેઠને એ પૂરા સંતોષી શકી નહોતી. માત્ર

રૂપ–રૂપની વિપુલતા હોય એટલું બસ નથી. એ રૂપ નજરે ચડવું જોઈએ. એને યોગ્ય અંગભંગી જોઈએ. રૂપને વિકૃત કરી એનું વિશ્લેષણ કરે ત્યારે જ નાનાશેઠને જંપ વળતો. આ જ ઓરડો. આ ઓરડામાં જ આટલા દિવસ નાનાશેઠે એની પરિતૃપ્તિ શોધી હતી ને મેળવી પણ હતી.

પરંતુ ચુનીદાસીને ઉપર ઉપરથી જોનારને એની વિશિષ્ટતાની ખબર ન પડતી. એની વિચિત્રતાનો ખ્યાલ ન આવતો. આ બાઈએ પોતાનાં હાસ્ય, ગીતો, વાતો અને નૃત્યથી નાનાશેઠને મંત્રમુગ્ધ બનાવી દીધા છે, એ આજે એને જોતાં માની જ ન શકાય. પરંતુ હવેલીમાં આવતી ધંધાદારી નર્તિકા–ગાયિકાને જોતાં જ એમનો ખ્યાલ આવી જતો. કંજનબાઈ, નન્નીબાઈ–એમની નજર જ જુદી. એમની તો આંખો પણ સદાય નાચતી. નન્નીબાઈ, જ્યારે ગઝલ ગાતી—'નયના ન મારો...' ત્યારે એટલામાં જ એની વાત સમજાઈ જતી. હાસિનીને પણ વાતવાતમાં પકડી શકાતી, પેલાં મોટી બાઈજી નાનાં હતાં ત્યારે એ પણ નાચી શકતાં. આજેયે એમની ચાલ પરથી એ કળાઈ આવે છે. ક્યારેક ગાડીમાં બહાર જતી વેળા એમના પગ પરથી જે રીતે સાળુનો પાલવ સરકતો તે પરથી ભૂતનાથ એ સમજી ગયો હતો. અવસ્થા થયા છતાં એમનો દેહ-મરોડ અત્યંત આશ્ચર્ય ઉપજાવે એવો હતો. પણ આ ચુની-દાસી. એ જાણે એક અદ્ભુત સ્ત્રી હતી. એવી સ્ત્રી સાથે ભૂત-નાથને આ પ્રથમ પરિચય હતો. વાતચીતનો પ્રસંગ પણ આ પહેલો જ હતો.

ચુનીદાસી કહે જતી હતી—'ધમ્ ધમ્ હવાઈ ફૂટતી હતી. સામેના મકાનની અગાશીની પાળ ઉપર હારબંધ ચાળીસ હવાઈ ગોઠવી ચાળીસ છોકરીઓએ એકી સાથે એ જલાવી અને અંધારા આકાશ તરફ સૂઉઉઉ કરતી એ ચાળીસે હવાઈ ફૂલના ગજરાની જેમ ઊડવા લાગી. એકી સાથે સામેવાળી ચાળીસેય યુવતીઓ હો:

...હા... કરી ઊઠી. અને એમની સાથે સોએક જેટલા પુરુષો પણ હો...હા...હા...હો કરી ઊઠયા. મહોલ્લો આખો ગાજી ઊઠયો. અગાશી ઉપર જ હારમોનિયમ સાથે નૃત્ય–ગીતોની મહેફિલ જામી હતી. એક સો પુરુષો એકી સાથે શોર મચાવી ઊઠયા કે "કયા બાત! કયા બાત કયા હુઆ?"

'ઓચિંતાની આ બાજુએથી વૃંદાવને હવાઈ છોડી. શું હતો એનો વળાંક! "ઓ માડી રે!" કરતુંક પેલું યુવતીવૃંદ વિખેરાઈ ગયું. એમનું ગાયન–વાદન–નૃત્ય એકાએક અટકી ગયું. કોઈની સાડી ઉપર તો કોઈના બદન ઉપર એમ તણખા પડયા. મહેફિલ ભભૂકી ઊઠી. તે પછી હવાઈ ફરી ફરીને એ બાજુએ જઈને પડી. –પડતી હતી.

'નાનાશેઠે કહ્યું—"વૃંદાવન, એ બધીય સાળીઓને સળગાવી મૂક. પાંચ જોડી હવાઈ લઈને આવી છે ફટાકડા ફોડવા એ બધી. એને ખબર પડવા દે."

'નીચે હતી મુસલમાનની હોટલ. કેટલીક હવાઈ જલતી જલતી ત્યાં પડી. રસ્તામાં લોકોનું ટોળું એકઠું થઈ ગયું. એક એક હવાઈ સૂ...સૂ...કરતી ઊડતી ને સામેની અગાશીમાં જઈને પડતી. ત્યાં તેમાંથી તણખાનો ફુવારો છૂટતો. અને સામેવાળી સ્ત્રીઓનું ટોળું કલબલાટ કરી ઊઠતું. બધી સામટી બોલી ઊઠતી—"આ તે કેવું કહેવાય! ચાલો નીચે ભાગી જઈએ."

'પણ એમની સાથેના બાબુડાઓ એમ જવા શાના દે? એ બધા તો પૈસા ખરચીને લહેર કરવા આવ્યા હતા. આમ સહેજમાં બધું ધૂળધાણી થવા દે? એએક ભાડૂતી બાઈઓ ઓછી થઈ તો શું વાંધો છે? એમાં એમને કયાં નહાવા જવાનું હતું? આખું વરસ જેની પાસે કોઈ ફરકતુંય ન હોય તેની પાસે પણ તહેવારના દિવસે તો કો'ક આવે જ. ત્યારે એ બિચારીઓ બે સારી ચીજ પેટ ભરીને ખાઈ શકે. માંસ હોય, ઊંચી જાતનો દારૂ હોય, સારાં

કપડાં મળે–એવો દિવસ આમ બગડશે ? નદી–કિનારે જઈ ને જોયું તો નૌકાનાં ભાડાં ચાર ગણાં થઈ ગયાં છે. કાલીપૂજા, કાર્તિકપૂજા વગેરે દિવસો તો એની મોસમ છે.' વાતો કરતાં કરતાં ચુની-દાસીએ ફરી સાદ પાડ્યો—' અરે વૃંદાવન ! તારું શરબત થયું કે હજુ થાય જ છે ? '

'–પછી ?' ભૂતનાથે પૂછ્યું.

' એ પછી એક હવાઈ જલતી જલતી આવીને પડી, બરાબર નાનાશેઠ ઉપર.'

આટલી વારે વૃંદાવન શરબત લઈ અંદર આવ્યો ને બોલ્યો : ' લો સાલાબાબુ !' આમ કહી ગાદી પાસે એણે બે ગ્લાસ મૂક્યા. રૂપાના ગ્લાસ. મઝાના ઝગમગાટ કરતા. એનાં ઉપર સરસ કોતરણી હતી. એક ઉપર નામ હતું ' ચુનીદાસી' ને બીજા ઉપર નામ હતું ' કૌસ્તુભમણિ ચૌધરી '. વૃંદાવને નાનાશેઠના નામ વાળો ગ્લાસ ભૂતનાથને ધર્યો ને કહ્યું : ' હવે આ એકદમ ગટગટાવી જાવ સાલાબાબુ. મોડું કરશો તો એની મઝા ઓછી થઈ જશે.' અને એ ચાલ્યો ગયો.

' આ શરબત કઈ ચીજનું ?'

' પી જુઓને ભાલો માનુષ બાબુ. ગ્લાસ આમલીથી બરાબર સાફ કરાવ્યો છે. તમને બ્રાહ્મણ માણસને ઓછું જેવા તેવા પાત્રમાં કંઈ અપાય ? અમારામાં એટલોયે વિવેક નહિ હોય શું ?'

આમ છતાં ભૂતનાથ દ્વિધામાં પડ્યો. ' સિદ્ધિ તો નહિ હોય ને ? પેલે દિવસે છુટુકબાબુની મહેફિલમાં સિદ્ધિ પીધા પછી એને કેવું થતું હતું ? જીવ મૂંઝાવા માંડે, મનમાં થાય જાણે આખુંય મકાન ઊંધું વળી રહ્યું છે. ચગડોળની જેમ પણ ત્રાંસુ ફરી રહ્યું છે !'

આટલી વારમાં ચુનીદાસીએ પોતાનો ગ્લાસ મોંએ માંડી દીધો હતો. શરબત ગટગટાવી જઈ એ બોલી : ' વાહ ! શું ચીજ

બન્યું છે શરબત !'

પણ આ બાજુ બીજી જ વાત બની ગઈ. ભૂતનાથે ગ્લાસ મોંએ અડાડયો ને શરબત પાવલીભાર માંડ પેટમાં ગયું હશે ત્યાં તો ભૂતનાથનું માથું ફરવા લાગ્યું, અને સાથોસાથ એના હાથમાંનો ગ્લાસ વાંકો વળી ગયો – શરબત ઢળવા લાગ્યું.

'અરે! આ શું થયું !' કરતી ચુનીદાસી નજીક આવી ગ્લાસ પકડવા જતી હતી ત્યાં તો જે થવાની હતી તે થઈ ગઈ. ગાદી શરબતથી તરબોળ બની ગઈ. આખો ઓરડો શરબત શરબત થઈ ગયો. ચુનીદાસી બોલી : 'હાથમાંથી સરી પડયો? જોઉં જરા !'

ત્યારે ભૂતનાથ ઠીક ઠીક ઝંખવાઈ ગયો હતો. એનાં પોતાનાં કપડાં પણ ભીંજાયાં હતાં. ગાદી પણ આખી બગડી ગઈ હતી.

ચુનીદાસીએ પાસે આવી પોતાના સાળુ વડે ભૂતનાથનું મોં-હાથ લૂછી દીધાં. ભૂતનાથ સામે જોતાં બધી વાત એ સમજી ગઈ. ભૂતનાથ પણ અકળાતો બોલ્યો : 'કંઈ સમજાયું નહિ, માથું એકા-એક ફરી ગયું ને તેથી...'

પણ ભૂતનાથ વધુ વખત બેસી પણ નહિ શકે એમ જણાયું.

'હજુય માથું ભમે છે?'

'શરબતમાં શું નાખ્યું હતું?' ભૂતનાથે પૂછ્યું.

'હોય શું બીજું? બધાએ તો એ પીધું છે. મેં પોતે પણ તમારી નજરોનજર પીધું એ તમે જોયું તે ભૂલી ગયા શું?' ચુનીદાસી બોલી.

'તો પછી એકાએક મને આવું કેમ થયું?—થાય છે?' ભૂત-નાથે કહ્યું. એને થયું પોતે હમણાં જ જાણે ઢળી પડશે. એનું માથું ધમ્મ્...ધમ્મ્... થતું હતું. આખુંયે શરીર જાણે હિલ્લોળે ચડયું હતું. પરંતુ છુટુકબાબુની મહેફિલમાં સિદ્ધિ પીધા પછી થયું હતું તેવું આ નથી. જાણે પોતે અફીણ લીધું છે! જોકે અફીણ એણે ક્યારેય લીધું નથી. એનો સ્વાદ એ જાણતો નથી એટલે અફીણ

કેવું હોય ને એ લીધે શું – કેવું થાય એની એને ખબર નથી – ને છતાં એને થયું જાણે આ લોકોએ એને સાચેસાચ અફીણ ખવડાવ્યું છે. આખુંય ઘર એને પોતાની સાથે ડોલતું જણાય છે. ભીંત, ભીંત ઉપરનાં ચિત્રો, હારમોનિયમની પેટી, તબલાંની જોડી–

'માથું દાબી દઉં?' કહેતાં ચુનીદાસીએ નજીક આવી પાસે બેસી ભૂતનાથનું માથું પોતાના ખોળામાં લીધું ને સ્નેહથી માથે હાથ ફેરવતાં કહ્યું : 'જરા સૂઈ જવાની કોશિશ કરો ભાલો માનુષ બાબુ!'

ચુનીદાસીના ખોળામાં માથું મૂકીને સૂતાં જાણે થોડોક આરામ મળ્યો. એક જુદા જ પ્રકારનું સુખ સાંપડયું. માથા નીચેની ચુનીદાસીની સાડી સરું સરું થતી હતી. ચુનીદાસીએ શું ચીજ અત્તર લગાડયું હતું? ભૂતનાથ એ અત્તરની સુવાસ હૈયું ભરીને શ્વાસમાં ભરવા લાગ્યો. એને થયું, જાણે ચુનીદાસીની સુંવાળી આંગળીઓ એનાં વાળમાં ફરતી ફરતી એનું માથું દાબી રહી છે. કપાળ પાસે એનો હાથ આવતાં જ એને વધુ આરામ જણાય છે. એની આંગળીઓ કેવી પોચી પોચી છે!

'જરા ઊંઘી જવાનો પ્રયત્ન કરો ભાલો માનુષ બાબુ!'

'પણ તમારાં કપડાં બગડે છે–'

'તે ભલે બગડે, એની ચિન્તા ન કરશો. કહો હવે કેમ લાગે છે? માથાના દુખાવામાં ફેર જણાય છે?' કહી એણે પોતાના પાલવ વડે ભૂતનાથના મોં પરથી પરસેવો લૂછી નાખ્યો.

સાચે જ ઘણું સારું લાગતું હતું. ભૂતનાથે કહ્યું : 'તમને બહુ હેરાન કર્યાં આજે.'

'હેરાન? આમાં હું શું હેરાન થઈ? આજે તમે આવ્યા હતા થોડીક વાતો કરવા. મેં જ તમને બોલાવ્યા હતા અને આ કેવું થઈ ગયું? તમે કંઈ મનમાં ન લાવશો હો.'

'પણ બંસી કદાચ મને શોધશે. આજે એણે વહેલા વહેલા

પાછા ફરવા કહ્યું હતું. થોડુંક કામ હતું–' ભૂતનાથ બોલ્યો.

'થોડીવાર સૂઈ જાવ. જરા ઠીક થશે એટલે ગાડી બોલાવી તમને મોકલી દઈશ. થોડીવાર સૂઈ જાવ. કંઈ જ ચિંતા ન કરો.'

ભૂતનાથે ફરી આંખો મીંચવા પ્રયત્ન કર્યો, પણ એનાં મનમાં જાણે કંઈક બખડજંતર થઈ ગયું હતું. ઓચિંતી જરાક તંદ્રા આવે અને એવું લાગે જાણે કેટલાય માણસોનું ટોળું ભેગું થયું છે. ત્યાં પોલીસ પ્રવેશે છે ને કહે છે કે— આનું ખૂન કોણે કર્યું છે? થોડીવારે વળી મનમાં થયું, જાણે વૃંદાવન ઓરડામાં આવી દાંત બહાર કાઢી હિ-હિ કરતો હસે છે. ચુનીદાસી એને કહે છે કે—વૃંદાવન, હવે આને રસ્તા ઉપર ફેંકી આવ. હવે આનું કામ નથી!—ચુનીદાસીનો ચહેરો પણ તદ્દન બદલાઈ ગયો હતો. એ હાથમાં બોટલ લઈ ગ્લાસમાં દારૂ કાઢે છે ને પછી કહે છે કે, બોલાવ તો કાલુને કે એ તબલાં બજાવે. તંદ્રામાં એણે જોયું—જાણે ચુનીદાસીએ સાડી કાઢી નાખી છે. વાળ ઓળીને વેણી લીધી છે. માથે ઝીણી-આછી કેસરી ઓઢણી ઓઢી છે ને મલમલનો ચણિયો ને ચોળી પહેર્યાં છે. બીજી તરફ કોઈ તબલાં બજાવે છે. ચુનીદાસી ગાતી ગાતી ફરતી ફરતી નાચી રહી છે. હવે એનો ચહેરો અગાઉ જેવો નથી. અવારનવાર આંખો ચકળ-વકળ કરી એ અંગ મરોડ કરતી દેહભંગી દાખવે છે. મહેફિલમાં શરાબ ઊડે છે. સિગારેટના ધુમાડા ઊડે છે. અને પેલી બાજુ એક ખૂણામાં નાનાશેઠ બેઠા છે. બેઠા બેઠા રૂપાના હોકાની રંગીન રેશમી કપડે મઢી નળી મોંમાં મૂકી ધીરે ધીરે હોકો ગગડાવે છે.—ઊંઘમાં મનમાં થયું કે આ બધા ક્યારે આવ્યા? પોતાને કોઈ જોતું તો નથી ને? અને ભયથી હાંફળાફાંફળા બની આંખો ચોળતાં જ બધું ઓછાયાની જેમ ક્યાંય અલોપ થઈ ગયું.

ચુનીદાસી એનું માથું ખોળામાં લઈને પહેલાની જેમ જ બેઠી હતી.

વૃંદાવન પણ સામે જ ગંભીર ચહેરે બેઠો હતો. એ બોલ્યો:

'ને નાનાંબાએ તમને શું આપ્યું છે ? તમે એને માટે આટ-
આટલું કરો છો પણ તમને સરખી રીતે ખાવા-પીવા પણ તો
એ નથી આપતાં એમ સાંભળ્યું છે. શા માટે ત્યાં પડ્યા રહો છો ?
એ નાનાંબાની બધીય માલ-મિલ્કત-સંપત્તિ એ બધું તો પૈસો
બંસી ઓહિયાં કરી જવાનો છે. એ માટે જ એણે એમને દારૂની
લતે ચડાવ્યાં છે. હવે એક દિવસ નાનાંબાને દારૂમાં બેભાન બનાવી
પેટી ઉઘાડી બધુંયે વાળી-ચોળીને સાફ કરી મૂકશે.' વૃંદાવન બોલ્યો.

'અને એક કામ તમે ન કરી શકો ? નાનાંબાની સાથે તો
તમારે બહુ સારાસારી છે. એક દિવસ એને કંઈક ખવડાવી-પીવ-
ડાવીને પૂરી ન કરી શકો ? કે જેથી જિંદગી આખીની નિરાંત થઈ
જાય !' ચુનીદાસીએ કહ્યું.

'એવું કરવાની જરૂર નથી. તમે એક વખત નાનાશેઠને કોઈ
પણ ઉપાયે અહીં લઈ આવો. હું એમને એક જ ખાસ શરબત

પાઈશ, પણ એવું તો અનોખું શરબત પાઈશ કે એ પીધા પછી એ હવેલીએ જવાની વાત જ નહિ કરે.' વૃંદાવને કહ્યું.

આટલી બધી વાતો-આ વાતો અને પ્રશ્નો. ભૂતનાથનું મન પાછું ચકરાવે ચડયું. આંખો મીંચતા જ પાછું પેલું દૃષ્ય. હવે ચુનીદાસીએ ઓઢણી, ચણિયો, કાંચળી બધું જ ઉતારી નાખ્યું હતું. માત્ર પગમાં ઘૂઘરા છે. ગોળ ફરતી ફરતી એ અત્યંત વેગથી ઉદ્દામ બનીને નાચતી હતી. એના ફરવા સાથે હવે એની વેણી પણ ઊડાઊડ કરતી નૃત્યે ચડી હતી. નાનાશેઠે હોકાની નળી મોંમાંથી કાઢી ફરી ગ્લાસ મોંએ માંડયો. એ જ વખતે ધડબડાટી કરતું પોલીસનું ટોળું ત્યાં પ્રવેશ્યું. પોલીસ અધિકારીએ પૂછ્યું કે — 'આ ભૂતનાથબાબુનું ખૂન કોણે કર્યું છે?'—એ પછી દૃષ્ય બદલાયું. જાણે નાનાશેઠનાં હાથમાં હાથકડી પડી છે. બધાને પોલીસ પકડી જાય છે. અને ત્યાં એકાએક એની આંખો ઊઘડી ગઈ. ચુનીદાસી હજુયે એનું માથું ખોળામાં લઈ એના વાળમાં પોતાની આંગળીઓ ફેરવતી હતી. વૃંદાવન ગંભીર ચહેરે એની બાજુએ ઊભો છે. અને મધુસૂદન પણ ત્યાં ઊભો છે-હવેલીના સરદાર જેવો મધુસૂદન, લોચન, શ્યામસુંદર અને વેણી.

ભૂતનાથ ચમકી જ ગયો. આ બધાં અત્યારે અહીં ક્યાંથી?

મધુસૂદન કહેતો હતો--'એ કામ જો કોઈથી પણ બની શકે તેમ હોય તો તે સાલાબાબુથી. સાલાબાબુ જ એ કરી શકે. એમને નાનાંબા સાથે બહુ મેળ છે. હજુ હમણાં જ છુટુકબાબુનાં લગ્ન વખતે નાનાંબાએ એમને માટે ખાસ કપડાં-જોડા કરાવી આપ્યાં હતાં. અને જુઓ તો ખરા...અમે આટલા આટલા સમયથી ત્યાં કામ કરીએ છીએ પણ અમને ફક્ત એક એક સસ્તું ધોતિયું ને અંગૂછો જ.'

લોચન બોલતો હતો—'હું તો સાલાબાબુને કહેતો હતો કે વધુ નહિ રોજ એક અધેલો જ આપજો ને જોઈએ એટલી તમાકુ

ઉડાવતા રહેજો જેમ બધાય કરે છે. અહીં તો મોટા શેઠિયાની હવેલી છે. પૈસાનો હિસાબ જ કોને છે?—છતાં સાલાબાબુ રાજી ન થયા. સાંભળ્યું છે કે એમણે નાનાંબાને પોતાના પાંચસો રૂપિયા સાચવવા આપ્યા છે. બંસી પોતે મને કહેતો હતો.'

વૃંદાવન બોલ્યો—'વારુ, મધુસૂદનકાકા, આ નાનાંબાને દારૂની લતે કોણે ચડાવ્યાં કહો તો?'

'પેલા બંસીએ. એ બંસી અને એની બેન ચિન્તા—એ બે જ જણાંએ તો આ સર્વનાશ કર્યો છે.'

'તે હવે બાકી શું રહ્યું છે?' લોચન બોલ્યો.

'હં, પણ પેલી ખરીદેલી તે પાછી કાઢી કેમ નાખી વચેટ શેઠે?' વૃંદાવને પૂછ્યું.

'એ ગાડી એમને પસંદ નહોતી. વિલાયતથી નવી ગાડી મંગાવી છે.' વેણીએ ખુલાસો કર્યો.

'તું રહેવા દે હવે. જાણે છે બધી અંદરની વાત? આ વખતે સુખચરની વસતીએ ચૌધરીઓને સાવ બેસાડી દીધા છે. છુટ્ટુકબાબુના લગ્નમાં નજરાણું કરવા કોઈ ન આવ્યું. જઈને કેટલુંય કહ્યું—ઘેર ઘેર જઈ આવ્યો. તો જવાબ મળ્યો કે, "આજ દસ વરસથી તળાવનાં પાણી સુકાઈ રહ્યાં છે, ગયે વરસે વાઘ આવ્યો હતો અવાડા ઉપર. જાન-માલની કેટલી ખુવારી થઈ ગઈ. પણ તેનો તમને જરાયે વિચાર આવ્યો છે? જઈને કહેજો માલિકને કે લોકો જીવતા હશે તો જમીનદાર પણ જીવશે." આ વાત સાંભળી વચેટ શેઠે કહ્યું હતું કે—"હવે હું જ જઈશ. ચાબુક લઈને જઈશ."'

'તે વચેટ શેઠ જશે શું?' વૃંદાવને પૂછ્યું.

'જશે શું વચેટબાબુ! સરકાર મશાયે કહ્યું કે શેઠ જાય કે ન જાય એમાં કંઈ ફેર નહિ પડે. જે થવાનું હશે એ જ થશે.'

'શું થશે?' વૃંદાવને પૂછ્યું.

'થશે આ...' કહી મધુસૂદને અંગૂઠો બતાવ્યો ને કહ્યું—

'મારે શું ? હું તો જઈને રહીશ મારે ઘેર. નસીબમાં સુખનો રોટલો નહિ માંડયો હોય તો દુઃખનો રોટલો ખાશું. કલકત્તામાં હવે આગલું સુખ નથી. મારા મોટા બાપુજી રથયાત્રા વખતે અહીં આવતા, પાછા ફરતી વેળા ચાર વીસું-પાંચ વીસું રૂપિયા ખિસ્સે ઘાલીને જતાં. બરાકપુરમાં સિપાહીઓનું તોફાન થયું ત્યારે સસ્તામાં જમીન લીધી. તળાવ ખોદાવ્યું, ગામમાં તુલસી-ચબૂતરો કરાવ્યો ને ઘેર સપ્તાહ પણ બેસાડી હતી.'

'તે હવેલીમાં કંઈ વાતનું દુઃખ હતું એમને ?' લોચને પૂછ્યું અને કહ્યું—'મોટાશેઠ ત્યારે હયાત હતા. એકવાર સવારે કુસ્તી કરીને આવીને હજુ બેઠક-ઘરમાં બેઠા જ હતા. મેં જઈને તમાકુ ભરીને હોકો ધર્યો. એ જરા રંગમાં હતા એટલે સાંજે તો બક્ષિસ મળી ગઈ એક આખા રૂપિયાની. હવે તો ફક્ત સુક્કો મહિનો મળે છે.'

વૃંદાવન હતાશ થઈ ગયો એણે લોચનને કહ્યું—'તું ચુની-દાસીને જરા સમજાવીને કહે કે એ જે આટલું "નાનાશેઠ, નાનાશેઠ" કર્યા કરે છે એ નાનાશેઠ સિવાય બીજા કોઈ માલદાર શું આ કલ-કત્તામાં નથી ? આ રહ્યો ઠનઠનિયાના છેની દત્તનો દીકરો નટુ દત્ત. એણે મને કહ્યું છે કે એ આવશે. પણ આ ચુની નાનાશેઠ નાનાશેઠ જ કર્યા કરે છે.'

મધુસૂદને કહ્યું—'પણ હવે નાનાશેઠમાં કસ નથી. હવે જે કંઈ બાકી હશે તે પેલો બંસી ચૂસી જશે-જોજે.'

ભૂતનાથ ફરી આંખ મીંચી ગયો કે જેથી બધું ફરીને બખડ-જંતરમાં ફેરવાઈ જાય. મનમાં થયું, જાણે પોતે સ્વપ્ન જુએ છે. જાણે એ નાનીભાભીને ત્યાં સૂતો છે. નાનીભાભી પણ ત્યારે અવશ સ્થિતિમાં છે. એ ભૂતનાથને પોતાના તરફ ખેંચે છે. કહે છે કે નાનાશેઠ જો જાનબજારે જાય છે તો હુંય હવે આ હવેલીમાં બંધાઈ નહિ રહું. કહે ક્યાં જશું ? બારાનગરના બગીચાવાળા બંગલે જશું કે ખડદાનો રામલીલાનો મેળો જોવા જશું ? ગંગામાં નૌકા-વિહારે

જશું ? અને પછી ઓચિંતું થોડું અત્તર ભૂતનાથ ઉપર ઢોળી દે છે. કાંસકીથી એનાં વાળ ઓળી આપે છે ને થોડો દારૂ ગ્લાસમાં કાઢી ભૂતનાથ તરફ ધરી કહે છે, લે જરા ચાખ તો ખરો.

—ના, હું એ નહિ લઉં, મને ઊલટી થશે.

—કંઈ નહિ થાય. શરૂમાં મનેય એવું થતું. થોડી થોડી ટેવ પાડ પછી વાંધો નહિ આવે.

—પણ કોના ઉપર રોષે ભરાઈ આમ તમારો સર્વનાશ નોતરો છો ભાભી ?

—જા, જા, રોષે શા માટે ભરાઉં ? જોજે આ પીધા પછી રોષ, દુઃખ કંઈ નહિ રહે. મનમાં થશે જાણે બધુંય તારે છે—બાળક છે, સંસાર છે, સ્વામી છે......

એકાએક બહાર જાણે કોઈનો પગરવ સંભળાયો. બધા ગભરાઈ ગયા. વૃંદાવન એક ક્ષણમાં જ બહાર જઈને દોડતો પાછો આવ્યો.

' કોણ ? આવે છે ?' ચુનીદાસીએ પૂછયું.

' છેની દત્તનો દીકરો નટુ દત્ત—ભાગો મધુસૂદન કાકા. જા લોચન, તમે બધા આ ઓરડામાંથી બહાર જાવ. કાલે દત્ત મશાયને પધારવા કહ્યું હતું ને ?'

વાત સાંભળતાં જ ચુનીદાસીએ ભૂતનાથનું માથું ખોળામાંથી નીચે મૂકયું ને બે હાથે અંબોડો ઠીક કરતાં કરતાં કહ્યું—' હવે આ ભોળો માનુષ બાબુને અહીંથી ઉપાડી જા, વૃંદાવન !'



નટુ દત્તને ભૂતનાથે આ પહેલીવાર જ જોયો. ઠીકઠીક લાંબો એવો ચહેરો. જોકે વાન નાનાશેઠ જેવો ઊજળો નહિ. પણ આરોગ્ય સારું. એકવાર વેધક નજરે એણે ભૂતનાથ તરફ જોયું. ને પછી

વૃંદાવનને પૂછ્યું—'કોણ છે આ ?'

વૃંદાવને શું કહ્યું તે સમજાયું નહિ. ચુનીદાસીએ ખિજાઈ ને કહ્યું—'વૃંદાવન, આને જલદી ઉપાડી જા અહીંથી.'

પણ વૃંદાવનને એને ઉપાડવાની જરૂર ન પડી. ભૂતનાથ આપમેળે ઊઠ્યો. એનું આખું શરીર લથડિયાં લેતું હતું. જાણે એનામાં ઊભા થવાની શકિત જ નહોતી. છતાં ઊભા થવું પડયું. મધુસૂદન, લોચન વગેરે તો ક્યારનાયે દૂર સરી ગયા હતા. ભૂતનાથ દરવાજે પહોંચ્યો. વૃંદાવન એની સાથે હતો. એણે પૂછયું—'સાલાબાબુ એકલા ઘેર જઈ શકશો ?'

'તું ચિંતા ન કરીશ વૃંદાવન, હું બરાબર પહોંચી જઈશ.' ભૂતનાથ આમ બોલ્યો તો ખરો પણ એના શરીરમાં સાચેસાચ શક્તિ નહોતી. ધીરે ધીરે દાદર ઊતરી એ નીચે આવ્યો છતાં સમજાયું નહિ કે કયી બાજુ હવે એનો રસ્તો આવ્યો. એની પાછળ કોઈ જાણે હા–હા કરતું હસ્યું. મશ્કરીનું હાસ્ય. તે દિવસે ભૂતનાથને મનમાં થયું હતું કે પોતાને ઉદ્દેશીને એ લોકો અકારણ હસતાં હતાં. પોતે કંઈ આપમેળે ચુનીદાસીને ત્યાં ગયો ન હતો. છતાં પોતે નશો કર્યો છે માની તેઓ હસતાં હતાં. જોકે નશાની એને ઇચ્છા જ નહોતી. છતાં પોતાને નશો કરાવીને એ લોકો શું કરવા માગતાં હતાં ? પોતે નાનાશેઠને ઓછો અહીં લાવી શકે એમ હતો ? એને કહે નાનાશેઠ અહીં આવે ખરા ? અને નાનીભાભી પણ આ બધું જાણશે ત્યારે શું કહેશે ?

નીચે રસ્તા પર આવી કયી બાજુ જવું તે ભૂતનાથ નક્કી કરી ન શક્યો. રસ્તામાં ત્યારે અંધારું હતું. રાત પડી ગઈ હતી. કેટલીક દુકાનોમાં ટમટમતો તેલનો દીવો બળતો હતો. બાઉબજારમાં હવેલી તરફ જતાં જતાં રસ્તામાં ભૂતનાથને શંકા ઉદ્‌ભવી–"હું સાચે જ માર્ગે જાઉં છું ને ?" રાતે કલકત્તા જાણે જુદું જ રૂપ ધરતું હતું. કલકત્તાનું એ એક નગ્ન સ્વરૂપ હતું. આ સુતાનુટીમાં જ

પોર્ટુગીઝોની સંતાવાની જગ્યા હતી. સત્યગ્રામના બંદર ઉપર વહાણોને લૂંટી, સ્ત્રીઓને લાવીને અહીં છુપાવી રાખતા. આ કલકત્તાનાં જંગલમાં. ભૂતનાથને થયું, હવે જાણે કલકત્તા ફરી જંગલ જેવું ભિહામણું થવા મંડયું છે. થોડે આગળ જતાં રતન સરકારનું મકાન આવે છે. હતો તો એ ધોબી, પણ ગોરાઓ સાથે સ્ત્રીઓની દલાલી કરી માલેતુજાર બની ગયો હતો.

એકાએક ભૂતનાથને બહુ બીક લાગવા માંડી. એણે પુસ્તકો દ્વારા જોયેલા ને જાણેલા કલકત્તા સાથે આ કલકત્તા બરાબર મળતું આવતું હતું. આ કલકત્તા મહાલને પછમાદે ભાગીરથી, ઉત્તરે સુતાનુટી અને ઉગમણે જેટલે દૂર જાવ ત્યાં સુધી ખારોપાટ ને દખણાદે ગોવિંદપુર. કલકત્તાને ચારે તરફ લાકડાની વાડ. ફેન્સી લેનના નાકેથી એ શરૂ થતી. ત્યાંથી લાર્કિન્સ લેનમાં થઈને સીધી ભળી જાય છે બ્રિટિશ ઇન્ડીયન સ્ટ્રીટમાં. ત્યાર પછી બાર લેન, ગેંગો લેન, મીશન રો, ત્યાંથી લાલ બજાર, રાધા બજાર, ઇઝરા સ્ટ્રીટ, અસરતલા સ્ટ્રીટ, આર્મેનિયન સ્ટ્રીટ, હમામ ગલી, મુરઘીહટ્ટા, દરમાહટ્ટા, ખેંગરાપટ્ટી, બોનફીલ્ડ લેન, રાજાવુડમન્ટ સ્ટ્રીટ, થઈને સીધી ગંગા કિનારે ભળી જતી હતી. આ કોયલા ઘાટ સ્ટ્રીટ અને ફેરલી પ્લેસની વચ્ચે જૂનો કિલ્લો હતો, અને તેની પાછળ હતાં માલ-ગોદામો અને નાના નાના ઘાટ. ચર્ચ લેન, હેસ્ટીંગ સ્ટ્રીટને નાકે ટેકરાઓ ઉપર ગોઠવેલી તોપ સદાયે તૈયાર જ રહેતી.

ચાલતો ચાલતો ભૂતનાથ જાણે એક બીજા જમાનામાં પહોંચી ગયો. નશાના કેફમાં એ જોતો હતો એ બધુંયે એને અજાણ લાગતું હતું. આ બધાં સ્થળો એને નવાં લાગ્યાં. ક્યાં જાનબજાર, ક્યાં કસાઈટોલા, ક્યાં નાપિત હાટા, કોલુટોલા, ક્યાં કાંસારી પટ્ટી, હોગલ કુડિયા, પારસી બગાન, ઉલટાડીંગી, નારકુલડાંગા—ભૂતનાથ જાણે આખું કલકત્તા ઘૂમતો હતો. આર્મિનિયન, પોર્ટુગીઝ અને વલંદાઓ જાણે ફરી આ કલકત્તા ઉપર ચડી આવ્યા છે. મેટકાફ હોલ

પાસે આવીને તાંતીઓએ પાછા તંબુ તાણ્યા છે. વલંદાઓએ બેન્ક-શાલ સ્ટ્રીટ નજીક રહેઠાણ કર્યું છે. કેનીંગ સ્ટ્રીટ પાસે પોર્ટુગીઝોને આમેંનિયનો વસ્યા છે. અને બીજા વલંદાઓએ ખીદરપુરથી માંડી સાંકરેલની નહેર સુધી કાટિ-ગંગાને કાંઠે ધંધો શરૂ કરી દીધો છે. ચાલુ ગોદામની ઉપર જ પાછા પોર્ટુગીઝોનાં રૂનાં ગોદામ થવા માંડ્યાં છે.

ચુનીદાસીનાં જાનબજારનાં ઘરેથી નીકળ્યા પછી, ભૂતનાથ જાણે રસ્તો ભૂલી ગયો હતો. આ ક્યાં આવ્યો? આ તો એનું ઓળખીતું કલકત્તા નથી! અહીં ક્યાં છે પેલું સાધવબાબુ બજાર? પેલી વનમાળી સરકાર લેન? ને ભૂતનાથને મનમાં થયું જાણે પોતે આખી રાત આ રીતે કલકત્તામાં ફરતો જ રહ્યો છે. જાનબજારનાં ફિરંગી પાડાસાં ત્યારેય કો'ક કો'ક જાગતું હતું. પરંતુ બીજી બાજુ ચૌરંગી તરફ તો એકદમ નીરવતા, નિસ્તબ્ધતા હતી. ફૂટપાથ ઉપર સવારે કામે ચડનારા મજૂરો બેપરવા સૂતા હતા. રસ્તો બદલી ભૂતનાથ ફરી ઉત્તર તરફ વળ્યો. નાકા પરની મસ્જિદ પાસે બેઠો બેઠો એક સાંઢ વાગોળતો હતો. કેટલાક સીદી વહાણમાંથી ઊતરી કલકત્તા જોવાનું પતાવીને ત્યારેય પાછા વળ્યા નહોતા. લથડિયાં ખાતા ખાતા આજુબાજુ સોટી ઘુમાવતા, હો-હા કરતા તેઓ જતા હતા. ભૂતનાથ સીધો રસ્તો પકડી બાઉબજાર આવતો હતો. પણ મછવા બજાર આવતા એને યાદ આવ્યું, કે વનમાળી સરકાર લેન તો એ ક્યારનોય વટાવી ગયો છે. આ બાજુ કોર્નવોલિસ સ્ટ્રીટ અને પેલી બાજુ ચિત્તપુર રોડ જણાય છે. વચ્ચેની ગલીઓમાં કેટલાંક ઝૂપડાં છે. એક એક ટુકડીમાં બબ્બે ત્રણ ત્રણ સીદી ચાની દુકાનો સામે બેઠાબેઠા વાતો કરતા હતા. આ લત્તામાં દારૂની દુકાનો જરા વધુ પડતી છે. અહીં હજુયે રાત ઘેરી થઈ નથી. સાંજ જેવી જ હવા છે. ભૂતનાથને જોતાં જ સીદીઓનું એક ટોળું એકીટશે એની તરફ જોઈ રહ્યું. ભૂતનાથને બહુ બીક લાગી. મનમાં થયું કે અત્યારે આ બાજુ ક્યાં આવ્યો? દિવસે આ લોકોને એણે અહીં જોયા

હતા. જહાજમાંથી ઊતરી એ લોકો બેત્રણ જણા વચ્ચે એક એમ ઝૂંપડું રાખી લેતા, ને પછી ગુંડાગીરી કરતા. ઘણીયે વાર આ લત્તામાં ખૂન થયાં છે. અગાઉ "સોમ પ્રકાશ"માં લગભગમાં રોજ એના સમાચાર પ્રગટ થતા. અહીંની ગલીઓ સાપ જેવી વાંકી-ચૂકી છે. કયી ગલી ક્યાં જઈને નીકળશે તેનું ધાર્યું કહેવાય નહિ. આવા જ કોઈ રસ્તામાં વ્રજરાખાલને એકવાર ગુંડાઓ ભેટી ગયા હતા. તે દિવસે કેવું અજબનું સાહસ દાખવીને વ્રજરાખાલ અહીંથી જીવતો પાછો ફર્યો હતો તે ભૂતનાથે સાંભળ્યું હતું.

વ્રજરાખાલે કહ્યું હતું—આ ગુંડાઓની જાત તદ્દન ભીરુ હોય છે. હિંમતભેર એની સામે ઊભા રહો એટલે કંઈ જ કરી નહિ શકે.

પણ ભૂતનાથમાં એવી હિંમત નહોતી. એક સ્થળે પચાસ સીદીઓ એકી સાથે બેઠા બેઠા ચા પીતા હતા. કાળા કાળા ભૂત જેવા ચહેરા, વાંકડિયા ગોળ ગોળ વાળ. એમાંથી એકના હાથમાં સોટી હતી. ભૂતનાથ ચૂપચાપ ચાલ્યો આવતો હતો. એકાએક એને થયું, જાણે તેની આગળ આગળ એક ઘોડાગાડી ચાલી જાય છે. એ લાલ બત્તી ઝાંખી ઝાંખી દેખાતી હતી. આવી રાતે અહીં થઈને આ ગાડી કેમ જતી હશે? આ બધા રસ્તે આવ-જા કરવાની વ્રજરાખાલે એને ના પાડી હતી. નાહકની ઉપાધિ ક્યાં નોતરવી? ઘોડાગાડી નજીક આવતાં જ પેલા સીદી ટોળામાં ગુસ-પુસ ચાલવા લાગી. એકાએક એક જણ ઊભો થઈને ગાડીની સામે જઈ ઊભો.

ભૂતનાથ થંભી ગયો. આ લોકો કંઈ લૂંટફૂંટ કરશે કે શું? નજર સામે જ ખૂન-ખરાબી થશે. થોડી વાર એ ચૂપચાપ ઊભો રહ્યો. જાણે એ કોઈ જોતું નહોતું. આખા સજ્વા બજારમાં જાણે અત્યારે એમના સિવાય બીજું કોઈ નહોતું. જાણે અત્યારે અહીં એમનું જ રાજ હતું. અત્યારે જો અહીં કોઈ એનું ખૂન કરે તો

કોઈ કોઈને પકડે તેમ નહોતું—ક્યાંય પોલીસનું નામ નિશાન નહોતું. માત્ર ગાઢ અંધકાર અને એ પ્રાર્ચ ભૂમાં સીદી ટોળાં ગુલઝાર કરતાં હતાં. ભૂતનાથને સાચેસાચ લાગ્યું કે આ કલકત્તા નથી, પણ કોઈ આદિ યુગનું જમાના જૂનું જંગલ છે. સુંદર વનનો પાછલો ભાગ. સમુદ્રમાંથી થોડોક ભાગ ઊપસી આવ્યો છે. ચારેબાજુ હુગલાનું વન, અને લાકડાનું જંગલ છે. પોર્ટુગીઝો સાત ગામથી વહાણો લૂંટી સંખ્યાબંધ સ્ત્રીઓને પકડીને આ જંગલમાં લઈ આવ્યા છે. તેઓ અંગ્રેજોને મોંઘા ભાવે આ સ્ત્રીઓનું વેંચાણ કરશે. અંગ્રેજો તેમની પત્નીઓને આ દેશમાં લાવતા નથી. મોગલ નવાબો ને બાદશાહો ગોરી-અંગ્રેજ સ્ત્રી મળે તેની સારી કિંમત ચૂકવતા. એકાદ શ્વેતાંગનાના બદલામાં આખા હિંદુસ્તાનના વેરાનો ઇજારો એમને આપી દેતા. ત્યારે એ પ્રકારની એની કિંમત હતી. પણ સ્ત્રીઓનો અભાવ વલંદાઓએ દૂર કર્યો હતો. અહીંની સ્ત્રીઓ અંગ્રેજી જાણતી નહિ. વાતો કરતાં, પ્રેમ વ્યક્ત કરતાં તેમને અગવડ થતી. પણ ધોબી રતન સરકાર એમનો દુભાષિયો હતો. આવી આવી દલાલી કરતા કરતા એ અંગ્રેજી બોલતા સમજતા શીખી ગયો હતો. સ્ત્રીઓના વેંચાણમાંથી એણે બહુ મોટી આવક કરી હતી.

કલકત્તાનું મૂળ સ્વરૂપ રાતે જ વ્યક્ત થતું હતું. કેટલાંય ખૂન થતાં હેલિડે સ્ટ્રીટમાં. કેટલી લૂંટ, મારામારી થતી ખીદપુરના પૂલ ઉપર અને ખૂન-ખરાબી થતી મછવા બજાર બાજુ. દિવસનું કલકત્તા એ જાણતું નહિ. પેલી ગાડી ખટખટ કરતી જતી હતી ત્યાં ગલીમાંથી ગુંડાઓ દોડતા આવ્યા. ગાડીમાં ચડી મલમલનાં ઝભ્ભાના ખિસ્સામાંથી ઘડિયાળ અને ઘડિયાળનો ચેન આંચકીને ચાલ્યા ગયા. સાંઈબાબાના પ્રતાપે કેટલાય બાબુ નચિંતપણે ચા પીવા આ બાજુ આવ્યા છે. ને પછી જુગારનાં પ્રલોભનમાં પડી પૈસો ને પ્રાણ બન્ને ગુમાવી સદાને માટે અદશ્ય થઈ ગયા છે. જેનો પત્તો પોલીસ મેળવી

શકી નથી. બેચારામ ચાટુજ્જે મશાય આદિ બ્રહ્મો-સમાજના આચાર્ય હતા. એ બેહાલા રહેતા. સમાજની સભા પૂરી થયે એક-વાર ઘોડાગાડીમાં પાછા ફરતા હતા ત્યારે ખીદરપુરના પૂલ ઉપર કંઈ બોલ્યા કર્યા વિના સીદીઓ એમના પર તૂટી પડ્યા. પણ બેચારામ મશાય હંમેશા હાથમાં એક જાડી તોતિંગ લાકડી રાખતા. તે દિવસે એમણે એકલાયે એ લાકડીના જોરે સીદીઓને અટકાવ્યા હતા. તે પછી છુટુકબાબુની મહેફિલમાં એક દિવસ ગીત ચાલતું હતું. ભૂતનાથ તબલાં બજાવતો હતો. ત્યાં હાંફતા હાંફતા વિશ્વંભર આવ્યો.

'આજે આટલું બધું મોડું કેમ થયું વિશુ?' બાવાએ પૂછ્યું. વિશ્વંભરની ગઝલ વિના ગઝલ મહેફિલ જામતી નહોતી.

વિશ્વંભર ત્યારે પણ હાંફતો હતો. એણે કહ્યું—'ડુંબુલીટોલામાં એક બનાવ બની ગયો. ગુંડાઓ તલવાર ફેરવતા ફેરવતા લોઢાની પેટી ઉઠાવીને છૂ થઈ ગયા.'

વ્રજરાખાલ રાતે જ્યારે જ્યારે મોડો પાછો ફરતો ત્યારે ઘણીવાર આવી તકલીફોની વાતો કરતો. દિવસે આવું નથી બનતું, પણ રાતે તો કલકત્તા નરક બની જાય છે. રામ બગાનમાં જે સાહેબ-વીણાને ત્યાં વૈદુર્યમણિ જતાં તેને જ કેટલીયે વાર ખૂનના ખટ-લામાં થાણે જવું પડ્યું છે.

ભૂતનાથ ત્યારે પણ બાઘાની જેમ એકબાજુ ઊભોઊભો જોતો હતો. નિસ્તબ્ધ રસ્તા ઉપર એકાકિ એક ઘોડાગાડી. સીદીઓ એને ઘેરીને ઊભા છે. ગાડીની અંદર જો કોઈક હશે તો? તો નજર સામે ખૂન થશે. એકાએક કંઈક ધમાલ શરૂ થઈ. ગાડીવાન ગાડી છોડી દોડતોક ને ભાગ્યો. પછી શરૂ થયો હલ્લો. ગાડીનાં બારી-બારણાં બંધ હતાં પણ નજીવા ઠપકારથી એ ઊઘડી ગયાં. અને એ પછી બનવાનું હતું તે બની ગયું.

ભૂતનાથના માથામાં ત્યારે નશો પૂરેપૂરો વ્યાપી ગયો હતો.

એની આંખે વધુ અંધારું જણાતું હતું. એકાએક જાણે બધું ઝાંખું થઈ ગયું ને વળી પાછું એકદમ સાફ દેખાવા લાગ્યું. એને થયું જાણે ક્યાંય કોઈ જ નથી. પોતે જાણે સ્વપ્ન જોઈ રહ્યો છે. અત્યાર સુધી જે જોતો હતો તે બધી તો માત્ર કલ્પના હતી. ફરી મનમાં થયું— ના! સ્ટીમર આવી છે. વર્ષા-વીજ ને વાવાઝોડું. મુનશી નવકૃષ્ણ ત્યારે શિશુ હતા. ગંગા-કિનારે નોકરીની તપાસમાં આંટા મારતા હતા. કંપનીના સાહેબો સ્ટીમરમાંથી ઊતર્યે નોકરી માટે કંઈક તદબીર લડાવશે. તો ક્યારેક મનમાં થતું જાણે સિરાજુ-દૌલાએ કલકત્તા શહેરને આગ લગાવી છે. અંગ્રેજોનો કિલ્લો સળ-ગીને ખાખ થઈ જાય છે. ચર્ચલેનના નાકા ઉપરની તોપ અટકી ગઈ છે. પણ આગળના ભૂંગળામાંથી થોડા થોડા ધુમાડા નીકળી રહ્યા છે. સિરાજુદૌલા ખૂબ ખુશ છે. શિબિરની સામે ઊભો ઊભો આ બધું નિહાળે છે અને હસે છે. અલીવર્દીખાંએ ખરું જ કહ્યું હતું કે તું અંગ્રેજોને દૂર નહિ કરે ત્યાં સુધી તારા રાજ્યમાં શાન્તિ નહિ સ્થપાય. આ કલકત્તાનું નામ બદલીને ‘ અલીનગર ’ રાખવામાં આવ્યું. આકાશમાંના કાળા વાદળની જેમ આંખ સામેથી એક પછી એક દૃશ્યો પસાર થઈ જાય છે. થોડીવાર માટે લાગે છે જાણે બધું બરાબર છે. હવેલીની પેલી છૂપી ઓરડીમાં જાણે પોતે સૂતો છે. એની ભીંત પરનાં ચિત્રોમાં ઊડતી પરીઓ જાણે સજીવ બની ઊઠી છે. મધરાતે ધીમે ધીમે બારણાં પર ટકોરા પડે છે—પહેલા ધીરે ધીરે, પછી જોરથી – વધુ જોરથી. પણ બારણું ઊઘડતાં જ પવનનો એક ઝપાટો આવતા ઓરડીમાંની બધી જ ચીજ-વસ્તુઓ વેર-વિખેર થઈ ગઈ.



જવા વગેરેની ઘોડાગાડી પાછળ પગપાળા જતાં જતાં પેલા

દિવસની બધી જ વાતો ભૂતનાથને યાદ આવવા લાગી. સાચે જ તે દિવસે આકરો નશો થઈ ગયો હતો. એકવાર એને ચીસ પાડવાનું પણ મન થઈ આવ્યું હતું. પરંતુ બધી જ શક્તિઓને કામે લગાડ્યા છતાં એ મોંએથી જરા જેટલોયે અવાજ કાઢી શક્યો નહોતો. સરખી રીતે નજર કરતાં એ ચોંકી ઊઠ્યો. સામે રસ્તા વચ્ચે એક પડછંદ માનવી ચત્તોપાટ પડ્યો હતો. એ મરી ગયો હતો કે શું! આમ કેમ કરતાં મરી ગયો હશે? ત્યાંથી ભાગી જવા જતાં એકાએક ભૂતનાથ અટક્યો. પેલા મરેલા માણસની આંખો જાણે એને બોલાવતી હતી—એ જરા નજદીક ગયો.

'આવ, અહીં આવ. આ બાજુ. બીતો નહિ. હું બદરિકાબાબુ છું.'

'તમે બદરિકાબાબુ!' ભૂતનાથ આટલીવારે એમને ઓળખી શક્યો. એ જ ધડકી, લાંબો પહોળો ચહેરો, મોંમાંથી લાળ પડે છે. છતાં સાથોસાથ એ હસે પણ છે.

'હું મરી ગયો છું.' બદરિકાબાબુએ કહ્યું.

'કેમ કરતાં મરી ગયા?'

'ઘડિયાળને ચાવી દેતાં દેતાં ઊથલી પડ્યો. ઘડિયાળ પણ અટકી ગઈ. મારી ખિસ્સા-ઘડિયાળ પણ ભાંગી ગઈ અને મારો શ્વાસ પણ અટકી ગયો.'

'મરી ગયા છો તો આ વાતો કઈ રીતે કરો છો?'

'મરીને હું ઇતિહાસ બની ગયો છું. હવે મને કંઈ દુઃખ નથી. ઘડિયાળ હવે નહિ ચાલે. હવેલીની ઘડિયાળ પણ હવે નહિ ચાલે. મોટર આવી હતી તે પાછી ગઈ. માલિકોએ કોયલાની ખાણ ખરીદી છે, જમીનદારી વેચી નાખી છે—હવે કળિના પાંચ યુગ છે. જાણે છે કળિ કોણ તે? ક્રોધના બીજથી ઈર્ષ્યાના ગર્ભમાં કળિનો જન્મ થયો—' કહેતાં હો-હો કરતાં બદરિકાબાબુ હસવા લાગ્યા, પણ જોતજોતામાં એમની બેઉ આંખો જાણે સળગી ઊઠી. અગ્નિના

તિખારાની જેમ. શ્વેત અને લીલો પ્રકાશ હતો એ આંખોમાં, પણ પછી એકાએક આપોઆપ એ બદલાઈને લાલ બની ગયો. લાલ-લાલચોળ. અને આખરે એ બન્ને આંખો નાનાં ઝીણાં ટપકાં જેવી બની ગઈ. ને એ લાલ ટપકું ધીરે ધીરે દૂર ને દૂર જવા લાગ્યું.

ચારેબાજુ અંધારું હતું. એની વચ્ચે એ લાલ ટપકાંને જોતાં પ્રથમ તો ભૂતનાથ ડરી ગયો. એ પછી ત્યાં ઊભા ઊભા જ એને લાગ્યું-જાણે કોઈ કંઈક વાતો કરી રહ્યું છે. એ સાદ જવાનો હતો? સુવિનયબાબુનો હતો? સુપવિત્રનો હતો? આ શું? બાર-શિમલા પહોંચી ગયાં કે શું? આટલી વારે એને યાદ આવ્યું કે પોતે જવા વગેરેની ગાડી પાછળ પાછળ ચાલતા જૂની વાતો વાગોળતો હતો-જૂનાં સંભારણાંને ઢંઢોળતો હતો.

'આમ જોઈ શું રહ્યા છો ભૂતનાથબાબુ! સરસામાન હવે ઉતારવો પડશે ને?' જવાનો સાદ સંભળાયો.

સુવિનયબાબુ પણ થાકી ગયા જણાતા હતા. એમને સાચવીને એમના ઓરડામાં પહોંચાડવા પડશે.

'ચાલો, હું ધ્યાન રાખું છું, તમારી સાથે જ છું.' હવે આગળ આવીને ભૂતનાથે કહ્યું.

પથારીમાં બેસતા સુવિનયબાબુએ કહ્યું—'આ મકાન બંધાવ્યું હતું પહેલા-વકીલાતની આવકમાંથી. ઘણે દિવસે અહીં આવ્યો છું, એથી અગાઉનું બધું યાદ આવી જાય છે. કેશવબાબુએ જ્યારે "સાધન-કાનન"નું ઉદ્‌ઘાટન કર્યું ત્યારે-એ અરસામાં મેં આ મકાન છોડ્યું હતું. કેશવબાબુની જેમ અમે કેટલાક મૂઠી મૂઠી ચોખા ભીખ માગીને ત્યારે સંસાર ચલાવતા. થોડાં વરસ સુધી એમની દેખાદેખીએ જાતે જ રાંધતા, વાસણ ઊટકતા અને માટીનાં પાત્રોમાં જ પીતા કરતાં. પછી ભારત-સભા સ્થપાઈ. એનો પણ એક ઇતિહાસ છે. આનન્દમોહન બસુએ કહ્યું હતું કે—આપણે ત્યાં મધ્યમ વર્ગનું સંગઠન નથી એ થવું જોઈએ. એટલે નક્કી કર્યું

કે એ જ કરીએ. અમે ઓફિસ કરી ૯૩ હરિસન રોડમાં. આલ્બર્ટ હોલમાં સભા મળી. અને અમારું જોઈને "અમૃતબજાર પત્રિકા" વાળા શિશિરબાબુએ પણ "ઇન્ડીયા લીગ" સ્થાપી.'

ઓચિંતી જવા ત્યાં આવી—'બાપુજી, પાછા તમે વાતે વળગ્યા ને ?'

'ના બેટા, આ તો જૂની વાતો યાદ આવી એટલે... હં, પણ સુપવિત્ર ક્યાં ?'

'એ તો આખો દિવસ હેરાન થયા છે એટલે એમને મેં ઘેર જવા કહ્યું. પણ તમારે હવે ભૂતનાથબાબુને છુટ્ટા કરવા પડશે. એમને હજુ ઘણું કામ બાકી છે. નવા મકાનમાં આવીને—'

'તે લઈ જા ને બેટા, એને લઈ જા. વાતો હું પછી કરીશ. પહેલાં તારું કામ પતાવી લે બેટા–'

મકાન બહુ જૂનું હતું. હવે નવેસરથી વસાવવાનું હોઈને ફરીથી બધું ગોઠવવામાં આવ્યું હતું. પરંતુ 'મોહિની-સિંદૂર'ની ઓફિસના પેલા મકાન સામે એ મકાનની સરખામણી થઈ ન શકે. વચ્ચેનો એક ઓરડો ઉપાસના માટે જુદો રાખવામાં આવ્યો છે. એમાં વચ્ચે ફક્ત એક વેદી છે. લાકડાની પાટ ઉપર અને એની આજુબાજુ શેતરંજી બિછાવવામાં આવી છે. ભીંત પર જવાનાં બા-બાપુજીની છબી લટકે છે અને તેની ઉપર રાજા-રાણીની છબી છે. જવાની માએ તૈયાર કરેલું 'ગોડ સેવ ધ કીંગ' વાળું તોરણ પણ લટકાવ્યું છે. કોઠાર જવાના હાથમાં છે. રામહરિ ભટ્ટાચાર્યના જમાનાનાં થોડાં ઘણાં પિત્તળનાં વાસણો – કોઠારની લગોલગ રસોડું, એકએક ચીજ જાતે ઠેકાણાસર મૂકી દીધી છે ભૂતનાથે. આ મકાનમાં જ જવા અને સુપવિત્ર લગ્ન પછી પોતાનો સંસાર શરૂ કરશે. સુવિનયબાબુની ગેરહાજરીમાં સુપવિત્ર જ અહીં આવીને રહેશે. બધું પતાવતા પતાવતા ભૂતનાથને ઘણું મોડું થઈ ગયું.

'તમને બહુ મોડું કર્યું. અત્યારે એકલા જઈ શકશો ને ?'

જવાએ પૂછ્યું.

'પણ એ પહેલા તને એક વાત કહેતા જવી છે જવા!'

'બોલો.'

'તમે એટલું ખાત્રીપૂર્વક માનજો કે નનીલાલને મેં નહોતો મોકલ્યો. બેશક મેં એને કહ્યું હતું ખરું કે—"તને એક દિવસ હું મારી સાથે લઈ જઈશ."'

'એ હું જાણું છું. પણ રૂપિયા પૈસા વિષે એણે કઈ રીતે જાણ્યું?'

'એ મેં જ કહ્યું હતું. એ કહેતો હતો કે અમારી બેન્કમાં નાણાં જમા રાખવાથી સારું વ્યાજ મળશે એટલે જ મેં કહ્યું હતું નાણાં બેન્કમાં મૂકી શકે એવી પાર્ટીઓનાં નામ તરીકે. વળી એણે મને એ પોતાને ત્યાં નોકરીએ રાખી શકશે એમ પણ કહ્યું હતું. બધે એને સારું માન મળે છે એ તો મેં જોયેલું છે. હવેલી-વાળા ચૌધરીઓ અને પાથુર ઘાટાનો હાબુલ દત્ત—છુટુકબાબુના સસરા પણ એની સાથે ધંધો કરે છે. એની પાસે મોટર છે. આટલી ઉંમરમાં જ ઘણી સારી સફળતા મેળવી ગણાય. જુટ મીલોના શેરો લીધા છે. કોલસાની ખાણો છે. સાહેબો સુધ્ધાં એના વિશ્વાસે નાણાં રોકે છે. જો એને એ લોકો સારો માણસ ન ગણતા હોય તો આવું બધું કેમ કરે? આ કલકત્તામાં એનો પ્રભાવ કેવો છે, એની આબરૂ કેવી છે એ તમે જાણો છો? તને ખબર છે?'

'હું જાણું છું, મને બધીયે ખબર છે ભૂતનાથબાબુ. એ નનીલાલની ઓળખાણ તમારે મને નહિ આપવી પડે—'

'તો પછી તને હું ક્યાં ગુનેગાર જણાયો?'

'એને હવે પછી ક્યારેય જો અહીં લાવશો તો તમારે માટે પણ આ દરવાજો બંધ થઈ જશે. તે દિવસે અપમાન કરીને એને કાઢી ન મૂક્યો એ માત્ર તમારે ખાતર જ. હું કલકત્તામાં આવી ત્યારે સૌ પ્રથમ મને ભણાવવા આવતાં એક "મેમ સાહેબ". હું

તો બલરામપુરમાં એકદમ સનાતની હિન્દુ કુટુંબમાં રહેલી છોકરી-પણ એ વખતે હુંયે રાતોરાત બની ગઈ હતી મેમસાહેબ. છતાં મારા સામાજિક શિક્ષણનાં મૂળ તો એ બલરામપુરના ઘરમાં જ નખાયાં હતાં. વળી બાપુજીએ મને શીખવ્યું છે કે માણસ કોને કહેવાય? એથી જ નનીલાલની વાતમાં અમે ન આવ્યાં — હું ન આવી.'

'પણ આજે–અત્યારે તો લોકો બધે જ સ્થળે રૂપિયાને જ માન આપે છે. પુષ્કળ રૂપિયા એણે ચારેબાજુ ફાળાઓમાં ભરાવ્યા છે, એ જાણે છે તું ?'

જવાબમાં જવા હસીને બોલી—'તમને મોડું થશે ભૂતનાથ-બાબુ. હવે જલદી ઘેર પહોંચો. આ નનીલાલની વાતો કરશું તો પાર નહિ આવે. અવારનવાર આવતા રહેજો, અહીં નવા લત્તામાં, નવાં મકાનમાં આવ્યાં છીએ. વળી સુપવિત્રની પરીક્ષા પણ સામે જ છે એથી એ કદાચ નિયમિત અહીં ન પણ આવી શકે.'

આમ છતાં ભૂતનાથ ઊભો રહ્યો. એણે માત્ર આટલું જ કહ્યું— 'પણ મને આવવાનું કહેવું એ દુકાળિયાને શાક-પાનની વાડી બતાવવા જેવું છે એ ધ્યાનમાં રાખજે હો.'

'આવજો ને, જ્યારે મન થાય ત્યારે ચાલ્યા આવજો. બાપુજીની તબિયત બરાબર નથી રહેતી ને વળી લગન અંગેનું બધું કામકાજ તો તમારે જ કરવાનું છે. સુપવિત્ર એકલા બધું કરી નહિ શકે. અને હું પણ એકલી એમાં નહિ પહોંચું. કદાચ આ રીતે જ તમને તકલીફ આપતી રહીશ – રોજેરોજ મજૂરી કરાવીશ.'

'પણ આવી મજૂરીમાં મને તકલીફ નથી જણાતી, જવા.'

જવા હસી —'પણ આખરે તમે ક્યારેક એ બીકના માર્યા અહીં આવવાનું જ બંધ કરી દેશો. અને પછી એક શુભ દિવસે જ્યારે તમારો સંસાર માંડશો–પરણશો ત્યારે હું યાદ પણ નહિ આવું.'

કંઈક વિચારીને ભૂતનાથે ઉત્તર આપ્યો—'પણ મારું તો આ જ મોટું દુઃખ છે કે કોઈનેયે ભૂલી શકતો નથી. જો ભૂલી શકતો હોત તો ઊગરી જાત. જેઓ મને ભૂલી ગયા છે તેમને પણ હું ભૂલી શકતો નથી.'

'પણ યાદ રાખજો. યાદ રાખવાની ફરજ જ્યારે એક જ જણની હોય છે ત્યારે સંબંધ ચિરસ્થાયી બને છે.'

'પણ એ ફરજ બન્ને પક્ષે હોય તો કેવું અદ્ભુત બને?'

'પરંતુ એવું નશીબ સંસારમાં કેટલાનું હોય છે?'

'તો હું પણ એવો કમનશીબ જ છું કે શું?' ભૂતનાથે પૂછ્યું.

જવા ખિલખિલાટ હસી પડી. એ બોલી—'તમારા પ્રશ્નનો જવાબ હું નહિ આપું. પણ રાત વધે છે, તમને પાછા ફરતાં તકલીફ નહિ પડે?'

ભૂતનાથ હવે ઊભો થયો. એ બોલ્યો—'હવે હું હસતે મુખે હળવે મને પાછો ફરીશ. મને ઉત્તર મળી ગયો છે.'

'ઉત્તર શું મળ્યો છે ચપટી ધૂળ-' કહી જવા હસવા લાગી.

ભૂતનાથ પાછો ફરી જરા ઊભો રહી ગયો. એણે પૂછ્યું—'તો શું હું ભૂલું છું જવા?'

'ના. પણ હું જોઉં છું કે આજે તમને પાછા જવું જરાય ગમતું નથી.'

'પણ તને સાંભળ્યા વિના સાચે જ નથી જવાતું.'

'તમે પણ કોઈ અજબ માણસ છો. દિવસ આખો આટલી મજૂરી કરાવી છતાંય તમને થાક નથી. ઊંઘ નથી. જુઓ તો, આટલી વારમાં તો સુપવિત્ર ખાઈ-પીને ઊંઘી પણ ગયા હશે.'

'પણ હું ક્યાં એવો નશીબદાર છું?'

'જાવ. તમે અહીં ઊભા ઊભા હાય-વોય કર્યા કરો છો. હું જાઉં છું. મારે હજુય ઘણું કામ બાકી છે.'

એ પછી ભૂતનાથ ત્યાંથી પાછો ફર્યો. રાત્રે પથારીમાં પડ્યા પછી મોડીવાર સુધી એને ઊંઘ ન આવી. ક્યાંય જરાય ધમાલ કે હો-હા નહોતી. ચારેબાજુ એકદમ નિસ્તબ્ધતા હતી. નીરવ મધરાતે માત્ર ગેટ ખોલવાના ખખડાટે જણાયું કે છોટે બાબુ બહારથી પાછા ફર્યા છે. બન્ને ઘોડા બે વાર હણહણી ઊઠ્યા. લોકોની વાતચીત – ગેટ બંધ થવાનો અવાજ – એ પછી તબેલાનો દરવાજો બંધ થવાનો અવાજ. દખ્ખણ તળાવ બાજુથી પળવાર માટે એકાદ પંખીનો એકધારો અવાજ અને પછી પાંખોનો – ઊડી જવાનો ફફડાટ. બીજો કોઈ જ અવાજ નહોતો. એ પછી એક અજબ સ્તબ્ધતા છવાઈ ગઈ. એ સ્તબ્ધતાનો જાણે એક અર્થ હતો. એ સ્થિતિમાં ભૂતનાથ-ને પોતાની એકલતા સાલી, બહુ સાલી. સૌ પ્રથમ યાદ આવી ચાંદા. ચાચાએ એક દિવસ એને કહ્યું હતું કે 'આ રીતે મારા પર નજર ન નાખશો ભૂતોંદા.'

મળી જવાયું. સરખી રીતે એકબીજાને જોવા કે વાતો કરવાનું પણ ન મળ્યું. પણ આન્નાને જોઈ એને ખૂબ દુઃખ થયું હતું. પોતે કાલીઘાટ જતો હતો. પોષ-કાલી જોવાનું એને ઘણા દિવસથી મન હતું. ધરમતલ્લાની પેલી બાજુએ લાંબે રસ્તે એ પગપાળો જતો હતો.

ડાબી તરફ થોડે આગળ જતાં ગોરાઓની દુકાનો અને રહેણાંકનો વિસ્તાર જણાતો હતો. જમણી બાજુએ માત્ર મેદાન હતું. વચ્ચે વચ્ચે વૃક્ષોની છાયામાં આરામ લઈ લેવાતો. ફેરિયાઓ બેઠા બેઠા શેરડી કાપીને કટકા કરીને વેંચતા હતા. હજામો દાઢી કરતા-વાળ કાપતા. ટોળેટોળાં લોકો પગપાળા કાલીઘાટ દર્શન કરવા જતાં હતાં કે દર્શન કરીને પાછાં વળતાં હતાં. કાલીઘાટ પહોંચી મંદિરનાં પગથિયાં ચડી ઉપર જતાં જ કોઈકને જોઈને એને થયું કે આ આન્ના તો નહિ ને?

વારે વારે એ એના તરફ જોતો હતો. તદ્દન ટૂંકા વાળ અને ધોળો સાડલો. વરસેક દિવસનું બાળક એણે તેડયું હતું. અને સાથે બીજાં ચાર પાંચ બાળકો હતાં-બધાં નાનાં નાનાં. ઉંમરમાં બેએક વરસનાં અંતરનાં. સાથે સધવા સાસુ હોય એમ લાગતું હતું. એનાં સેંથામાં સિંદૂર ચમકતો હતો-ધોળા વાળ છતાં. આન્ના સધવા હતી ત્યારે બનતા સુધી નાકમાં નથ પણ પહેરતી. એનું નાક વિંધાવેલું એનું નિશાન આજેય સ્પષ્ટ દેખાતું હતું. વારેવારે મનમાં થતું કે એ આન્ના જ છે. ભીડમાં એ અદશ્ય થઈ ગઈ. પણ પાછા વળતા ફરીથી એ ટોળા સાથે ભેટો થઈ ગયો હતો. ચારપાંચ બાળકો લઈને આન્ના અને બીજાં બધાં ચૌરંગી બાજુના ધૂળિયા રસ્તે ચાલ્યાં આવતાં હતાં. સાથે એકાદ પુરુષ પણ હતો. જે આગળ આગળ ચાલતો હતો. અવારનવાર પાછું વાળીને સાદ દેતો હતો કે, 'જરાક જોરથી પગ ઉપાડો. પગ ઉપાડો હવે... અરે ભાઈ તમારું ઘર ક્યાં આવ્યું?'

ભૂતનાથે જોયું તો પેલો માણસ એને જ પૂછતો હતો. એણે જવાબ આપ્યો—'મારું ગામ ફતેપુર નદીયા જિલ્લામાં.'

'ને તમારું નામ?'



'ભૂતનાથ ચક્રવર્તી.'

'સારું સારું, ઘણું સારું. અમેય નદીયા જિલ્લાનાં જ છીએ. અરે સહુ પગ ઉપાડો જોરથી નહિ તો ગાડી નહિ મળે.'

ભૂતનાથે ધીરે ધીરે પોતાનો સવિસ્તર પરિચય આપી દીધો ત્યારે પાછળનું ટોળું નજીક આવી પહોંચ્યું હતું.

'અરે સાંભળ્યું? આપણી આ વહુનાં પિયરિયાં ફતેપુર ખરું ને?' પેલા ભાઈએ કહ્યું.

ભૂતનાથે એક નજરમાં જોયું કે પેલી વિધવા બાઈએ લાંબી એવી લાજ કાઢી. છતાં મોં પૂરેપૂરું ઢંકાઈ રહે એ પહેલા એની આંખો દેખાઈ ગઈ. એ આંખો ભૂતનાથ તરફ મંડાઈ હતી.

'એ વહુ જરા જોરથી ચાલો બેટા, ગાડી ચૂકી જશું તો?...'

જે જોવાનું ભૂતનાથને મન થયું હતું તે તેણે પરાણે વાળ્યું. ટોળું ત્યારે ઝડપથી પગ ઉપાડતું આગળ વધતું હતું. ભૂતનાથ જાણી જોઈને પાછળ રહેવા લાગ્યો. કદાચ આન્ના જ હશે. એ હશે તો એકવાર નક્કી પાછું વાળીને જોશે. ભૂતનાથે સતત ઘણી વાર સુધી જોયા કર્યું, પણ પેલી વિધવાએ એકવાર પણ પાછું વાળીને જોયું નહિ. નાની છોકરીને તેડીને ધીમે ધીમે એ નજર બહાર ચાલી ગઈ. કદાચ આન્ના ન પણ હોય! અથવા કદાચ આન્ના જ હોય, કોણ જાણે!

અને હરિદાસી? એ પછી ક્યારેય નથી મળી. પણ જીવનમાં ઓછું સહુને ફરીથી મળવાનું બને છે. કો'ક કો'ક તો જીવનમાં માત્ર એક રાત પૂરતું જ મહેમાન થઈને આવે છે. અને પ્રભાત પહેલા તો પાછા પંથે વળી જાય છે. કદાચ એ જ આ સંસારનો નિયમ હશે.

યાદ છે કે એ છૂપી ઓરડીમાં સૂતાંસૂતાં માત્ર આ બધી સંભારણાઓમાં જ મોડી રાત વીતી હતી. પાછલે પહોરે એને

ઊંઘ આવી ગઈ હતી. સવાર થતાં જ પાછી એ જ જીવનની રોજિંદી ઘટમાળ—દાસુ મહેતરનો ચોક વાળવાનો અવાજ, વચ્ચેટ શેઠની ગાડી ધોવા-લુછાવાનો અને ઘોડાને ટપારવા-ધમારવાનો, ને તબેલા ઉપર બ્રિજસિંગ કે નાથુસિંગનો દંડબેઠક કરવાનો હંમ્મ્ હંમ્મ્ અવાજ. પણ ભૂતનાથને કંઈ જ કામ ન હતું.

બડાબજારની એક ગલીમાં ઊભો ઊભો ભૂતનાથ વિચારતો હતો – હવે કઈ તરફ જાઉં ? નોકરી માટે આમ આંટાફેરા કરતાં ક્યારેક ક્યાંક મેળ બેસી જ જશે. હવેલી તરફ પાછો વળું. બંસીએ આજે વહેલા પાછો ફરવા કહ્યું છે. નાનાશેઠ આજે ફરીથી જાન-બજાર ચુનીદાસીને ત્યાં જવાના છે. એમના બહાર નીકળ્યા પછી તરત જ નાનાંબા પણ એને સાથે લઈને બહાર નીકળવાનાં છે. બહાર ક્યાં જશે એ કોણ જાણે ? આવું વિચારતાં જ એને બીક લાગી, હવેલીનાં કાયદા બહારનું વર્તન નાનાંબા કરશે પણ એમાં સાથોસાથ પોતાને શું કામ સંડોવે છે ? પણ હવે તો પાછા વળવું જ જોઈએ. પાછા વળતા ઓચિંતાનો લોચન સામે જ ભટકાઈ ગયો.

'અરે લોચન તું આ બાજુ ?'

'જી, પણ તમે અહીં ક્યાંથી ?'

'હું તો નોકરીની તપાસમાં રોજ આ બાજુ આવું છું. પણ તું ? આજે કોઈ હવેલીમાં નથી કે શું ?'

'બધા હવેલીમાં જ છે. પણ નોકરી કરીએ એટલે બહાર ન નીકળાય સાલાબાબુ ? ઓછું એટલામાં જ ચાલે છે ? અને પગાર પણ ક્યાં નિયમસર આપે છે વિધુ સરકાર ? ઉપલી આવક તો ચાલી જ ગઈ સાલાબાબુ.'

'એમ કેમ ?'

'હવે તમાકુ પીનારા જ ઘટી ગયા ને ? હવે તો બધાને બાલ

શાહી જોઈએ છે. દારૂ પણ ઓછો કરી નાખ્યો. હવે નવેસરથી આદત કોઈને પડાવી શકાતી નથી. પોતાનો રસ્તો પોતે ન કરીએ તો કેટલા દિ' ચાલે ? તમને કહ્યું કે રોજનો અર્ધો પૈસો જ—'

'મારેય નોકરી નથી એ જુએ છે ને લોચન ? ગરીબ માણસ છું. નશો કરું તો આખરે—'

'સાચી વાત છે સાલાબાબુ. એથી તો રોજ આ બાજુ આંટો મારું છું. પણ હવે નોકરી નથી કરવી સાલાબાબુ.'

'કેમ શું થયું ?'

'નોકરીમાં હવે અગાઉ જેવી નિરાંત નથી રહી. હવેલીમાં આજસુધી જે કર્યું તેવું હવે બીજે ક્યાંય નહિ થાય. અમારા ગામનો એક જણ હમણાં જ નનીબાબુને ત્યાં રહ્યો છે. પટલડાંગા-વાળા નનીબાબુને ઘેર. પણ ભારે ત્રાસ છે એનો.'

'કયા નનીબાબુ ?'

'જી, છુટુકબાબુના મિત્ર છે ને ? હવે તો એ બહુ મોટા માણસ બની ગયા છે. કેટલીયે ઑફિસો ખોલી છે. મારા ગામનો એક માણસ એને ત્યાં કામ કરે છે. શેઠનો માનીતો છે. ખરચીનાં પૈસા એ પામે છે, પણ આ નનીબાબુ બડો હિસાબી માણસ છે. એ કહેતો હતો કે રોજ સવારે સાત વાગે આગલા દિવસનો હિસાબ સાહેબને આપવો પડે. હિસાબમાં ગોટાળો થયો કે તુરત રજા. એ ઓછો કંઈ હવેલીનો કારભાર છે, કે ખાયકી અને ચોરી ચાલે કે બગાડ નભે ? હવેલીમાં તો ક્યારેય હિસાબ જેવું નામ નહોતું. વેણી કપડાં ધૂવે તેમાંથી કેટલાંક કપડાંને પગ આવી જાય છે, તેની કોઈ ગણતરી રાખતું નહિ. પૈસા પૂરા થાય એટલે બીજા માગી લેવાનાં. આ તમાકુની વાત જ કરીએ. હું બજારમાંથી ક્યારે, કેટલી, કેટલાની લાવ્યો તે કોઈ પૂછતું ખરું. બધું સારે જ જોવા કરવાનું. મને કામ સોંપે એટલે સરકાર મશાયની ફરજ પૂરી. પણ નની-બાબુને ત્યાં તો એક અર્ધા પૈસાનોય ફેર પડે ! સાહેબ ભલે ને ફાવે

એટલો ઢીચીને પડયા રહે પણ હિસાબમાં ગઝબના ચોક્કસ. નવી-બાબુ સૂવે ભલે ગમે એટલા મોડા પણ નોકરોએ તો સવારે ભળ-ભાંખળે ઊઠી જ જવું જોઈએ. આપણી હવેલી જેવું નહિ. હવેલી જેવી નોકરી બીજે ક્યાં મળવાની હતી? એથી જ તો કહેતો હતો કે નોકરીમાં જે નિરાંત ને સુખ માણ્યાં; તે માણ્યાં હવે એ નિરાંત ને સુખ બીજે ક્યાંય નહિ સાંપડે. હવે તો સૌએ પોતપોતાનો રસ્તો કરી લેવો પડશે. હવે ગામ જઈને ખેતી નહિ થઈ શકે. પાદરની ધૂળ-મટોડી શરીરે ચોળવી નહિ ફાવે.'

'તો હવે નોકરી નહિ કરે તો શું કરીશ?'

'એ જ વિચારું છું. કેટલીક ઠેલાગાડી લીધી હતી પણ એય ટકી નહિ. સળવું જોઈએ એટલું મળે નહિ ને છતાંયે મરામતનો ખરચ તો ચાલુ જ. એટલે એકાદ નાની એવી છાપરી મળી જાય તો પાનની દુકાન કરવા ધારું છું.'

'પાનની દુકાન?'

'હા. એ અમારો વારસાગત ધંધો છે. બેએક જણે અહીં દુકાન નાખી છે. કોઈ મોકાની જગ્યા મળે એટલે નોકરી મૂકી દઈશ. પગાર વિના કેટલા દિવસ કામ થાય? અને નોકરી હું નહિ મૂકું તો એ લોકો પોતે જ સામેથી મુકાવશે – એટલા બધા ડૂબી ગયા છે એ લોકો હવે, એમ સાંભળ્યું છે.'

'કોણે કહ્યું?'

'મધુસૂદન કહેતો હતો. હવે છુટુકબાબુનો સસરો જ બધી દોરવણી આપે છે. માલિકો કોયલાની ખાણ ખરીદશે; જમીનદારી કાઢી નાખીને. ધારી લો કે માલિકો પાસે પુષ્કળ પૈસો છે. એક બાજુથી લાખ જાય છે તો બીજી તરફથી લાખ આવે છે—આગનું તેમ અને તેમનું આમ કરીને એ લોકો તો ચલાવશે. પણ પછી આટલા બધા નોકર-ચાકર તો રાખશે નહિ. મારું કામ તો સૌ પહેલું જશે સાલાબાબુ.'

આ બધું સાંભળી ભૂતનાથ આભો બની ગયો. એણે પૂછ્યું: 'તું કહે છે તે ખરેખર સાચું છે?'

'શું પૂછો છો સાલાબાબુ?'

'આ જમીનદારી કાઢીને કોયલાની ખાણ લેવાની વાત સાચી છે?'

'જી, તમે જોતાં નથી! રોજ બાલકબાબુ આવે છે. છુટુકબાબુ દિ'-રાત ગુફતેગુ કરે છે. વચેટ શેઠ પ્રભાતે પારેવાં ઉડાડવાનું વીસરી ગયા છે. પેલે દિવસે હાસિની વગેરે હવેલીમાં આવી હતી. ભૈરવબાબુ, મોતીબાબુ વગેરે પણ રોજની જેમ આવ્યા હતા. વચેટ શેઠ બહાર જવાની તૈયારીમાં જ હતા પણ ઓચિંતા બાલકબાબુ આવી ચડ્યા અને એમને બહાર જવાનું માંડી વાળવું પડ્યું. એ પછી એ બધા દીવાનખાનામાં બેઠા. રાતના ત્રણ વાગ્યા સુધી એકધારી ચર્ચા ચાલી. તમાકુ આપતા આપતા મારો હાથ દુખા ગયો હતો.'

'શું શું વાત થઈ?'

'હું મૂરખ માણસ. એ બધાંની વાતમાં હું શું સમજું? પણ સરકાર મશાય આખી રાત હતા—એમને પૂછજો. એ બધું જાણે છે.'

'પણ વિધુ સરકાર મને એ શા માટે કહે?'

'આમાં શંકા રાખવા જેવું નથી સાલાબાબુ! તે દિવસે જોયું કે એક જણ આવીને તળાવનું માપ લઈ ગયો. સાંભળ્યું છે કે તળાવ બૂરી દેવામાં આવશે અને પછી આ જમીન વેચી નાખવામાં આવશે. ગ્રાહક નક્કી થાય છે. અંદરોઅંદર શું ગોઠવાય છે એની શું ખબર પડે? કોણ જાણી શકે? આખરે અમે તો નોકર માણસ રહ્યા.'

'પણ બંસીએ મને કેમ કંઈ ન કહ્યું? એને ખબર નથી?'

'એ તો નાનાંબાના મોં સામે જ જોઈને બેઠો છે, હવે તો ....' લોચન બોલતાં બોલતાં અટકી ગયો.

'અરધેથી અટકી કેમ ગયો?'

'સાલાબાબુ, હવેલીની અંદરની વાત છે. એ બધી વાતો ન કરવી જ સારી. અંદરના ઘરની – સ્ત્રીઓની વાત અમે બહારના ઘર-વાળા ઓછા જાણી શકીએ? છતાં જે સાંભળ્યું છે તે...'

'તેં જે સાંભળ્યું છે એ કહી નાખ ને!'

'પહેલા તમે કોઈને આ વાત નહિ કહો એનું વચન આપો.. તમે કોઈનેય આ વાત કરશો તો મારું નખોદ નીકળી જશે.'

'કોઈને નહિ કહું. જા – વચન આપ્યું.'

પછી ધીમે સાદે લોચને વાત માંડી —'બંસીએ આ નાનાંબાને દારૂની લતે ચડાવ્યાં છે. અમે તો ગરીબગુરબાં કહેવાઈએ પણ અમારે ત્યાંય કોઈ બાઈમાણસ વિષે ક્યારેય આવું સાંભળ્યું નથી, પણ એનાં આ પાપનાં ફળ બંસીએ ભોગવવાં જ પડશે. અત્યારે આ ગુરુવારના બપોરના બાર વાગે તમને આ કહું છું, તે નોંધી રાખજો. બંસી માને છે કે પોતે નાનાંબાને દારૂના નશામાં બેભાન બનાવી તેમનાં ઘરેણાં વગેરે બધું ઉઠાવી જશે. પણ ભગવાન જેવું કો'ક માણસની ઉપર છે સાલાબાબુ. એની આંખથી છાનું કંઈ જ નથી રહેતું—નથી રહી શકતું.'

થોડી વાર ભૂતનાથ કંઈ જ બોલી ન શક્યો.

'તમે આ વાત નથી માની શકતા ખરું ને? જો એવું હોય તો મધુસૂદન કાકાને પૂછી જોજો કે લોચન ખરું કહે છે કે ખોટું?' અને થોડી વાર ચૂપ રહીને એ ફરી બોલવા લાગ્યો —'પેલે દિવસે પાલખી વહેનારાઓને રજા મળી ગઈ તે તમે સાંભળ્યું હશે. હવે પાલખીમાં કોઈ બેસતું નથી. એ લોકો કંઈ કામકાજ વિના બેઠા બેઠા જ ખાતા હતા. પણ જતી વેળા કોઈ રડ્યાં છે? બધા હીબકી હીબકીને ડૂસકાં ભરતાં રડતાં હતાં. આજે ત્રણ પેઢીથી એ લોકો અહીં હતા, બીજું કંઈ કામ એ જાણતા નથી. વિધુ સરકાર ગુમાસ્તે કહી દીધું કે "અત્યારે બપોર વેળાએ અહીં પ્રાણપોક ન મૂકશો.

જાવ—ચાલ્યા જાવ."

'પેલો વસંત બેરો એની વહુ અને બાળકને લઈને આવ્યો હતો. ગળે ફાળિયું નાખીને એણે કહ્યું કે–"સરકાર મશાય, હવે અમે ક્યાં જઈએ?"

"મજૂરી કરીને ખાવ; જ્યાં કામ મળતું હોય ત્યાં જાવ. બાબુઓને શા માટે નાહક પજવો છો? અત્યારે પ્રાણપોક મૂકશો તો બાબુઓના ઘરમી કુટુંબનું અમંગળ થશે." સરકાર મશાયે કહ્યું.

'તે એક કપડું નહિ. અંગૂછો પણ નહિ. નહિ બક્ષિસ–ત્રણ પેઢીનો નિવાસ છોડીને બળતાં બપોરે એ લોકોને ચાલ્યા જવું પડ્યું. બાબુઓને તો કોઈને આ વાતની ખબર પણ નહિ હોય. અમારી સૌની પણ એવી જ દશા થશે સાલાબાબુ. આ હવેલી પણ હવે કેવી બની ગઈ છો તે જુઓ છો ને? હવે આ હવેલીમાં અગાઉની "શ્રી" નથી રહી. અગાઉ તો લોકો આવતાં-જતાં–આખો દિવસ હવેલી ગાજતી રહેતી. કેવી બોલબાલા હતી હવેલીની? તમે પણ એ ક્યાં જોયું નથા હજૂર? પેલે દિવસે એક રાક્ષસ આવ્યો હતો એ યાદ છે ને! થોડીવારમાં એ એક મોટો એવો બકરો ખાઈ ગયો હતો. હાડકાં–માંસ–ચામડી કંઈ જ બાકી નહોતું રાખ્યું. અને પછી એક વાર રસગુલ્લાં ખાવાની શરત લાગી હતી, ભૈરવ-બાબુ અને બીજા એક જણ વચ્ચે. જે દસ શેર રસગુલ્લાં ખાઈ જાય તેને દસ રૂપિયા અને એક જોટો રેશમી ચાદર મળવાની હતી. ને એ પછી હોળીના દિવસોમાં અબીલની છોળ ઊડતી. આખી વનમાળી સરકાર લેન લાલ-લાલ થઈ જતી. નાચ–ગાન કરવા બાઈજીઓને બોલાવાતી. ત્રણત્રણ ચારચાર દિવસ એ ક્રમ ચાલતો. હજાર હજાર ચલમમાં તમાકુ પીવાતી. એ બધું હું એકલે હાથે કરતો. પૂજાના દિવસોમાં એક વાર એક પાગલે આવીને કહ્યું કે–"પૂજા થઈ નથી હજુ!"–તમે તો એ બધું જાણતા જ હશો. એથી જ કહેતો હતો કે હવે હવેલીની નોકરી જેવું સુખ બીજે

કલાકના એ અંધારા ગાળામાં ફાનસો અને મીણબત્તીઓ જ લોકોને મદદ કરે છે.'

જોતજોતામાં ભૂતનાથની નજર સામે જ સમય કેટલો બદલાઈ ગયો અને છતાં મનમાં જૂના દિવસો જ યાદ આવતા હતા.

લોચન કહેતો હતો — 'આ ચીજ-વસ્તુઓની કિંમત જ જુઓ ને ? અગાઉ ગયાની બીડી-કડક તમાકુ કેવી સસ્તી હતી ? માંસ સાત આનાનું શેર, દૂધ દસ પૈસે શેર, ઘી બાર આને, દાળ છ પૈસે, સરસું તેલ ત્રણ આને શેર મળતું. અને આજે ભાવ કેટલા પહોંચ્યા છે ! જમાનો દિવસો દિવસ આકરો આવતો જાય છે સાલાબાબુ !'

'હવે હું જાઉં લોચન – બહુ મોડું થઈ ગયું છે.' ભૂતનાથે કહ્યું.

'હુંય પાછો વળું છું.' લોચન બોલ્યો.

પણ ઇચ્છા છતાં પાછા વળવાનું ન બન્યું. પેલી બાજુ કેટલાક જણ ત્યારે બૂમાબૂમ કરતા કંઈક કરતા હતા. દુકાનોની સામે જઈ એ સૌ ભાષણ કરતા હતા. એક એક જણ દુકાને દુકાને જઈ કંઈ કહેતો હતો. અને પછી સૌએ ભેગાં મળી ગીત ઉપાડ્યું—

બંગાળીનાં પ્રાણ, બંગાળીનાં મન,<br>
બંગાળી ઘરમાં જે જે ભાઈ-બેન<br>
એક હો, એક હો,<br>
સૌ એક હો, હે ભગવાન !

ગીત ગાતાં ગાતાં વિદ્યાર્થીઓ સામે આવી પહોંચ્યા. સૌ છાપેલી પત્રિકાઓ વહેંચતા હતા. ભૂતનાથે પણ એક પત્રિકા માગી લીધી.

'આમાં શું લખ્યું છે સાલાબાબુ ?' લોચને પૂછ્યું.

ભૂતનાથ વાંચવા લાગ્યો—'આવતી ૩૦મી આશ્વિને – આસોની અમાસે કાયદાથી બંગાળના ભાગલા પાડવામાં આવે છે. પરંતુ ભગવાને બંગાળીઓને જુદાં નથી કર્યાં. આ વાતના ખાસ પ્રચાર

માટે એ દિવસે અમે બંગાળીઓ રક્ષાબંધન-દિન ઊજવી એક-બીજાને હાથે રાખડી બાંધીશું. અમારો રક્ષાબંધનનો મંત્ર છે " ભાઈ ભાઈ એક બનો". ને નીચે સહી હતી-' શ્રી રવીન્દ્રનાથ ઠાકુર.'

' આ કોનું લખેલું છે સાલાબાબુ ?—બ્રહ્મો સમાજીઓનું છે?' લોચને ફરી પૂછ્યું.

ભૂતનાથ કંઈક કહેવા જતો હતો ત્યાં જ વિદ્યાર્થીઓનો અવાજ આવ્યો—" વંદેમાતરમ્ ! "

એક જણે ભાષણ શરૂ કર્યું—" યાદ રાખો ૩૦મી આશ્વિન. આસો વદિ અમાસ. લોર્ડ કર્ઝને જાહેર કર્યું છે કે તે દિવસે એ બંગાળના ભાગલા કરશે. આપણે પણ નક્કી કર્યું છે કે આપણે એ વાતનો વિરોધ કરીશું. આપણાં રાષ્ટ્રકવિ રવીન્દ્રનાથ તે દિવસે રાષ્ટ્રના નવ-જાગરણના પુરોહિત તરીકે ઉઘાડે પગે દેશબાંધવોને મોખરે ચાલતાં રાજમાર્ગ પર થઈને પુણ્ય સલિલા ગંગાને તીરે જશે. તમને સૌને વિનતિ છે કે એ દિવસે ભારત ભાગ્ય વાહિની ગંગાની સાક્ષીએ પ્રતિજ્ઞા લેજો કે અમે પરદેશી વસ્તુઓનો ત્યાગ કરીશું?" અને પછી સૌએ સાથે મળીને ઘોષણા કરી —"વંદે-માતરમ્ ! — "

" અને એ પછી સ્નાન કરી પવિત્ર થયા પછી સૌએ પર-સ્પરના હાથે હળદરવર્ણી-પીળી રાખડી બાંધવાની છે. અને એક વધુ વિનતિ—એ દિવસે કોઈએ સગડી-ચૂલો પેટાવવાનાં નથી. ઉપ-વાસ કરીને આપણી રાષ્ટ્રીય વેદનાને સ્મૃતિપટે અંકિત કરી રાખ-વાની છે. નિશસ્ત્ર રાષ્ટ્રનો શસ્ત્રહીન વિરોધ નોંધાવવાનો છે. દુકાન-દાર ભાઈઓ દુકાનો બંધ રાખે, ગાડીવાળાઓ તે દિવસે ગાડી ન ચલાવે. મજૂર, મેતર, પાટીવાળા સૌને અમારી વિનતિ છે કે સહુ પૂરા દિલથી આ કાર્યમાં અમને સહકાર આપો."

લોચન કંઈ સમજી નહોતો શકતો. એણે કહ્યું : 'સાલાબાબુ, આ લોકો દુકાનો બંધ રાખવાનું કેમ કહે છે?'

'બંગાળ સમસ્તને એક કરવા – એકત્ર રાખવા.'

છતાં લોચનને સમજાયું નહિ. એણે ફરી પૂછ્યું : 'હું પાનની દુકાન કરવા માગું છું એમાં વાંધો નહિ આવે ને ?'

'ઊભો રહે, આ લોકો શું કહે છે તે પહેલા જરા સાંભળવા દે.'

ભાષણ ત્યારે પણ ચાલતું જ હતું—"અને એ દિવસે બંગાળની રાજધાનીમાં એક 'ફેડરેશન હોલ'ની સ્થાપના કરવાની છે. જ્યાં સમસ્ત હિન્દુસ્તાનનાં – એના ખૂણેખૂણેના નિવાસીઓનું એક મહામિલન કેન્દ્ર થશે. એનો પાયો નાખશે આપણા પૂજ્ય નેતા શ્રી આનન્દ મોહન બસુ."

ફરીને 'વંદેમાતરમ્' ધ્વનિ ગૂંજી ઊઠ્યો. કદાચ પાંચ-છ વિદ્યાર્થીઓ જ હતા. શું વાત છે તે કોઈ દુકાનદાર સમજ્યો નહિ. એકેક જણે ભૂતનાથને બોલાવીને પૂછ્યું—'આ લોકો શું કહેતા હતા બાબુજી ?'

ભૂતનાથે એમને બંગાળી ભાષામાં સમજાવવાની મહેનત કરી.

'તો તો દુકાનો બંધ રાખવી પડશે ને ઉપવાસ પણ કરવો પડશે. આ કેવી આફત મશાય !' એકેક સજ્જન દુકાનદારોએ વાત કરી.

વિદ્યાર્થીઓ ત્યારે ગીતો ગાતાં આગળ વધતા હતા—

બંગાળીની પ્રતિજ્ઞા, બંગાળીની આશા,
બંગાળીનાં કાર્યો, બંગાળીની ભાષા,
સત્ય હો, સત્ય હો,
સદા સત્ય હો ભગવાન !

ભૂતનાથે કહ્યું : 'ચાલ લોચન, હવે પાછા ફરીએ.'

રસ્તે ચાલતાં ચાલતાં ભૂતનાથને મનમાં થયું—આ કોણ હતાં ! એમનામાંથી કોઈ જાણીતું નહોતું. પેલા યુવક સંઘ વાળા કદમના મિત્રોનું જૂથ તો નહિ હોય ને ! નિવારણ નક્કી આ

લોકોને ઓળખતો હશે. પરંતુ હવેલી નજીક આવતા ભૂતનાથ આ વાતો ભૂલી ગયો. હવેલીમાં પ્રવેશતાં જ એણે જોયું કે નાનાશેઠની ગાડી વરંડા નીચે તૈયાર ઊભી છે. થોડીવારે નાનાશેઠ નીચે ઊતર્યા. એની સાથે બંસી હતો. અબ્બાસમિયાં સાઈસ હતા. આગલો દરવાજો ઉઘાડી સલામી આપતાં એ ઊભો રહ્યો. એનાં પગ તળેની ટોકરી રણકી ઊઠી. બેઉ ઘોડા હવે વધુ થોભે તેમ નહોતા. એ મોંમાં લગામનો છેડો ચાવતા હતા. લગામ ખેંચતાં જ દોડવા માંડશે. એકાએક નાનાશેઠને કંઈક યાદ આવ્યું. એમણે સાદ દીધો — 'બંસી! બં...સી...'

બંસી હાજર જ હતો. એ બોલ્યો : 'જી, હજૂર.'

'મારો ચાબુક?'

વીજળીવેગે બંસી અંદર જઈને પળવારમાં જ હાથમાં માછલીની પૂંછડીનો ચાબુક લાવીને નાનાશેઠના હાથમાં મૂક્યો. ને પછી નાનાશેઠે લગામ હાથમાં લીધી ન લીધી ત્યાં તો ઘોડાઓએ દોટ કાઢી. અને વાતમાં ને વાતમાં 'ગેટ' વટાવી વનમાળી સરકાર લેન પાર કરી ગાડી અદૃશ્ય થઈ ગઈ.

'હુંશિયાર—હુંશિયાર હો—' નાથુસિંહ ત્યારે પણ અવાજ દેતો હતો.

આટલી વારે બંસીએ શ્વાસ લીધો. નિરાંત કરી. ભૂતનાથને જોઈને એણે કહ્યું: 'તમે આવી ગયા. પેલી બાજુ નાનાંબા પણ તૈયાર છે.'

'હું પણ તયાર છું.'

'તો તમે છૂપી ઓરડીના દરવાજે થઈને પહોંચો. હું મિયાંજાનને કહીને આવું છું.' આટલું બોલી બંસી ઝપાટાભેર પોતાને કામે ચાલ્યો ગયો. ને ભૂતનાથે ધીમે ધીમે છૂપી ઓરડીના વરંડામાં થઈને નાનો દરવાજો ઉઘાડ્યો. પેલી બાજુથી મોટાં બાનો સાદ સંભળાતો હતો. એ સિંધુ સાથે આડી-અવળી હાંકતાં હતાં.

વચ્ચેટ બાના ઓરડામાંથી ગિરિનો સાદ પણ સંભળાતો હતો. વરંડો એકદમ નિર્જન હતો.

ભૂતનાથ જઈને ઊભો રહ્યો. એકદમ નાનાંબાના ઓરડા સામે. અંદરથી નાનાંબાનો સાદ સંભળાતો હતો. અને સાથે બંગડીનો ખણખણાટ – રણકો પણ.

'ભાભી ?' ભૂતનાથે સાદ દીધો.

'એ...! ભૂતનાથ આવી ગયો ચિન્તા, એને અંદર બોલાવ !'

અંદર જતાં જ ભૂતનાથ ચમકી ગયો. ચિન્તા નાનાંબાને શણગારતી હતી. હજુયે શણગાર પૂરો નહોતો થયો. પણ આટલું રૂપ નાનાંબાનું – ભાભીનું ?

ભૂતનાથ થોડીવાર સુધી તો ચૂપચાપ એ જોઈ જ રહ્યો. ચોટલો ગોળ ઈંઢોણી જેવો કરી માથા પાછળ મોટી જગ્યા રોકે તેમ બાંધ્યો હતો અને એમાં કેવાં કેવાં ઘરેણાં ? હીરાની વેલકુંડી, મોતી બેસાડેલી કાંસકી અંબોડાની વચ્ચોવચ્ચ. એની પીન પર લખ્યું હતું— પતિ પરમ ગુરુ. માથે મોતન માળ ને બીજું કંઈક ઘરેણું હતું. કાનમાં હીરાનાં લટકણિયાં. બેઉ કાન હીરા, મોતી ને સોનાથી ઢંકાઈ ગયા હતાં. ગળે હાર, અંબોડાની નીચે રૂપાળાં અંગો ઉપર ઝીણા ઝીણા વાળ ઊડતા હતાં.

નાનાંબાએ કહ્યું : 'હવે જરીક જ હો ભૂતનાથ !' ને પછી ચિન્તાને કહ્યું : 'મારી બંગડી લાવજે તો. અને પેલા મઢેલા બે વાંકિયા – થોડીક વીંટીઓ...'

ચિન્તા પેટીમાંથી એક એક કરીને દાગીનો કાઢતી જતી હતી ને પહેરાવતી હતી.

છેલ્લે નીકળ્યો કંદોરો. બે ઈંચ પહોળો એ કંદોરો ભાભીની કેડને બરાબર વીંટતો હતો.

પછી છેલ્લી વાર મોં અરીસામાં જોઈ કરીને નાનાંબાએ કહ્યું : 'હવે ચાલો !' ને ચિન્તા તરફ ફરીને કહ્યું : 'જો તો ચિન્તા, નાના

શેઠ ઊપડી ગયા કે હજુ વાર છે?'

ચિન્તા બહાર ગઈ. ભૂતનાથે પૂછ્યું: 'કઈ બાજુ જવું છે ભાભી?'

'ફાવે ત્યાં?'

'મારે પણ આવવાનું છે?'

'હા, તારે મારી સાથે જ આવવાનું છે.'

'પણ ભલા એ સારું દેખાશે? તમે હવેલીનાં નાનાંબા. તમારી સાથે હું બહાર નીકળું એ મારે માટે સારું ગણાશે?'

'કેમ? મારી ગાડી છે. હું ફાવે ત્યાં જાઉં. મને કહેનારું કોણ છે? અને તું? તું તો મારા હુકમથી મારી સાથે આવે છે, પછી તારે શું ફિકર છે?'

'પણ નાનાશેઠ આ જાણશે ત્યારે?–તો?'

'એમનાથી હું બીતી નથી. એ જાનબજારે જઈ શકે તો હું પણ શા માટે મને ફાવે ત્યાં જઈ ન શકું? સ્ત્રી થઈ એટલે શું હું માણસ મટી ગઈ?'

'પણ તમે તો બાઈમાણસ કહેવાવ. પુરુષો સાથે તમારે હરીફાઈ કરવાની હોય?'

નાનાંબા ચિડાઈ ગયાં. થોડીવાર શાંત રહીને એ બોલ્યાં: 'મારે શું કરવું ને શું ન કરવું તેનો જવાબ મારે તને પણ આપવો પડશે કે શું?'

ભૂતનાથે ધીમેથી કહ્યું: 'ગુસ્સે ન થશો ભાભી, પણ તમે નશામાં છેવટે કંઈક જે તે કરી બેસશો—'

'એટલે?' ભાભીએ જાણે ફેણ માંડી. 'મેં નશો કર્યો છે તેમ તું કહે છે? આજે મારે છઠનો ઉપવાસ છે તેની તને ખબર નથી. આખો દિવસ પાણી સુધ્ધાં નથી લીધું. અને જો હું નશો કરતી હોઉં તો તે પણ કોને માટે? કોને કારણે? મને કોણે એની ટેવ પાડી? બીજું કોઈ ભલે એ ન જાણે, પણ મારો ભગવાન એ જાણે

છે. મારો જશોદા લાલ એનો સાક્ષી છે. પણ એ વિષે મને પૂછનારો —કહેનારો તું કોણ?'

'કંઈ નહિ. હું તો તમારા ભલા માટે કહેતો હતો ભાભી.'

'મારા ભલાની ચિન્તા કોઈએ કરવાની નથી. તને પગે પડીને કહું છું કે હવે કદી મારા ભલા માટે ચિન્તા ન કરીશ. મારા ભલા માટે આ સંસારમાં કોઈએ ચિન્તા કરવાની જરૂર નથી. પોતીકા માણસે પણ જ્યારે જરા પણ નથી વિચાર્યું તો તું તો પરાયો છો. તારે શું?'

'તેમ છતાં એકવાર ફરીથી વિચારી જુઓ ભાભી.'

'મેં બધું બહુ સારી રીતે વિચારી જોયું છે. આથી વધુ વિચારતાં મગજ બગડી જશે. પરણીને આ ઘરમાં પગ મૂક્યો ત્યારથી એક દિવસને માટે પણ બહાર નથી નીકળી. બીજાને પિયરનું સુખ હોય, મારે એ પણ નહોતું—નથી. આ ઓરડો અને આ વરંડાની બહાર ક્યારેય નજર નાખીને જોયું નથી. અહીં ચારેબાજુથી ઘેરાયેલી છું. ક્યાં આવ્યું બરાનગર ને ક્યાં છે જાનબજાર એનીયે મને કશી ગતાગમ નથી.'

અને થોડીવાર રહીને એણે કહ્યું: 'વારુ, ભૂતનાથ, બરાનગર કઈ બાજુ આવ્યું તે તું જાણે છે?'

'હા, વ્રજરાખાલના મિત્રો ત્યાં જ હતા. પણ બરાનગર ક્યાં જશું? તમારા બગીચાવાળે ઘેર?'

'ના. પણ ત્યાં જઈએ તો તને કંઈ વાંધો છે?'

'હું નહિ આવું.'

'કેમ?'

'તમે એ નથી સમજતાં. તમે આ હવેલીના એક માલિકનાં પત્ની છો. અને હું કોણ? હું કંઈ જ નથી. તમારો કંઈ જ સગો નથી, કે આ હવેલીનો પણ કંઈ નથી. તમારી સાથે હું આવું એ મારે માટે તો ઠીક, પણ તમને જ નુકશાનકારક થશે ભાભી!'

'પણ મારા લાભ–નુકશાનની ચિંતા કરનારો તું કોણ?'

'પરંતુ કો'ક તો એવું જોઈએ જ ને? તમારે એવું કોઈ જ નથી ભાભી!'

'મારે માટે તને સાચેસાચ આટલું લાગી આવતું હોય તો મારી સાથે ચાલ. મારા ભલા ખાતર મારી સાથે ચાલ.'

'બરાનગર ગયે તમારું શું ભલું થવાનું છે?'

'તે મારે બધીયે વાત તને કહેવી જોઈએ એવું છે?'

'તો હુંય નહિ આવું.' ભૂતનાથ વાંકો થયો.

'તું નહિ આવે?' ભાભીએ સખત થઈને કહ્યું.

'મને સાથે આવવા ન કહેશો.'

'પણ તું જો ના પાડીશ તો મારી સાથે કોણ આવશે, બોલ તો?'

'કેમ? બંસી છે. ચિન્તા છે. લઈ જાવ એમને.'

'પણ એ લોકો સાથે આવ્યે મારા આ ઘરનું ધ્યાન કોણ રાખશે? નાનાશેઠનું નાનું મોટું કામ કોણ કરશે?'

ભૂતનાથ થોડીવાર મૂંગો થઈ ગયો. પછી બોલ્યો: 'ભલે હું આવીશ. પણ વચન આપો કે આજે દારૂ નહિ પીઓ.'

'જા, વચન આપ્યું. કદાચ હવે પછી એ લેવાની જરૂર જ નહિ રહે. જેને માટે એ લેતી તે નાનાશેઠ તો હવે રાતે ઘેર નથી રહેતા.'

'ત્યાં ચિન્તા આવી. એણે ખબર આપ્યા કે નાનાશેઠ ગયા.'

બંસી પણ અંદર આવ્યો.

'કેમ, ગાડી તૈયાર છે ને?' નાનાંબાએ પૂછ્યું.

'હા. બારી દરવાજે મિંયાજાન ગાડી લઈને ઊભા છે.'

'ત્યારે હવે ચાલ ભૂતનાથ, આપણે જઈએ.' આટલું કહી પછી ચિન્તાને કહ્યું: 'ચિન્તા, તું આ ઓરડાનું–મારા ઘર-બારનું ધ્યાન રાખજે. પેટીની ચાવી પણ તને સોંપી છે–બરાબર

જોતી રહેજે. સાંજવેળા ધૂપ-ધૂણો કરજે; અને મારા જશોદા-લાલને મારી જેમ જ ભોગ ચડાવતી રહેજે.' અને પછી ચાલતાં ચાલતાં ફરી અટકીને કહ્યું: 'ને કોઈ પૂછે તો કહેજે કે હું બરાનગર ગઈ છું.'

'પણ તમે પાછાં ક્યારે ફરશો નાનાંબા?' બંસીએ પૂછ્યું.

'પાછા ફરતાં રાત થઈ જશે.'

'તો રાતના ભોજનની શી ગોઠવણી કરું? તમારો પૂજાનો પ્રસાદ પડ્યો છે તે રાખી મૂકું?'

પળવાર માટે કંઈક વિચારી, એકવાર માથાની એક લટ સરખી રીતે અંબોડામાં ખોસી દીધી. પછી કહ્યું: 'એ પ્રસાદ જ આજે ખાઈશ–બીજું કંઈ નહિ લઉં.—પણ તમે લોકો જમી લેજો. મારે માટે બેઠાં ન રહેશો. એ પછી ચાલતા અટકીને એણે ફરીથી એને કહ્યું: 'અને જો પાછી ન આવું તો—'

'એ શું? પાછાં નહિ ફરો શું નાનાંબા?'

'કંઈ કહેવાય નહિ. રસ્તામાં કેટલીયે જાતની તકલીફ આવી પડે તેનું કંઈ ન કહેવાય. જો પાછી ન ફરું તો તમે—'

'એવું ન બોલશો નાનાંબા. તમે પાછાં નહિ ફરો તો અમારું શું થશે?'

'એની ગોઠવણ તમારે માટે મેં નથી કરી એમ માનો છો? મારું જે કંઈ છે તે મૂકતી જાઉં છું. તમે એ વહેંચી લેજો. ભૂતનાથને આપજો. કોને માટે મૂકી જવું છે બોલો?'

બંસી અને ચિન્તાની આંખોમાં જળજળિયાં આવી ગયાં.

ભાભીએ કહ્યું: 'હવે વાર ન લગાડ ભૂતનાથ. ચાલો, જતા-આવતા મારગ બહુ લાંબો છે.'

ભાભી આગળ ચાલી—પાછળ ભૂતનાથ ચાલ્યો. બંસી અને ચિન્તા પણ સાથોસાથ ચાલતાં હતાં. દાદર ઊતરીને નીચે જતાં લાગ્યું જાણે વચેટ બા અને મોટાં બા પણ સાદ સાંભળી વરંડામાં

ચારે બાજુ રેશમી ઝાલર ઝૂલતી હતી. અંદર ચારેબાજુએ મખ-મલ મઢ્યું હતું. એકદમ સુંવાળો સુંવાળો સ્પર્શ લાગતો હતો. ક્યાંય અવાજ નહોતો. ગાડી પાલખીની જેમ ડોલતી ડોલતી જતી હતી. ભૂતનાથ ઘોડાગાડીમાં એ પહેલા ઘણીવાર બેઠો હતો, પણ એમાં બહુ હડદોલા—આંચકા લાગતા, અને ચાલવાનો અવાજ પણ બહુ કર્કશ જણાતો. આખી ગાડી ધ્રૂજતી હોય તેવો અનુભવ થતો. પણ આ ગાડીનો અનુભવ જુદો હતો. આવી ગાડીમાં લાંબી મુસાફરી પણ આરામથી થઈ શકે. મુસાફરીમાં જરાયે ત્રાસ ન જણાય. વચ્ચે વચ્ચે ટણ...ટણ...ઘંટડી વાગી ઊઠે ને બાજુમાંથી ઘરઘરાટ કરતી ટ્રામ પસાર થઈ જાય છે. કદાચ કિચુડાટ કરતી બેલગાડી પણ ચાલી જાય છે. પુષ્કળ ભાર લાદીને ગાડું જતું હોય એમ લાગે છે.

હવે ગાડી ટ્રામ રસ્તે થઈને જતી હોય એવું લાગે છે.

ભૂતનાથ સંકોચાઈને બેઠો રહ્યો. પટેશ્વરી ભાભી આટલાં નજીક હતાં. ભાભી સાથે આટલાં નિકટ બેસીને ગાડીમાં એકલાં જ જવાનું એને માટે આ પહેલું જ હતું. એણે ભાભી તરફ ધ્યાનથી જોયું. એ જાણે મનોમન કંઈ વિચારતાં હતાં. જાણે એમનું ધ્યાન કશેય નથી. ભાભીની સાડી અને અંબોડો ધીરે ધીરે હલી રહ્યાં છે. વચ્ચે વચ્ચે ખભ્ભાપરથી સાડી સરી પડવા જેવું થાય છે. જમણા હાથે ભાભી ફરી એ સરખી કરી લે છે. ગાડી આખી અત્તરથી મહેક મહેક થઈ રહી છે. કાનનાં લટકણિયાં એ અંધા-રામાં ચળક ચળક ચળકે છે. ભાભીનાં કપાળમાં મોટો એવો ચાંદલો છે, સિંદૂરનો ચાંદલો છે. કદાચ મોહિની-સિંદૂરનો હશે. પણ હજુયે ભાભી શા માટે એ મોહિની-સિંદૂર વાપરે છે! એ કંઈ જ કામમાં આવ્યું નથી.

ટ્રામ-રસ્તો પૂરો થતાં ગાડી જરા ધીમી પડી. પણ પછી ફરીથી ડોલતી ડોલતી જવા લાગી.

ભૂતનાથને ન જાણે કેમ કંઈક બેચેની જણાવા લાગી. કંઈ

વાતચીત નહિ. તદ્દન મૂંગામૂંગા ભાભી સામે જોતાં જોતાં આટલે દૂર જવાનું. ભૂતનાથે પોતાનાં કપડાં તરફ જોયું. ઘણાં દિવસથી સાબુ નહોતો દીધો. બહુ મેલાં થઈ ગયાં હતાં. ખાસ કરીને ભાભીના સાજ-શણગાર પાસે. અંદર ન બેઠો હોત તોપણ ચાલત. પોતે ગાડીની ઉપર જ બેસવા જતો હતો પણ ભાભીએ જ એને અંદર બેસવા કહ્યું. પણ જો કંઈક વાતો કરવાની ન હોય તો અંદર બેસવા શા માટે કહ્યું? એને ઓચિંતી પોતાની ગરીબાઈ ખૂબ સાલવા લાગી. પોતે ખૂબ ગરીબ હતો. શા માટે ભાભી સાથે આટલો ગાઢ ઘરોબો રાખવા એ ગયો? અને જવાની સાથે પણ આટલા બધા હળવાભળવાની શું જરૂર છે? કેમ એ વારંવાર એમનો બોલાવ્યો ત્યાં જાય છે? એને તો તેઓ નીચો જ માને છે? તે દિવસે ગાડીમાં જવાનું હતું ત્યારે શું ધારત તો એને ગાડીમાં સાથે આવવા કહી ન શકત? બધા ગાડીમાં બેસીને ગયા, પોતે છેક બાગબજારથી પગપાળો બાર-શિમલા ગયો. ગાડીનાં છાપરા પર એને માટે થોડી જગ્યા થઈ શકી હોત. અને આજે પણ પોતે કયા હેતુથી જઈ રહ્યો છે? શું ફક્ત ભાભીના આગ્રહને વશ થઈને જ? એને શું થોડીકેય ઇચ્છા નહોતી આમ સાથે જવાની? ભાભીનું થોડુંક સાન્નિધ્ય માણવાની? ભાભીના સાન્નિધ્યનું એને આટલું બધું મન કેમ છે? આવું મન થાય એ તો એને માટે યોગ્ય નહોતું.-પણ અચાનક એને યાદ આવ્યું કે આ કપડાં તો ભાભીએ જ આપ્યાં છે. આ ન આપ્યા હોત તો પોતે શું પહેરત? પણ કપડાં તો એ બધાને આપે છે. ઢીંગલા-ઢીંગલીનાં લગ્નમાં જે હજાર-બારસો ખરચી નાંખે છે તેને આટલો ખર્ચ શું વિસાતમાં? આવી નજીવી વાતમાં એ પોતાને કૃતાર્થ થયેલો કેમ માને છે? વ્રજરાખાલે તો શરૂઆતમાં જ કહ્યું હતું કે આ લોકો છે સાહેબ અને બીબીની જાતવાળાં અને આપણે છીએ ગુલામ. સાચે જ પટેશ્વરી એને ગુલામ ગણે છે. —અને એકાએક એને પોતાના ઉપર ઘૃણા આવી.

મનમાં થયું કે એકવાર પટેશ્વરી ભાભીને પૂછું કે આ તમે ક્યાં જઈ રહ્યાં છો? પણ એના મોં સામે જોઈને એ કંઈ જ બોલી ન શક્યો.

પણ ભાભી જાણે એના મનની વાત કળી ગઈ. એણે પૂછ્યું: 'શું વિચારે છે ભૂતનાથ?'

ભૂતનાથની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. એણે પોતાને ઠીકઠીક કાબૂમાં રાખ્યો. એણે કહ્યું: 'આવું જાણત તો હું કોઈ પણ રીતે ન આવત.'

ભાભી હવે હસી. એણે કહ્યું: 'કેમ શું થયું છે તને?'

'તમે એક શબ્દ પણ ન બોલો એ મને ગમે ખરું?'

'પણ તે તારે બોલવું હતું ને? મેં ના પાડી હતી?'

'અને તમે ફક્ત સાંભળ્યા જ કરશો ચૂપચાપ?'

'મને કંઈ વાત સૂઝતી નથી ભાઈ, બધીયે પૂરી થઈ ગઈ. તું વાત કર. હું સાંભળીશ. ધ્યાનપૂર્વક સાંભળીશ.'

'એના કરતાં હું અહીં ઊતરી જ ન પડું?'

'તું તો બહુ રિસાળ છો. પુરુષોને આટલી રીસ ન શોભે; જોતો નથી નાનાશેઠ કોઈનાં માન–અપમાનની ચિન્તા નથી કરતા.'

'તમે શું મને એના જેવો થવા કહો છો?'

ભાભીએ હસતાં હસતાં કહ્યું: 'એટલે જ તો તું મને આટલો ગમે છે. નાનાશેઠ જો તારા જેવા હોત......એ જાનબજારમાં જઈને શું કરે છે તે હું નથી જાણતી. મેં કેટલીયે મહેનત કરી. સ્ત્રીથી જે ન થઈ શકે, તે પણ કરી જોયું છે. પણ તેમ છતાં કંઈ જ ન વળ્યું. મનમાં થાય છે કે એકવાર જાનબજારની એ રાક્ષસી પાસે જઈને છાનીમાની જાણી આવું કે એ ક્યાં મંતર જાણે છે જેથી નાનાશેઠને આટલા વશ કરી રાખ્યા છે. રાત્રે સૂતાસૂતા ઓચિન્તા એનું નામ પડતાં ઊઠે. મને ક્યારેક ક્યારેક ચુની નામથી બોલાવે. નશાના ઘેનમાં ત્યારે એ બેહોશ હોય એટલે હું પણ ભ્રમ ભાંગું

નહિ–પણ હૈયું તો ચિરાઈ જ જાય, સમજ્યો ને ભાઈ.'

ભૂતનાથે કહ્યું : 'પણ તમેયે ભાભી કઈ જાતની સ્ત્રી છો ? નાનાશેઠ તમારી સરખામણીમાં કંઈ નથી. તમારા જોડાને લાયક પણ નથી. હું એ જાણું છું.'

'હુંયે એ જ વિચારું છું. નક્કી એણે કંઈક ખવડાવી દીધું હશે – જેમ તને ખવડાવ્યું હતું. સાંભળ્યું છે કે કામાખ્યામાં સ્ત્રીઓ પુરુષોને ઘેટાં કરીને બાંધી રાખે છે— કદાચ કંઈક ખવડાવી દેતી હશે.'

'તમે જો કહેતાં હો તો હું હજીયે એકવાર જાનબજાર જઈ આવું. આ વખતે કંઈ જ ખાઈશ-પીશ નહિ. ફક્ત બધું જોઈ જાણી આવીશ. વૃંદાવન સાથે દોસ્તી કરી બધું જ જોઈ જાણી આવીશ.'

'ના, તને હવે ત્યાં નહિ જવા દઉં. આખરે તારા ઉપર પણ કંઈ મંતરજંતર કરી નાખશે. પણ હવે એકવાર છેલ્લો પ્રયત્ન કરી જોવો છે ભૂતનાથ. જો એથી કંઈ નહિ વળે તો બીજા કશાથીયે કંઈ નહિ વળે.'

'શું કરશો ?—કયો પ્રયત્ન ?'

'એ માટે જ તો બરાનગર જઈએ છીએ.'

'શેને માટે ?'

'બરાનગરના એક સાધુ પાસે. આપણા હજામની વહુએ કહ્યું કે એને વરસે વરસે બાળક આવતું પણ બચતું નહિ. પછી આ સાધુ પાસેથી કંઈક જડીબુટ્ટી લાવીને ખાધી એટલે બાળક બચ્યું. –જોઈએ એ શું કહે છે. એ લોકો પાસે તો ઘણી જાતની દવા હોય છે. એની પાસેથી જ ઠેકાણું મેળવ્યું છે.'

'શું છે ઠેકાણું ?'

'તેં બરાનગર જોયું છે ?'

'ફક્ત એક વાર ગયો હતો. વ્રજરાખાલ સાથે. ત્યારે એના

ગુરુભાઈ ઓ બરાનગર રહેતા. ત્યારે ગયો હતો. ઠેકાણું શું કહ્યું છે?'

'એની તો ખબર નથી, પણ એ કહેતી હતી કે બરાનગરમાં બધા એને ઓળખે છે. ત્યાં કોઈ નેયે પૂછશો એટલે ઠેકાણું બતાવશે.'

'પણ એટલા માટે તમારે જાતે આવવાની શું જરૂર હતી? હું એકલો જ જઈને પૂછી ન આવત? દવા લઈ ન આવત?'

'પણ એણે કહ્યું છે કે દરદીએ જાતે જ જવું જોઈએ. મારા હાથમાં દોરો બાંધી આપશે એ. –અને જાતે જઈને સાધુની સેવા કરવી જોઈએ.'

'કેવી સેવા?'

ભાભી એકાએક ચારેબાજુ જાણે કંઈક શોધવા લાગી. એણે કહ્યું: 'અરે–રે...ભારે થઈ ગઈ.'

'શું થયું?'

'મૂળ ચીજ જ લાવતાં ભૂલી ગઈ.'

'પણ શું હતી એ મૂળ ચીજ?'

'પાંચ સોપારી અને પાંચ પાન. બધું બાંધી કરીને મૂકયું હતું. હવે શું થશે?'

ભાભી બાવરી બની ગઈ. એણે કહ્યું: 'મેં ધ્યાન રાખી ચિન્તાને મોકલી બજારમાંથી વેંચાતી આણીને સાંચવીને એક બાજુ મૂકી હતી. અને એ જ કયાંક ગોટે ચડી ગઈ!' ભાભી વારેવારે ગાડીની આમતેમ જોવા લાગ્યાં. '—ના. મૂળ ચીજ ભૂલી આવી. કેવું ભૂલકણું થઈ ગયું છે મારું મન?'

'એ નહિ હોય તો નહિ ચાલે?'

'એ આપ્યે તો એ દવા આપશે. હજામની વહુએ વારંવાર એ કહ્યું હતું કે એની દવા રામબાણ છે. કેટલાયને કેટલોયે ફાયદો થયો છે. મેં તો અહીં આવીશ એમ કહ્યું જ નહોતું, નહિ તો એ બાઈને જ સાથે લઈ આવત. પણ પોતાની વાત ઓછી બીજાને કહેવાય છે? એ વાત જઈને પહોંચે નાની જેઠાણી અને મોટી

જેઠાણીને કાને. એટલે એ સૌ હસે. આમેય તે હસે છે. એમને શું છે? એમને શાનું દુઃખ છે? મોટી જેઠાણી દીકરાની વહુમાં પડયાં છે. અને નાની જેઠાણીનાં બાળકો તો વરસમાં ૭ મહિના એને મોસાળ રહે છે–આ હવેલીમાં એ દેખાતાં જ નથી. દિ'-રાત બસ ઘરેણાં જ ઘડાવે છે–ભંગાવે છે ને નવેસર નવા ઘાટ કરાવ્યે જ જાય છે. મારું દુઃખ એમની પાસે રડચે એ લોકો ઓછાં સમજી શકશે?'

'તો પછી હું દોડતો જઈને એ પડીકું લઈ આવું ભાભી?'

'તું એ કરી શકીશ?'

'બરાબર કરી શકીશ.–બંસીને કહીશ કે શોધીને આપ. પણ પહેલાં કેટલે દૂર આવ્યાં એ તો જોઉં.'

ખડખડિયા વાટે બહાર જોવા એણે મહેનત કરી. ચારેબાજુ ઠીક ઠીક સાંજ પડી ગઈ હોય એમ જણાતું હતું. મનમાં થયું જાણે શામબજારની લગોલગ આવી ગયાં છે. દુકાને દુકાને દીવાબત્તી થઈ ગયા છે. રસ્તાની ગેસની બત્તીઓ પણ પ્રગટી ચૂકી છે.

તે ભલે ને હોય. આટલે દૂરથી જતા આવતા કેટલી વાર લાગશે, દોડતો જશે અને દોડતો આવશે એ. ભૂતનાથને થયું કે નાની ભાભી માટે આટલું કરવું એ કંઈ મોટી વાત નથી. એ તો રમતવાત કહેવાય. એથીયે વધુ આકરું કંઈક કામ હોય તો તે પણ થઈ શકે. ભૂતનાથે કહ્યું: 'તો હું જાઉં ભાભી.'

'અને હું અહીં એકલી રહું?' ભાભીએ કહ્યું.

એ વાત પણ વિચારવા જેવી હતી. આટલીવાર આવેશમાં ભૂતનાથ માત્ર પોતાનો જ વિચાર કરતો હતો. પટેશ્વરી ભાભીનો તો એને વિચાર જ નહોતો આવ્યો. આ સાંજ ટાણે કલકત્તા શહેરમાં એને એકલાં મૂકીને જવું શું બરાબર છે? ધોળે દિવસે પણ કેવા કેવા બનાવો બની જાય છે, તો સાંજના અંધકારમાં શું અશક્ય છે? અને આજે તો વળી એ બનીઠનીને નીકળી છે. આખા શરીરે

કિંમતી ઘરેણાં છે. હીરામોતી ને સોનાનાં ઢગલા છે. હજુ થોડા દિવસ પહેલા જ ધોળે દિવસે ઘોડાગાડી અટકાવી લૂંટી ન ગયા? પોલીસ પહેરાવાળા ક્યાંય દેખાયા જ નહિ. ભૂતનાથે કહ્યું: 'તો પાછાં જઈએ?'

'ભલે એમ જ કરીએ.'

ભૂતનાથે ખડખડિયા ખોલી મોટે સાદે કહ્યું: 'મિંયાજાન, ચાલો ગાડી પાછી હવેલી તરફ લો.'

ઘોડાએ દિશા ફેરવી. પછી એ ફરીથી એ જ ટ્રામ-રસ્તાની એકબાજુએ ચાલવા લાગી. ત્યાંથી બાકેબઝાર હવેલીએ જઈ પછી ફરી બરાનગર જવાનું છે. બરાનગરમાં કેટલું રોકાણ થશે એનું નક્કી નથી.

ભૂતનાથે કહ્યું: 'જો બરાનગર જ જવું હતું તો જરા વહેલા-સર કેમ ન નીકળ્યાં?'

'નાનાશેઠે બહાર જવાનું મોડું કર્યું તેથી.'

'ભલા નાનાશેઠ જાણશે કે તમે બહાર નીકળ્યાં છો તો?'

'એ કઈ રીતે જાણશે?'

ભૂતનાથે એકાએક કહ્યું: 'વારુ ભાભી, તમે સાંભળ્યું કે હવેલીની દખણાદી તળાવવાળી જમીન વેંચી નાખવામાં આવે છે?'

'કોણ જાણે—એ બધું તો દફતરખાનાવાળા જાણે. સ્ત્રીઓનાં અંતઃપુરમાં એવા ખબર કોઈ પહોંચાડતું નથી.'

'અને સાંભળ્યું કે જમીનદારી કાઢીને કોલિયારી ખરીદી છે.'

ભાભીએ કહ્યું: 'કોણ જાણે ભાઈ, મેં તો જમીનદારીયે ક્યારેય જોઈ નથી ને કોલિયારી થશે તોયે જોવા પામવાની નથી. અમને કોઈ શું સારું ને શું ખરાબ એ પૂછવા કોઈ દિ' આવતું નથી. એ બધામાં અમે શું જાણીએ? માલિકો જે સારું હશે તે કરતા હશે—કરશે. અમારી સાથે તો સગાઈ છે માત્ર નામની...માંદાં પડીએ તો વૈદ-દાક્તર આવે, સુવાવડ આવે ત્યારે તો સુયાણી

આવે. અને ભૂખ લાગે તો ખાવાનું દેવા આવે નાની કાકી.'

'પણ ગૃહસ્વામી માટે –?'

'મારા જશોદાના-લાલને એટલે જ તો હું કહું છું, કે આવતે જન્મે મને પુરુષનો અવતાર આપજે, કે જેથી કોઈનેયે જવાબ આપવાનો ન રહે. એ સારું. મન ફાવે ત્યારે ઘેર આવવું કે રાત આખી ન આવવું; મન થાય તો વહુ ઉપર જુલમ કરીએ – ધમકાવીએ – પગ ઝાલીને રિઝાવવાની તો પંચાત નહિ.'

'પણ ગરીબ માણસ માટે તો પુરુષ થવું કે સ્ત્રી થવું એક જ છે. એને કંઈ ફેર નથી પડતો.'

'પણ મને તો તારી પણ ઈર્ષા આવે છે ભૂતનાથ.'

ભૂતનાથને હસવું આવ્યું. મારી ઈર્ષા! આજ દિવસ સુધી પોતાનું કહેવાય એવો એકેય આશરો એને મળ્યો નથી. સંસાર માંડવાની વાત તો દૂર રહી. હવેલીનો આશ્રિત છે. વિધુ સરકારની નજરથી બચીને રહેવું પડે છે. જમવા જતાં કોળિયો જાણે ગળે ઊતરતો નથી. હવેલીમાં જતાં આવતાં સુધ્ધાં શરમ જેવું થાય છે. વ્રજરાખાલ ક્યારનોયે હવેલી છોડી ચાલ્યો છે. એનું કામ પણ જો એને મળ્યું હોત તો સારું થાત. હમણાં હમણાં વચેટ શેઠનાં બાળકો પણ દેખાતાં નથી. કદાચ એ લોકો મોસાળ રહીને જ ભણતાં હશે.

ભાભીએ કહ્યું: 'ગાડી બહુ ધીમે ધીમે જાય છે.'

ભૂતનાથે જરા મોટેથી સાદ પાડીને કહ્યું: 'મિંયાજાન, જરા ઝડપથી જવા દો. હવેલીએ જઈને પાછાં બરાનગર જવાનું છે.'

'જી, હજૂર—' કહી મિયાંજાને ઘોડાને ચાબુક ફટકાર્યો. અને ગાડી પવનવેગે જવા લાગી. હવે ભાભીનું આખું શરીર ડોલવા લાગ્યું ને ભૂતનાથ પણ ડોલવા લાગ્યો.

'ભાભી, ગાડી ઊથલી નહિ પડે?' ભૂતનાથે કહ્યું.

'નહિ ઊથલી પડે. અને ઊથલી પડે તોયે શું વાંધો છે?'

'ઊથલી પડશે તો તમે છૂટી જશો પણ સૌ મારા ઉપર તૂટી પડશે. કહેશે કે હવેલીની વહુને લઈને ભાગતો હતો!'

'પણ મનેયે શું નહિ વગોવે? લોકોને ખબર પડે એ પહેલા તો મને ભોંમાં ભંડારી દેશે. એકદમ હવેલીના પાયામાં – નહિ તો એમના કુળને કલંક લાગી જાય ને? ને જો કોઈ પણ રીતે બચી ગઈ તો દાકતર-વૈદ્યને બોલાવી દવાદારૂ કરાવશે, પણ જો મરી ગઈ તો ભોંમાં જ દાટી દેશે જોજે.'

'કેમ, દાટે શા માટે?'

'મોટી હવેલીઓ ખોદતાં કેટકેટલાં હાડપિંજર મળી આવે છે? એ જાણતો નથી? મારાં સાસુ કહેતાં હતાં કે એક વાર સુખચરથી એક પ્રજાજન આવ્યો હતો માલિકને ફરિયાદ કરવા. બીજા લોકો પણ મહેસૂલ ઘટાડવા કહેતા હતા. પણ માલિકો મહેસૂલ ઘટાડતા નહોતા. અને એ પણ પાછો જતો ન હતો. ખાધા પીધા વિના દોઢીએ બેઠો જ રહ્યો. એમ દિવસો જતા હતા. માલિકોને બહાર આવવા જવામાં તકલીફ થવા લાગી. આખરે એને ચાબુકથી ફટકાવાયો. એના શરીરમાંથી લોહી પડવા લાગ્યું. એ બેભાન થઈ ગયો એટલે ઉપાડીને બહાર ફેંકી દીધો. પણ ત્યારે એ હાલતો ચાલતો નહોતો. પછી એ દેખાયો જ નહિ. એના ગામથી ઘરનાં સ્ત્રીબાળકો એની તપાસ કરવા આવ્યાં. એ ગામમાં પણ પાછો ફર્યો નહોતો. પણ મારાં સાસુ કહેતાં હતાં કે એને હવેલીમાં જ દાટી દીધો હતો.'

'ક્યાં?'

'હવેલીની પેલી બારી પાસે જે દાદર પડે છે ને એની નીચે. જ્યાં નાંખી દીધે કોઈ જાણે જ નહિ તેવું છે ત્યાં. એને ત્યાં જ ફેંકી દીધો હતો.'

'કેટલાં વરસ અગાઉ?'

'એ ઓછી હમણાંની વાત છે? ત્યારે નાનાશેઠનો જનમ

પણ નહોતો. મારોયે નહોતો. અને તારોયે જનમ નહિ હોય. અને એવું ઓછું કંઈ એક વાર થયું છે?'

'હજુયે શોધીએ તો એનાં હાડકાં મળે કેમ?'

'એ જોવા કોણ જાય છે? ઉપરથી તો કોઈનેયે એનો પત્તો લાગે એમ નથી. એનું ધ્યાન કોઈએ રાખ્યું નથી. એ વિષે જાણે છે એક ખજાનચીબાબુ અને મોટા શેઠ. લોકો વિરોધ કરે તો જે કરવાનું હોય તે સુખચરમાં તો તેઓ કરતા જ; પણ જે કલકત્તા સુધી દોડી આવતા એ ઠેકાણે પડી જતાં આ વૈકુંઠમાં. આ બધું મારાં સાસુ પાસેથી સાંભળ્યું હતું. એથી જ તો જ્યારે મોડી રાત સુધી એકલી હોઉં ત્યારે કેમેય ઊંઘ ન આવે. ઘણીવાર કંઈક અવાજો આવે. મનમાં થાય જાણે ઘણે દૂર કોઈ રુએ છે-ઘુવડ જેવા સાદે. ક્યારેક ક્યારેક બહુ બીક લાગે છે.'

આ બધું સાંભળી ભૂતનાથને પણ યાદ આવ્યું. જાણે પોતે પણ એ રુદન સાંભળ્યું છે-ઘણીવાર સાંભળ્યું છે. આ કલકત્તા શહેર જ્યારે જ્યારે એકદમ નિસ્તબ્ધ બની જાય છે, હવેલીમાં જ્યારે બધેય સોપો પડી જાય છે ત્યારે એવો અવાજ સાંભળી પોતે અન્ય-મનસ્ક બની જાય છે. જાણે હવેલીની ચારેબાજુ કોઈ ચૂપચાપ આંટા મારી રહ્યું છે. ફતેપુરનાં સ્મશાન બાજુ જતાં બીજડા તળે વિસામો લેતાં એને ઘણીવાર આવું જણાયું છે. એકાએક પવન ભારે બની જાય. ઝાડનાં પાંદડાંનો મર્મરધ્વનિ અટકી જાય. પાંદડાં હાલતાં બંધ પડી જાય. જાણે કોઈ પાસે આવીને ઊભું જ હોય તેમ. દેખાયું નહિ કે સમજાય નહિ, છતાં મનમાં થાય કે કોઈક છે જે આવીને એકદમ તમને વળગી પડે છે. તમારી તરફ અનિમેષ નયને જોઈ રહે છે. અને તમે પણ એની સામે જોઈ જ રહો છો. અહીં પણ એવું બને છે ત્યારે તબેલામાં ઘોડાઓ પગ પછાડતા અટકી જાય છે. ચોકી કરનારો છેલ્લો સૂનારો નોકર પણ દીવો ઓલવી ઊંઘી ગયો હોય છે. દખણાદા વરંડા બાજુએ કરેણનાં ઝાડ ઉપર એક

પંખી લાંબો રાગ કાઢતું એકાએક થોભી ગયું હોય છે. રસ્તામાં કૂતરાં સુધ્ધાં થોડીવાર માટે એકદમ જંપી ગયાં હોય છે. કદાચ ઇબ્રાહીમનાં ઘર સામેનો દિવેલનો દીવો આખી રાત બળીને રામ થઈ ગયો હોય છે. રાતના પહેલા પહોરે દાસુ મેતરનો દીકરો બંસીમાં પેલું–'ઉઠો નામા પ્રેમેર તુફાને' ગાય છે તેના સૂર શમી ગયા હોય છે. બરાબર એ જ વખતે ઘણીવાર ભૂતનાથને થયું છે જાણે કોઈ આ હવેલીના ઇતિહાસનો કાળો પડદો દૂર કરી લોકોની વચ્ચે આવે છે. આવીને આ મોટી હવેલીને પ્રદક્ષિણા ફરે છે. દેઢીથી માંડી બારી સુધી. નાળિયેરી બાજુએ થઈને, દખણાદા તળાવને આંટા મારી દાસુ મેતર અને ધોબીઓનાં વાસ વટાવી ઇબ્રાહીમના ઘર સામે થઈને આવીને એકદમ ચોક વચ્ચે આવીને ઊભું રહ્યું. પછી ફરી ક્યાંય હવામાં ભળી ગયું. થોડીવાર પછી જ મનમાં થયું જાણે અગાશી ઉપર એ નિરવ પગલે આંટા મારે છે. આખી હવેલીની અગાશી ઉપર આંટા માર્યા જ કરે છે. મનમાં થાય છે, એ જાણે કશું નથી. પ્રેતાત્મા નથી, સ્વપ્ન પણ નથી. જાણે આ હવેલીનો અભિશાપ પામેલો આત્મા એની અશાન્ત, અધૂરી ઇચ્છાઓ સાથે અકારણ આંટા મારે છે. બદરિકાબાબુના પ્રલાપની જેમ પોતાની કૃતાર્થતાને એ શોધી રહ્યો છે. અને એ પછી જ શરૂ થતો પેલો સૂર. હવાના સૂસવાટા જેવો મૃદુ. રુદન જેવો કરુણ. અજબ જેવું છે કે આજ સુધી ભૂતનાથ એને પોતાની જ કલ્પના, ખોટી બીક માનતો હતો. પરંતુ ભાભીને પણ એ સંભળાતો હતો! ભાભીએ પણ એ ઇતિહાસના અમોઘ ઇશારે એ સૂર સાંભળ્યો હતો.

ભાભીએ કહ્યું : 'પછી એક દિવસ તો હું એ જોવા ગઈ.'

'કોને ?'

ભાભીએ કહ્યું : 'ત્યારે હું નવીસવી જ પરણી હતી. આખી રાત ઊંઘ નહોતી આવી. પહેલી રાત્રે જ વરસાદ આવ્યો હતો. દરવાજો ખોલી બહાર વરંડામાં આવી. મનમાં થયું નાની જેઠાણી

જાણે વરંડામાં થઈને બહાર દાદર ભણી જાય છે. અત્યારે કેમ જતાં હશે? શંકા આવી. મેં પૂછ્યું—" કોણ?" ફરી સાદ દીધો—" કોણ છે એ?"

'પણ કંઈ ઉત્તર ન મળ્યો.'

'ફરી સાદ પડચો—"ભાભીજી!" મારો સાદ સાંભળી નાનાં જેઠાણી જાણે ભાગવા લાગ્યાં. મેં ફરી બીજી વાર સાદ દીધો— "કોણ?"

'હવે મારો સાદ સાંભળી પેલી વ્યક્તિએ પાછું વાળીને જોયું. એનું મોં જોતાં જ હું ચમકી ગઈ અને સાથોસાથ બેભાન થઈ ગઈ. મારા દાંત દાંત સાથે ચોટી ગયા...મારાં સાસુ ત્યારે હયાત હતાં. ભાન આવતાં જોયું તો ઓશીકા પાસે એ બેઠાં છે. એમણે કહ્યું —"રાત્રે એકલાં ઉંબરા બહાર નીકળશોમા વહુ બેટા, જ્યારે બહાર જવું હોય ત્યારે ચિન્તાને સાદ પાડીને એની સાથે જ નીકળજો."'

'મેં પણ એકવાર આવું જોયું હતું ભાભી.'

'તેં અને મેં જ ફક્ત આવું જોયું છે. આ હવેલીનાં બીજાં કોઈને આવું દેખાયું નથી.'

સાચેસાચ બીજા કોઈએ જો આવું જોયું હોય તો આ હવેલી-નો ઇતિહાસ કંઈક જુદો જ હોત. હજુ પેલે દિવસે આ હવેલી ઓચિંતાની ફરી ઉત્સવની ધમાલથી ગાજી ઊઠી હતી. ત્યારે ફરીથી ઘણાં ગોરા સાહેબો અને મારવાડીઓ આવ્યા હતા. સવારથી જ હા-હો ને આવ-જા શરૂ થઈ ગઈ હતી. દોઢીએ બ્રિજસિંગ નવાં કપડામાં બનીઠનીને ઊભો રહી ગયો હતો. આખુંયે મકાન ધોળાયું અને સાફસૂફ થયું હતું. ગોરાઓની હોટલમાંથી વિલાયતી ખાણા-પીણા પણ આવ્યાં હતાં.

ભૂતનાથ પહેલા તો કંઈ સમજી જ નહોતો શક્યો. બંસીને બોલાવીને પૂછ્યું કે—'બંસી, ભલા વાત શું છે?'

બંસીએ જવાબ આપ્યો હતો કે—'કોણ જાણે સાલાબાબુ, સાંભળ્યું તો કંઈ જ નથી.'

લોચનને તે દિવસે વધુ કામ નહોતું. આ વિલાયતી ખાણાં-પીણાંનો સમારંભ હતો. એમાં તમાકુને તો સ્થાન જ નહોતું. સાહેબ-સૂબા જે કોઈ આવશે તે બધાયે સિગારેટ પીનારા હશે. છતાં થોડી તૈયારી રાખવી પડશે. કો'ક જો માગી બેસે તો કદાચ? એથી એ પણ સાફસૂફ થઈ તૈયાર થઈ ને બેઠો હતો. કહેતો હતો કે 'પહેલેથી કંઈ કહ્યું નથી—આ કેવી રીત? આજે મારે દુકાનનું બાનું આપવા જવાનું હતું.'

'શેની દુકાનનું લોચન?'

'મારી પેલી પાનની દુકાનનું. હું તો આ હવેલી મૂકીને જઈ શકું એમ છું નહિ-ઓચિંતાનો સાદ પડે તો? મને ગઈ કાલે સવારે જ સરકાર મશાયે વાત કરી.'

'અહીં શું થવાનું છે આજે?'

'આ અવારનવાર થાય છે તેવું, બીજું શું. બાબુઓ બધા જરા ઉડાવશે કરશે. વાતોના તડાકા મારશે. જોકે હમણાં હમણાં તો ઘણા દિવસથી એ બંધ હતું. અગાઉ હવેલી ગાજતી. કદાચ ફરીથી કંઈ વિચાર આવ્યો હશે-કોણ જાણે?'

'પણ તે કોઈ તમાકુ નહિ પીએ! બધા સિગારેટ જ પીશે?'

'જી, સરકાર મશાયે તો એમ જ કહ્યું.-મેં કહ્યું કે તમારે મને તમાકુ મંગાવી દેવી પડશે. તો એમણે કહ્યું તારી પાસે જે કંઈ છે એનેથી જ ચલાવી લેજે. આજ આવનાર સાહેબો-બાબુઓ કોઈ તારી તમાકુને અડે એવા નથી. બધા સિગારેટ ને ચિરૂટની ટેવવાળા છે સમજ્યો!'

'મેં પૂછ્યું—એ બધા કયા સાહેબો છે?'

'સરકાર મશાયે કહ્યું કે—એ બધા મોટા મોટા સાહેબો છે. માકફારલેન સાહેબ આવશે, કાટાર કંપનીમાંથી ફાર્ગુસન સાહેબ

આવશે, હમણાં વિલાયતથી નવા આવ્યા છે. બધા વચેટ માલિકના નવા દોસ્તો છે. અને બીજા પણ ઘણાં સાહેબો આવનાર છે. બડા-બજારથી ગદ્દીવાળા ઘણાં મારવાડી મહાજન પણ આવશે. બધા ધોબીધોયાં કપડાં પહેરજો. કોઈ મેલાઘેલા ન દેખાશો—આમ એણે કહ્યું, સાલાબાબુ.'

સાંજે મોટરો અને ઘોડાગાડીઓથી વનમાળી સરકાર લેન છવાઈ ગઈ. આ નાકેથી પેલા નાકા સુધી. વિલાયતી હોટલના બબ-રચી – ખાનસામા મોટરમાં ખાણાં-પીણાંની ચીજો લઈ આવેલા. નાચ-ઘરનો દેખાવ જ બદલાઈ ગયો. ગાદી-તકિયા ઉપાડીને એને બદલે ટેબલ-ખુરશી ગોઠવાઈ ગયાં. ટેબલ ઉપર ઊજળી દૂધ જેવી ચાદર અને એના ઉપર ફૂલદાનીઓમાં ફૂલો ગોઠવાયાં. ગુલાબજળ, અત્તર અને રાખદાની, સિગારેટ – ચિરૂટ ને પાન, અને દારૂ. વિલા-યતી હોટલના ખાનસામાઓ સીસાઓ ખોલીને ગ્લાસમાં ઢાલવે. નાચ-ઘરનો દરવાજો અંદરથી બંધ કરવામાં આવ્યો હતો. અંદર શું થાય છે તેની બહારથી કંઈ ખબર જ ન પડે. મારવાડી મહાજન અને સાહેબ-સૂબાઓ ઉપરાંત હાબુલ દત્ત અને નનીલાલ પણ આવ્યા હતા. છુટુકબાબુ પણ હવે મિજલસમાં ગોઠવાયા હતા. વચેટ શેઠ એકે હજારા જેવા હતા. પણ નાનાશેઠ સાવ મૂંગા મસ હતા.

જોતા વેંત જ નનીલાલે માથું હલાવ્યું. ભૂતનાથ ભીડમાંથી મારગ કરી તેની પાસે જઈને ઊભો હતો. સાથે બીજાં ઘણાં સાહેબો ને મેમસાહેબાઓ હતાં. નનીલાલે કહ્યું : ' તારી સાથે પછી વાત કરીશ – મળજે.'

છતાં કુતૂહલ દબાવવું આકરું હતું. ભૂતનાથે પૂછ્યું : ' પણ આજે આ વાત શું છે?'

' ફસાવી દીધા બીજું શું ?' નનીલાલે જવાબ આપ્યો.

છતાં ભૂતનાથ કંઈ સમજ્યો નહિ. એણે પૂછ્યું : ' એટલે ?'

' આખરે છુટુકને કોલિયારી લેવડાવી. પણ એ ઓછો સહે-

સાઈથી માને એવો હતો. ખાનદાન ખોરડાનો ખરો ને? એકાએક કંઈ નહિ કરે. ખાલી ડર્યા કરે કે કો'ક ઠગી જાશે તો?'

'વચેટ શેઠે હા ભણી?'

'એમણે જ તો વાર લગાડી. નહિ તો આજે તો ક્યારનીયે કોલિયારી લેવાઈ ગઈ હોત. મેં સમજાવ્યા. હાબુલ દત્તે સમજાવ્યા. પણ વચેટ શેઠ કેમેય કર્યા માનતા નહોતા. ઝુમુટલાલ મારવાડી મારફત સમજાવ્યા. મેકફારલેન સાહેબે પોતાની કોલિયારીનું સરવૈયું કાઢીને સમજાવ્યા. પચ્ચીસ ટકાનો ચોખ્ખો ફાયદો થાય છે, એ બતાવ્યું.

'મેકફારલેન સાહેબે સમજાવ્યું કે—જમીનદારીમાં સદાયે આવું જ રહેશે એની કંઈ ગેરન્ટી છે?

'વચેટ શેઠે કહ્યું કે—જમીનદારી એ તો અમારી લક્ષ્મી છે. એમાંથી જ અમારા વડવાઓ ખાઈ–પીને બાબુગીરી કરતા મોટા થયા છે. મોટાભાઈ કહી ગયા હતા કે—

'ત્યાં ચુડોએ વચ્ચે કહ્યું કે—ના, કાકા, તમારે જો આ કોલિ-યારી ન ખરીદવી હોય તો મારો ભાગ આપો. એ હું ખરીદીશ.

'આખરે થોડા દિવસ કાકા-ભત્રિજામાં મનદુઃખ ચાલ્યું. વાત-ચીત એકદમ બંધ પડી. હાબુલ દત્ત એકદમ દોડતો આવ્યો મારી પાસે. આખરે આવડું મોટું કુટુંબ ભાંગી પડશે. ભાંગી પડે એવી જ વાત હતી. હાબુલ દત્તને નવો જમાઈ હતો, એને જ ચિન્તા વધુ હતી. નાનાશેઠ રોષથી લાલપીળા થઈ ગયા હતા. એક બાજુ વચેટ શેઠ અને નાનાશેઠ, અને બીજી બાજુ ચુડો એકલો અને એનો સસરો હતા. સાંભળ્યું કે બાલકબાબુ–એટલે કે એમનાં વકીલને બોલાવીને સલાહ લીધી કે જુદા થવું કે ન થવું. ચુડો તો ભણ્યો ગણ્યો નહોતો. દિવસ આખો સસરા સાથે ગુસપુસ કરતો રહેતો. કેટલાક દિવસ તો એની તકલીફમાં જ ગયા.'

ભૂતનાથે કહ્યું: 'એવું હતું કે શું? મને તો આવી કંઈ જ

ખબર નહોતી.'

હવે બધું યાદ આવે છે. એથી જ હવેલીનાં માલિકોનાં મોઢાં ચડેલાં દેખાતાં હતાં–સમસમી ગયા હોય તેવાં. કેટલાક દિવસ મોટાં બા કે હાસિની કોઈ દેખાયાં નહિ. એકલો લોચન તમાકુ આપી આવતો. અને વચેટ શેઠ ચૂપચાપ નાચ-ઘરમાં બેઠા બેઠા દિવસ પૂરો કરતા હતા. પારેવાં ઉડાડવાનું અટકી ગયું હતું. મોટરગાડી પાછી ચાલ્યા ગયા પછી જ આ બધું થયું. આખી હવેલી જાણે સૂમસામ થઈ ગઈ હતી. છુટુકબાબુની ગીત–મહેફિલો તો ઘણાં દિવસથી બંધ હતી જ. વચ્ચે વચ્ચે ક્યારેક ન જેવી જામતી તે પણ હવે પૂરેપૂરી બંધ થઈ હતી. પેલે દિવસે કો'ક આવીને તળાવનું માપ લઈ ગયો. પટ્ટી–સાંકળ–દોરી બધું લઈને એ લોકો આવ્યા હતા. ભૈરવબાબુ કેટલાયે દિવસ આવીને પાછા ચાલ્યા ગયા હતા. છાનામાના લોચન પાસે આવતા ને તમાકુ પીતા પીતા લોચનને પૂછતા કે –'વચેટ શેઠ શું કરે છે લોચન ?'

લોચન હોકાની નળી સાફ કરતા કરતા જણાવતો કે –'એકલા બેઠા બેઠા હોકો ગગડાવતા હતા એ જોઈ આવ્યો.'

હોકો એક બાજુ મૂકી હોઠ લૂછતા લૂછતા ભૈરવબાબુએ કહ્યું : 'ત્યારે જાઉં, જરા મળી આવું. તું શું કહે છે ?'

'જી. હું શું કહું ? તમને મન હોય તો જાવ.'

'પણ તું શું કહે છે ? જાઉં કે ન જાઉં ?'

'જી, હું તો નોકર માણસ ગણાઉં. મારી વાતે તમે ન જાવ, એ કેવું ?'

'તને એ મારા વિષે કંઈ પૂછતા હતા ?'

'ક્યાં ? એવું તો કંઈ યાદ નથી આવતું.'

'અત્યારે મિજાજ કેવો છે ?'

આજે આ બધુંયે યાદ આવે છે, કે તે દિવસે નાચ-ઘરમાં પંચ શા માટે ભેગું થયું હતું. શા કારણે મોટર આવ્યા પછી પાછી

ચાલી ગઈ. શાથી બાલકવકીલ વારે વારે હવેલીમાં આવતો હતો. બધી વાતનો મેળ મળી ગયો.

નનીલાલે કહ્યું : 'એ કોલિયારી તો ખરીદી પણ ખરીદતા પહેલા મને જરાયે પૂછ્યુ કર્યું નહિ. કેવો "જેલસ" છે જાણે છે ?'

'તને એ ન કહ્યું ?' ભૂતનાથ આભો થઈ ગયો.

'અને છતાં આ વાત એના માથામાં ઠસાવી હતી મેં. મારી પાસેથી જ એને મહિના પહેલા આઇડિયા મળ્યો હતો. છતાં છેલ્લે મને જ જણાવ્યું નહિ. ધાર્યું હશે કે હું એમાં મારું કમીશન લગાડીશ. મોટી રકમની વાત હતી ને એટલે.'

'પછી છેલ્લે કોની મારફત ખરીદી ?'

'નફો થયો ઝુમુટમલને. મેં ચુડાને એ જ વાત કરી હતી. ચુડો કહે કે મારી એકલાની તો માલિકી નથી. કાકાઓ પણ સાથે છે. વચેટ શેઠનાં મિત્રો-સગાંઓ છે. એમણે જ આવી સલાહ આપી હતી.'

'પણ છુટુકબાબુના સસરાને કંઈ ખબર ન પડી ?'

'હાબુલ દત્તને ! એને પણ કંઈ કહ્યું-કાર્વ્યુ નહિ. જે કરવાનું હતું તે બધું વચેટ શેઠે જ કર્યું. હવેલીમાં વડીલ એ છે. એની ઉપરવટ કોઈ જઈ શકે ? પણ ચુડો મનમાં ને મનમાં ધૂંધવાયો છે.'

'અને નાનાશેઠ ?'

'એ ક્યારેય કોઈ બાજુ હોતા નથી. પૈસા આવે એટલે એમને બસ. હાથમાં પૈસા આવતા રહેશે ત્યાં સુધી કંઈ જ નહિ બોલે. આ જે આટલા વકીલ-બેરિસ્ટર આવ્યા ને ગયા, કોરટ-કાગળિયાં થયાં એ વિષે એને કંઈ જ ખબર નથી. કાગળમાં મતું માર્યું એટલે પત્યું. આ બધી પંચાત એમને નથી ગમતી. આજે પણ જે આટલા બધા માણસો આવ્યા છે ખાણી-પીણી-ડિનર-ડ્રિંક ચાલે છે પણ નાનાશેઠ જરા વાર આવીને ચાલ્યા ગયા. વધારે વાત

એ કયારેય કરતા નથી, છતાં મનમાં બધું ય જાણે ખરા.'

તે પછી મોડી રાત્રે એ સમારંભ પૂરો થયો. કયારે લોકો ગયા, નનીલાલ ગયો, બધા 'તાજા' થયાં, નાચ–ગાન થયાં એની ખબર ભૂતનાથને ન પડી. જે હવેલીમાં ઢીંગલા–ઢીંગલીના લગ્નમાં હજાર–બારસો રૂપિયા ઊડી જાય ત્યાં નવા ધંધાના પ્રારંભ પૂર્વેના સમારંભમાં આવું થાય તેમાં શી નવાઈ ! કયાં આસનસોલ કે બિહારના કોઈ ભાગમાં કોલસાની ખાણ. ધરતીના પેટાળમાં રત્નો છુપાયાં છે. કેટલો એનો પરિઘ છે. દેખાવે એ કેવી છે એ કંઈ જ પ્રત્યક્ષ જાણ્યા વિના માત્ર કાગળ ઉપર એનું વિવરણ છુટુક-બાબુએ જોયું છે. હવેલીની તિજોરીમાં એ દસ્તાવેજ મુકાઈ ગયો છે. અને બીજી બાજુ સુખચરના તળાવના પાણીમાં કમળ કદાચ હવે ઊગતાં જ નથી. માછીમારને ત્યાં માછલાં શોધ્યાં જડતાં નથી. તળાવ સુકાઈને કોરું ધાકોર બની ગયું છે. ગામમાં વાઘ આવી ચડયે તેને હાંકી કાઢવાની જવાબદારી માથે લેનારું કોઈ ત્યાં નથી. છતાં દુકાળ પડયે મહેસૂલ કોઈ અટકાવતું નથી. ત્યાંની કચેરીએ નવા નાયબ ગુમાસ્તા ને નવો બરકંદાજ ચોકિયાત રાખવામાં આવ્યો છે. સુખચર કદાચ એવું ને એવું જ રહેશે, પણ લોકોને ખબર પણ ન પડી ને રાતોરાત તેની માલિકી બદલાઈ ગઈ. સુખચરની જમીન ભૂમિપતિ ચૌધરીના વડવાઓને એક સમયે મોગલ બાદશાહ તરફથી ભેટ મળી હતી — વંશ-વારસાગત ભોગવટાના હક્ક સાથે. સાત હાથી રાખવાની એમને છૂટ હતી. એ પછી કાળે કરીને મોગ-લાઈ ગઈ ને એ બાદશાહત પણ ગઈ અને એને સ્થાને ગોરા અંગ્રેજો આવ્યા. અંગ્રેજોના અમલ દરમિયાન ભૂમિપતિને મીઠાંનો અને ઘોડાનો ઇજારો મળ્યો. સુખચર અને કલકત્તા વચ્ચે એક અદશ્ય પૂલ ઘણાં સમયથી રચાઈ ગયો હતો. ગામથી લોકો જમીનદારને ત્યાં જન્મ, લગ્ન કે મૃત્યુ ઉપર કામકાજે આવતાં, સલામી આપતાં

ને નજરાણું કરી જતાં. વેઠે મજૂરી કરતાં. હવે એ પણ ગયું. ચૌદ પેઢીનો સંબંધ એક જ દિવસમાં પૂરો થઈ ગયો. હવે આ ચૌધરીઓ વ્યાપારે લક્ષ્મી વધારશે. ગોરાઓની જેમ મીલ-કારખાનાં ઉઘાડશે. મશીનો ચાલશે. મજૂરો પરસેવો પાડશે. અને એમ રૂપિયા–લક્ષ્મી ઉત્તરોત્તર વધતી જ જશે. લે-વેંચ કરશે. આ સમારંભ એવા ભાવિની મોટી શક્યતાએ ભવિષ્યમાં ઊડનાર છાકમછોળ અંગેનો હતો. ત્યારે આવી દસ હવેલી એમની હશે – મોટરો માટે તબેલો નાનો પડશે. વધુ દાસ-દાસીઓ અને વધુ દારૂ ને વધુ રખાતો. વધુ ભોગ-વિલાસ, વધુ આરામ, વધુ તક અને વધુ દુર્વ્યય. વૈદુર્યમણિ 'રાજાબહાદુર' તો થયા છે હવે 'નાઈટ' થશે હિરણ્યમણિ. અર્થપ્રાપ્તિ માટે છુટ્ટુકબાબુને એટર્નિશીપની પરીક્ષા પાસ કરવી નહિ પડે. સૌથી આગળ નીકળી જશે એ લોકો. ખાણ જેમ ચાલે છે તેમ ચાલી તો ટેક્સ આપવા છતાંયે તેઓ માલામાલ બની જશે. વસતી બળવો કરશે તેવો કોઈ ડર નથી, કે વરસ ખરાબ જવાની શંકા નથી. દુષ્કાળનો ડર નથી. પૂર કે મારામારીની લેશ પણ ફિકર નથી. દુનિયા આખીને કોલસો જોઈએ છે; રેલ્વેને, કાગળ-કાપડની મીલને શણના કારખાનાને ને પાણીના મશીનને બધાને કોલસો જોઈએ છે.–આ બધું છુટ્ટુકબાબુને નનીલાલે સમજાવ્યું હતું.

તે પછી વધુ સમજાવ્યું ઝુમુટમલ મારવાડીએ.–અને આખરે એ જીતી ગયો.

'સલ્લામ હજૂર!'

ભૂતનાથ ચમકી ગયો. દરવાજો ઉઘાડી ઇલિયાસ એક બાજુ ઊભો રહ્યો.

'ભૂતનાથ, તારે જવું પડશે. બંસીને કહેજે કે મારા પલંગ ઉપર એક પોટલી પડી છે તે લાવી દે.' નાનાંબાએ કહ્યું.

આટલે વખતે ભૂતનાથ જાણે ભાનમાં આવ્યો. ગાડીમાં બેઠાં

એટલાં જ એણે કહ્યું : 'મિયાંજાન, ગાડી છોડી નાંખતા નહિ. હજુ બરાનગર જવાનું છે.'

ગાડી આવી એમ જાણતાં જ બ્રિજસિંગ દરવાજો ઉઘાડવા જતો હતો. એને જોતાં જ નાનાંબાએ માથે ઓઢી લીધું – ગાડી બારી દરવાજે જઈને અટકી. ભૂતનાથ ત્યાં જ જઈને ઊભો હતો. પેલા દાદર નીચે જ છૂપી ઓરડી હતી – બહારથી એનો ખ્યાલ આવતો ન હોતો. પેલો સૂર જાણે ત્યાંથી જ આવતો હતો! નાનાં-બાએ કહ્યું : 'ભૂતનાથ, જોઈ શું રહ્યો છો, બંસીને સાદ દે!'

પણ એટલી વારમાં તો ગાડીનો અવાજ સાંભળી ચિન્તા જ નીચે ચાલી આવી. ગુસપુસ કરતાં એ બોલી : 'નાનાંબા, શેઠ આવી ગયા છે.'

'નાનાશેઠ ?'

નાનાશેઠ! હજુ તો આજે નમતે પહોરે જ એ બહાર જવા નીકળ્યા હતા. બંસી પાસેથી ચાબુક લઈને ગયા હતા. આજે રાત તો ચુનીદાસીને ત્યાં જ ગાળવાના હતા – અત્યારમાં પાછા આવી ગયા, શું કહેવાય ?

'બંસી ક્યાં ?' નાનાંબાએ પૂછ્યું.

'અહીં ઘણું ઘણું બની ગયું છે. તમે એકવાર નીચે ઊતરો નાનાંબા.'

'કેમ ? શું બની ગયું છે? ખુલાસાથી વાત કર.'

'તમારે ઊતરવું પડશે નાનાંબા. બધું કહું છું. નાનાશેઠની તબિયત બરાબર નથી.'

'શું કહે છે ?' કહેતાં નાનાંબા ગાડીમાંથી નીચે ઊતરી ગયાં. ને પછી લાંબો ઘૂમટો ખેંચી અંદર પ્રવેશી ગયાં, ચિન્તાની આગળ આગળ. ભૂતનાથ થોડીવાર ત્યાં જ ઊભો રહી ગયો. રાત ઠીક ઠીક જામી હતી. ભાભીને કેટલીવાર લાગશે કોણ જાણે! નાનાશેઠ ફરી માંદા પડચા છે.

'ગાડી અહીં જ રહેવા દઉં સાલાબાબુ?' મિંયાજાને પૂછ્યું.

'રહેવા દે, હું ઉપર જઈને જોઈ આવું છું.'

બારી દરવાજે વટાવીને ફરી સદર ગેટ થઈને ભૂતનાથ બહારનાં મકાનમાં પ્રવેશ્યો. સાચેસાચ ત્યારે તબેલામાં નાનાશેઠની લેન્ડોલેટ ઊભી હતી. એને ન જાણે કેમ શંકા આવી. આવું તો ન બને, ક્યાંકથી કંઈ ન બનવા જેવું બન્યું છે ને બધો ગોટાળો થઈ ગયો. છતાં બંસી દેખાતો નથી. છુટુકબાબુનાં દીવાનખાનામાં આજે અંધારું છે. ચાલતા ચાલતા એ નોકરોના વાસ તરફ ગયો. લોચન ત્યારે પોતાના કામમાં લીન હતો. ભૂતનાથને એણે જોયો જ નહિ. એ જ સારું થયું. જોયો હોત તો પાછો ઘણો સમય બગાડત. બંસી કદાચ હવેલીમાં જ હશે. નહિ તો પછી નાનાશેઠની સેવામાં - એમના કંઈ કામે જ ગયો હશે.

ચોકમાં થોડીવાર એ ચૂપચાપ ઊભો રહ્યો.

એકાએક એક ઘોડાગાડીના અવાજે એ ચમક્યો. વચેટ શેઠ આવ્યા કે શું? પણ આવે સમયે એ આવે જ કઈ રીતે? — શા માટે?

'હટો, હટ જાવ — બાબુજી.'

ભૂતનાથ એક બાજુએ થઈ ગયો. ગાડી જઈને ઊભી રહી ગાડી-વરંડામાં. ભૂતનાથે સરખી રીતે જોયું તો એ કોઈ અજાણ ગાડી લાગી. બેઉ ઘોડા પણ દૂબળા પાતળા જણાતા હતા. હવેલીનાં ઘોડા જેવા એ નહોતા.

ગાડીમાંથી પહેલા ઊતર્યા વિધુ સરકાર, એની પાછળ ઊતર્યા શશી દાક્તર. બાઉબઝારનાં શશી દાક્તર. આ હવેલીમાં આકરી માંદગી વેળા એને જ બોલાવવામાં આવે છે. પણ આજે વળી કોણ માંદું પડ્યું છે?

વિધુ સરકારના મોઢા ઉપર તટસ્થ ભાવ હતો. એણે ઝટપટ

નીચે ઊતરી ગાડીમાંથી દવાની પેટી ઉપાડી લીધી. સામે કોઈ દેખાયું કે ઘુંઘવાઈ ઊઠયા—'ખસ આઘો અહીંથી–જોતો નથી કોઈ આવે છે એ.' જે માર્ગમાં હતો તે એક કૂદકે દૂર ચાલ્યો ગયો.

વિધુ સરકારે કહ્યું—'આવો, દાકતર બાબુ,–ચાલ્યા આવો.' શશી દાકતર સાથે વિધુ સરકાર અંદર ચાલ્યો ગયો.

ભૂતનાથ ત્યારે પણ ચૂપચાપ ત્યાં જ ઊભો હતો. આજે આખી હવેલી એને નિઃસ્તબ્ધ અને એકાકી જણાતી હતી. કયાં-કયાંય કોઈનો બોલ પણ સંભળાતો નથી. બધાય ગયા કયાં?

ઓચિંતાનો લોચન આ બાજુ જ આવતો હતો. તે ભૂતનાથને જોતાં જ રડારોળ કરી ઊઠયો.—'અરે સાલાબાબુ તમે અહીં છો? કયાં હતા સાંજે?'

લોચનનાં ચહેરાના ભાવો જોઈને ભૂતનાથને બીક લાગી. એણે કહ્યું: 'કેમ શું હતું?'

'જી. નાનાશેઠનું ખૂન થયું છે.'

'ખૂન?' ભૂતનાથ જાણે સામે ભૂતને જોઈને ભડકી ઊઠયો.

'જી, હા. નાનાશેઠનાં કપડાં લોહિયાળ થઈ ગયાં છે. હમણાં તો આવ્યા પેલા શશી દાકતર—જોઈએ હવે એ શું કહે છે?' વાત કરતાં કરતાં પડું કે મરું થતો લોચન દોડચે જતો હતો.

'સાંભળ–સાંભળ એ લોચન, જરા સાંભળી જા.'

જતાં જતાં લોચન ફરી અટકયો. એણે કહ્યું: 'જાઉં, શશી દાકતરને તમાકુ આપી આવું. દાકતર મારી તમાકુને બહુ વખાણે છે. અહીં આવે ત્યારે મારા હાથની તમાકુ લીધા વિના આગળ પગલું નહિ મૂકે. ગયે વખતે આવું જ ભારે અસુખ થયું હતું વચેટબાબુને.'

ભૂતનાથે એને વાર્યો, કહ્યું: 'એ વાત પછી કરજે. નાના-શેઠને શું થયું છે એ ખુલાસાથી કહે.'

'જાણતા નથી? બંસી પાસેથી બધું જાણજો.'

'બંસી ક્યાં છે?'

'બંસી હવે ઓછો ઊભો રહી શકે છે! એની પાસે જઈને જુઓ એટલે ખબર પડશે કે કેવા હાલ છે એનાં?'

'તે બંસીને વળી શું થયું છે?'

'એ બંસીનો જ વાંક છે. હું કહું છું કે એનો જ વાંક છે. હજાર વાર કહીશ કે બંસીનો વાંક છે.—આ બાજુ નાનાશેઠનું આખું શરીર લોહીલુહાણ છે, તોયે હવેલીમાં આવ્યા તો પત્તો નહિ. પેલી બાજુ નાના શેઠ હવેલીમાં નહોતા એટલે ભાઈને જાણે નિરાંત હતી. પાછળ ચાલીમાં બેઠા બેઠા ગંજીપો કૂટતા હતા. વાંક તો બંસીનો ગણાય ને? ઠીક ઠીકનો માર્યો છે નાનાશેઠે.'

'કોણે? કોને માર્યો છે? શું કહ્યું?'

લોચનના એક હાથમાં હોકો હતો. બીજા હાથમાંના ચલમના દેવતાને ફૂંક મારીને એણે કહ્યું: 'માર્યો. બહુ સારું કર્યું, અલબત્ત મારશે. આ નાનાશેઠ હતા એટલે ચાબુકે ચાબુકે ફટકાર્યો—વચેટ શેઠ હોત તો આજે એનું ખૂન કરી નાંખત, હજૂર.' રોષથી લોચન દેવતાને જોર જોરથી ફૂંક મારવા લાગ્યો. એણે કહ્યું: 'ખૂબ ખૂબ ફટકાવ્યો છે. બંસીને તો બસ—નાનાંબા નાનાંબા; કેમ જાણે નાનાંબા એનાં શેઠ ન હોય? ખાવા-પહેરવા તને કોણ આપે છે? સાચું કહો, તમે તો ભણેલા ગણેલા માણસ છો. પગાર કોણ આપે છે, નાનાંબા કે નાનાશેઠ? કહો, તમે જ કહો.'

'ચૂલામાં જાવ આ નકામી વાતો.' રોષથી ભૂતનાથનું શરીર કંપવા લાગ્યું.

લોચને કહ્યું: 'હવેલીનાં માલિક તો નાનાંબા નથી. માલિક તો નાનાશેઠ જ કહેવાય, શું કહો છો? જાઉં, પહેલાં તમાકુ આપી આવું. આ કોયલા બળીને એકદમ રાખ થઈ ગયા.'

'પણ નાના શેઠ લોહીલુહાણ કેમ થઈ ગયા તે વિષે તું કાંઈ

જાણે છે ?'

લોચન બોલ્યો : 'હું પણ એ જ કહેતો હતો. નાનાશેઠને ગાડી લઈને જતા જોયા હતા. હાથમાં ચાબુક હતો. હું ત્યારે વચેટબાબુ માટે તમાકુ તૈયાર કરીને લઈ જતો હતો—ત્યારે મારું માથું ઠેકાણે નહોતું સાલાબાબુ. આ બાજુ આજે નવી તમાકુ આવી છે એકદમ ભૂસા જેવી. જેટલી વાર મસળું તેટલી વાર એકદમ ગુંદર જેવી આંગળામાં ચોંટી જાય. તમાકુ હોવી જોઈએ બરાબર જૂના ખજૂરના ગોળ જેવી. જૂનો ખજૂરનો ગોળ જોયો છે? આ એવી નથી. આ તો એકદમ વડનાં ગુંદ જેવી છે. હાથમાં ચોંટી પછી...'

ભૂતનાથ કંટાળીને ચાલ્યો ગયો પાછળ ચાલીમાં. ત્યાં ચારે-બાજુ ટોળું જામ્યું હતું. મધુસૂદન ઊભો હતો. શ્યામસુંદર – વેણી વગેરે પણ હતા. નાથુસિંગ ઊભો ઊભો આ તમાસો જોતો હતો.

ભૂતનાથ ટોળામાંથી જગ્યા કરી સીધો બંસી પાસે પહોંચ્યો. ત્યારે બંસીને માથે, હાથે, વાંસે પાણીનાં પોતાં હતાં.

ભૂતનાથને જોતાં જ બંસી રડારોળ કરી ઊઠ્યો.

ભૂતનાથે એની પાસે બેસીને કહ્યું : 'બંસી, વધુ રડીશ નહિ, હવે બસ.'

બંસીએ કહ્યું : 'તમે આવી ગયા સાલાબાબુ ? નાનાંબા ક્યાં?'

'હા, આવી ગયા – પણ તને આ શું થયું ?'

બંસી રોતો હતો. રોતા રોતા એ સરખી રીતે બોલી શકતો નહોતો.

'તને શું થયું છે તે તો મને જરા સરખી રીતે કહે, બંસી ?'

'તો હું કહું એ સાંભળો.' વેણી બોલ્યો, 'એને નાનાશેઠે ચાબુકથી સખત ઝૂડી નાખ્યો છે. જોતા નથી આખા શરીરે ને મોઢે ઢીમણાં થઈ ગયાં છે ?'

ભૂતનાથે મોં ફેરવી વેણી સામે જોઈને પૂછ્યું : 'પણ નાના-શેઠે એને માર્યું શા માટે ?'

'જી, ગાડી આવીને ગાડી-વરંડામાં ઊભી રહી. નાનાશેઠે કેટલાય સાદ પાડચા પણ વળતો જવાબ ન મળ્યો. એમને કોણ પકડે-કોણ ઉતારે? બંસીને એમ કે નાનાશેઠ હવેલીમાં નથી એટલે એ ગંજીપો રમતો હતો. આ તરફનું એને ધ્યાન જ નહોતું. પછી હું જતો હતો. મેં જોયું કે નાનાશેઠનાં કપડાં લોહીલુહાણ છે. કપાળે ને માથે લોહી વહ્યું જાય છે. એટલે મેં જ તરત જઈને તેમને ઝાલ્યા.'

'પછી?'

'પછી મેં ઉતાર્યા ત્યારે બંસી પહોંચ્યો. મેં બંસીને જોયો ત્યાં સુધી નાનાશેઠ એને માછલીની પૂંછડીના ચાબુકથી સબ્સબ સબોડતા હતા. એકવાર-બે વાર-ત્રણવાર-પચાસ વાર. મારતા મારતા નાનાશેઠ નીચે પડી ગયા.'

'પછી?'

'પછી બંસીએ એમને ઊભા કર્યા. ઊઠતાની સાથે એમણે બંસીને ફરીથી ફટકાવવો શરૂ કર્યો. જે જ્યાં હતા ત્યાંથી ભેગા થઈ ગયા. હું તો થર થર ધ્રૂજવા લાગ્યો. બંસીએ માર ખાતા ખાતા નાનાશેઠને જોરથી સંભાળી રાખ્યા હતા, કે નાનાશેઠ પાછા પડી ન જાય. આખરે—'

બંસી રડતા રડતા બોલ્યો : 'નાનાશેઠનું એ રૂપ તમે જોયું હોત સાલાબાબુ—શરીર એકદમ લોહીલુહાણ-લોહી વહ્યું જ જાય. મનમાં થયું કે શું થશે નાનાશેઠનું?'

મધુસૂદને તાડૂકીને કહ્યું : 'બસ કર બંસી, ગાંડાની જેમ વધુ રડીશ નહિ હવે.'

ને બંસી ચૂપ થઈ ગયો.

વેણી કહેતો હતો— 'પણ એ દશામાં બંસી નાનાશેઠને ઝાલીને એમના ઓરડામાં લઈ ગયો. એ પછી આ અહીં પડચો છે. હવે પાણીનાં પોતાં મૂકીએ છીએ. મને એકવાર વચેટ શેઠે

માર્યો હતો — યાદ છે તમને કાકા ? એ વખતે પાણીનાં પોતાં મૂકી મૂકીને જ બેઠો થયો હતો. ક્રોધ આવે પછી તો માણસ પાગલ થઈ જાય છે. પછી એને ઓછું સારાસારનું ભાન રહે છે ?'

'પણ નાનાશેઠ લોહીલુહાણ કેમ કરતા થયા એ કંઈ જાણો છો ?' ભૂતનાથે પૂછ્યું.

જવાબ આપ્યો બંસીએ, એણે કહ્યું : 'ઓહ ! એમને કેવી વેદના થાય છે. તમે જોયું હોત તો આંખમાં આંસુ આવી જાત.'

મધુસૂદન પાછો તાડૂક્યો—'તું રહેવા દે, કહ્યું ને, શરમ નથી આવતી તને એ બધું કહેતાં ?'

'મને શા માટે શરમ આવે કાકા ? મેં ગુનો કર્યો એટલે માર ખાધો. શું કહો છો સાલાબાબુ ! પણ નાનાશેઠની પીડાની વાત તો તમે જરા વિચારો.'

આમ છતાં ભૂતનાથ ત્યારે પણ ખરી હકીકત જાણી ન શક્યો. ફરી પૂછ્યું : 'પણ નાનાશેઠ લોહીલુહાણ કેમ કરતા થયા વેણી ?'

વેણીએ જવાબ વાળ્યો : 'જી, ગાડી કદાચ ઊંધી વળી ગઈ હતી. નશામાં તો હતા જ. કદાચ બરાબર ધ્યાન નહિ રહ્યું હોય રસ્તામાં.'

બંસીએ રોતાં રોતાં પૂછ્યું : 'હવે કેમ છે નાનાશેઠને ? શશી દાક્તર આવ્યા ?'

'તું ચૂપ રહે ને બંસી. પહેલા તારું પોતાનું તો પતવા દે. મરી નહિ જા આ કેવો માર ખાધો છે તે !'

લોચન દોડતો દોડતો આવ્યો —'કાકા, ગઝબ થઈ ગયો, પોલીસ આવી છે.'

'પોલીસ !' બધા એક સાથે બોલી ઊઠ્યા. 'પોલીસ કેમ આવી ?'

લોચને કહ્યું : 'જુઓ જઈને. બહારના ચોકમાં તો ભીડ જામી ગઈ છે. દારોગા સાહેબ સરકાર મશાય સાથે સવાલ જવાબ

કરે છે.'

વેણી – શ્યામસુંદર – મધુસૂદન બધા એક સાથે દોડયા. ઊભો રહ્યો એક લોચન.

ભૂતનાથ તરફ જોઈ ફરીથી તે એકાએક રડી પડયો.

'તું રડે છે કેમ? બહુ દુઃખે છે શું?' ભૂતનાથે પૂછ્યું.

'સાલાબાબુ શું થશે?'

'શેનું શું થશે?'

'પોલીસ જો નાનાશેઠને પકડી જશે તો?'

'નાનાશેઠને શા માટે પકડે? એણે શું કર્યું છે તે પોલીસ એને પકડવા આવે?'

'તો આ પોલીસ કેમ આવી?'

'અરે, પોલીસ તો રોજ બે વાર આવે છે, આ હવેલીમાં દારોગો વચેટ શેઠનો દોસ્ત છે.'

પણ આથીયે બંસીને સાંત્વન ન મળ્યું. એણે કહ્યું: 'આજે નાનાશેઠ જે લોહીલુહાણ દશામાં પાછા ફર્યા છે—'

'રહે. રહે. ગાડી ઊંધી વળી ગઈ તે લોહીલુહાણ ન થાય? હાથ-પગનું હાડકુંયે કદાચ તૂટ્યું હોય.'

'ના, સાલાબાબુ—' લોચને પાસે આવીને કહ્યું—ધીમે સાદે કહ્યું, 'એવું નથી સાલાબાબુ.'

લોચનનાં વર્તન ઉપરથી ભૂતનાથને શંકા જન્મી. એણે પૂછ્યું: 'તો સાચેસાચ શું થયું છે?'

'જી, કોઈને કહેતા નહિ.' કહી લોચને એકવાર ચારેબાજુ નજર ફેરવી લીધી.

'ભલે કોઈને નહિ કહું, બોલ.'

'નાનાશેઠે ખૂન કર્યું છે.'

'કોનું?'

પણ કોનું ખૂન કર્યું છે એ જવાબ ન મળ્યો. ભારે હો-હા

મચી ગઈ હતી. જાણે પુષ્કળ લોકો હવેલીના ચોકમાં ઉભરાયા છે. લોચન એ તરફ જ દોડયો.

ભૂતનાથે કહ્યું : 'હું જરા બહાર જોઈ આવું બંસી, શું થાય છે તે.'

બંસીએ કહ્યું : 'તમે ન જશો સાલાબાબુ. એ બાજુ પોલીસની ધમાલ છે.' ને પછી પૂછયું : 'નાનાંબા આવી ગયાં સાલાબાબુ ?'

'હા, પાછાં આવી ગયાં છે.'

'એમણે આ બધું સાંભળ્યું ?'

'કોણ જાણે. એકવાર જઈ આવું એમની પાસે.'

'તે કરતા તમે એકવાર નાનાશેઠ પાસે જઈ આવો. એને માટે મારો જીવ બહુ ઉચક રહે છે. ભલા સાલાબાબુ, નાનાશેઠ બચી જશે ને?'

બહાર ફરીથી હો-હા સંભળાઈ. ભૂતનાથ હવે ઊભો થયો. એણે કહ્યું : 'હું હમણાં જ આવું છું, બંસી. પેલી બાજુ શું ચાલે છે તે જરા જોઈ આવું.'

ભૂતનાથ બહાર આવીને ઊભો. એકવાર ચારેબાજુ જોયું. શશી દાક્તરની ગાડી ત્યારે પણ ઊભી હતી. ઇબ્રાહીમ પહેલે માળે ઊભો જોતો હતો. સિંયાજાન, અબ્બાસ, ઇલિયાસ વગેરે પણ ચોકની ભીડનાં ટોળામાં વધારો કરતા હતા. લાલ પાઘડીવાળા બે ચાર પોલીસો ગેટ પાસે ઊભા હતા; હાથમાં લાકડી લઈને. ખજાનચીખાનામાં અંદર દીવો બળતો હતો. દરવાજાની સામે, ત્યાં પણ ભીડ હતી. દારોગા સાહેબ ત્યાં ગયા જણાય છે. આખી હવેલીમાં જાણે એક ભારેલી અધીરપ આવી ગઈ છે. ભૂતનાથ ધીરે ધીરે આગળ વધ્યો.

સામેથી કો'ક આવતું હતું. નજીક આવતાં ઓળખાયું. એ હતો મધુસૂદન.

'શું ખબર છે મધુસૂદન?'

'ગઝબ થઈ ગયો સાલાબાબુ.'

'શું થયું?'

'ચુનીદાસીનું ખૂન થયું એમ સાંભળ્યું. હું જરા ત્યાં જાઉં છું.'

'ચુનીદાસીનું?'

'સાભળ્યું છે તો એમ જ. કોણ જાણે શું વાત છે?'

'કોણે ખૂન કર્યું?'

'સાંભળ્યું કે છેની દત્તના દીકરા નટુ દત્ત સાથે નાનાશેઠને મારામારી થઈ હતી.'

'નટુ દત્ત સાથે!'

'હા. નાનાશેઠે આજે જાનબજાર જઈને જોયું તો નટુ દત્ત ચુનીદાસીને ઓરડે હતો. એને જોતાં જ ક્રોધમાં પોતાને વારી ન શક્યા. પછી બેઉમાં મારામારી થઈ. એ બાજુનાં ગુંડાઓ તો બધા નટુ દત્તની હથેલીમાં. આ બાજુ નાનાશેઠ તો એકલા હતા. અને છેની દત્ત સાથે આ હવેલીનો કજિયો તો આજકાલનો કંઈ નથી. જોયું નહોતું છુટુકબાબુનાં લગન વખતે કેવું થયું હતું તે?'

'પણ ખૂન કોણે કર્યું?'

'કોણ જાણે કોણે કર્યું. કાં નટુ દત્તે કર્યું, કાં નાનાશેઠે.'

ભૂતનાથે પૂછ્યું: 'ચુનીદાસી મરી ગઈ?'

મધુસૂદને કહ્યું: 'સાંભળ્યું છે કે હજુ એ ભાનમાં છે. જાઉં, ઊભો ઊભો જોઈ આવું. બહુ ભલી બાઈ હતી.' કહેતો મધુસૂદન ચાલ્યો ગયો.

ભૂતનાથ પળવાર ત્યાં જ ઊભો રહ્યો. એને ચુનીદાસીની વાતો યાદ આવી ગઈ. તે દિવસની બધી વાતો. એ પછી આ શું બન્યું? તે દિવસે ચુનીદાસી એને સાચે જ ખરાબ નહોતી લાગી. કેવું અજબ વર્તન હતું એનું. બહુ આદર કર્યો. ભૂતનાથને કયી રીતે સારું લાગે એ જ એ વિચારતી હતી: તમાકુ લેવા કહ્યું હતું.

પાણી માગ્યું ત્યાં શરબત આપ્યું હતું. તે શરબતમાં શું વાંધા જેવું હશે. કદાચ થોડી ભાંગ મેળવી હશે. રોજના ટેવાયેલાને નશા જેવું કંઈ જણાતું નથી. પણ એને ક્યાં ટેવ હતી? એથી માથું ભમવા માંડયું હતું. પણ એ પછી ચુનીદાસીએ એનું માથું ખોળામાં લઈ કેવી સેવા કરી હતી? પોતાની સાડીથી એનું મોં લૂછી આપેલું. એવું કોણ કરે? ભૂતનાથની આટલી બધી કાળજી કરવા બદલ એને શું મળવાનું હતું? અને એ પછી નટુ દત્ત આવતાં એને બહાર જવાનું કહે તો એમાં પણ શું ખોટું કર્યું હતું એણે? નાનાશેઠ ત્યાં જવાનું બંધ કરે તો પછી એનું નભે કયી રીતે? સંસાર તો નભવા જોઈએ ને? એટલાં નોકર-દાસી-પોતે અને વળી પેલું પંખી? ખરચ ઓછું કંઈ કમ હતું? બિચારીને ગાડી સુધ્ધાં કાઢી નાંખવી પડી હતી.

ધીરે ધીરે ભૂતનાથ એકદમ ચોકમાં આવી ઊભો. છુટુકબાબુ ત્યારે ઘરમાં જ હતા. ખબર મળતા એ નીચે ઊતર્યા હતા. હાબુલ દત્ત નિત્યની જેમ હવેલીમાં આવ્યો હતો. પાછળ પાછળ એ પણ આવીને ઊભો.

દારોગા સાહેબ સાથે છુટુકબાબુને કંઈક વાતો ચાલતી હતી ત્યારે જ શોરબકોર સંભળાયો—' હટો સબ ભીડ છોડો. '

કંઈક બૂમરાણ થયું. ભીડમાં આટલે વખતે જાણે એક આશાનો એકાએક સંચાર થયો. વચેટબાબુ આવી પહોંચ્યા હતા. આ આવી ગયા, વચેટબાબુ આવી ગયા.

આટલીવારે જાણે સહુને થોડી નિરાંત થઈ. વચેટ શેઠ હોય તો પોલીસ સાથે આટલી રકઝક કરવી પડે? અગાઉ કેટલીયે વાર કેવું કેવું બની ગયું છે? સુખચરમાં પ્રજા પાઠકનું ખૂન થયું હતું, લોકોએ મહેસૂલ કચેરીએ આવી આગ લગાડી હતી. આ મકાનમાં જ દુર્ગાપૂજામાં જ્યારે નવમીની રાતે વચેટ બાની જૂની દાસી વિલાસબાળાએ ફાંસો ખાધો હતો, અંદર મહલનાં મોભમાં શરીર ઝૂલતું

હતું - ત્યારે પણ પોલીસની પુષ્કળ હેરાનગતીમાંથી વચેટ શેઠે જ સૌને ઉગાર્યા હતા. વચેટ શેઠ આવી જતાં ભૂતનાથે પણ નિરાંતનો શ્વાસ લીધો. ખેર, વચેટબાબુ આવી ગયા છે, હવે બચી ગયા.

વચેટબાબુની ગાડી ગડગડ કરતી શશી દાકતરની ગાડી પાછળ ઊભી રહી.

જાણ થતાં જ દારોગા સાહેબ દોડતા આવ્યા.

વચેટ શેઠ ગાડીમાંથી ઊતર્યા. પાછળ ભૈરવબાબુ ઊતર્યા.

દારોગા સાહેબે સામે આવી સલામ કરી.

વચેટ શેઠ એ તરફ નજર પણ ન કરતાં સીધા ઉપર ચાલ્યા ગયા. ભૈરવબાબુને એમણે કહ્યું: 'પેલા છોટાબાબુને કેમ છે એ જોઈ આવું.'

ભૈરવબાબુએ પૂછ્યું: 'શું થયું છે દારોગા સાહેબ?'

'જાનબજારમાં આજે સાંજે ખૂન થયું છે.'

'પણ તો તમે અત્યારે અહીં શા માટે?'

'કૌસ્તુભમણિ ચૌધરીનું સ્ટેટમેન્ટ લેવાનું છે.'

'ખૂન કોણે કર્યું છે?'

'એની તપાસમાં જ તો અહીં આવ્યો છું.'

થોડીવાર પછી સાદ પડ્યો. વેણી આવ્યો. એણે દારોગા સાહેબને કહ્યું કે વચેટબાબુ આપને ઉપર બોલાવે છે.

દારોગો ચાલ્યો જવાની સાથોસાથ આ બધા બનાવો ઉપર પડદો પડી ગયો. સહુ એક પછી એક પોતપોતાની જગ્યાએ ચાલ્યાં ગયાં-હવે બીજો કંઈ જ ભય નહોતો. વચેટ શેઠે દારોગાને ઉપર બોલાવ્યો. દારોગો આવે કે લાટસાહેબ આવે. એકવાર નાચ-ઘરમાં જઈને બેસે એટલે બધું પાણી જેવું સીધું થઈ જવાનું. કેટલીયે વાર બધી સમસ્યાઓનું ચૂપચાપ સમાધાન થઈ ગયું છે. કેટલીયે વાર બધી શંકાઓનું નિરસન એ નિર્જન સ્થાનમાં થયું છે.

અને ચોક ફરીથી ધીરે ધીરે ખાલી થઈ ગયો. ફરીથી હવેલી

નિર્જન બની ગઈ. ઇબ્રાહીમની ઓરડી સામેનો દીવો ટમટમતો પાછો બળવા લાગ્યો. રાત ગાઢી બનીને ઊતરી આવી. છતાં ત્યારેયે શશી દાક્તર પાછા નહોતા ગયા. ઘોડા નીચે માથે ઘાસ ખાતા ખાતા ક્યારેક પગ પછાડતા ઊભા હતા. ઈંટની પાકી છો ઉપર એમનાં ડાબલા પડવાનો અવાજ દૂર દૂર સુધી સંભળાતો હતો. અને કેટલાક પોલીસો ગેટ પાસે ત્યારેયે ઊભા હતા. ઊભા ઊભા તમાકુ ખાતા હતા.

એકલા ભૂતનાથને પોતે બહુ અસહાય હોય એમ લાગ્યું. આવી મોટી દુર્ઘટના, આવા ઉત્તેજનાભર્યા વાતાવરણમાં એને પોતે બહુ નિર્બળ છે એવું ભાન થયું. જાણે ક્યાંય કોઈ જ નથી. આવડી મોટી હવેલી છતાં લાગતું હતું અહીં અરણ્યની સ્તબ્ધતા છે. એ આદિયુગનાં જૂનાં-પ્રાચીન કલકત્તાનું પ્રાગૈતિહાસિક રૂપ મન સામે ખડું થઈ ગયું. જાણે નાની નાની તલાવડીઓ છે ને ચારે બાજુ દેડકાં નિર્ભયપણે ડ્રાંઉં ડ્રાંઉં કરે છે. એકાદ બે ઝાડવાનાં ઝુંડ ઊભાં છે. તાંતીઓનાં થોડાંક ઝૂંપડાં છે. સાંજ થતાંથતાંમાં તો સૌ વાઘના ભયથી પોતાના ઘરમાં લપાઈ ગયા છે. અને છતાં ભૂતનાથની નજર સામે જ આ શહેર વધતું ચાલ્યું છે. હરિસનરોડ નજર સામે જ થયો. નળનું પાણી, મોટા મોટા રસ્તા, વીજળિક બત્તી, યાંત્રિક ટ્રામ, ધન-જનથી કલકત્તા કેટલુંયે વધી ગયું છે. ઝૂંપડાંઓ ભાંગી ભાંગી મોટાં મોટાં મકાનો ઊભાં થયાં છે. નાનાં નાનાં તળાવો-ખાડાઓ બૂરી બધી જગ્યા સમાન કરી રમત માટેનાં મેદાનો થયાં છે. ફરવા જવા માટે પાર્ક થયા છે. તેમ છતાં આ રાત્રે હવેલીના ચોકમાં ઊભા ઊભા મનમાં થાય છે, જાણે પોતે એ કલકત્તા નગરીને મૂકીને દૂર દૂર ઘણે દૂર ભૂતકાળમાં ચાલ્યો ગયો છે. શહેર, સભ્યતા, સમાજ, ઓળખીતા ને અણઓળખીતા સહુથી દૂર એક જુદા જ સ્થળે પહોંચી ગયો છે. પરંતુ એણે સૌ પહેલો જ્યારે અહીં આ મકાનમાં પગ મૂક્યો ત્યારે એ મનમાં કેટ-

કેટલી આશાઓ સાથે અહીં આવ્યો હતો ! આ હવેલીને જોઈ એને કેવી ઈર્ષા આવતી ? કેટલું બધું કુતૂહલ હતું એને આ હવેલી-નું ! કેટલીકેટલી રાત સુધી જાગતા રહીને આ હવેલીમાં થતાં કેવા કેવા અવાજો એણે સાંભળ્યા હતા ! અંદર કોઈના હાથમાંથી કાંસાના થાળ પડવાનો ઝણ...ઝણાટ, અગાશીના ખૂણા પરથી પારેવાનાં ઘૂ...ઘૂ...અવાજ, દાસુ મહેતરનો ચોક વાળવાનો અવાજ સુધ્ધાં સાંભળવો એને ગમતો. જદુની મા સીલપથ્થર લઈને કંઈક વાટતી હોય. સૌદામિની શાક સમારતાં સમારતાં બડબડ કરતી ગાળો વર-સાવે જતી હોય — પાછળના બંગીચામાં દાસુ મહેતરનો દીકરો બંસીમાં —'ઉઠા નામા પ્રેમેર તુફાને'ના સૂર સાધતો હોય. તળાવની ધારે આમલી પરથી કોઈ અપરિચિત પંખીનો સૂર આવતો હોય. બધું —બધું જ એને ગમતું. રાત્રે ધડધડાટ કરતાં મોટા ગેટનું ઊઘડવું, અને એ પછી વચેટ શેઠની ગાડીનું ચોકમાં આવવું. જાણે એ બધું અલૌકિક હતું. અને પ્રભાતે નાથુસિંગ દંડ-બેઠક કરતો તેનો અવાજ, અને નીચે ભોંયતળિયે તબેલામાં ઘોડા ધમારવાનો કલપ્ કલપ્ હિસ્ હિસ્ થપ્પડ મારવાનો અવાજ. પરંતુ આ બધા અવા-જોને દાબી દેતો એક અવાજ ક્યારેક ક્યારેક સંભળાતો. એ અવાજ ક્યાંથી આવતો હતો કોણ જાણે. એ સૂર–સીટી જેવો એ મૃદુ અવાજ, આખી હવેલીમાં એ અવાજ ગુંજતો. ઉત્તર–દક્ષિણ–પૂર્વ–પશ્ચિમ. એ સૂર કોઈ સાંભળી શકતું નહિ. બારી બાજુએથી નીચે જતાં દાદર નીચેથી એ આવતો હતો. એ અવાજ સંભળાતો માત્ર ભૂતનાથને અને આ હવેલીની જ એક વ્યક્તિ પટેશ્વરી વહુને.

પણ બીજી બાજુ તદ્દન જુદું જ હતું. પેલી જવાને ત્યાં જતાં જ મનમાં થતું જાણે જીવનનો પંથ હજુ ઘણો બાકી છે. હજુ તો જાણે જુવાનીનો ઉગમ જ છે. સુવિનયબાબુને ત્યાં ઐશ્વર્ય હતું ત્યારે પણ ક્યાંય આડમ્બર નહોતો. બહોળપ હતી પણ બગાડ નહોતો. તદુપરાંત હમણાં તો રસ્તામાં ઘાટે ને બજારમાં પણ જાણે

નવજીવનનો સંચાર જણાય છે. ક્યાંય જાણે અંદરો અંદર કોઈ આંદોલનની જ્યોત સતત જલી રહી છે. અવાર નવાર એનો પ્રકાશ નજરે પડે છે. સિસ્ટર નિવેદિતાએ બાગબજારમાં નિશાળ ઉઘાડી છે. એક વિદેશી નારીની એ કેવી વિચિત્ર ભ્રમણા હતી! પરંતુ શું એ માત્ર ભ્રમણા જ હતી? તે દિવસે બડાબજારમાં જેઓ ગીતો ગાતા ગાતા ભાષણ કરતા ફરતા હતા, એમનેયે શું માત્ર ભ્રમણા જ હતી? બીજું કંઈ નહોતું? નિવારણ વગેરે શું કંઈ એ કારણ વિના અંદરોઅંદર નાહકના બળવા માટે જ તૈયાર થયા હતા?

શશી દાક્તર હવે નીચે ઊતર્યા જણાય છે. વિધુ સરકારે દવાની પેટી ગાડીમાં મૂકી દીધી.

ભૂતનાથને એકવાર થયું કે જઈને વિધુ સરકારને પૂછું કે– સરકાર મશાય, નાનાશેઠને કેમ છે — પણ બીક લાગી. શું જરૂર છે એને પૂછવાની. એ બહુ સીધો માણસ તો છે નહિ. પણ તે દિવસે બદરિકાબાબુએ એને બરાબરનો દબાવ્યો હતો. નીચે જ બેઠકખંડ છે. આ બાજુ તો આટઆટલું બની ગયું, પણ હજુ બદરિકાબાબુ કેમ ફરક્યા નથી? ઊંઘે છે કે શું? અને ભૂતનાથે ત્યાં ડોકિયું કરીને જોયું.

ઓચિંતાનો આખા કલકત્તાને ધ્રુજાવતો એક પ્રચંડ અવાજ આવ્યો. રાતનાં નવ વાગ્યા હોય એમ જણાય છે. કિલ્લામાં તોપ પડી. ચત્તાપાટ સૂતા હતા બદરિકાબાબુ. 'ધડામ્...' કાને જતાં જ એ બરાડી ઊઠ્યા — 'ઓમ કાલી કલકત્તાવાલી' ને પછી ખીસા-માંથી ઘડિયાળ કાઢી એમણે એ મેળવી જોયું. એ પછી ભીંત પરના ઘડિયાળ તરફ એકવાર જોયું. એમાં પણ ટણ...ટણ...નવના ટકોરા થયા. ભૂતનાથને જોઈ એમણે કહ્યું : 'સાંભળ. આવ, અહીં આવ તો–'

ભૂતનાથ આવીને એમની પાટ ઉપર બેઠો. થોડીવાર રહીને એણે કહ્યું : 'તમે સાંભળ્યું ને શું થયું છે એ?'

'હું જાણતો હતો.' બદરિકાબાબુએ નિશ્ચિંતપણે કહ્યું.

'અને સાંભળ્યું કે બંસી પણ મારથી બેભાન થઈને પડ્યો છે.'

'હું જાણતો હતો, કે એમ થશે.'

'અને ચુનીદાસીનું ખૂન થયું છે.'

'એમ થશે એ પણ જાણતો હતો.'

બદરિકાબાબુ કઈ રીતે આ બધું જાણતા હતા એ તો એ જ જાણે.

'અને બીજુંયે શું શું થશે એ પણ કહેતો હો તો કહી દઉં–સાંભળવું છે?' બદરિકાબાબુએ કહ્યું.

ભૂતનાથનાં બાઘા જેવા મોં સામે જોઈને બદરિકાબાબુએ શરૂ કર્યું —'જોજે. એક દિવસ આ મોભ તૂટી પડશે. આ હવેલી ભાંગીને ભુક્કો બની જશે. હવેલીના ખંડેર ઉપર તેતર ઘુઘવાટા કરશે. પારેવાં ભૂખે મરશે. નોકર–ચાકર બધાં જ ચાલ્યાં જશે. ને ચાલ્યાં નહિ જાય તો આ મકાનના કાટમાળમાં દટાઈ જશે–જોજે, એ પછી આ હવેલી ભાંગીને ભોં ભેગી થશે. એ સાફ કરતાં કરતાં મજૂરોનાં મોંમાંથી લોહી વહેશે. અને છેવટે એ કાટમાળમાંથી—'

બદરિકાબાબુ થોભ્યા.

ભૂતનાથે પૂછ્યું: 'પછી? કાટમાળમાંથી—'

'એ કાટમાળમાંથી એક સ્ફૂટિક પથ્થર મળશે.'

'સ્ફટિક પથ્થર?'

'હા, હા, સ્ફટિક પથ્થર. માની નથી શકાતું?'

'સ્ફટિક પથ્થર? શા માટે?'

'બધું અત્યારે નહિ કહું. તું ડરી જઈશ. પણ તુંયે એમાંથી નહિ છૂટે. તારેયે સહેવું પડશે. તારા માથામાં ઘા થશે ને એમાંથી લોહી નીંગળશે. તારોયે સમય હવે ભરાવા આવ્યો છે. ત્યારે એક પ્યાલા પાણી માટે તું તરફડીશ. કોઈ પાણી નહિ આપે. આ વંશના

લોહીને તારા લોહીનો સ્પર્શ થયો છે ને ? દર્પનારાયણનો અભિશાપ શું નક્કામો જશે એમ માને છે ? છેલ્લે એક ટીપુંયે પાણી એ નહોતા પામ્યા. મુર્શિદકુલિખાંના "વૈકુંઠ"માં અણુયે અણુ સુકાઈને એ મૃત્યુ પામ્યા હતા. અને મૃત્યુની આખર ઘડી સુધી એ શાપ આપતા ગયા છે કે...' કહેતા કહેતા બદરિકાબાબુનો ચહેરો —એનાં હાવભાવ - હલન-ચલન ભયંકર બની ગયાં. આંખો સૂજી ગઈ. ભૂતનાથ ચૂપચાપ એ ઓરડામાંથી બહાર નીકળી ગયો. જાણે બદરિકાબાબુએ આજે ભયંકર રૂપ લીધું હતું. બધો જ સમય ઘડિયાળ હાથમાં રાખી એ પોતાના અન્નદાતા ઉપર શાપ વરસાવતા હતા ! છતાં શા કારણે એ ક્ષોભ ! આ દોષારોપણ હતું ? પણ કોણ જાણતું હતું કે બદરિકાબાબુની વાતો આમ અક્ષરે અક્ષર સાચી પડશે ?'

બંસીની ઓરડીમાં જઈને ભૂતનાથે એને શરીરે હાથ લગાડીને જોયું તો એ ભારે ધખતું હતું. જાણે શેકાઈ જતું હતું.

ઓચિંતાનો મધુસૂદન ત્યાં આવ્યો.

ભૂતનાથે પૂછ્યું : 'શું જોઈ આવ્યા મધુસૂદન ?'

'હોસ્પિટલમાં ગયો હતો. ચુનીદાસીને ચાંદનીની હોસ્પિટલમાં લઈ ગયા છે, સાલાબાબુ.'

'હવે એને કેમ છે ?'

'જરા ભાનમાં આવી છે.'

'કંઈ બોલે કરે છે ?'

'ના, બોલતી નથી. છતાં મને જોતાં જ ઓળખી ગઈ. આંખમાંથી આંસુ સરી પડ્યાં. પણ દાક્તરે કહ્યું છે કે ડરવા જેવું નથી. બચી જશે. હા, પૂરેપૂરી સાજી થતાં સમય ઘણો લેશે.'

'થયું હતું શું ?'

'કોણ જાણે સાલાબાબુ, કોઈ કહી શકતું નથી. નટુ દત્ત અને નાનાશેઠ વચ્ચે મારામારી થઈ હતી. નાનાશેઠનાં હાથમાં તો

માત્ર ચાબુક જ હતો. પણ નટુ દત્તના બદમાશોનું ટોળું તો ત્યાં તૈયાર જ હતું. ખરેખર શું થયું તે કોઈ કહી શકતું નથી.'

ધીરે ધીરે પોતાની ઓરડીએ પહોંચ્યો. આજ બંસી નથી. આજે એને જમવા કોણ બોલાવશે? પોતાની પથારી કરી એ અંધારામાં જ ચત્તોપાટ પડયો. એને લાગ્યું જાણે અંધારામાં કોઈ છાયામૂર્તિ આંટા મારી રહી છે. કયાંક જાણે કેટલાયે યુગોને વીંધીને પેલો ઈટાલિયન શિલ્પી ફરી પોતાની પત્નીની પથારી પાસે આવીને ઊભો છે. આજે જાણે ભૂમિપતિ ચૌધરી એના પંજામાં સપડાયો છે. આજે જાણે એ ફરી બદલો લેશે. આજે એની પિસ્તોલની ગોળી નિશાન નહિ ચૂકે. અનેક સમુદ્રો અને અનેક નદીઓ વટાવીને તે પોતાની ખોવાયેલી પત્નીની શોધમાં ભારત આવ્યો છે. ભીંતપરની છબીઓ જાણે ફરી જીવંત થઈ ગઈ. ઊડતી પરીઓ જાણે ફરીથી પાંખાળી બની ગઈ. નવેસરથી જાણે આ ઓરડામાં અભિસારે આવી છે.

એકાએક દરવાજા પાસે જાણે કો'ક બોલ્યું—કોઈ સાદ દેતું હતું.—'સાલાબાબુ, સાલાબાબુ—'

બહુ ધીમો સાદ હતો. સાદ પરથી ખબર નહોતી પડતી કે કોણ બોલાવે છે. છતાં એટલું તો સમજાયું જ કે એ અવાજ કો'ક સ્ત્રીનો હતો.

બારણું ઉઘાડી બહાર આવતાં ભૂતનાથે જોયું કે ઘૂમટો કાઢી, ચિન્તા એક બાજુએ ઊભી છે. એના હાથમાં ફાનસ છે. સફેદ સાડી એણે પહેરી છે. એનું મોં બીજી બાજુ છે. ભૂતનાથે પૂછયું: 'મને બોલાવ્યો?' વધુ શું કહેવું તે એને સમજાયું નહિ.

ચિન્તાએ કહ્યું: 'તમારું ભાણું કાઢયું છે, સાલાબાબુ.'

'ચાલો હું આવું છું.' ભૂતનાથે ઉત્તર વાળ્યો.

ચિન્તા આગળ આગળ ચાલતી હતી. ભૂતનાથે પણ એની પાછળ ચાલવા માડયું. ગલી-કૂંચી જેવો રસ્તો હતો. હવેલીની

એક બાજુ આ રસોડાને અડીને છે. એની બાજુમાં જ કોઠાર છે. એ પછી વચ્ચે એક જ દીવાલ છે. દીવાલની બાજુમાં જ રસોડાનો રસ્તો છે. આખી દીવાલ ધુમાડાથી કાળી કાળી થઈ ગઈ છે. ઘણાં દિવસથી મરામત ન થઈ હોય ને જમીનમાં ઠેકઠેકાણે સિમેન્ટનાં પડ ઊખડી ગયાં છે. થાળી સરખી નથી રહેતી. ઘરનાં ખૂણામાં વાંદા ચૂપચાપ બેઠા બેઠા મૂછ હલાવે છે.

ભૂતનાથે જમતાં જમતાં એક વખત ખૂણામાં વાંદા તરફ ધારીને જોયું. અજબ બદામી રંગ છે. આંખની ચારે બાજુ પીળચટ્ટા ડાઘ છે. બેઠા બેઠા શું વિચારતા હશે કોણ જાણે? કદાચ પ્રકાશ જોઈ ગભરાયા હશે, કે પછી જમવાનું પૂરું થયે એઠું ચાટવાના ઇરાદે રાહ જોતા હશે. એ કઈ રીતે જીવતા હશે? વાંદા તરફ જોતાં જોતાં એને કંઈ કંઈ વિચારો આવ્યા. એ પણ હવેલીનાં આશ્રિત છે. પોતાનામાં અને આ વાંદામાં શું ફેર છે?

એકાએક એને લાગ્યું જાણે વાંદા હાલે છે. બરાબર એનાં ભાણા તરફ જોઈને જ આવે છે એમ નથી પરંતુ એ જ એનું લક્ષ છે એટલું તો નક્કી. ઉત્તર બાજુ ચાલવા લાગ્યા. તે પછી અકારણ જ એકાએક ઉગમણા ચાલવા લાગ્યા. તે પછી આમ તેમ જોઈને મૂછ હલાવવા લાગ્યા. પછી એકદમ થંભી ગયા. એટલે થયું કે હવે આ બાજુ નહિ આવે.

ભૂતનાથ હવે ધ્યાનપૂર્વક જમવા લાગ્યો. ના, હવે એ તરફ નહિ જોઉં. એનું આખું શરીર ધ્રૂજી ઊઠે છે. કેવી અદ્‌ભુત એ રચના છે?

માનવીને જેણે સરજ્યો છે એણે જ આ વાંદાને પણ સરજ્યો છે. પણ આવું વિપરીત સર્જન એક જ હાથે કઈ રીતે સંભવિત બન્યું હશે? અને એકવાર અન્યમનસ્કપણે એની આંખો પાછી એ વાંદાઓ તરફ ગઈ. આ વખતે લાગ્યું — જાણે ધીમી ગતિએ વાંદાઓ તેના તરફ જ આવી રહ્યા છે.

વધુ નજીક આવ્યા. એથીયે વધુ નજીક આવ્યા. આ વખતે ખૂબ ચૂપકીદીથી એની પાસે આવી બરાબર એનાં ભાણામાં જ આવતા હતા.

'ભાઈને કેમ છે એ જાણો છો?'

ભૂતનાથનું ધ્યાન તૂટયું. ઘરમાં બીજું કોઈ નહોતું એ યાદ આવ્યું. બારણાની આડશેથી—'કોણ? બંસી? બંસીની વાત પૂછો છો ને?'

'હા.'

'જોઈ આવ્યો ને. તાવ ચડયો છે આકરો.'

'આજે એ કંઈક ખાશે?'

'આજે એ ન ખાય એ જ સારું. આજની રાત ઉપવાસ જ થવા દો.'

અચિંતું એને થયું જાણે વાંદા થાળીની કોર પર ચડી કંઈક ખાય છે. પણ એનું મોં હાલતું નથી. શરીર હાલતું નથી. માત્ર મૂછ થોડી થોડી હાલે છે. ભૂતનાથે થાળી ઠપકારી, ડરના માર્યા વાંદા ભાગી જાય તો નિરાંત. પણ ગજબનાં નીડર છે આ જીવડાઓ. હલતાં નથી ને હટતાં પણ નથી. લાકડાની જેમ થાળીને ચોંટી રહ્યાં. ભૂતનાથનાં શરીરે ફરી કંપારી આવી.

'નાનાંબા, બેભાન થઈ ગયા હતાં તે જાણો છો?'

ભૂતનાથે ખાતાં ખાતાં ઊંચે જોયું ને પૂછયું: 'બેભાન કેમ કરતાં થઈ ગયાં?'

'ઘેર આવીને નાનાશેઠના સમાચાર સાંભળતાવેંત બેભાન થઈ ગયાં હતાં.' દરવાજાની આડશેથી એ જ પરિચિત સાદ સંભળાયો.

'પછી?'

'માથે બરફ મૂકતા મૂકતાં હમણાં જરા ભાનમાં આવ્યાં. તમારી વાત કરતાં હતાં.'

'મને બોલાવતાં હતાં શું?'

'હા, હું બોલાવવા આવી હતી, પણ તમે ઘરમાં નહોતા. મને બહુ બીક લાગતી હતી. આંખો પરથી તો એવું લાગતું હતું જાણે નાનાંબા બચશે નહિ. હું એકલી ત્યારે શું કરું? વચેટ બાને કહેવરાવ્યું—મોટાં બાને કહેવરાવ્યું. આખરે બરફ મૂકયો કે...'

'હવે અત્યારે કેમ છે?'

'જરા જરા સારું છે. આખો દિવસ તો ઉપવાસ હતો. પેટમાં કંઈ જ ગયું નથી. મેં નાનાશેઠનાં પગને સ્પર્શેલું પાણી લાવવા મોકલ્યો હતો. ભાઈ તો હતા નહિ. વેણીએ કહ્યું—" નાના શેઠે પગની લાત મારી કચોળું હડસેલી દીધું; પાણી ઢોળાઈ ગયું ને કચોળું ફૂટી ગયું." નાનાંબાએ આજે કંઈ જ લીધું નથી. હવે જરાક દવા ખાવા માગે છે.'

'દવા? કઈ દવા?'

'જે દવા રોજ લે છે તે.'

'પહેલાં તો ભૂતનાથને કંઈ સમજાયું નહિ. પછી એકાએક એને યાદ આવ્યું. એ જ તો! ભૂતનાથે ફરી પૂછયું : 'એ શું હજુયે લે છે?'

'હા, રોજ લે છે.'

ભાભી રોજ પીએ છે! ભૂતનાથને જાણે એ ન ગમ્યું. જમીને ઊભા થઈને આવતા એકાએક પાછળ ફરીને એણે જોયું. વાંદાઓ હવે એકદમ થાળી ઉપર તૂટી પડચા હતા. અને એના શરીરે કમકમાં આવી ગયાં.

પછી પથારીમાં પડચા પડચા અંધારામાં એને લાગ્યું જાણે એક મોટો ભીમકાય વાંદો તેની સામે આંખો પટપટાવે છે. ને પછી એવું જણાયું જાણે એ વાંદો નહિ એનું જ વિકૃત મન કુત્સિત જીવનું રૂપ લઈ જાણે એનો કોળિયો કરવા આવે છે. આંખની ચારે બાજુ પીળચટ્ટા ડાઘ, લાંબી લાંબી મૂછ – અનિશ્ચિત ગતિ. એવો જ કદરૂપ, એવો જ કુત્સિત્ ને એવો જ ગંદો.

દિવસ પૂરો થયો ને સાંજ પડી. સાંજ વીતી ને રાત થઈ. અને રાત વીતી ને સવાર થઈ.

તેમ છતાં બીજા દિવસોની સવાર કરતાં આજની સવારમાં જાણે બહુ મોટો ફેર હતો. દાસુ મેતરના ઝાડુનો અવાજ આજે બીજા દિવસો કરતાં વધુ મૃદુ લાગતો હતો. આજે હોંકારા-પડકારા ઓછા હતા. બધા જ જાણે કોઈ ઘેરી છાંય નીચે હતા—ચોંકેલા જેવા હતા. અંદરનાં મકાનમાં સૌદામિનીનો સાદ પણ આજે રોજ જેવો તીખો નહોતો. આજે પણ ઘોડાઓ ધમારાતા હતા, છતાં એનો અવાજ રોજ કરતા જરા ધીમો હતો. ઘોડાઓ પણ જાણે સમજદાર હતા. તેઓ પણ પગ ધીમે ધીમે પછાડતા હતા.

ભૂતનાથ બંસી પાસે ગયો. તાવ જરાક ઓછો થયો છે. પણ એ અગાઉ જેમ ચત્તાપાટ પડ્યો હતો. ભૂતનાથે પૂછ્યું: 'આજે કંઈ લેવાનું મન થાય છે ?'

બંસીએ કહ્યું: 'પહેલા નાનાશેઠને કેમ છે એ કહો, સાલાબાબુ, આખી રાત નાનાશેઠને સ્વપ્નામાં જોયા છે.'

'શશી દાક્તરને ફરીથી બોલાવવા ગયા છે, સરકાર મશાય.' મધુસૂદને કહ્યું.

'નાનાશેઠને કેમ છે, કંઈ ખબર છે તમને ?' ભૂતનાથે પૂછ્યું.

'શશી દાક્તરની દવા કામ નહિ લાગે! શું કહો છો સાલાબાબુ ? સાચે જ શશી દાક્તર ધન્વંતરી છે! ડાસો થયો છે. છતાં કાલ રાત્રે ત્રણેક કલાક દરદીની પાસે બેસીને એને કંઈક ઠીક લાગ્યું ત્યારે જ પાછા ફર્યા હતા. એનો દુઃખાવો ઘણો મોળો પડી ગયો હતો.'

'અને પોલીસ ક્યારે ગઈ ?' ભૂતનાથે પૂછ્યું.

'આખરે મોડી રાતે પોલીસના વડા સાહેબ આવ્યા હતા.'

'ક્યારે ?'

રાતે લગભગ ત્રણ વાગે. વચેટ શેઠે બોલાવ્યા હતા. આખી

રાત અમે કોઈ કરતાં કોઈ ઊંઘ્યા નથી. લોચન તમાકુ ભરી ભરીને આપ્યે જતો હતો. હું ને વિધુ સરકાર ચૂપચાપ ઊભા રહ્યા હતા. અંદર વાતોના તડાકા અને હા-હા હી-હી ને ખાણી-પીણી ચાલતાં હતાં. એ જ સમયે રાત્રે ગાડી બહાર નીકળી. સરકાર મશાયે એ જ વખતે ફરીથી ખજાનચીખાનું ઉઘાડયું હતું—'

'શા માટે?'

'એ બધા નૈવેદ્ય લીધા વિના ઓછા પાછા ફરે છે! થોડુંક સીધું લઈને ગયા હશે...સૂતા ત્યારે ગંગાજી જનારાઓનો અવાજ સંભળાતો હતો.

'સરકાર મશાયને તો બિચારાને સૂવા જ ન મળ્યું. સવાર થતાં વેંત માછલી લેવા નીકળી પડયા છે. થાણામાં સીધું મોકલવાનું છે. વચેટ શેઠે એ વેળાએ કહ્યું—કબાટ ખોલો.'

ભૂતનાથ ત્યાંથી ચાલ્યો આવતો હતો. ઓચિંતાની એક લઘુ વાત એને યાદ આવી. એણે પૂછ્યું : 'ચુનીદાસીનાં શું ખબર છે?'

'એ જાણવાનો સમય જ કયાં મળ્યો છે સાલાબાબુ. હવે જાઉં છું બજારમાં એટલે વચમાં ટપ્ કરતોક ચાંદની બાજુએ જતો આવીશ.'

મધુસૂદન ગયો એટલે તુરત બંસીએ પૂછ્યું : 'નાનાંબાએ શું કહ્યું સાલાબાબુ?'

પટેશ્વરી ભાભીની વાત ભૂતનાથને પણ વારંવાર યાદ આવી હતી. કાલે આ રીતે બરાનગર જતાંજતાંયે ન જવાયું. એ પછી એકવાર એમને મળવું જરૂરી હતું. ચિન્તા પાસેથી જાણવા મળ્યું હતું કે એમણે ફરીથી પેલી ન પીવા જેવી ચીજ મોંમાં નાંખી છે. આખી રાતના ઉપવાસ પછી અત્યારે એમને કેમ છે એ કોણ જાણે?

પોતાની છૂપી ઓરડી બાજુ જઈને એ જરાક ઊભો હતો. નાના બારણાની પેલી બાજુથી તે વેળાએ સિન્ધુ અને ગિરિનો

સાદ સંભળાતો હતો. એને એક જાતનો સંકોચ થયો. એકદમ સવાર પડી ગયું હતું. પૂરવ બાજુનો વરંડો સવારના તડકાથી એક-દમ છવાઈ ગયો છે. આવે ટાણે ભૂતનાથ ક્યારેય ભાભી પાસે ગયો નથી. આટલી બધી આંખોની સામે થઈને નાનીભાભીના ઓર-ડામાં જાઉં? કોઈ શું કહેશે? વળી બંસી નથી. બંસી હોત તો એ તર–તપાસ કરી બરાબર તક જોઈ એને નાનીભાભી પાસે પહોંચાડી દેત. આજુબાજુમાં કોઈને – ચિન્તાને પણ ખબર ન પડત.

બંસીએ પૂછ્યું : 'આજે શું ખાઉં સાલાબાબુ?'

'ફક્ત સાબુદાણાની કાંજી ને પાણી. મેં ગઈ કાલે ચિન્તાને કહી દીધું છે.'

'જુઓ તો, આ બધું કોણે કર્યું? પેલી બાજુ નાનાશેઠને ઠીક નથી. નાનાંબાને કેમ છે? એ કોણ જાણે. અને હુંયે અહીં પડ્યો. મારે માટે કાંજી વગેરે......માસ્ટરબાબુ હોત તો એકાદ પડીકી આપી દેત; અને બધાંને પલકવારમાં સારું થઈ જાત.'

'નશીબની વાત છે બંસી, એમાં તું શું કરે?' ભૂતનાથે જવાબ વાળ્યો.

'આજે તમે ક્યાંય બહાર ન જશો. નાનાંબા ક્યારે શું કરશે એનું કંઈ ધાર્યું કહેવાય નહિ. સમજ્યા ને સાલાબાબુ?'

ભૂતનાથ એ જાણતો હતો પણ બહાર ગયા વિના ચાલે એમ નહોતું.

'જો જાવ તો ઝટપટ પાછા આવી જજો હો, હજૂર.'

'જાવું ને આવવું. બાર–શિમલા અહીંથી કેટલું દૂર છે. પગપાળો જાઉં–આવું તોય ઝાઝી વાર નહિ લાગે. સુવિનયબાબુનો કાગળ મળ્યા છતાંયે ન જાઉં એ બરાબર નથી. લખ્યું છે કે નોકરી માટે એક સ્થળે નક્કી કર્યું છે. આવીને ભલામણપત્ર લઈ જજો. ઠેકેદારીનું કામકાજ છે. મકાનનો કોન્ટ્રેક્ટર છે. એના કામકાજ ઉપર ધ્યાન રાખવાનું છે. લોકોને કામે લગાડવાના છે. હિસાબ–

કિતાબ રાખવા વગેરેનું આવું બધું કામ છે.'

પણ આજેયે યાદ છે કે તે દિવસે સુવિનયબાબુના મોં ઉપર જેવો ઉલ્લાસ દેખાયો હતો તેવો કયારેય નથી દેખાયો. સુવિનય-બાબુ મરણ પથારીએ હતા. ચૂપચાપ પડયા રહે છે. શહેરને એક છેડે આવીને રહે છે. નોકર-ચાકર-કામવાળા બધી જ સાહેબી મૂકી દીધી હોવા છતાં જરા જેટલું પણ દુઃખ એમના મોં પર જણાતું નહોતું. વચ્ચે વચ્ચે ગીતો ગાય છે. કયારેક એકલા એકલા તો કયારેક જવાના સૂરમાં સૂર મેળવીને.

જવા ગાતાં ગાતાં એકાએક થંભી જાય છે. કહે છે—'બાપુજી, ભાત ચડાવીને આવી છું, જરા જોઈ આવું બળી ન જાય.'

'આપણે બે જ તો ખાનારાં છીએ એમાં આટલી બધી હેરાન શા માટે થાય છે?'

'વાહ રે, બે જણાં ખાનારાં છીએ તો પછી શું કામ મોજથી રસોઈ ન કરવી?'

'તે દાદા-દાદી પાસે બલરામપુરમાં નાનેથી મોટી થઈ છે ને. અને મારાં બાને રસોઈ કરવી બહુ ગમતી; સમજ્યા ને ભૂતનાથ-બાબુ. બલરામપુરમાં જયારે એ નાની હતી ત્યારે ભાતભાતનાં ભોજન જમી છે. બાપુજી પણ હતા ભોજન-રસિયા – મારાં બાએ જવાને પોતાને હાથે ઘણી ઘણી વાનગી શીખવી છે.'

મધ્યમ કદનું મકાન હતું. છતાં બધું સરખી રીતે ગોઠવી કરીને મૂકયું છે. રાતોરાત આટલા ઐશ્વર્યમાંથી મધ્યમવર્ગમાં પલ-ટાઈ જતાં જવાને પણ જાણે જરાયે અગવડ જેવું નહોતું જણાતું. જવાએ કેટલી સ્વાભાવિકતા કેળવી લીધી છે. એ કપડાં ધોઈ ચોકમાં દોરીએ સૂકવે છે. ઝાડુ કાઢી ઘર લૂછે છે.

'આમ બાઘાની જેમ જુઓ છો શું? લો...આ નિચોવીને જરા દોરીએ સુકાવા લાગો.'

બહારનું કામ કરવા માટે ઘરમાં એક કામકરવાવાળી છે. બઝાર-

માંથી લાવવા કરવાનું કામ એ કરે છે. ચીંધ્યું કામ કરે છે. ને સાંજ પહેલા પોતાને ઘેર ચાલી જાય છે. એક સમયે પાણીનો પ્યાલો પણ જે જાતે ન ઉપાડતાં એનું આ પરિવર્તન જોઈ દિંગ થઈ જવાતું.

સુવિનયબાબુએ કહ્યું : 'બેટા, હવે ઉપાસનાની તૈયારી કરો. પાંચ વાગવા આવ્યા.'

સુવિનયબાબુને ધીરે ધીરે ઉપાસનાના ઓરડામાં દોરીને લઈ જવા પડ્યા. એ ઓરડો જરા મોટો હતો. વચ્ચે વેદી ઉપર ગાલીચો પાથરેલો છે. જવાએ ધૂપ-દીવો કરી દીધાં છે. તે પછી સુપવિત્ર-બાબુ એની એક બાજુએ બેઠા, વચ્ચે જવા બેઠી ને એની બાજુએ ભૂતનાથ બેઠો.

સુવિનયબાબુનાં સંકેતે જવાએ ગીત ઉપાડ્યું—

એનું નામ જ પારસમણિ
જે પાપી હૃદયના તાપ હરે
ને પ્રસાદ જેનો શાન્તિ રૂપે
ભક્તહૃદયમાં જાગે.

એ પછી સુવિનયબાબુએ પ્રાર્થના શરૂ કરી—

'**नमः सम्भवाय च मयो भवाय च**

એ જ સુખકરને વંદન—કલ્યાણકારકને વંદું છું. પરંતુ કલ્યાણ-કર માત્ર સુખકર નથી. એ દુઃખકર પણ છે. દુઃખનાં આઘાતથી આપણા મનને બીકમાં ને બીકમાં અળગું રાખવાનો પ્રયત્ન કર્યો; જગતમાં આપણે અધૂરું જીવ્યા એવું થશે. જે સુખકર છે તેને વંદો અને જે દુઃખકર છે તેને પણ વંદો. એમ કરશો તો જ શિવને, શિવતરને પ્રણમી શકાશે...'

સાંભળતા સાંભળતા ક્યારેક ભૂતનાથ આંખો ઉઘાડીને જુએ છે તો સુપવિત્રની આંખો બંધ છે. જવાની આંખો પણ બંધ છે. ને એ શરમાઈને બન્ને આંખો બંધ કરી નિર્વિકાર થઈ સાંભળતા

કિતાબ રાખવા વગેરેનું આવું બધું કામ છે.'

પણ આજેયે યાદ છે કે તે દિવસે સુવિનયબાબુના મોં ઉપર જેવો ઉલ્લાસ દેખાયો હતો તેવો ક્યારેય નથી દેખાયો. સુવિનય-બાબુ મરણ પથારીએ હતા. ચૂપચાપ પડ્યા રહે છે. શહેરને એક છેડે આવીને રહે છે. નોકર-ચાકર-કામવાળા બધી જ સાહેબી મૂકી દીધી હોવા છતાં જરા જેટલું પણ દુઃખ એમના મોં પર જણાતું નહોતું. વચ્ચે વચ્ચે ગીતો ગાય છે. ક્યારેક એકલા એકલા તો ક્યારેક જવાના સૂરમાં સૂર મેળવીને.

જવા ગાતાં ગાતાં એકાએક થંભી જાય છે. કહે છે—'બાપુજી, ભાત ચડાવીને આવી છું, જરા જોઈ આવું બળી ન જાય.'

'આપણે બે જ તો ખાનારાં છીએ એમાં આટલી બધી હેરાન શા માટે થાય છે?'

'વાહ રે, બે જણાં ખાનારાં છીએ તો પછી શું કામ મોજથી રસોઈ ન કરવી?'

'તે દાદા-દાદી પાસે બલરામપુરમાં નાનેથી મોટી થઈ છે ને. અને મારાં બાને રસોઈ કરવી બહુ ગમતી; સમજ્યા ને ભૂતનાથ-બાબુ. બલરામપુરમાં જ્યારે એ નાની હતી ત્યારે ભાતભાતનાં ભોજન જમી છે. બાપુજી પણ હતા ભોજન-રસિયા – મારાં બાએ જવાને પોતાને હાથે ઘણી ઘણી વાનગી શીખવી છે.'

મધ્યમ કદનું મકાન હતું. છતાં બધું સરખી રીતે ગોઠવી કરીને મૂક્યું છે. રાતોરાત આટલા ઐશ્વર્યમાંથી મધ્યમવર્ગમાં પલ-ટાઈ જતાં જવાને પણ જાણે જરાયે અગવડ જેવું નહોતું જણાતું. જવાએ કેટલી સ્વાભાવિકતા કેળવી લીધી છે. એ કપડાં ધોઈ ચોકમાં દોરીએ સૂકવે છે. ઝાડુ કાઢી ઘર લૂછે છે.

'આમ બાઘાની જેમ જુઓ છો શું? લો...આ નિચોવીને જલ્દી દોરીએ સુકાવા લાગો.'

બહારનું કામ કરવા માટે ઘરમાં એક કામકરવાવાળી છે. બઝાર-

આંથી લાવવા કરવાનું કામ એ કરે છે. રાંધ્યું કામ કરે છે. ને સાંજ પહેલા પોતાને ઘેર ચાલી જાય છે. એક સમયે પાણીનો પ્યાલો પણ જે જાતે ન ઉપાડતાં એનું આ પરિવર્તન જોઈ દિંગ થઈ જવાતું.

સુવિનયબાબુએ કહ્યું: 'બેટા, હવે ઉપાસનાની તૈયારી કરો. પાંચ વાગવા આવ્યા.'

સુવિનયબાબુને ધીરે ધીરે ઉપાસનાના ઓરડામાં દોરીને લઈ જવા પડ્યા. એ ઓરડો જરા મોટો હતો. વચ્ચે વેદી ઉપર ગાલીચો પાથરેલો છે. જવાએ ધૂપ-દીવો કરી દીધાં છે. તે પછી સુપવિત્ર-બાબુ એની એક બાજુએ બેઠા, વચ્ચે જવા બેઠી ને એની બાજુએ ભૂતનાથ બેઠો.

સુવિનયબાબુનાં સંકેતે જવાએ ગીત ઉપાડ્યું—

એનું નામ જ પારસમણિ
જે પાપી હૃદયના તાપ હરે
ને પ્રસાદ જેનો શાન્તિ રૂપે
ભક્તહૃદયમાં જાગે.

એ પછી સુવિનયબાબુએ પ્રાર્થના શરૂ કરી—

'**नमः सम्भवाय च मयो भवाय च**

એ જ સુખકરને વંદન—કલ્યાણકારકને વંદું છું. પરંતુ કલ્યાણકર માત્ર સુખકર નથી. એ દુઃખકર પણ છે. દુઃખનાં આઘાતથી આપણા મનને બીકમાં ને ખીકમાં અળગું રાખવાનો પ્રયત્ન કર્યો, જગતમાં આપણે અધૂરું જીવ્યા એવું થશે. જે સુખકર છે તેને વંદો અને જે દુઃખકર છે તેને પણ વંદો. એમ કરશો તો જ શિવને, શિવતરને પ્રણમી શકાશે...'

સાંભળતા સાંભળતા ક્યારેક ભૂતનાથ આંખો ઉઘાડીને જુએ છે તો સુપવિત્રની આંખો બંધ છે. જવાની આંખો પણ બંધ છે. ને એ શરમાઈને બન્ને આંખો બંધ કરી નિર્વિકાર થઈ સાંભળતો

લાગતો.

અને પછી પ્રાર્થના પૂરી થઈ એટલે જવાએ કહ્યું : 'સુપવિત્ર, હવે તમે ઘેર જાવ.'

સુપવિત્રને ઘેર જવાનું મન નહોતું જણાતું. એણે કહ્યું : 'હજી કંઈ બહુ મોડું નથી થયું. જરાક રહીને જાઉં તો ?'

'ભલે મોડું ન થયું હોય. પણ વાર લગાડો મા. તમારું શરીર બરાબર નથી.'

સુપવિત્રે કહ્યું : 'હમણાં તો મને સારું જ રહે છે.'

'શું સારું છે ? દિવસો દિવસ મોઢું કેવું થતું જાય છે ? અરીસામાં એકવાર સરખી રીતે જોજો તો.'

વધુ કંઈ ન બોલતાં સુપવિત્રે ચાલતી પકડી.

પણ એનાં ગયા પછી તુરત જવા અન્યમનસ્ક બની ગઈ. એના મોં પરથી એ ચિન્તામાં છે એમ લાગ્યું. એ બોલી : 'આટલી રાતે સુપવિત્રને એકલા જવા દીધા એ બરાબર ન થયું. કેવું ભૂલકણું છે મારું મન ?'

'એકવાર જોઈ આવું જઈને કે ઘેર પહોંચ્યા કે નહિ ?'

જવા જાણે આ જ પ્રશ્નની રાહ જોતી હતી. એણે કહ્યું : 'જરા જોઈ આવો ને, બહુ દૂર તો નથી. પટ કરતાંક જઈ આવો, ફક્ત પૂછી લેજો કે ઘેર પહોંચ્યા કે નહિ.'

સુવિનયબાબુએ ઓચિંતા સાદ પાડ્યો—'બેટા જવા ?'

જવા દોડતીક ને એમની પાસે ગઈ અને બોલી : 'મને બોલાવી બાપુજી ?'

'રાત વધવા આવી. હજુયે તેં ભૂતનાથબાબુને રોકી રાખ્યા છે ?'

જવા હસી પડી—'રાત ક્યાં છે બાપુજી, ભૂતનાથબાબુ તો ગામડા ગામના જુવાન છે. અંધારે ફરવાની એમને સારી ટેવ છે.'

ભૂતનાથે કહ્યું : 'ના, રાત વધુ નથી થઈ હો?'

જવા કહેતી હતી—'જરા આવો તો મારી સાથે.' ઓરડાની બહાર નીકળી એણે કહ્યું—'તમે તો આવો છો મને મળવા અને બેઠા રહો છો બાપુજી પાસે. એ કેવું? ચાલ્યા આવો.'

અને પછી જવા એને પોતાના ઓરડામાં લઈ ગઈ. અને બોલી—'ઠાલાં ઠાલાં બેઠા રહેશો એ નહિ ચાલે. આ કપડાં જરા લો તો.'

જવાએ પોતાના લગ્નનાં કપડાંની તૈયારી કરી છે. કાપડ ખરીદ્યું છે. કપડાં એણે પોતાને હાથે સીવ્યાં છે.

ભૂતનાથે પૂછ્યું : 'હવે બાકી શું શું રહ્યું?'

'સુપવિત્ર માટે બાપુજી જે જે આપવાના છે તે બધું તો લેવાઈ ગયું – થઈ ગયું. એમને તો કંઈ પસંદગી જ નથી, એટલે બધું મારે જ કરવું પડ્યું છે. પણ મારે માટેની ખરીદી હજુ પૂરી નથી થઈ.'

'પણ હવે તો માત્ર બે મહિના બાકી રહ્યા છે.' ભૂતનાથે કહ્યું.

'એક બીજું કામ બાકી છે. બાપુજીએ બધાં નામ-ઠેકાણાં લખાવ્યાં છે. એ ઉપરથી એક યાદી તૈયાર કરવી પડશે. અને ઘેર ઘેર જઈને સૌને નોતરાં આપી આવવાં પડશે. પણ એ બધું તમારે જ કરવું પડશે.'

'આટલા દિવસ સુધી મને કેમ કહ્યું નહિ?'

'બધું કામ મારે ચીંધવું પડે? તમે આપમેળે સમજો એ જ સાચું કહેવાય ને? હું તે શું કરું ને શું ન કરું? દિવસ આખો ઘરનાં કામકાજમાં પરોવાયેલી રહું છું. વળી બાપુજીનું પણ મારે કેટલુંયે કામ કરવું પડે છે. એટલે આટલું જો તમે ન કરો તો તમે શું કામના?' જવાએ કહ્યું.

'પણ આટલા દિવસ સાફ સાફ શું કામ ન કહ્યું? હું વાર-

વાર અહીં આવું છું તે તમને ગમે છે કે નથી ગમતું તે હું કયી રીતે જાણું ?'

'ગમે છે–ગમે છે–ગમે છે. બહુ ગમે છે. ગળું ફાડીને આ વાત ન કહું ત્યાં સુધી તમે નહિ સમજો શું ? આમ તો આટલા સમજુ થયા છો ને આટલી ખબર નથી પડતી ?'

'હવે આજ જાણી લીધું.'

'હા, જાણી લેજો. અને ભૂલતા નહિ કદીયે. જોતા નથી, તમે આવ્યા તો આટલું કામ કરાવી લીધું. સુપવિત્ર તો એવો જ છે. અને બાપુજી પણ માંદગીને બિછાને. બીજું કોઈ નથી જે મને મદદ કરે. તમે આવો તો ઉપકાર થાય એ તો દીવા જેવું છે.'

'પણ મેં તો તમને કહી જ રાખ્યું છે ને કે હું તમારા કામમાં આવીશ તો ધન્ય થઈશ. મારી જાતને નશીબદાર માનીશ.'

'પણ એટલે શું મારે ચીસો પાડીને કહેવું પડશે કે એ મારા ઉપર થોડો ઉપકાર કરતા જાવ !'

'પણ કહ્યા વિના હું જાણું કઈ રીતે ?'

'પણ વિના કહ્યે મારી ઘણી વાત તો તમે સમજી જાવ છો. અને આ નથી સમજાતું ?'

'છતાં તારે મોંએથી સાંભળવું ગમે ને ?'

જવાએ કહ્યું : 'હજુ તે દિવસે ત્રણ દિવસથી સુપવિત્ર દેખાયા નહોતા. મનમાં થતું હતું કે સાજા–માંદા થયા હશે કે શું ? એવું તો ક્યારેય નથી બન્યું. રોજ ઓછામાં ઓછું એક-વાર તો આવે જ. ઉપાસના વેળાએ તો અચૂક. અને હું એકલી તો જાઉં પણ કોની સાથે ? પણ તમારે તો આવવું જોઈએ ને ?'

ભૂતનાથ મૂંગો રહ્યો. પછી બોલ્યો : 'એ એકવાર મોંએથી કહ્યું હોત તો ?'

'હું શા માટે કહું ? તમારે સમજવું જોઈએ ને ?' જવાએ કહ્યું.

'પણ સૌની બુદ્ધિ ઓછી સમાન હોય છે જવા ? નહિ તો એમ. એ. પાસ કરીને સુપવિત્રબાબુની જેમ "લૉ"નું ન ભણત ? અને તમારા જેવી પત્ની ન પામત ?' બોલતાં બોલતાં ભૂતનાથ હસી પડ્યો.

પણ જવા હસી ન શકી. સીવતાં સીવતાં એકાએક ઊંચું જોઈ એણે કહ્યું : 'હું ઓછું કોઈની સરખામણી કરું છું ?'

'તું શા માટે સરખામણી કરે ? સરખામણી તો હું કરું છું. પણ આ તો એકાએક મન યાદ આવ્યું.'

જવાએ કહ્યું : 'એકાએક આવું યાદ આવે એ પણ તમારે માટે સારું ન ગણાય.'

ભૂતનાથે કહ્યું : 'તું ખરું કહે છે જવા. પણ મન એમ ક્યાં સમજે છે ?'

જવા ફરીથી સીવવામાં ધ્યાન પરોવીને બોલી : 'મનને મારતાં શીખો એમાં તમારું ભલું છે.'

'મારે ભલું થવાની હવે જરૂર નથી, જવા. અને વળી જો આ જગતમાં બધાનું જ ભલું થશે તો ખરાબ કોનું થશે ?'

'પણ કોઈનું નહિ ને કોઈનું ખરાબ થવું જ જોઈએ ?'

'ચોક્કસ. નહિ તો ભલા થવાનીયે ક્યાંક તો હદ હોય જ ને ? બધું સારું સારું બધા જ વીણી લે પછી કોઈના નશીબમાં તો ખરાબ રહે ને ? હું એવા લોકોમાંનો એક છું.'

જવા ફરી હસી, બોલી : 'દુનિયામાં સારી એવી છોકરી હું એકલી જ નથી, ભૂતનાથબાબુ. તપાસ કરશો તો મારા જેવી ઘણી મળશે.'

'જો વાત સમજી જ શક્યાં છો તો કહું કે – એવા સારાની મારે જરૂર નથી.'

પહેલા તો જવા કંઈ ન બોલી. જરા રહીને એ બોલી : 'તમે ખરેખર હવે પરણી જાવ ભૂતનાથબાબુ.'

'બીજા ગમે તે કામ માટે આવ્યો હોઉં પણ તારી પાસે ઉપદેશ–વચનો સાંભળવા તો નથી જ આવ્યો, જવા.'

'પણ એ વિના બીજો કોઈ ઉપાય દેખાતો નથી.'

હવે ભૂતનાથ ખડખડાટ હસી પડ્યો. એ બોલ્યો : 'ઉપાય શોધવાનાં મેં તને સમ આપ્યા હતાં?'

પણ જવા હસી નહિ. બોલી : 'તો આજે તમને ફોડ પાડીને જ કહી દઉં ભૂતનાથબાબુ, કે તમે બહારથી જાણો છો તેવો સુપવિત્ર નથી. એ બધું જાણે છે. ફક્ત બોલે છે ઓછું. પણ એટલી પ્રખર બુદ્ધિ બહુ ઓછાની હોય છે. તમને જે કહ્યું એ જ જો એને કહ્યું હોત તો એ કદાચ આપઘાત કરત; કે પછી સાધુ-સંન્યાસી થઈ જાત. કે પછી પાગલ થઈ જાત. તમે એને પૂરો નથી ઓળખતા.'

ભૂતનાથ ચૂપ રહ્યો.

પણ સુપવિત્રની વાતો કરતાં જવા જાણે ભાન ભૂલી બની જતી હતી. એના હાથમાંની સોય થંભી ગઈ. એ જાણે પોતાના મન સાથે વાત કરી રહી છે. સામે ભૂતનાથ છે એનું એને ભાન જ નથી. એ કહે જાય છે—'એક દિવસ એની સાથે સારી રીતે બોલી નથી એમ લાગ્યું કે ત્રણ રાત સુધી એની ઊંઘ ઊડી ગઈ. આ જાણો છો?—એમનાં બા પાસેથી સાંભળ્યું કે આખો દિવસ ક્યાંના ક્યાં ફર્યા કરતા હતા, તેની કોઈને ખબર નહોતી. ત્રણ દિવસ સુધી ખાધું સુધ્ધાં નહિ. આખરે જ્યારે મેં આવી જવા કહેવડાવ્યું ત્યારે જોયું તો વેર–વિખેર વાળ ને આંખો લાલઘૂમ. પૂછ્યું કે આટલા દિવસ દેખાયા કેમ નહિ? તો કંઈ બોલે જ નહિ. કહ્યું કે આવી ગાંડાઈ કરશો તો સંસાર ચાલશે કેમ? દુઃખો સહેવાં પડશે, કષ્ટ વેઠવું પડશે, એનું જ તો નામ જીવન છે. જીવન સુંદર છે એ સાચું, પણ એ નિષ્ઠુર પણ છે. આટલી નાની વાતમાં અકળાઈ ગયે કેમ ચાલશે? અને તમે તો પાછા પુરુષ છો ને?

'છતાં એના મોંમાંથી શબ્દ પણ ન નીકળ્યો.'

જવા કહે જતી હતી—'એ એવા છે. એ જાતના પુરુષો હમણાંનાં જમાનામાં ખપનાં નથી. છતાં એવી નિષ્ઠા પણ બીજા કોઈનામાં જોઈ નથી. આ રીતનો પ્રેમ, આવી એકાગ્રતા બીજે દેખાય છે ભૂતનાથબાબુ ?'

ભૂતનાથે પણ જોયું છે. ઘણીવાર ઓચિંતાનાં સુવિનયબાબુને ત્યાં જઈ ચડયો છે ને જોયું છે કે–સુવિનયબાબુ પોતાના ઓરડામાં પડયા પડયા કંઈક પુસ્તક વાંચી રહ્યા છે. અને બીજી બાજુ જવા પોતાના સીવણકામમાં પડી છે. અને સુપવિત્ર એકીટશે જવાનાં મોં સામે જોઈ રહ્યો છે. એનું ધ્યાન બીજે ક્યાંય નથી. જાણે બાહ્ય જ્ઞાનનો લોપ થયો છે. આવું કલાકોનાં કલાકો સુધી ચાલ્યું છે. ન કંઈ વાતચીત. એક જણ ચૂપચાપ પોતાનું કામ કર્યે જાય છે. અને બીજું એક જણ એના સામું એકચિત્તે જોઈ રહ્યું છે.

જવાએ કહ્યું: 'એ એનો સ્વભાવ છે. પ્રેમ પણ કદાચ કોઈ કોઈનો સ્વભાવ હોય છે. સુપવિત્રનો એવો સ્વભાવ છે.'

'સુપવિત્ર વિષે તો સમજાયું. પણ તારી વાત ? તું પણ શું...'

જવા ઓચિંતી બોલી: 'અરેરે શાક ચૂલે મૂકીને આવી છું, જરા જોઈ આવો તો તપેલીમાં પાણી છે કે નહિ? જો બળી ગયું હોય તો થોડુંક નાંખતા આવજો.'



આજે ભૂતનાથને જોતાં જ જવાએ કહ્યું: 'બાપુજીનો કાગળ મળ્યો છે ને ?'

'હા, એટલે જ તો આવ્યો છું.'

'તો ઉપર જાવ, બાપુજી તમારી નોકરીનું નક્કી કર્યા વગર નહિ રહે.'

સુવિનયબાબુના ઓરડામાં જઈને જોયું તો તેઓ એની જ રાહ જોઈ રહ્યા હતા. એમણે કહ્યું : 'આવી ગયા ભૂતનાથબાબુ! આવો આવો, તમને જ યાદ કરતો હતો.'

અને થોડીવાર રહીને એમણે કહ્યું : 'મારો કાગળ સમયસર મળ્યો હતો ને? રૂપચંદબાબુ પોતે આવ્યા હતા અહીં. એ કહેતા હતા કે મારે એક માણસ હમણાં જ જોઈએ છે. બહુ ભલા માણસ છે. તમને જરાયે તકલીફ નહિ પડે.'

'કયા શબ્દોમાં તમારો પાડ માનું? હું બહુ મુશ્કેલીમાં હતો.'

'એ શું બોલ્યા ભૂતનાથબાબુ, તમને કામ શોધી આપવું એ તો મારી ફરજ છે. વ્રજરાખાલબાબુને મેં વચન આપ્યું હતું. વળી તમે મારી પાસે આટલો સમય એકનિષ્ઠપણે કામ કર્યું છે. અને આ કામ પણ બહુ આકરું નથી. છતાં બહાર આંટા ફેરા કરવા પડશે. મકાન બંધાય છે એનું ધ્યાન રાખવું પડશે. ચૂના અને સુરકીનો હિસાબ રાખવાનો. મુકાદમીનું આવું કામ તમે અગાઉ ક્યારેય કર્યું છે ભૂતનાથબાબુ?'

'ના, સહુ પહેલી નોકરી તમારે ત્યાં જ કરી છે.'

'પણ આ કામ કરી શકશો ને? રાજમિસ્ત્રીના કામનો હિસાબ રાખવાનો. મકાન પણ કાંઈ એક નથી. ચારે બાજુ મકાનો બંધાય છે.'

'એની ઓફિસ ક્યાં છે?'

'તમારે કામ ભવાનીપુર બાજુએ કરવાનું છે. એ બાજુએ જ મકાનો તૈયાર થાય છે ને. પહેલા તો એ બધી બાજુ નીચાણવાળી ખાડાખબડીઆવાળી પાણીવાળી જમીન હતી. હવે જોશો ફક્ત બધા વકીલ-બેરિસ્ટરોનાં મકાનો. કંઈ જ ખ્યાલ નહિ આવે. નવા નવા રસ્તાઓ તૈયાર થાય છે. શહેર વધી રહ્યું છે. લોકો પણ કલકત્તામાં કેટલા વધી રહ્યા છે. વળી ટ્રામ ઉપરાંત આવ-જાનાં વાહનો પણ વધ્યાં છે. તો આ કામ તમે કરી શકશો ને?'

'તમારા આશીર્વાદે હું બધું કરી શકીશ.'

'તો હું તમને ભલામણચિઠ્ઠી લખી દઉં તે લઈ જાવ.'

જવા આવી.

સુવિનયબાબુએ કહ્યું : 'મારી છેલ્લી બે ફરજ બાકી હતી દીકરી : એક ભૂતનાથબાબુની નોકરી. એ થઈ ગઈ. —હવે બાકી રહ્યું તારા લગ્નનું. અને એમાંયે હવે વધુ વાર નથી. એ પછી મારે સાંસારિક ફરજ એકેય નથી રહેતી. અને ત્યારે હું વિદાય લઈશ આ વખતનો માઘોત્સવ કદાચ મારે માટે જીવનનો છેલ્લો ઉત્સવ હશે.'

જવાએ કહ્યું : 'બાબા—'

રસ્તા પર આવતાં ભૂતનાથે વિચાર્યું, આજે ગુરુવાર છે, ને બાર વાગ્યા છે. આજે ન જાઉં એ જ સારું. કાલે સવારે જઈશ તો ચાલશે. ભવાનીપુર તો કયાંય આવ્યું. ઓછું નજીક છે?



આ બાજુ કલકત્તા છે અને છેક પેલી બાજુ આવ્યું ભવાની-પુર. નવું શહેર સર્જાય છે પેલી બાજુ. બધાં જ નવાં મકાનો, નવા રસ્તાઓ. અહીં શહેરમાં જાણે એક નવી સભ્યતાએ જન્મ લીધો છે. વીસમી શતાબ્દીનું આ નવું સર્જન છે. આ બાજુ ગંગાને કિનારે કિનારે લાંબી લાંબી ચીમનીવાળાં જેટલાં કાર-ખાનાંઓ સાથે આ શહેરનો સંબંધ છે. આ સ્થળે જ જાણે રાત્રે થાક ખાવા આવે છે પેલી બાજુની ધૂળ-ધૂસર ભાવનાઓ. અને હાઈકોર્ટની કૂટનીતિને પૂરી કરી દલીલો અહીં આવીને જરા વિસામો ખાય છે. મકાનની સામે નામની તખ્તી એનાં માલિકના નામનો પરિચય આપે છે.—કોઈ બારિસ્ટર છે, કોઈ ઈન્જિનિયર છે તો કોઈ નવા વ્યાપારી છે, તો કો'ક વળી દલાલ છે. મોટી ગંગાની

સુવિનયબાબુના ઓરડામાં જઈને જોયું તો તેઓ એની જ રાહ જોઈ રહ્યા હતા. એમણે કહ્યું : 'આવી ગયા ભૂતનાથબાબુ! આવો આવો, તમને જ યાદ કરતો હતો.'

અને થોડીવાર રહીને એમણે કહ્યું : 'મારો કાગળ સમયસર મળ્યો હતો ને? રૂપચંદબાબુ પોતે આવ્યા હતા અહીં. એ કહેતા હતા કે મારે એક માણસ હમણાં જ જોઈએ છે. બહુ ભલા માણસ છે. તમને જરાયે તકલીફ નહિ પડે.'

'કયા શબ્દોમાં તમારો પાડ માનું? હું બહુ મુશ્કેલીમાં હતો.'

'એ શું બોલ્યા ભૂતનાથબાબુ, તમને કામ શોધી આપવું એ તો મારી ફરજ છે. વ્રજરાખાલબાબુને મેં વચન આપ્યું હતું. વળી તમે મારી પાસે આટલો સમય એકનિષ્ઠપણે કામ કર્યું છે. અને આ કામ પણ બહુ આકરું નથી. છતાં બહાર આંટા ફેરા કરવા પડશે. મકાન બંધાય છે એનું ધ્યાન રાખવું પડશે. ચૂના અને સુરકીનો હિસાબ રાખવાનો. મુકાદમીનું આવું કામ તમે અગાઉ ક્યારેય કર્યું છે ભૂતનાથબાબુ?'

'ના, સૌહુ પહેલી નોકરી તમારે ત્યાં જ કરી છે.'

'પણ આ કામ કરી શકશો ને? રાજમિસ્ત્રીના કામનો હિસાબ રાખવાનો. મકાન પણ કાંઈ એક નથી. ચારે બાજુ મકાનો બંધાય છે.'

'એની ઓફિસ ક્યાં છે?'

'તમારે કામ ભવાનીપુર બાજુએ કરવાનું છે. એ બાજુએ જ મકાનો તૈયાર થાય છે ને. પહેલા તો એ બધી બાજુ નીચાણવાળી ખાડાખબડીઆવાળી પાણીવાળી જમીન હતી. હવે જોશો ફક્ત બધા વકીલ-બેરિસ્ટરોનાં મકાનો. કંઈ જ ખ્યાલ નહિ આવે. નવા નવા રસ્તાઓ તૈયાર થાય છે. શહેર વધી રહ્યું છે. લોકો પણ કલકત્તામાં કેટલા વધી રહ્યા છે. વળી ટ્રામ ઉપરાંત આવ-જાનાં વાહનો પણ વધ્યાં છે. તો આ કામ તમે કરી શકશો ને?'

'તમારા આશીર્વાદે હું બધું કરી શકીશ.'

'તો હું તમને ભલામણચિટ્ઠી લખી દઉં તે લઈ જાવ.'

જવા આવી.

સુવિનયબાબુએ કહ્યું : 'મારી છેલ્લી બે ફરજ બાકી હતી દીકરી : એક ભૂતનાથબાબુની નોકરી. એ થઈ ગઈ. —હવે બાકી રહ્યું તારા લગ્નનું. અને એમાંયે હવે વધુ વાર નથી. એ પછી મારે સાંસારિક ફરજ એકેય નથી રહેતી. અને ત્યારે હું વિદાય લઈશ આ વખતનો માઘોત્સવ કદાચ મારે માટે જીવનનો છેલ્લો ઉત્સવ હશે.'

જવાએ કહ્યું : 'બાબા—'

રસ્તા પર આવતાં ભૂતનાથે વિચાર્યું, આજે ગુરુવાર છે, ને બાર વાગ્યા છે. આજે ન જાઉં એ જ સારું. કાલે સવારે જઈશ તો ચાલશે. ભવાનીપુર તો ક્યાંય આવ્યું. ઓછું નજીક છે?



આ બાજુ કલકત્તા છે અને છેક પેલી બાજુ આવ્યું ભવાની-પુર. નવું શહેર સર્જાય છે પેલી બાજુ. બધાં જ નવાં મકાનો, નવા રસ્તાઓ. અહીં શહેરમાં જાણે એક નવી સભ્યતાએ જન્મ લીધો છે. વીસમી શતાબ્દીનું આ નવું સર્જન છે. આ બાજુ ગંગાને કિનારે કિનારે લાંબી લાંબી ચીમનીવાળાં જેટલાં કાર-ખાનાંઓ સાથે આ શહેરનો સંબંધ છે. આ સ્થળે જ જાણે રાત્રે થાક ખાવા આવે છે પેલી બાજુની ધૂળ-ધૂસર ભાવનાઓ. અને હાઈકોર્ટની કૂટનીતિને પૂરી કરી દલીલો અહીં આવીને જરા વિસામો ખાય છે. મકાનની સામે નામની તખ્તી એનાં માલિકના નામનો પરિચય આપે છે.—કોઈ બારિસ્ટર છે, કોઈ ઇન્જિનિયર છે તો કોઈ નવા વ્યાપારી છે, તો કો'ક વળી દલાલ છે. મોટી ગંગાની

જેટીઓમાં વહાણોના કાફલા જામે છે. શણ અને ધાન, લાખ અને રૂ બધું આવીને મોટાં મોટાં દરિયાઈ જહાજોમાં જમા થયું છે. ખજાનચીખાનામાં કલાકોના કલાકોને જાણે જંપ નથી. લાગે છે ખજાનચી ખાતાં ભલે બડાબઝારમાં જ હોય કે બીજે હોય. એની ચાવીઓ જાણે આજકાલ અહીં આવે છે — આ ભવાનીપુરમાં – ભવાનીપુરની નવી વસાહતમાં.

કોણ ઓળખે છે અગાઉનાં એ ગોવિંદપુરને ? કયાંનો કોણ પેલો ભુવનેશ્વર બ્રહ્મચારી. કોણ એનો જમાઈ ભવાનીદાસ. એ ભવાનીદાસ જ કાલીઘાટનાં પૂજારી હાલદરનો વડવો છે. આજે એ જ ભવાનીદાસ પણ અહીં આવે તો એના નામના આ સ્થળને ઓળખી નહિ શકે.

વાંસના દાદર પર ચડી ચડીને એક પછી એક અધૂરા મકાન ઉપર ચડીને ચારે બાજુ નજર કરે છે. એ પહેલો અહીં આવ્યો તે દિવસના અને આજના કલકત્તામાં ઘણો ફેર પડી ગયો છે. દિવસની વેળાએ આ લત્તામાં ઇન્જિનિયરો, ફૂટપટ્ટીઓ, કોન્ટ્રેક્ટરોનાં હિસાબ અને દાડિયા–મજૂરોનાં ગીતો અને રાત્રે અધૂરું ભવાનીપુર એક સ્વપ્નસમ જણાતું. સાઇકલ ઉપર સાંજે પાછા ફરતી વેળા ભૂતનાથ અહીંતહીં નજર ફેરવતો જાય છે. બાઉ બજારનાં મોટાં ઘરોની બાબુગીરી અહીં નથી. છતાં શંખલા છે. મેદ નથી, આરોગ્ય છે. એ બાજુનાં મકાનોની જેમ ત્યાંના વસવાટ કરનારા પણ જુદા પ્રકારના છે. નાનાં નાનાં છોકરા–છોકરીઓ ધોબી ધોયાં ઊજળાં કપડાં પહેરે છે. બધાં તંદુરસ્ત અને સોહામણાં છે. રસ્તા પરના નવા ટેલિફોન–ટેલિગ્રાફનાં થાંભલાઓ પણ જાણે સભ્ય અને ભવ્ય લાગે છે. બાબુગીરી ભલે ન હોય પણ સુરુચી તો છે જ. ભૂતનાથને એ ગમે છે.

રૂપચંદબાબુ સારા માણસ છે. પૂછતા હતા કે–' પગાર વિષે સુવિનયબાબુએ તમને કંઈ કહ્યું છે ? '

'મારું કામ જોઈને તમને જે ઠીક લાગે તે આપજો.' ભૂત-નાથે જવાબ આપ્યો હતો.

રૂપચંદબાબુ એથી રાજી થયા હતા. ઈંટ–ચૂના ને સુરકીનો હિસાબ રાખવાનો, રાજમિસ્ત્રીની હાજરીની નોંધ રાખવાની, કામનું ધ્યાન રાખવાનું – આ બધું કામ હતું. ક્યાંથી શરૂ કરીને ક્યાંય સુધીનું. બપોર બળું બળું થાય છે. એમાં પગપાળા ચાલી ચાલીને શહેરમાં જવું-આવવું — પણ જીવતર માટે માનવીને બધું જ કરવું પડે છે ને?'

રૂપચંદબાબુ નક્કી રાજી થયા હતા. નહિ તો સાઇકલ શા માટે લઈ આપે? કહ્યું કે સાઇકલ શીખી લેજો, એથી તમને કામમાં સરળતા રહેશે.

બે પૈડાંની ગાડી. પણ જાણે એ બે પૈડાંની દોલત ઉપર વિશ્વને જીતી શકાય. હવેલીમાંથી સવારમાં એ નીકળી પડે છે. પછી ફક્ત બપોરે જમવા પાછો ફરે છે. ફરી પાછો બે વાગે ભવાનીપુર પાછો ફરે છે. ને પછી સાંજ થતાં થતાં ક્યારેક જવાને ત્યાં બાર–શિમલા જઈ ચડતો ત્યારે ખૂબ જ થાકી જતો. છતાં ત્યાં જવું ગમતું. પુરુષોને તો નવરા બેઠા બેઠા ઊલટાનો વધુ થાક લાગે. કંટાળો ચડે.

તે દિવસે એક ગઝબ થઈ ગઈ.

હવેલીમાં પ્રવેશતાં જ બ્રિજસિંગે કહ્યું: 'સાલાબાબુ, માસ્ટર-બાબુ આ ગયા.'

'માસ્ટરબાબુ?' ભૂતનાથ જાણે માની ન શક્યો. એણે પૂછ્યું: 'વ્રજરાખાલબાબુ?'

સાચેસાચ વ્રજરાખાલબાબુ. તબેલા ઉપરની બારી આજે ઉઘાડી છે. અંદર દીવો બળે છે ને! સડસડાટ દાદરો ચડી જઈને એણે જોયું તો એ જાણે એક બીજો જ વ્રજરાખાલ હતો.

વ્રજરાખાલ ત્યારે બીજા ઘણાની સાથે વાતચીતમાં હતો. પેલો કદમદા છે, નિવારણ છે, શિવનાથ છે. ભૂતનાથને જોઈ વ્રજરાખાલે

ફક્ત એક જ વાર કહ્યું—'આવો ભૂતનાથ' ને પછી પાછા એ પોતાની સામે બેઠેલાઓ સાથે વાતે વળગ્યો.

ભૂતનાથ જોવા લાગ્યો. થોડાં વર્ષ પહેલાના વ્રજરાખાલ સાથે અત્યારના વ્રજરાખાલમાં કંઈ જ સરખાપણું નહોતું. એનાં શરીરનો વાન વધુ ઊજળો થયો છે. માથાના વાળ બધા જ એકદમ ટૂંકા કરાવેલા છે. એક આછા પીળા રંગનો જભ્ભો એણે પહેર્યો હતો. ધોતિયું પણ જાડું હતું.

કદમ'દાને એ કહે છે—'મારી પાસે તમે કયા કામની આશા રાખો છો?'

કદમદા'એ કહ્યું—'દેશવાસીઓની જે સ્થિતિ આજે છે તે તો તમને કહી. લૉર્ડ કર્ઝનના એ ભાષણથી જ એની શરૂઆત થઈ છે, એમ કહી શકાય— હવે તેઓ શું કરવા માગે છે તે તો તમે સમજો જ છો. એક ફેડરેશન હોલ સ્થાપવો છે. નેશનલ કૉંગ્રેસ પણ એ જ માર્ગે આગળ ધપે છે. પરંતુ અનુશીલન પાર્ટી જેવો બીજો માર્ગ સ્વીકારવો પડશે.—સશસ્ત્ર ક્રાન્તિનો.'

વ્રજરાખાલે કહ્યું—'હું એમાં રાજી નથી કદમ. સિસ્ટર નિવેદિતા સાથે મારે બધી વાતચીત થઈ છે. તમે જો મને આ આશાએ અહીં બોલાવ્યો હોય તો તમે ભૂલ કરી છે. રાજકારણમાં હું નહિ રહું. એ કરતાં તમારા મંડળના સભ્યપદેથી મને છૂટો કરો.'

કદમ, ચૂપ જ રહ્યો.

વ્રજરાખાલ કહેતા હતા—'રાજકારણ સિવાય બીજું કંઈ કામ નથી? બૉમ અને પિસ્તોલમાં જ શું મુક્તિ છુપાયેલી છે કદમ? આખરે તું પણ શું એ બાજુએ જ ઢળીશ? તમને પેલી વાત યાદ નથી? બાગબઝારમાં પ્લેગ શરૂ થયો હતો, અને સિસ્ટર પોતે જ ગટરો સાફ કરવા બહાર નીકળી પડચાં હતાં? ગરીબોનાં વાસમાં બાળકો મરતાં હતાં. એક આઠ વરસનો છોકરો મરણ પથારીએથી સિસ્ટરના કપડાને ખેંચતો બોલી ઊઠચો હતો કે-મા, મા, એ

મારી મા—મારી મા—અને સિસ્ટર પોતાને સંભાળી શકચાં નહોતાં. સ્વામી સદાનંદ એમની બાજુમાં જ હતા. એ સિસ્ટરને છોડાવીને લઈ આવ્યા હતા. પરંતુ સિસ્ટરને થતું હતું કે પોતે એ બાળકને બચાવી ન શકચાં. એમનામાં પ્રેમ ક્યાં ઓછો હતો ? પ્રેમ આપીને શું મૃત્યુને જીતી ન શકાય ? સાવિત્રી અને સત્યવાનની વાત સાવ શું ખોટેખોટી છે ?'

વાત કરતાં કરતાં વ્રજરાખાલની આંખો સળગી ઊઠી. એ કહેતા હતા—' એક દિવસ મારે પણ એવું જ થયું હતું કદમ ! ફૂલદાસીના મોતની વાત તું જાણે છે ને ?—હું પણ એ જ વાતને વિચારતો હતો. પણ કંઈ સાન્ત્વન ન સાંપડતા એકાન્તમાં—નિર્જનતામાં આલમોડા ચાલ્યો ગયો. ત્યાં જઈ આ જ પ્રશ્ન કર્યો અંતર્યામીને. પણ આજે મને એનો ઉત્તર સિસ્ટર નિવેદિતાએ પોતે જ આપ્યો. એને પણ આવું જ થયું હતું તે દિવસે ૧૮૯૯માં.'

' શું કહ્યું એમણે ?' નિવારણે પૂછ્યું.

વ્રજરાખાલે કહ્યું : ' એમણે જે કહ્યું તે તમને ગમશે નહિ ભાઈ, છતાં કહું છું—તે દિવસે કંઈ જ સમાધાન ન મળતાં આ જ પ્રશ્ન એમણે સ્વામી વિવેકાનંદને કર્યો હતો—એ કેવો ત્યાગનો મંત્ર છે ? કયો ત્યાગ જીવનના ત્યાગથીયે મોટો છે ? અને યોગ્ય સમયે વિવેકાનંદે એમને સમજ પાડી હતી હતી કે પ્રેમથીયે ઊંચે જે કર્મ છે એને ઓળખતાં શીખો. સરજનનાં આનંદે નિર્ઝરતો સરજનહારનો જે પ્રેમ છે એ જ એનું કર્મ છે. ત્યારે સાંજ પડી ગઈ હતી. સહસા નિવેદિતાએ કહ્યું—મને એ જ વ્રતની દીક્ષા આપ આપો.'

વ્રજરાખાલની વાતોનાં શબ્દ ગીત બની હવામાં તરવા લાગ્યા. ભૂતનાથ મૂંગેમૂગો ખડકની જેમ અડગ ઊભો રહ્યો. મન માંડીને એ ગીતના સૂર સાંભળવા લાગ્યો.

તે પછી એ જ દીક્ષા. કેવું કઠોર હતું એ વ્રત ? ભગભાંખળા

પહેલા ઊઠવું. દિવસમાં એક જ વાર ખાવું અને બીજુંયે કેટ-કેટલું ? એ પછી દીક્ષા લેવાનો દિવસ આવ્યો. નિવેદિતાએ અપરિગ્રહ, શૌચ અને વ્રતનિષ્ઠાના સોગંદ લેવાં પડશે ! અને જિંદગી આખી એ પાળવાં પડશે. હોમના અગ્નિમાં પોતાના સર્વસ્વની આહુતિ આપવી પડશે. હોમના અગ્નિમાં ઘી, દૂધ, ફળ-ફૂલ વગેરેની આહુતિ સાથે મંત્રપાઠ થયો. "જેણે સમસ્ત વાસના, કામનાનો ત્યાગ કર્યો છે. જે ક્રોધ રહિત છે. અદ્વેષી, સર્વ ભૂતમાત્રમાં બ્રહ્મને જુએ છે. દાન, શૌચ, સત્ય અને અહિંસા જ જેનું જીવન સર્વસ્વ છે એ ધન્ય છે. એનું ચિત્ત ઇશ્વર સ્મરણ સાથે જોડાયેલું છે. એનું સમસ્ત પ્રભુને અર્પણ થયેલું છે..." એ પછી નિવેદિતાએ ગુરુને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. વિવેકાનંદે એના કપાળે ભભૂતનું તિલક કર્યું. એ ભભૂત નહોતી, પણ નિવેદિતાના જીવનનાં છૂપા અવશેષ હતા. તે પછી ગીત ગવાયું—" હે અગ્નિ, હે પાવક, હે અમૃત, હે વનસ્પતિ, હે પ્રાણ, અંતરતમની સાક્ષીએ હે સ્વર્ગ, હે ગુરુ, આ જુઓ મારું જે કંઈ પાર્થિવ હતું તે બધાની આ અગ્નિમાં આહુતિ આપું છું.'–આહુતિ આપું છું, મારા અહમ્‌ની. હે અગ્નિ, મારો ગ્રાસ કરો. હરિ ઓમ્ તત્સત્, હરિ ઓમ્ તત્સત્......"

આ વાત પૂરી થયા પછી વ્રજરાખાલે કહ્યું : 'આજે જ સિસ્ટર નિવેદિતાને મોઢેથી આ વાત સાંભળીને આવું છું કદમ. આવા દસ-પંદર જુવાનો હશે તોયે બસ છે. એટલું હશે તો આખા દેશને-રાષ્ટ્રને ઊંચે લાવી શકશે. આ દેશમાં નવ જાગૃતિ લાવી શકશે.'

ને પછી એકાએક એમણે કહ્યું : 'ઠીક ત્યારે ફરી આવજો. રાત થાય છે.'

'ફરી ક્યારે મળશું બડોદા ?'

'મને ફરી મળવાની જરૂર છે ખરી?'

'છતાં કંઈ જરૂર પડે તો ?'

'તો બેલુર આવજો. હમણાં થોડા દિવસ તો ત્યાં જ છું. પછી તો ક્યાં રહીશ તેની કોને ખબર ?'

બધા ઊઠ્યા. સહુની આંખોમાં જળજળિયાં હતાં. ધીરે ધીરે બધા જ વ્રજરાખાલની ચરણરજ લઈ ચાલ્યા ગયા. બધા ચાલ્યા ગયા પછી વ્રજરાખાલે એકવાર ભૂતનાથ તરફ જોયું. અત્યાર સુધી ભૂતનાથ મુગ્ધપણે જોઈ જ રહ્યો હતો. કંઈ વાત કરવાની એનામાં હિંમત નહોતી.

શું કહેવું એ ભૂતનાથને સમજાયું નહિ. આટલા દિવસ આતુરતાથી જેની વાટ જોતો હતો એ જ આવ્યે આજે આ સ્થિતિ ?

વ્રજરાખાલ પગરખાં પહેરતાં બોલ્યા : 'કેમ કંઈ બોલતા નથી ભૂતનાથ–શું થયું છે ?'

ભૂતનાથ ફક્ત એટલું જ બોલી શક્યો — 'તમે જાવ છો શું ?'

'હા ભૂતનાથ, હું જાઉં છું.'

'ક્યાં રહેવાના છો ? ખાશો ક્યાં ?'

વ્રજરાખાલે કહ્યું : 'અહીં રહેવા તો આવ્યો નહોતો. હવે જાઉં છું બેલુર.'

'ફરી ક્યારે આવશો વ્રજરાખાલ ?'

'હવે તો નહિ આવું–' કહી વ્રજરાખાલ એ જ સૌમ્ય હાસ્ય હસવા લાગ્યા.

'તો પછી તમે બેલુરમાં મળશો કેમ ?'

'તમે મળવા ન આવશો ભૂતનાથ — કદાચ ફરી મળવાનું નહિ બને.'

'શા માટે ?'

'આટલા દિવસ પછી દીક્ષા લીધી. અગાઉ નહોતી લીધી.

પણ હમણાં જ સાંભળ્યું ને કે દીક્ષા શા માટે લેવાય છે?'

ગેટ સુધી જતાં જતાં વ્રજરાખાલ કંઈ જ ન બોલ્યા. ભૂતનાથ પણ સાથે સાથે ચાલતો હતો.

ગેટ પાસે આવતાં જ બ્રિજસિંગે વ્રજરાખાલને સલામ કરી. સ્મિત કરીને વ્રજરાખાલે એનો ઉત્તર વાળ્યો. એ પછી રસ્તો આવતાં જ વ્રજરાખાલે કહ્યું: 'હવે તમે પાછા ફરો ભૂતનાથ.'

આમ છતાં ભૂતનાથને દ્વિધા થતી હતી.

વ્રજરાખાલ ધીરે ધીરે આગળ જવા લાગ્યો. એ જાણે ક્યાંય જોતો નહોતો. પાછું વાળીને એકેય વાર જોયું પણ નહિ.

ભૂતનાથને હૈયાફાટ રુદન ઉભરાયું. વ્રજરાખાલ આવા નિષ્ઠુર કઈ રીતે બની શક્યા? ક્યાંથી કઈ શક્તિ એણે મેળવી હશે? કયો મંત્ર એણે મેળવ્યો છે? પ્રેમનું—ચાહનાનું એમને મન કંઈ મૂલ્ય જ નથી શું? કે પછી પ્રેમથી ઊંચે-ઘણે ઊંચે વિરાજતી પરમ કર્મચેતનાને એ પામી ગયા છે? જેને સિસ્ટર નિવેદિતા પામ્યાં હતાં?

ભૂતનાથે દોટ મૂકીને વ્રજરાખાલને પકડી પાડ્યા.

'કેમ? હવે વળી શું રહી ગયું ભૂતનાથ?'

'તમે મને તો કશું કહ્યું નહિ?'

'તમને શું કહું-શું સાંભળવા ઇચ્છો છો?' વ્રજરાખાલ જરા થંભ્યા.

'તમને જે ગમે તે.'

'શું કહું તો રાજી થશો?'

'કંઈ પણ; જે મારું પાથેય બને.'

'તો, લો, આશીર્વાદ આપું છું કે તમારું કલ્યાણ થાજો.'

ભૂતનાથ મૂંગો રહ્યો.

'રાજી થયા ને?'

ભૂતનાથે હકારમાં માથું હલાવ્યું.

અને વ્રજરાખાલ પાછા વનમાળી સરકાર લેનમાં થઈને ધીરે અક્કમ પગલે આગળ વધવા લાગ્યા. જરાયે પાછું વાળીને જોયા વિના આગળ વધ્યા.



વ્રજરાખાલે તે દિવસે 'કલ્યાણ થજો' એમ આશીર્વાદ તો આપ્યા ખરા, પરંતુ સાચે જ શું ભૂતનાથનું કલ્યાણ થયું હતું? ક્યારેક ક્યારેક ભૂતનાથના મનમાં શંકા જાગતી. પાછું મનમાં થતું, કલ્યાણ જ તો થયું છે. વ્રજરાખાલના આશીર્વાદ જીવનમાં ફળ્યા જ છે. સમસ્ત પાપ, સમસ્ત પ્રલોભન, સમસ્ત કામનાનો પોતે જે ત્યાગ કરી શક્યો છે એ પણ કલ્યાણ જ છે ને? જવાએ એનાં જીવનમાં જે તોફાન જગાવ્યું હતું તેને તે દિવસે એ કઈ રીતે શમાવી શક્યો હતો? અને નાનીભાભીનાં અત્યંત ગાઢ સાન્નિધ્યમાં પણ એને......પણ જવા દઈએ અત્યારે એ વાત.

સાઇકલ પર પટલડાંગા ઉધરાણીએ જતાં જતાં તે દિવસની નનીલાલની વાતો ઓચિંતી યાદ આવી. ઘણાં દિવસથી નનીલાલને મળવાનું બન્યું નથી. પેલા દિવસે એને કહ્યા વિના જ એ જવાને ત્યાં શા માટે ગયો હતો તેનો ખુલાસો પણ થયો નથી.

જૂના મકાન પાસે આવતાં જ દરવાનને પૂછ્યું: 'સાહેબ છે?'

દરવાને જવાબ આપ્યો કે —'સાહેબ ભવાનીપુર નવા મકાનમાં રહે છે.'

'નવા મકાનમાં?' ભૂતનાથ સમજી ન શક્યો. એણે ફરીથી પૂછ્યું: 'નનીલાલ સાહેબ ઑફિસેથી પાછા ફર્યા?'

હવે દરવાને એને સરખી રીતે સમજાવી દીધું. 'સાહેબે ભવાનીપુરમાં નવું મકાન બનાવ્યું છે. હવે એ ત્યાં જ રહે છે. આ મકાનમાં એના મોટા સાળા રહે છે. સગીર સાળાઓને એ પોતાની

સાથે રાખે છે. ત્યાં ગયે ઝાઝા દિવસ નથી થયા. મહિનો માંડ થયો હશે. ક્યારેક ક્યારેક અહીં આવે-જાય છે. આ મકાન તો એમનું સાસરું છે. અહીં રહેવું એમને માટે યોગ્ય પણ ન ગણાય. ઉપરાંત સાહેબને આ લત્તો પણ ગમતો નહોતો. મોટી મોટર આ સાંકડા રસ્તામાં આવી જ નહોતી શકતી. ગોરા સાહેબ-મેમ-સાહેબોને અહીં આવતાં તકલીફ થતી હતી. એટલે ભવાનીપુરમાં હમણાં નવા જ થયેલા રસ્તા — એલગીનરોડ ઉપરના નવા બંધાયેલા મકાનમાં રહેવા ગયા છે. એની વિધવા સાસુ મોટા દીકરા સાથે અહીં રહે છે. અને નનીલાલ એલગીનરોડવાળા મકાનમાં એનાં મેમસાહેબ સાથે રહે છે.'

'કેટલા નંબર છે મકાનનાં?'

ખિસ્સામાંથી નાની નોટબુક કાઢી ભૂતનાથે નંબર નોંધી લીધા. બિલનાં રૂપિયા, ઈંટ-ચૂના-સુરકીનાં વાઉચર, રાજમિસ્ત્રીની હાજરીની નોંધ બધું મહેતાજીને રોજ રોજ નોંધાવી દેવાનું હોય છે. મહેતાજી એ ચોપડામાં ઉતારી લે એટલે રજા. પણ ક્યારેક ક્યારેક આવી છૂટ્ટી મળતા રાતના સાત, આઠ પણ વાગી જાય છે. ક્યારેક ક્યારેક રૂપચંદબાબુને મળવાનું બની જાય છે. ભૂતનાથ એમને ધીરેથી 'નમસ્કાર' કરતો. સામેના ચોકમાં હારબંધ મજૂરો બેઠા રહેતા. મિસ્ત્રી-કારીગરોનું ટોળું. અઠવાડિયે અઠવાડિયે એમને પગાર ચુકાવાતો. એ સૌ રૂપચંદબાબુની આમન્યા રાખતા. રૂપચંદબાબુની હાજરીમાં બીડી પીતા નહિ. ઘોંઘાટ કરતા નહિ. જોકે એમના આવ્યા પહેલાની છેલ્લી ઘડી સુધી જાતજાતના ઝઘડા-બકવાદ કરતાં રહેતાં.'

મિસ્ત્રીઓ કહેતા — 'બાબુ તો ભલા માણસ છે. પણ પેલો મુકાદમ જ પાજી છે.'

એન્જિનિયરો ને ઓવરસિયરો કેટલું કામ થયું તેનું માપ લેતાં. એમના માપની નોંધ પણ મોટા ચોપડામાં થઈ જતી. કિંમતી માલ લેવા ઓવરસિયરો જતા. એન્જિનિયરો સાથે ઓવરસિયરોનો

મેળ હોય છે, કિંમતી કે વધુ માલ લેવો હોય ત્યારે એમનું કમિશન રાખીને આંકડો બનાવે એ માટે. કારણ કમિશન પછી વચ્ચે ફાળવી લેવાતું હોય.

બુઢ્ઢો મિસ્ત્રી ઇદ્રિસ બોલ્યો : 'આ મહિને કેટલા બનાવ્યા બાબુ ?'

'બાર રૂપિયા, જે દર મહિને મળે છે તે જ.'

'એ નથી પૂછતો. દસ્તુરી કેટલી થઈ ?'

ભૂતનાથ અવાક્ થઈ ગયો : 'શેની દસ્તુરી ?'

'તમને નથી આપતા લાગતા ?'

દસ્તુરીની વાત ભૂતનાથે સૌ પ્રથમ ઇદ્રિસ પાસેથી જ જાણી.

'તમે હવે માગજો હજૂર, નહિ માગો તો શું કોઈ આપશે ?'

'રહેવા દે, મારે એની જરૂર નથી.' ભૂતનાથને ન જાણે બીક લાગતી

'તો તમે તમારા હક્કના પૈસા જવા દેશો ? બીજા બિલબાબુઓને તો એ મળે છે.'

'રહેવા દે, ઇદ્રિસ. શેઠને કાને વાત જશે તો માંડમાંડ મળેલી નોકરી આખરે છૂટી જશે.'

'નોકરી જાય શા માટે ? શેઠને તો એમાં નુકશાન નથી. દસ્તુરી તો દુકાનદારો આપે છે.'

'ભલે એમ હોય. છતાં એ મારગે ન જવું જ સારું. મારું શું નુકશાન જાય છે. અગાઉ "મોહિની-સિંદૂર" ઑફિસમાં પગાર સાત રૂપિયા હતો, અત્યારે બાર મળે છે. વળી ટ્રામભાડાનો કંઈ ખર્ચ નથી.'

મહેતાજીએ કહ્યું : 'તમારી વાત જુદી છે. તમારી સરખામણી તે કોઈની સાથે કરાય ?'

'કેમ ?'

'તમે તો શેઠના વહાલા માણસ ગણાવ. આ જુઓ ને, બધા બિલબાબુને મહિને સાત રૂપિયા પગાર આપે છે ને તમને પહેલેથી

જ બાર મળે છે. તમને કોણ છેતરી શકે?'

'કેમ? આમ કેમ કહો છો મહેતાજી? તમારા આશીર્વાદે આ નોકરી ટકે તો બહુ નશીબદાર. કેટકેટલે ઠેકાણે પૂજા કરી છે, કાલિ ઘાટ કેટલીયે વાર જઈ આવ્યો છું. માનતા માની આવ્યો છું.'

એ દિવસે મહેતાજીને કામ ઓછું હશે એમ લાગ્યું. મોઢામાં પાન મૂકતાં હસતાં હસતાં એણે કહ્યું: 'તમને કોણ છેતરી શકે ભાઈ? પણ જોજો હો, અમારી નોકરીને વાંધો ન આવે.'

'શું કહો છો?'

'સાચું જ કહું છું. આ કહી રાખ્યું એ યાદ રાખજો. તમે ઓછા વધુ દિવસ બિલબાબુ રહેશો? જલ્દી જલ્દી ઓવરસિયર થઈ જશો જોજો ને?'

ત્યારે તો આ વાત બધા જાણે છે. સુવિનયબાબુની ખાસ ભલામણે જ એની આ નોકરીનું નક્કી થયું હતું. બધા કામદારો, નોકર-ચાકરો એને માનની નજરે જોતા હતા.

ઇદ્રિસે કહ્યું: 'જો દસ્તુરી ન આપે તો શેઠને કહી દેજો.'

સાઇકલ ઉપર હવેલી તરફ આવતા આવતા ભૂતનાથ આ વિષે જ વિચારતો હતો. બધે જ લાગવગ અને ઘર્ષણની વાત છે. 'મોહિની-સિંદૂર' ઓફિસમાં પણ પેલા સા'રાજ અંગે કેવું બની ગયું હતું?

પેલી બાજુ રસ્તા ઉપર ફરી પેલું ટોળું નીકળ્યું છે—"૩૦મી આસોએ (આશો વદ અમાસે.) હડતાલ રહેશે. દુકાનદાર દુકાન બંધ રાખજો. ઓફિસોવાળા ઓફિસો બંધ રાખજો. નોકર, કામદાર, મહેતા—મુનીમ કોઈ કામે જશો મા. તે દિવસે અરંધનવ્રત પાળવાનું છે. આપણી રાષ્ટ્રીય એકતાની સ્મૃતિમાં આપણે સહુ પરસ્પરને રક્ષા-બંધન બાંધીશું, ભાઈ-ભાઈ એક થશું. અને તે પછી તે દિવસ સાંજે ત્રણ વાગે પારસી બગાનમાં એક વિરાટ જાહેર સભા થશે. બંગાળની રાજધાનીમાં બંગવાસીઓ એક 'ફેડરેશન હોલ'ની સ્થાપના

કરશે. એ મિલન-મંદિરનો પાયો નાખશે આપણા રાષ્ટ્રીય નેતા શ્રી આનંદ મોહન બસુ. વન્દે માતરમ્. "—અને એ પછી સમૂહ ગીત ગાતા ગાતા બધા ચાલ્યા—

'બાંગાલીર પણ, બાંગાલીર આશા
બાંગાલીર કાજ બાંગાલીર ભાષા
સત્ય હોક સત્ય હોક સત્ય હોક હે ભગવાન—'

ટોળામાં માત્ર ચાર-પાંચ જુવાનિયા હતા. રસ્તાની ભીડમાં એમની હાજરી ખાસ વરતાતી નહોતી. છતાં કેવા ઉત્સાહથી એ લોકો આગળ વધતા હતા. કેવો અદમ્ય હતો એ ઉત્સાહ. એ લોકો હમણાં રોજ રોજ આમ નીકળે છે. જોકે લોકોમાં ખાસ ઉત્સાહ જેવું દેખાતું નથી.

હવે ભૂતનાથે સાઇકલ વનમાળી સરકાર લેન તરફ લીધી.

હવેલીમાં હવે અગાઉ જેવી ઝાકમઝોળ નથી. છતાં દિવસને અંતે ત્યાં પાછા ફરવાની ભૂતનાથની આતુરતા ઓછી નથી થઈ. ડ્યૂટિ ઉપર બ્રિજસિંગ હવે એકલો જ છે.

એક દિવસ ભૂતનાથે પૂછ્યું હતું—'તારો સાથી નાથુસિંગ હમણાં કેમ દેખાતો નથી?'

'રજા લઈને દેશમાં ગયો છે. મહિનો તો થઈ પણ ગયો. પણ હવે એ નહિ આવે સાલાબાબુ.'

'તો સરકારબાબુને કેમ કહેતો નથી કે બીજો એક માણસ રાખવો પડશે? તારા એકલાથી દિવસ-રાત પહેરો કઈ રીતે ભરી શકાશે?'

પણ હમણાં એ પહેરો પણ એવો જ ભરે છે. બંદૂક બાજુએ રાખી ઊભો ઊભો તમાકુ મસળતો હોય. એનાં કપડાંનો પણ અગાઉનો ઠસ્સો રહ્યો નથી. માત્ર ગાડી-મોટર આવ્યેથી મોટેથી બૂમ પાડે છે.—'હોંશિયાર! હોંશિયાર હો—!!'

ઇબ્રાહીમનાં ઘર સામેનું દિવેલનું ચોરસ ફાનસ હવે નથી

પેટાવાતું. એક દિવસ વાવંટોળમાં એ ચોકમાં પડી ગયું ત્યાર પછી ત્યાં અંધારું જ રહે છે. સાંજથી જ ચોકમાં અંધારું થવા માંડે છે. તબેલામાં પણ ગાડી-ઘોડાની આવ-જા અગાઉ જેવી રહી નથી. નાનાશેઠની લેન્ડોલેટ ગાડી છેલ્લે જાનબજારથી આવી એ આવી, તે પછી બહાર ગઈ નથી. એને સરખી રીતે ધોવા-લૂછ-વાનું પણ હમણાં થતું નથી.

'હવે કેમ છે બંસી?'

બંસી ધીરે ધીરે હાલે ચાલે છે. હજુયે નબળાઈ ઘણી છે. અગાઉ જેમ દોડાદોડી એનાથી થતી નથી. એ કહે છે—'હવે જરા સારું છે સાલાબાબુ.'

'તારાં નાનાંબાને કેમ છે?'

'કોઈ કરતા કોઈનેય ઠીક નથી સાલાબાબુ. નાનાશેઠ તે દિવસના પથારીમાં પડ્યા છે. એ ઊભા થયા જ નથી. હું તો હવે લહેરથી હરુંફરું છું. આજે પણ શશી દાક્તર આવ્યા હતા. કહી ગયા કે હજુયે સમય લાગશે. દારૂ પીવાની એ એકદમ ઘસીને ના કહી ગયા છે.'

'પણ એથી ઓછું નાનાશેઠ ખરેખર એ મૂકી શકશે?'

'ના સાલાબાબુ, એની જ મને તો નવાઈ થાય છે. નાનાશેઠ હવે દારૂને અડતાં સુધ્ધાં નથી. કહે છે, મારી સામે એ ઝેર કદીયે લાવતો નહિ. હું માગું તોયે મને ન આપતો.'

'સાચે જ?'

'જી, કાલીમાતાના સોગન ખાઈને કહું છું. પછી એક વાર પણ નથી પીધો. દારૂવાળા કબાટની ચાવી તો મારી પાસે જ રહેતી હતી. એકદમ વાળી-ઝૂડીને સાફ કરી નાંખેલ છે. કોઈ માગે તોયે હવે મળે એમ નથી.'

'શું કહે છે?' ભૂતનાથને પણ ઓછું આશ્ચર્ય ન થયું. આ પણ શું શક્ય છે?'

'તમે નાનાશેઠનું શરીર જોશો તો વધુ ચમકી જશો. આ આવા થઈ ગયા છે—' કહી એણે મોટી આંગળી ઊંચી કરી.

'હા, સાલાબાબુ. એ આવા દૂબળા થઈ ગયા છે. ઊભા થઈ શકતા નથી. ફક્ત સૂઈ રહે છે. લાંબા થઈને પડયા રહે છે. ખાવાનું બહુ મન થાય તો ખાલી સોડા પીએ છે. ધીરે ધીરે બેઠા કરી વાંસે તકિયો ગોઠવીને દિવસમાં એકવાર એમને બેસવા દઉં છું. પણ થોડીવારે પાછા સુવડાવી દઉં છું. કહે છે કે એક બાજુએ સૂઈ સૂઈ વાંસામાં ચાઠાં થઈ ગયાં છે. મારા વિના નાનાશેઠને એક ઘડિયે ચાલતું નથી. હું એકલો તે કેટલે પહોંચું?'

'બીજા બધા ક્યાં ગયા?'

'હવે તો બજારમાં જવું હોય તોપણ હું ને તમાકુ આપવી હોય તોયે હું. પગરખાં સંધાવવાની વાતથી માંડીને ચંડીપાઠ કરવા સુધી બધું મારે એકલાએ જ કરવાનું હોય છે.'

'કેમ? લોચન ક્યાં ગયો?'

'કેમ? તમને કંઈ ખબર નથી?'

'હું તો સવારે વહેલો ચાલ્યો જાઉં છું ને પછી બપોરે જમવા આવું છું, અડધા કલાકની રજામાં. પછી તો આવું છું એકદમ રાત પડી ગયે.'

'એ તો જાણું જ છું. લોચને તો પાન-બીડીની દુકાન કરી છે, બડાબઝારમાં ક્યાંક. પેલો મધુસૂદન દેશમાં ગયા પછી પાછા ફરવાનું નામ જ લેતો નથી. કેવો નીમકહરામ છે, એ તો જુઓ. આ હવેલીનું લૂણ ખાઈને અમે સાત પેઢીથી મોટાં થયાં છીએ. અને એની આવી દશામાં ચાલ્યાં જઈએ એ કેવું કહેવાય?—હા, સમજ્યા કે છેલ્લા બેચાર મહિનાનો પગાર નથી મળ્યો. પણ શું પગાર જ મોટી વાત છે? આ અમને ભાઈ-બહેનને સાત મહિનાથી કંઈ જ નથી મળ્યું. પણ એ વિષે એક શબ્દ બોલ્યાં છીએ?'

હવે વચેટ શેઠ અગાઉની જેમ રોજ ગાડીમાં બહાર જતા

નથી. જ્યારે કો'ક દિવસ મોડેથી જાય છે ત્યારે એમનાં દર્શન થઈ જાય છે. પેલી મોટી બાઈ અને વચેટ બાઈ એમની સાથે છે. અને હોય છે હાસિની. પાનનો ડબ્બો લઈ ગાડીમાં જાય છે. ભૈરવબાબુ હવે નિયમિતપણે રોજ આવી શકતા નથી. ઉમર થઈ છે, અને હવે અગાઉ જેવી સ્ફૂર્તિ પણ નથી રહી. રાતનાં બાર વાગે ન વાગે ત્યાં વચેટ શેઠ પણ આવી જાય છે. ઊંઘમાં ધડિંગ ધડિંગ ગેટ ઊઘડવાનો અવાજ સંભળાય છે. તબેલામાં ઘોડા પ્રવેશ કરે છે. આંગણામાં અંધારું હોય છે. અંધારામાં જાળવીને પગ મૂકતો ઇબ્રાહીમ પોતાની ઓરડીએ પહોંચે છે.

વિધુ સરકારની બેઠક સામે હમણાં વધુ ભીડ રહે છે.

ફક્ત બરફવાળો જ નહિ, દાણાવાળા, કાપડવાળા, દૂધવાળો, મિસ્ત્રી, મજૂર બધાં આવે છે. વિધુ સરકારનો મિજાજ જરા વધ્યો છે. કહે છે—'બહુ કચ કચ શાને કરો છો? ક્યારેય લેણું ખોટું થયું છે ખરું? પછી આટલી લસણાંઝીક શા માટે કરાવો છો? મળશે, મળશે, મળશે કહ્યું ને; શેઠનાં ધરમના પૈસા છે. અધરમ શેઠિયાવ કરશે નહિ. તમારા એ પૈસા ન આપીને શેઠિયાવ કંઈ મોટા માણસ થઈ જવાનાં છે?'

પણ હમણાં હમણાં રાત્રે પેલો સૂર વધુ ઘેરો બન્યો છે. બારી બાજુની પેલી નાળિયેરીના મૂળમાંથી—ભોંયતળિયાના દાદર નીચેની બાજુએથી શરૂઆતમાં એક હળવો સૂર પ્રગટે છે. અને પછી એ ક્રમશઃ ઘેરો ને વધુ ઘેરો બનતો જાય છે. આખી હવેલીને એ જાણે પ્રદક્ષિણા ફરે છે. દખણાદો બગીચો ફરીને આવીને હવેલીના ચોકમાં—અંધારા ચોકમાં આવીને ઊભો રહે છે. ને ચારેબાજુ નજર નાખે છે. તે પછી ઉપર અગાશી ઉપર ચાલ્યો જાય છે. અને ત્યારે એ સૂર તીવ્રમાંથી તીવ્રત્તર બની જાય છે. આકાશ અને હવામાં એ તીવ્ર સૂર સમસ્ત અંતરીક્ષને આવરી એક આર્તનાદની જેમ ગુંજી ઊઠે છે. એ આર્તનાદે હવેલીના પાયા સુધ્ધાં જાણે ખળ-

ભળી ઊઠે છે. ને પછી સવાર બાજુ જ્યારે દખણાદી વાડીની આમલીનાં વૃક્ષ પરથી પેલું અદ્‌ભુત પંખી બોલતું એકાએક ક્યાંય ચાલ્યું જાય છે ત્યારે ધીમે ધીમે કરતો પેલો સૂર શમી જાય છે. જાણે ત્યારે પાછો એ પેલા અંધકૂપમાં ઊંડે ઊતરી જાય છે. દિવસ-ના પ્રકાશમાં વસતીમાં બહાર નીકળવાની જાણે એને રજા નથી.

સવારે ઊંઘમાંથી જાગતા ભૂતનાથને આળસ આવતી હતી. આખું શરીર દુઃખતું હતું. અને મન? મન શું નહોતું દુઃખતું? કોણ જાણે છે મનની વાત? પોતાના મનની વાત વિચારીને માથું પકવવાની એને ફુરસદ જ નહોતી. એકવાર એક ઠેકાણે થોડીક મળી હતી – પણ એ વાત તો વીસરવી જ સારી. ક્યારેક ક્યારેક યાદ આવે છે, પટેશ્વરી ભાભીની વાત. પણ એ વિષે વિચારતાં જ જાણે બીક લાગે છે. એટલું રૂપ, એટલું માયાળુપણું ને એટલું જે વહાલ કરે એનાથી આટલું ડરવું એ ખોટું જ કહેવાય ને? અને છતાં એની પાસે જતાં એ ડરતો હતો કે કેવું થઈ ગયું હશે એ મોં? ભાભીનું મોં જો પડી ગયું હશે, જો એ મોં પર હાસ્ય નહિ હોય તો? તો એ કેમ સહેવાશે? જો એ જોશે કે ભાભી દૂબળાં થઈ ગયાં છે; અત્યાચાર, રાતના ઉજાગરા, હતાશા અને નિરાશાથી એ એકદમ નૂરવિહોણાં બની ગયાં છે તો? એ કરતાં એની પાસે ન જવું એ જ સારું. કેટલાયે દિવસ વારેઘડીએ ચોર-કોટડીના વરંડાના બારણાંબાજુ જઈને પણ એ થંભી ગયો છે. આગળો ખોલતાં અચકાયો છે. શું જોવા મળશે? શુ સાંભળવા મળશે?

પણ રાત્રે સ્વપ્નામાં એ ક્યારેક પટેશ્વરી ભાભીને ઓરડે પહોંચી જતો. ભાભીનું મોં જોઈ ચમકી જતો. આ કેવું થઈ ગયું છે મોં? ક્યાં ગયું પેલું રૂપ? પેલું લાવણ્ય? એ સ્વપ્ન-ઘેરી આંખો અને એની એ દૃષ્ટિ?

ભાભીએ કહ્યું — ભૂતનાથ તું બેઇમાન છો.

ભૂતનાથ અપરાધીની જેમ મૂંગો ઊભો રહ્યો.

—તને ખવરાવ્યું—પહેરાવ્યું. અને તું મારી પાસે એકેય વાર આવતો પણ નથી? મેં તારું શું બગાડયું છે?

ઘણીવારે ભૂતનાથે કહ્યું—તમને શું થયું છે ભાભી? તમે આવાં કેમ બની ગયાં છો? તમને હું આવાં જોવા નહોતો ઇચ્છતો.

—કેમ? મને તો કંઈયે નથી થયું! હવે તો હું સુખી છું; હવે તો નાનાશેઠ ઘેર જ રહે છે. હવે મારે કંઈ જ દુઃખ નથી. તું શા માટે દુઃખી થાય છે?

—પણ તો તમારું મોં આવું કેમ? તમે પહેલાની જેમ હસતાં કેમ નથી?

—જો ને આ હસું છું.-આ જો કેટલું હસું છું? કહી 'હા-હા' કરી ભાભી હસવા લાગી. હસતાં હસતાં એચિંતું એ હાસ્ય રુદનમાં પલટાઈ ગયું. ભાભીનું ગળું ચીરાઈ જતું હતું. એ રુદનથી એકાએક ભૂતનાથ જાગી ગયો. એણે ચારે બાજુ નજર કરીને જોયું પણ ક્યાંય કોઈ નહોતું. ચારેબાજુ અંધારું હતું. એ ચોર-ઓરડીમાં, ભૂમિપતિ ચૌધરીનાં અભિસાર-ગૃહમાં. આખુંયે કલકત્તા નીરવ છે. એકદમ શાન્ત સૂતું છે. નીચે તબેલામાં ઘોડાના ડાબલા પછાડવાનો અવાજ સુધ્ધાં નથી. પેલું રાત્રે જાગનારું પક્ષી સુધ્ધાં બોલતું નથી. મનમાં થાય છે જાણે આ હવેલી કોઈ પ્રેત-નગરી છે.

પરંતુ ભવાનીપુર જઈને ઊભા રહેતા રાતનું સ્વપ્ન ક્યાંય ઓગળી જાય છે. હારબંધ મકાનો તૈયાર થાય છે, રૂપચંદબાબુનાં. ઈંટ, લોઢું, લાકડું, ચૂનો, સુરકી, છત ટીપવાનાં અવાજ. કલકત્તાને ત્યાં જાણે ફરીથી જુવાની સાંપડી હતી. માળ ઉપર માળ ચણાયે જાય છે. એક એક મકાન પૂરું થાય છે અને નવી વસ્તી ગાડીઓની ગાડી ભરીને અહીં ઊતરે છે. પાટ, ટેબલ, ખુરશી, સરસામાન લઈને આવે છે. ને આ નવું શહેર ભરાઈ જાય છે. બે દિવસમાં જ રસ્તાનું રૂપ બદલી જાય છે.

ઇદ્રિસે કહ્યું: 'દસ્તુરીની વાત કરી હતી શેઠને?'

'ના, નથી કહ્યું — ઇદ્રિસ.'

'તમે જો કહેતા હો તો તમારા વતી હું કહું.'

'ના, તારે આ અંગે કંઈ કરવાનું નથી ઇદ્રિસ.'

'હું ઓવરસિયરબાબુને કહીશ. તમારા હક્કનું તમને એ કેમ નહિ આપે હજૂર?'

ઇદ્રિસની હક્ક-અણહક્કની વાતો ભલે ઇદ્રિસ પાસે જ રહી. મારે એની જરૂર નથી. વ્રજરાખાલ આશીર્વાદ આપતા ગયા છે. એનું કલ્યાણ જ થશે. વ્રજરાખાલનાં શબ્દો ખોટા પડે ખરા? ને જીવનમાં આથી વધુ કંઈ એણે ઇચ્છયું જ નથી. ફતેપુરમાં ચંડી–માતાના થાનકે પ્રણામ કરીને નાનપણમાં એણે જે માગ્યું હતું – વનમાળી સરકાર લેન પાસેનાં નરહરિ મહાપાત્રનાં દેવ–દેવીઓને પ્રણામ કરતાં પણ એણે એ જ માગ્યું હતું કે — સહુનું કલ્યાણ થજો. માત્ર એનું પોતાનું જ કલ્યાણ નહિ; સહુનું કલ્યાણ વાંચ્છયું હતું. વ્રજરાખાલનું, નાનીભાભીનું, જવાનું, બંસીનું – સહુનું, બધાંનું – બધે બધાનું. કોઈનેયે બાકાત રાખ્યા વિના સર્વનું — કોઈને બાકાત રાખીને પોતાનું કલ્યાણ એણે માગ્યું નહોતું. –એને ખપતું નહોતું.

પેલે દિવસે ભવાનીપુર તરફ જતાં જતાં એલગીનરોડ પાસે આવતાં અચાનક એ થંભી ગયો. નનીલાલને મળી લેવાય તો સારું ને?

ખીસામાંથી ઠેકાણાંવાળી ડાયરી કાઢી ઠેકાણું વાંચી એણે સામે જોયું તો બરાબર પોતે નનીલાલના મકાનની સામે જ ઊભો હતો. કેવું ભવ્ય હતું એ મકાન? મહેલ જ કહી શકાય. ને એ સાઇકલ ઉપરથી નીચે ઊતર્યો.

'નનીબાબુ છે? નનીબાબુ?' દરવાનને પૂછ્યું. દરવાને એની ભૂલ સુધારી—'બાબુ નથી, સાહેબ છે.'

પોતાની વાત સુધારતાં ભૂતનાથે ફરી પૂછ્યું : 'સાહેબ ઘરમાં છે?'

'બહાર ગયા છે.'

'ક્યારે પાછા ફરશે ?'

'કંઈ કહેવાય નહિ.'

દરવાનનો જવાબ એને ગમ્યો નહિ. – કદાચ મારા ચહેરા પરથી એ કલ્પી નહિ શકયો હોય કે એના સાહેબ સાથે મારે કેવો ગાઢ સંબંધ છે ? છતાં દરવાનના જવાબથી મન બગાડવું એ તો મૂર્ખાઈ જ છે ને ? એણે ફરી પૂછ્યું : 'કાલે સાંજે સાહેબ મળશે ?'

'ના.'

'પરમ દિવસે સવારે ?'

'ના.'

'વળતે દિવસે ?'

'ના બાબુ નહિ, સાહેબ કાલે વિલાયત જાય છે.'

'વિલાયત ? નનીલાલ વિલાયત જાય છે ?' ને એણે ફરી પૂછ્યું : 'કાલે જ જવાના છે ?'

'હા, બાબુજી.'

આખરે ભૂતનાથ સાઇકલ પર સવાર થયો. કાલે જ નનીલાલ વિલાયત માટે ઊપડી જશે. એ પહેલા એકવાર એને મળવું જોઈએ ને ? બેઉ એક સાથે એક જ વર્ગમાં ભણ્યા છે. ત્યારે નનીલાલ એને કેવો ગમતો ? એના હાથનો લખેલો કાગળ હજુયે કદાચ ટીનની સૂટકેસમાં પડ્યો હશે. તપાસ કરવાથી મળીયે જાય. માણસ ક્યાંથી ક્યાં જઈ પહોંચે છે ? એણે મકાન તરફ પાછા ફરીને ધ્યાનથી જોયું. કેવું મોટું મકાન છે ? મોટી હવેલી કરતાંયે મોટું. ઓતરાદા દરવાજાવાળું. છતાં સામેનો આખોયે રસ્તો રોકી લે છે. દખ્ખણાદી બાજુએ કેટલું લાંબું છે, એ તો કોણ જાણે ? અહીંથી એ પૂરેપૂરું નથી દેખાતું. બારીએ બારીએ પડદા છે. ત્રાંબાની તખ્તી ઉપર નનીલાલનું પૂરું નામ કોતરેલું છે. આ બધું કઈ રીતે શકય બન્યું ? પેલી બાજુ હવેલીવાળા ચૌધરીઓની પડતી ત્યારે આ બાજુએ આ નવા નવાની ચડતી ? શું કારણ હશે આમ થવાનું ?

ચૌધરીઓ પાસે તો પુષ્કળ પૈસા છે! પણ નનીલાલ પાસે તો કંઈયે ન હતું. છુટ્ટુકબાબુ પાસેથી કેટલીયે વાર ઉછીના લઈ ગયો છે, જે હજુ સુધી પાછા વાળ્યા નથી. તો પછી આવું કેમ બન્યું? બેશક નનીલાલે એક દિવસ કહ્યું હતું કે આ લોકો તો બેઠા બેઠા ખાય છે.

પણ એમ તો નનીલાલ પણ બેસીને જ ખાય છે. કઈ મોટી મજૂરી કરી નાંખી છે એણે? ગાડીમાં ફર્યા કરે છે. રૂપિયા બે હાથે ઉપાડયા કરે છે. દારૂ પણ પીએ છે અને રખાતો પણ રાખે છે. આટલી ઉંમરમાં એણે શું બાકી રાખ્યું છે? છુટ્ટુકબાબુને આ નનીલાલ જ તો લઈ ગયો હતો ને પેલી મોતીબાઈ ને ત્યાં? તો પછી?

અને આ જુઓ રૂપચંદબાબુને? કેવા નિષ્ઠાપૂર્વક ધંધો કરે છે? મહિને મહિને સૌને પગાર ચૂકવે છે. આટલા એન્જિનિયર, ઓવરસિયર, બિલબાબુ, રાજમિસ્ત્રી, સુતાર, મિસ્ત્રી, કામ કરે છે. ભવાનીપુરમાં નવું શહેર ઊભું કરે છે. લોઢું-લાકડું ને ઈંટ વડે લોકોનાં સ્વપ્નાં પૂરાં કરે છે. પોતાનું ને પારકાનું અને સહુનું ભાવિ અજવાળે છે.

રૂપચંદબાબુ કહે છે કે સર્જન અને સંહાર એ તો સરજનહારનો નિયમ છે. નદીનો આ કાંઠો જ્યારે તૂટે છે ત્યારે સામો કાંઠો આપોઆપ મજબૂત થાય છે.

ભવાનીપુરના નવા વિસ્તારમાં બાળકો પાર્કમાં રમે છે. ફૂટબોલ રમે છે. ગીતો ગાય છે. એ લોકો વિકસી રહ્યા છે. પણ એક જ બાજુનું સર્જન કરવા જતાં બીજી બાજુએ વિનાશ-ખંડન શું અનિવાર્ય છે?

તે દિવસે ઇદ્રિસ કામે નહોતો આવ્યો. કામકાજ બંધ થવાનાં લક્ષણ હતાં. વળતે દિવસે એને પૂછવામાં આવ્યું. એન્જિનિયર સાહેબ ને ઓવરસિયરબાબુ પણ રોષથી રાતાપીળા બની ગયા. ઓવરસિયરે કહ્યું: 'અમારું ઉધડું કામ છે. તેં કેમ રજા પાડી? જરાયે અક્કલ નથી તારામાં?'

ઇદ્રિસે કહ્યું : 'રોજી તો અમારી ગઈ છે ને? તમારું શું બગડયું ?'

'અમારે શું બગડવાનું હતું? પણ શેઠને તો બગાડ થયો ને?'

'શેનો બગાડ? ને બગાડ થાય તો થવા દો, ઘણી રીતનો ફાયદો થાય છે એમને. જરાક બગાડ થયો તો બગાડ ગણજો બીજું શું?'

'આ વાત જઈને કહું શેઠને?'

'કહો ને? અમે કંઈ કામની ચિન્તા કરતા નથી. જ્યાં જશું ત્યાં કામ મળી રહેશે. કામનો ઓછો તોટો છે? ઓવરસિયરબાબુ, હમણાં કામનો તોટો નથી. આખું ભવાનીપુર પડયું છે. બધે મકાનો થાય છે.–થવાનાં છે. અમને બોલાવવા જ પડશે.'

'ચાલ, ચાલ, હવે કામે લાગ. ફક્ત બોલ બોલ—' ને ઓવરસિયરબાબુ ઊછળતા ઊછળતા ચાલ્યા ગયા.

એ પછી ભૂતનાથ તરફ જોઈને ઇદ્રિસે કહ્યું: 'જુઓ તો બિલબાબુ, નાહકનો ઝઘડો કરતો હતો. બહુ મોટો ઉજળિયાત ન જોયો હોય તો? અમને ખિજવ્યે અમેયે એવો દગો રમી જાણીએ છીએ. મકાન એવું બનાવશું કે થોડા દિવસમાં જ ભીંતમાં ચિરાડા પડી જશે...કંપની બંધ થઈ જશે.'

ભૂતનાથે એને સાંત્વન આપતાં કહ્યું : 'ચૂપ રહે, ઇદ્રિસ. શા માટે નકામી પંચાત ઊભી કરે છે? પણ કહે તો ખરો કે કાલે તમે લોકો આવ્યા કેમ નહોતા?'

'કઈ રીતે આવીએ બિલબાબુ? જે વાસમાં રહેતા હતા ત્યાંથી કાલે ઘરબાર બધું ઉપાડીને બીજે જવું પડયું.'

'શાથી?'

'હવે એ જગ્યાએ પણ મકાનો થવાનાં છે. પાંચસો માણસોનો કાફલો. રાતોરાત બધું ખસેડી શકાય? સ્ત્રી-બાળકોને લઈને ફરી બીજી જગ્યાએ ક્યાંક આશરો મળે ત્યારે બીજે જવાય ને?'

'તમારા વાસમાં પણ મકાનો થશે એમ ?'

'હા, મકાનો થાય એ જ અમારે માટે સારું. કામ મળે. પણ અમારેયે રહેવાનું ઠેકાણું તો જોઈએ ને ?'

'આ પણ ખરેખર જોવા જેવું છે હો ?' ભૂતનાથે કહ્યું.

ઇદ્રિસે કહ્યું : 'એટલે જ તો વિચારતો હતો કે, મકાન બાંધનારા અમે અને રહેનારા બીજા ? આ જુઓ ને અહીં ભવાનીપુરના વાસમાં હતાં, હવે ત્યાંથી બાલીગંજના ધોબીવાસમાં ગયા છીએ. હવે પછી જ્યારે બાલીગંજમાં મકાનો થશે ત્યારે બેહાલા બાજુ જશું.'



વળતે દિવસે નનીલાલે એ જ વાતો કરી.

વહેલી સવારે જ ભૂતનાથ બહાર નીકળી ગયો હતો. સામે બાજુ થોડું ધુમ્મસ હતું. પાછલી રાતે જ ઊઠી ગયો હતો. હમણાં હવેલીમાં નોકરો ઓછા થઈ ગયા હોઈને બધે જ વખતે પાણીઆરામાં પાણી હોતું નથી. નળમાં એટલું વહેલું પાણી આવતું નથી. કોઈ જુએ એ પહેલાં જ એ સાઇકલ લઈ બહાર નીકળી ગયો. રસ્તો ત્યારે નિર્જન હતો. એલગીનરોડ પહોંચ્યો. ત્યારે ઠીક ઠીક અજવાળું થયું થતું. નનીલાલ રોજ પરોઢિયે જ ઊઠી જાય છે. એને મળવાનો આ જ સમય છે. છતાં અત્યારમાં એને મળવા બીજા પણ ઘણા ત્યાં આવીને ઊભા છે.

દરવાન એને જે ઓરડામાં બેસાડી ગયો હતો ત્યાં બીજા ચારપાંચ બાંકડા હતા. બીજા કેટલાક બેઠા હતા. બેઠા બેઠા ભૂતનાથને કંટાળો આવ્યો.

બાજુમાં બેઠેલાએ એકાએક પ્રશ્ન કર્યો : 'તમે ક્યાંથી આવો છો સર ?'

ભૂતનાથે જવાબ આપ્યો : 'બાઉ બજારથી.'

'નોકરી માટે જ આવ્યા છો ને ?'

'ના.'

'તો શું દલાલી માટે ?'

'ના.'

બીજા બધા એમની વાતો સાંભળતા હતા. કોઈ કોઈ સદ્-ગૃહસ્થ જણાતા હતા. કોટ-પેન્ટવાળો ફક્ત એક જ જણ દેખાતો હતો. બધા જ રાહ જોતાં હતા. નવું મકાન, નવી ભીંતો. ભીંત ઉપર લખ્યું હતું–'ઘોંઘાટ કરશો નહિ.'

આગલા માણસે કહ્યું : 'હું આવું છું-બરાનગરથી.'

'એ તો બહુ દૂર કહેવાય !'

'પણ દૂર હોય તોયે શું ? પેટને માટે લોકો ક્યાંના ક્યાં જાય છે ? આ તો નજીવું કહેવાય. રાત હતી ત્યારે જ નીકળ્યો છું. સાંભળ્યું કે સાહેબ આજે ઊપડી જવાનાં છે.'

ભૂતનાથે કહ્યું : 'મેં પણ એમ જ સાંભળ્યું છે.'

'તો તો હરિહરદાસે સાચું જ કહ્યું છે. એ સાહેબની ઑફિસમાં કામ કરે છે. મને કહ્યું કે જઈને સાહેબનાં પગ પકડી લેજે એટલે જરા નરમ થશે જ. શું કહો છો સર, બરાબર છે ને ?'

કોટ-પાટલૂનવાળો પેલો માણસ ત્યારે સિગારેટ ફૂંકતો હતો. ફૂંકતા ફૂંકતા અવારનવાર કાંડા પરનાં ઘડિયાળ તરફ જુએ છે. કોણ જાણે શું કામ હશે એને. કદાચ નોકરી માટે જ આવ્યો હશે.

એવે સમયે ઓચિંતાના સૌનાં ચહેરાપર એક ગંભીરતા છવાઈ ગઈ. બાજુનાં ખંડમાં કંઈક સંચાર થયો. કોટ-પાટલૂન ધારી સજ્જને હાથમાંની સિગારેટ ફેંકી દીધી.

દરવાન આવ્યો. એણે કહ્યું : 'આ કાગળ ઉપર તમારાં સહુનાં નામ-ઠામ લખી આપો તો.'

કોટ-પાટલૂનવાળા સજ્જને સૌ પહેલું લખ્યું—એલ. આર. મિતર.

બાજુ વાળા બોલી ઊઠયા—'મને તો લખતાં આવડતું નથી. સર, તમે જરા મારું નામ લખી દેશો ?'

ભૂતનાથે સહુથી છેલ્લે લખ્યું—ભૂતનાથ ચક્રવર્તી. હવેલી, બાડિબજાર.'

કાગળ લઈ દરવાન ચાલ્યો ગયો. બધા જ રાહ જોતાં હતા. હવે એક પછી એકને બોલાવાશે. ભૂતનાથને પણ ન જાણે શાથી મન ઉચક થઈ ગયું. આટલા બધાનાં નામમાં એક એનું નામ જ અજબ જેવું હતું. આવું નામ શું કામ પાડયું હશે ફોઈએ? પિતાએ પાડેલું 'અતુલ' કેવું સારું હતું? પણ ફોઈ કહેતાં હતાં કે વહુને છોકરાં થતાં પણ બચતાં નહોતાં એટલે પંચાનંદનો દોરો બાંધેલો. પછી જે છોકરો થયો તેનું નામ સતીશ કહેતો કે 'અતુલ' પાડો, પણ મેં કહ્યું કે જો પંચાનંદનો દોરો બાંધ્યે આ જીવતો રહ્યો છે તો એનું નામ ભલે ભૂતનાથ જ રહે. બસ, એ ભૂતનાથનું ભૂતનાથ રહી ગયું. એ તો ભોળાનાથ છે મારો. ખાવાનુંયે ભૂલી જાય, સૂવાનુંયે ભૂલી જાય એવો છોકરો. કયાંય દીઠો છે બાઈ તમે? ભૂતનાથને થયું કે અતુલ નામ રાખ્યું હોત તો કેવું શોભત? અતુલચંદ્ર ચક્રવર્તી. બાપુજી પોતાની હયાતીમાં એને અતુલ નામથી જ બોલાવતા.

ત્યાં ઓચિંતા દરવાને આવી સાદ દીધો—'ભૂતનાથબાબુ.'

આટલા બધા માણસો હોવા છતાં સૌ પહેલાં એને જ બોલાવ્યો. ભૂતનાથ ઉતાવળે ઉતાવળે અંદર ગયો.

'શું ખબર છે ભૂતો? —તું?'

શું બોલવું તે પ્રથમ તેને સમજાયું જ નહિ. એટલું ઝડપથી આ બધું બની ગયું. જરાયે વખત જ ન મળ્યો. અને આ નનીલાલનું મોં આવું કેમ થઈ ગયું? એની ઉંમર વધી ગઈ હોય એમ લાગે છે. એને જોતાં ડરી જવાય છે. મોટું એવું ટેબલ, ચારે બાજુ કાગળો પડ્યા છે. એક કાગળમાં એ કંઈક લખતો હતો.

હાથમાં કલમ રહી ગઈ હતી – મોંમાં સિગારેટ – આંખે ચશ્માં.

'બેસ, તારી જગ્યા ખાલી જ પડી છે. પછી બીજી વાર મળ્યો જ નહિ તું ?...કયાં છો હમણાં ?' એકી શ્વાસે ઘણાં પ્રશ્નો એણે પૂછી નાંખ્યા.

ભૂતનાથે કહ્યું : 'છું એ જ હવેલીમાં. બીજે કયાં જાઉં ?'

'હજુયે ત્યાં જ છો—પણ નોકરી ?'

'નોકરી મળી છે ને...રૂપચંદબાબુની કંપનીમાં. બિલસરકારનું કામ મળ્યું છે હમણાં તો.'

'સારું થયું. હું પણ આજે ઊપડું છું.'

'કયાં ?'

'તને તો કહ્યું હતું ને કે એકવાર ફરવા જવું છે. આજે જ ઊપડું છે. મોડું થયું ચુડાને કારણે.'

'છુટુકબાબુ ? એને કારણે ?'

નનીલાલે બીજી સિગારેટ ચેતાવીને પછી કહ્યું : 'હા, એમની હવેલી મારી પાસે ગીરો મૂકી છે ને એટલે. —જોકે હું ઇચ્છતો નહોતો.'

'ગીરો — ગીરો મૂકી છે હવેલી ?' ભૂતનાથના મનમાં ઉથલપાથલ મચી ગઈ. નનીલાલ આ શું કહે છે ?

નનીલાલે કહ્યું : 'મારી એવી ઇચ્છા નહોતી. તું તો બધું જાણે છે, કે કેટલા હાથ-ઉછીના લઈ આવ્યો છું – પાછા વાળ્યા નથી. ભાઈ, અંદરોઅંદરની આટલા દિવસની ઓળખાણ. વળી નાનપણમાં કેટલીયે વાર ત્યાં ગયો છું. ખાણી-પીણી કરી છે. તું તો જાણે જ છે કે કેટલો જૂનો અમારે સંબંધ છે. છતાં એ કરવું જ પડયું. મનમાં બહુ અચકાતો હતો — છતાંય કરવું પડયું.'

ભૂતનાથ ત્યારે મનોમન કયાંનો કયાં ચાલ્યો ગયો હતો. આ સાંભળ્યું તે સાચું છે ? એ તબેલો – ખજાનચીઘર – નોકરોનો વાસ – પાણીઘર – પૂજાઘર; વૈદુર્યમણિ, હિરણ્યમણિ, કૌસ્તુભમણિ, છુટુક-

બાબુ બાબુ. ભૂતનાથનું અર્ધું જીવન તો એ હવેલી સાથે સંકળાયેલું છે. પેલા ભૈરવબાબુ. છુટુકબાબુનાં લગ્ન અને સૌથી વધુ તો પટેશ્વરી-ભાભી. પટેશ્વરીભાભીનું શું થશે?

ભાભી કહેતાં હતાં — એ બધું કુટુંબનાં વડાઓએ વિચારવાનું છે. એમાં માથું અમે મારતાં નથી.

'પણ આખરે આવું થયું શા માટે?'

નનીલાલે કહેવું શરૂ કર્યું —'પહેલા તો હું જરાયે નહોતો ઇચ્છતો. આટલું મોટું જૂનું ખાનદાન ખોરડું. ચુડોએ જ્યારે મને વાત કરી ત્યારે મેં કહ્યું — ભાઈ મારાથી આ નહિ બને, કહેતો હો તો બીજા દ્વારા ગોઠવણ કરાવી આપું.

'ચુડો કહે કે બીજું કોઈ હશે તો લોકોમાં પ્રચાર થશે. એને બદલે તું જ આ પતાવી દે. એકાદ બે વરસમાં અમે પરત કરી દઈશું, ને જો કહીશ તો વ્યાજ પણ આપીશું.

'આખરે મેં હા પાડી. જોકે જાણતો હતો કે આ રૂપિયા એ પાછા નહિ વાળી શકે. એટલા રૂપિયા એ ભેગા નહિ કરી શકે. અને એ હવેલી પણ એમને છોડવી જ પડશે.'

'હવેલી છોડવી પડશે?' ભૂતનાથે જાણે પોતાના સગે કાને પોતાને ફાંસીની સજા સાંભળી.

'છોડવી જ પડે ને? રૂપિયા તો કંઈ મારા એકલાના નથી. અમારા આખા કુટુંબના છે. મારા નાના સાળાઓ છે. સાસુ છે. એ લોકો વ્યાજ શા માટે છોડે? અને પૈસા આપીને ગીરો મૂકેલું મકાન પણ શા માટે હાથમાંથી જતું કરે? આખરે એવું થશે તો મકાન પણ ખાલી કરવું જ પડશે ને?'

'એમ થશે તો એ લોકો ક્યાં જશે? આટલા સમયનું જૂનું ઘર. આટલા બધા નોકર-ચાકર-પૂજા-પરબ, મૂર્તિઓ. આ બધાંને લઈને બીજે જવું, એ શું સંભવિત છે?'

નનીલાલે કહ્યું: 'ચુડો તો એટર્નિશિપમાં પાસ થઈ ન

શક્યો. કહે ને, લગ્ન પછી કોઈ પરીક્ષા પાસ કરી શક્યું છે કે એ કરી શકે?'

'તો હવે શું કરશે?'

'કહેતો હતો કે એકવાર પરીક્ષા આપશે. પણ હવે એ પાસ નહિ થાય. જોજે ને હવે એનાં મગજમાં એક જ ચિન્તા છે. સંપત્તિ પાછી મળવાનાં સ્વપ્નાં જુએ છે. એમની બૅન્ક પણ ઊઠી ગઈ. જમીનદારી જે કંઈ છે તેમાંથી કંઈ આવતું નથી. અને આ બાજુ કોલિયારી લીધી એમાં પણ...'

'એમાં શું? કોલિયારી કેમ ન ચાલી?'

હવે નવી સિગારેટ ચેતાવી નનીલાલે કહ્યું: 'એમનાં નશીબ જ નબળાં છે. પહેલા જેમ મને કંઈ ન પૂછ્યું કે કહ્યું — મનમાં વિચાર્યું કે આવી મોટી રકમનો સોદો છે–કદાચ આ દલાલી ચડાવી બેસશે? એટલે વિશ્વાસ રાખી ઝુમુટમલને બોલાવ્યો. હવે વાત સમજાઈ ગઈ છે. ઓછામાં ઓછી આટલી નીમકહરામી તો હું ન જ કરત–ન કરી શકત. એમને ઘેર ઘણું ખાધું-પીધું છે. ચુડાને પૈસે ઘણી મોજ ઘણાં દિ' કરી છે. એના ઘણાં પૈસા ઉછીના લીધા છે ને પાછા નથી દીધા આજ સુધી. મારી સાથે કામ પાડ્યું હોત તો હું એમનો જરાક ખ્યાલ રાખત. હવે છુટુકને એથી જ કહ્યું કે તેં વિશ્વાસ તો આખરે મારવાડીનો કર્યો ને?

'ચુડાએ કહ્યું કે — કાકા જે કરતા હોય તેમાં હું વાંધો ન લઈ શકું ને?'

નનીલાલે ફરી ચાલુ કર્યું—'ને આખરે ખબર પડી કે કોલિયારીમાં ઉપર ઉપર જ કોયલા હતા, નીચે બધે જ પથ્થર હતો. કોઈ સારા જાણકારને બોલાવીને તપાસ પણ ન કરાવી. એટલો સમય જ એમને નહોતો. કરતાં-કારવતાં બધામાં વિધુ સરકાર ને ઝુમુટમલ બે જ હતા.' ને નનીલાલે કાંડા ઘડિયાળ તરફ જોયું.

ભૂતનાથે કહ્યું : 'હું હવે જાઉં છું નનીલાલ, કદાચ તમારે

મોડું થતું હશે.'

રસ્તા ઉપર આવતાં ભૂતનાથને રોવું આવી ગયું. મનમાં થયું હમણાં હમણાં જ દોડીને હવેલીએ જાઉં. પટેશ્વરીભાભી પાસે ગયા વિના જાણે એને ચેન નહોતું પડતું. હવેલીના સહજીવો માટે એને મમતા ઉપજવા લાગી. પેલા છુટુકબાબુ, વચેટ શેઠ, નાના-શેઠ, ભાભી, બંસી, ચિન્તા, ઇબ્રાહીમ, યાસિન, બધાંને માટે એને લાગી આવ્યું; ત્યાં સુધી કે રસોડાનાં પેલા વાંદાઓ માટે સુધ્ધાં. આવું કેમ થયું ? ક્યાં જશે એ બધાં ? આ પરિસ્થિતિમાંથી બચ-વાનો કોઈ માર્ગ જ નથી શું ? એને પોતાને માટે ચિન્તા નહોતી. પણ ભાભી ! અને નાનાશેઠ ! —જે પથારીમાંથી આપમેળે ઊઠી શકતા નથી, નવડાવવા માટે જેને હાથ ઝાલીને બેઠા કરવા પડે ને ખવડાવવું પણ બીજાને પડે છે એ નાનાશેઠ ક્યાં જશે ? મૂળે મોટા ઘરનાં ક્યારેયે પોતાને હાથે પાણીનો ગ્લાસ પણ ન ભરનાર, ક્યારેય પોતાનાં કપડાંની ગણતરી સુધ્ધાં ન રાખનારા એ બધાં ક્યાં જશે ?—ક્યાં જાશે એ સહુ ?

સાંજે રૂપચંદબાબુને ઘેર જતાં જ મહેતાજીએ બોલાવ્યા—'એ ભૂતનાથબાબુ, શેઠ તમને શોધતા હતા.'

'મને ? શા માટે ?' જાણે ભૂતનાથને બીક લાગી. ક્યાંક ભૂલમાં આવ્યો કે શું ? કે પછી બીજું કંઈ હશે ?

મહેતાજીએ કહ્યું : 'તમારે શું વાંધો છે ભાઈ, તમે તો સહુને હરાવી દીધા.'

'શું થયું છે કહેશો ?'

'શેઠ ખાસ કારણ વિના તો બોલાવતા નથી. અને બીજા કોઈને તો બોલાવતા જ નથી. તમારા ઉપર એમની મીઠી નજર છે. તો તમે ભલે ગમે તે કહો—' અને મહેતાજી 'હા–હા' કરતો ગમારની જેમ હસવા લાગ્યો. હસવું ખાળીને એણે કહ્યું : 'શેઠ

તમને રોકાવાનું કહી ગયા છે. હમણાં જ બહાર નીકળશે.'

ભૂતનાથને થયું કે એવું તે શું કામ હશે કે મને રોકાવાનું કહી ગયા છે? કંઈ વાંકમાં આવ્યો છે, કંઈ ચૂકી ગયો છે કે કંઈ બીજો જ ગુનો છે?

મહેતાજીએ કહ્યું : 'તમારે ચિંતા કરવા જેવું નથી. તમને કંઈ જ વાંધો નથી આવવાનો.'

'કેમ કરીને જાણ્યું?'

'ભાઈ, આટલા દિવસથી કામ કરું છું અને એટલુંયે ન સમજું? બીજા કોઈને તો આ રીતે એ બોલાવતા નથી. તમારી ચઢતી કળા ન થાય તો મને કહેજો.'

'શેઠ આવશે ક્યારે?'

'હમણાં જ આવું છું, કહીને ગયા છે. જુઓ ને ગાડી પણ તૈયાર થઈને ઊભી છે.'

ભૂતનાથે જોયું તો ચોકની પેલી બાજુ શેઠની ગાડી તૈયાર થઈને ઊભી છે. ઘોડા અધીર થઈને રાહ જુએ છે.

મહેતાજી બિલ–વાઉચર વગેરે નોંધી લઈ પાકા ચોપડામાં ઉતારવા લાગ્યા. એક પછી એક બધો વિગતવાર હિસાબ આપવાનો હોય છે. રૂપચંદબાબુની કંપનીનું કામ બહુ ચોખ્ખું અને પાકું છે. હિસાબ બાબતમાં એ બહુ સખત છે. રોજેરોજનો હિસાબ રોજ રોજ ચોપડામાં લખાઈ જવો જ જોઈએ. એ પછી લેણ-દેણનો હિસાબ. એ પાકા ચોપડા જોઈને જ થાય. ક્યાં એ ગાડી સુરકી વપરાઈ, ક્યાં અમુક હજાર ઈંટો વપરાયા, ચૂનો ક્યાં કેટલો વપરાયો બધું જ નોંધવું પડશે. એન્જિનિયર ને ઓવરસિયરની માગણી મુજબ બધી વસ્તુઓ બિલબાબુએ દુકાનમાંથી લાવીને સપ્લાઈ કરવાની રહે છે. દુકાને જઈ માલ ખરીદી લાવી સૂચના મુજબ બધું કરવાનું કામ બિલબાબુનું છે. આ રીતે કામ શીખતાં શીખતાં એક દિવસ ઓવરસિયર થવાશે. માપ–બાપ લેવાનું શીખવું,

નકશા બનાવતાં શીખવું, કેટલો માલ — કેટલા ઓરડા ઉતારવા કેટલો સામાન જોઈએ એનો હિસાબ કાઢતાં શીખવું પડશે.

આ થોડા મહિનામાં ભૂતનાથ ઠીક ઠીક ઘડાઈ ગયો છે. હવે એ એકલો જ ફૂટપટ્ટીથી માપ લઈ બધો હિસાબ કરી શકે છે. ચોરી પકડી પાડી શકે છે. ચારે બાજુ જ્યારે આટલાં મકાનો થાય છે ત્યારે ઓવરસિયરો પણ વધારવા પડશે. રૂપચંદબાબુની કંપની પણ અગાઉ કરતાં ઘણી વધી ગઈ છે. નવું શહેર સરજાઈ રહ્યું છે. ઝૂંપડાં ભાંગી નવાં ભવ્ય મકાનો ચણાય છે. નવો સમાજ રચાઈ રહ્યો છે. નવાં મકાનો, નવો પ્રાણ — વકીલ-બેરિસ્ટરો કેટ-કેટલા નવાનવા થયે જાય છે. થોડા નાણાં થયા કે ભવાનીપુરમાં મકાન થવું જ જોઈએ.

હજુ પેલા દિવસની જ વાત છે.

આસોની અમાસ હતી. ભૂતનાથે પહેલા તો વિચારેલું કે તે દિવસે ખાસ કાંઈ નહિ થાય. પણ તે દિવસે રક્ષાબંધનનું ઘેલું કેવું જબ્બર હતું ?

ઇદ્રિસે આવીને કહ્યું : 'જરા હાથ બતાવો તો બિલબાબુ.'

'કેમ ?'

'હાથ લંબાવો તો ?'

ઓવરસિયરો અને એન્જિનિયરો પણ તે દિવસે બાકી ન રહ્યા. રૂપચંદબાબુએ શરૂમાં તો કંઈ ન કહ્યું. પણ ભૂતનાથ જ હિંમત કરીને એમની પાસે જઈ પહોંચ્યો.

'આ વળી શું ? ઓ—ઓ— સમજ્યો; રાખડી છે. લો બાંધો. બાંધી આપો—' કહી એમણે ડાબો હાથ આગળ ધર્યો.

બિલ ભેગાં કરવા જતાં નમતા પહોરે ભીડ જોઈને એ સાઇકલ પરથી ઊતરી ગયો. માથે આકરો તડકો હતો છતાં પુષ્કળ લોકો ઊભા હતા. સવારે ઘર ઘરના ચૂલા ઠર્યા હતા. સહુએ ઉપવાસ કર્યા છે. મકાને મકાને— ઘેર ઘેર જઈને સ્વયંસેવકો કહી

આવ્યા છે કે એક દિવસ ન ખાધું—ન ખાઈએ એમાં શું થઈ જવાનું છે. ભવાનીપુર વિસ્તારમાં ઘણે ઠેકાણે કોઈએ ચૂલો–સગડી સળગાવ્યાં જ નથી. રાંધ્યું જ નથી. ઘણી દુકાન–ઓફિસો બંધ હતી. એ એકજાતનો અનુભવ હતો.

હવેલીમાં વચેટ શેઠે હુકમ કર્યો હતો કે કોઈને ઢૂંકવા દેશો નહિ. બધા સાલા બદમાશોની ટોળકીનાં છે.

એથી હવેલીમાં જવાની હિંમત કોણ કરે? ભૂતનાથને પણ મનમાં થયું હતું કે આજ નહિ જાઉં. એક દિવસ ન ખાઈએ તો કંઈ જ વાંધો નથી આવવાનો. એથી પાણીની ઓરડીએ જઈ નહાવાનું પતાવી ફરી સાઇકલ ઉપર બેસવા જતો હતો. ત્યાં બંસી દેખાયો. એણે કહ્યું: 'જાવ છો શું સાલાબાબુ? આજે જમવાના નથી શું?'

'કેમ આજે રસોડું ચાલુ છે?'

'કેમ રસોડું શા માટે બંધ હોય?'

'આજે અરંધનવ્રત નથી પાળ્યું? સ્વયંસેવકો નથી આવ્યા?'

'અહીં સાહસ કરીને કોણ આવે? વચેટ શેઠે બ્રિજસિંગને દરવાજો બંધ રાખવાનું ફરમાવ્યું છે.'

'બજારો ઉઘાડી હતી?'

'ક્યાંક ક્યાંક જરાતરા ઉઘાડી હતી. બજારો કયા દુઃખે બંધ રહે? માછલી આવી, શાક આવ્યું. હમણાં વિધુ સરકાર મશાય ખરીદીએ જાય છે. ને મધુસૂદન ગયા પછી—'

ભૂતનાથને થયું કે આ હવેલી સિવાય તે દિવસે બીજે બધે દરેક ઘરમાં એક જ સ્થિતિ હતી. ઓછામાં ઓછું એ ભીડમાં ઊભેલા લોકોનાં મોં જોતાં તો એમ જ લાગ્યું. અને એવી એક ભીડની વાત એને યાદ આવી ગઈ. એ દિવસ શિયાળાની સવાર હતી. વહેલે પરોઢિયે સિયાલ્દા સ્ટેશને સ્વામી વિવેકાનંદ ઊતર્યા હતા. એ કેટલાંક વરસો પહેલાની વાત છે.

ભીડ વચ્ચેથી કો'ક બોલ્યું—પ્રેસિડેન્ટ આજે નહિ આવી શકે; જાણો છો ને એ? આનંદ મોહન બસુ આજે અસ્વસ્થ છે.

કો'ક બીજાએ કહ્યું—એ આવે છે. સ્ટ્રેચરમાં હમણાં આવી પહોંચશે—હમણાં જ ખબર આવ્યા.

આખરે એ સાચે જ આવી પહોંચ્યા. લોકોએ જય જય કાર કર્યો. 'વંદે માતરમ્...' આનંદ મોહન ઘણાં દિવસથી આકરી માંદગીને બિછાને છે. આજે એ મરણ પથારીએ હતા! પણ એમના જીવનમાં આવી તક બીજી ક્યાં આવવાની હતી. ચારેબાજુની જનતા એના વહાલા નેતાને સાંભળવા અધીર થઈ ઊઠી હતી.

બધું તો ભૂતનાથને યાદ નથી. છતાં કંઈક કંઈક યાદ છે. તે દિવસે કલકત્તાના એ વિરાટ માનવ મહેરામણ વચ્ચે ઊભા ઊભા એને મનમાં થયું હતું, જાણે સાચોસાચ એક રાષ્ટ્રનો મહા–અભ્યુદય પોતે નજરોનજર નિહાળે છે.

પથારીમાં પડયા પડયા જ આનંદ મોહન બસુ બોલતા હતા: 'હવે મારી નજર સામે એ દિવસ આવીને ઊભો છે. જે દિવસે આ પૃથ્વી ઉપરથી સૌની વિદાય લઈ મારે અનંતને માર્ગે નીકળી પડવું પડશે. આજે અત્યારે તમને સૌને મળવાનો લાભ લીધો તે કદાચ મારે માટે છેલ્લીવારનો જ હશે......હું ઋષિ નથી. કોઈ ઋષિની ચરણરજને યોગ્ય પણ નથી. છતાં જે સહુનો પિતા છે, ભારતવાસી અને અંગ્રેજોના પિતા છે એને હું આજે અંતરથી ધન્યવાદ આપું છું. એ માટે કે તેણે મને આજ સુધી જીવતો રાખ્યો, જતાં પહેલા એક રાષ્ટ્રનો અભ્યુદય થતો હું જોતો જાઉં છું. આજે આ મિલન–મંદિરનો જે પાયો નખાયો છે, આ અખંડ બંગભવન – એનો પાયો આપણાં સહુનાં આંસુઓથી – આર્દ્ર હૃદય ઉપર છે.– આ રક્તવિહોણાં નવતર સંગ્રામ ઉપર આજે દેવતાઓ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરવા આવ્યા છે......'

આનંદ મોહન બસુની બાજુમાં શીખ નેતા કુંવરસિંગ કૃપાણ-

ધારી શીખ સ્વયંસેવક સાથે હાજર હતો. બંગાળ તરફથી સુરેન બાંડુજ્જેયે ઊભા થઈ ને એમને હાથે રાખડી બાંધી, અને કહ્યું કે બંગાળ અને પંજાબનું પ્રેમબંધન અતૂટ રહો.

અને તાળીઓનાં ગડગડાટથી સહુએ એમાં સાથ પુરાવ્યો.

એ પછી ઊભા થયા કવિ રવીન્દ્રનાથ. એમણે જાહેર કર્યું—'જે કારણે સમસ્ત બંગાળના વિરોધને અવગણીને ગવર્મેન્ટે બંગાળના ભાગલા પડવાનું યોગ્ય ગણ્યું છે, એથી અમે પ્રતિજ્ઞા લઈએ છીએ કે બંગાળાના ભાગલાના કુપરિણામનો નાશ કરવા અમે સમગ્ર બંગાળીઓ અમારી પોતપોતાની શક્તિઅનુસાર જે કંઈ બનશે તે બધું જ કરીશું. વિધાતા અમને સહાય થજો.'

આ સાંભળતાં સાંભળતાં ભૂતનાથનું હૈયું થડકી ઊઠ્યું. પેલા નિવારણને મોંએ એણે એકવાર બ્રિટિશ અત્યાચારોની વાતો સાંભળી હતી, કે કઈ રીતે જૂઠાણાં અને તર્કટોની મદદથી એમણે હિન્દુસ્તાન પચાવી પાડ્યું હતું! અને સાંભળ્યું હતું બીજા એક જણ પાસેથી—અને તે બદરિકાબાબુ. વૈદુર્યમણિને જ્યારે રાજાબહાદુરનો ખિતાબ મળ્યો હતો ત્યારે બદરિકાબાબુએ કહ્યું હતું કે રાજાબહાદુરનો ખિતાબ નથી પણ મોટા શેઠ હવે અજગર—રાજસાપ થયા છે, સમજ્યો? અને પછી કડકડાટ એમણે ભારત વર્ષનો આખો ઇતિહાસ કહી સંભળાવ્યો હતો.

આજે પણ કાન માંડતા ભૂતનાથ એ દિવસની બધી વાતો સાંભળી શકે છે. ભવાનીપુરના અધબંધાયેલા એક મકાનના ઉપર ઊભો રહી જ્યારે એ કામકાજ ઉપર દેખરેખ રાખતો હતો ત્યારે વચ્ચે વચ્ચે કિશોરોનાં ટોળાં ગાતાં ગાતાં ચાલ્યાં જતાં હતાં—

દંડ દેવા ચંડ મૂંડે આવો ચંડી યુગાન્તરે
પાખંડ પ્રચંડ બળે અંગ ખંડ ખંડ કરે.

ચારે બાજુથી અવાજ આવ્યો—વન્દે માતરમ્......

બે જ શબ્દો. સાગરતરંગની અવિશ્રાન્ત ગર્જનાની જેમ

આખાયે દેશના અંતરમાંથી એકસામટા ગુંજી ઊઠયા. હજારો કંઠના સામટા સ્પર્શે એ બે શબ્દો આ રાષ્ટ્રનું મર્મ સંગીત બની ગયા. મહાકાળના ઇશારે એ બે શબ્દો જ એક દિવસ રાષ્ટ્રની જાગ્રત ચેતનાની જેમ અક્ષય બની ગયા.

સભા પૂરી થયે હવેલીમાં જઈને ઊભો રહ્યો, ત્યારે થોડીવાર માટે ભૂતનાથ ક્ષુબ્ધ બની ગયો. બંસી ત્યારે પણ નાનાશેઠ પાસે જ હતો. એ કયાંય દેખાયો નહિ. ભૂતનાથ ધીરે ધીરે સાઇકલ તબેલામાં એકબાજુએ મૂકી પોતાની ઓરડીએ પહોંચ્યો. પછી એને યાદ આવી પટેશ્વરીભાભી. એની પાસે અત્યારે એક રાખડી વધી છે. ભાભીને હાથે રાખડી બાંધવાની હજુ બાકી છે.

વરંડામાં આજે અંધારું છે. વચેટ બા કદાચ હજુયે ગિરિ સાથે ચોપાટ રમતાં હશે. પેલી બાજુ મોટાં બા સાબુના ચોસઠ ટુકડાથી હાથ ધોવામાં પરોવાયાં હશે. અહીં નવી દુનિયાનો શબ્દ સરખોયે હજુ સંભળાયો જણાતો નથી. દરવાજો, દોઢી બહારનો ડેલો ને અંદરની ડેલી વટાવી અહીં પહોંચતાં જાણે એને બીક લાગી હતી.

ધીરે ધીરે નાનીભાભીના ઓરડા પાસે જઈ એ ઊભો રહ્યો. ધીમે ધીમે એને સાદ દીધો — 'ભાભી...'

અંદરથી ભાભીનો સાદ સંભળાયો — 'કોણ? ભૂતનાથ? આવ આવ—'

અંદર જતાં કોણ જાણે શાથી પણ ભૂતનાથ અચકાતો હતો. ઘણાં દિવસથી ભાભીને જોયાં નથી. જો જઈને જોશે કે એના મોં પર જૂનું હાસ્ય નથી...આંખોનું એ તેજ હવે રહ્યું નથી, તો? સ્વપ્નામાં જોયેલ ભાભીને સાચેસાચ જોતાં એ ડરતો હતો. બીક લાગતી હતી. હવેલી તરફ જોતાં હમણાં હમણાં એને મમતા જાગતી હતી. ભાભીને જોવા જતાં પણ એવું થાય તો? પટેશ્વરીભાભી એની આરાધનાનું, ભક્તિનું પાત્ર હતી. એના આત્માની સંપદ હતાં. એને કંઈ પણ હાનિ પહોંચે એ એનાથી સહન થાય તેમ નથી, એને

માટે અસહ્ય છે.

પણ...ના...બધું બરાબર જ છે. ઓરડામાંની એકેએક વસ્તુઓ, એકેએક ચીજ ઠેકાણાસર જ હતી. ભાભીનાં જશોદા-લાલ સુધ્ધાં. કબાટમાંની પેલી ગોરી ઢીંગલી પણ–અને ભાભી! ભાભી તરફ જોતાં અગાઉની જેમ જ આંખો ધરાઈ ગઈ.

ભાભી આડાં પડ્યાં હતાં. એમણે કહ્યું: 'પણ હું તારા ઉપર ખિજાયેલી છું ભૂતનાથ.'

ભૂતનાથ ધીમે ધીમે એની પાસે ગયો. એણે કહ્યું: 'પણ તમેયે મને એકવાર કહેવડાવ્યું કેમ નહિ?'

'હું જોતી હતી કે વિના બોલાવ્યે તું આવે છે કે નહિ?'

'ભાભી, હમણાં હું નોકરી કરું છું એટલે હવે અગાઉની જેમ વખત નથી મળતો.'

'બંસી પાસેથી એ સાંભળ્યું છે. બંસી કહેતો હતો કે–સાલા-બાબુને બોલાવું? મેં કહ્યું–તારા સાલાબાબુની બુદ્ધિ કેવી છે એ જોતો નથી. બધા એક પછી એક ચાલ્યા જાય છે. અને હવે તું પણ કેટલા દિવસ? તુંયે ચાલ્યો જા! નાનાશેઠ સાંદા છે. સાંભળ્યું છે કે હમણાં નોકર-ચાકરોને પગાર નિયમિત મળતો નથી. હવેલીના માઠા દિવસોમાં તો કોઈ જ નહિ રહે, એ નક્કી વાત છે તમે બધાં તો સુખનાં પારેવાં છો. તું શા માટે પડ્યો છે અહીં? ચાલ્યો જા.'

ભૂતનાથને હૈયાફાટ રોવું આવ્યું. એણે કહ્યું: 'તમેયે મને આમ જ કહેશો ભાભી?'

ભાભી હસવા લાગી. એણે કહ્યું: 'તારે હવેલી સાથે કયું સગપણ છે ભૂતનાથ? તું તો આ હવેલીમાં એક દિવસ ઓચિંતો આવ્યો હતો. અને પાછો ઓચિંતો જ ચાલ્યો જઈશ. તારે મારી સાથે કઈ સગાઈ છે? કે તને પરાણે અહીં રાખી શકું? મારે ભાઈ પણ નથી ને બેન પણ નથી. બાપુજી નથી ને બા પણ નથી. ફરીથી માનીશ કે મારે કોઈ નથી. હું એકલી જ છું. નાનાશેઠની

હાજરી છે ત્યાં સુધી હું પણ છું. એ પછી તો મારા જશોદા-લાલે ધાર્યું હશે એ થશે.' કહી ભાભી હસવા લાગી. અજબ હતું એનું એ હાસ્ય.

'મારેયે બીજું કોણ છે?'

'તું તો પુરુષ છો, ભૂતનાથ. તારે બધુંય છે.'

'ના, ભાભી, તમે જાણતાં નથી. મારે કોઈ જ નથી. દુનિયામાં મારું પોતાનું કહેવાય એવું કોઈ નથી — એક તમારા સિવાય.'

ભાભી હવે ઊઠીને બેઠાં થયાં. એનાં કાનનાં હીરાનાં એરિંગ ઝળહળી ઊઠ્યાં. હાથમાંની બંગડીઓ રણઝણી ઊઠી. 'મને તું સાચે જ તારા પોતાના જેવી માને છે ભૂતનાથ?'

ભૂતનાથ નીચે જમીન ઉપર જ બેસી ગયો. એણે કહ્યું: 'સાચેસાચ કહું છું ભાભી. મારે તમારા જેવું મારું પોતીકું બીજું કોઈ જ નથી આ દુનિયામાં. આજ જો અહીંથી મને કાઢી મૂકો તો બીજે ક્યાંય જવા જેવું ઠેકાણું નથી મારે.'

હવે ભાભીએ ઊભાં થઈને કહ્યું: 'પણ આજે કંઈ બોલતો નહિ ભૂતનાથ—આજે હું તંને પિવડાવ્યે જ રહેવાની છું.' કહીને એણે કબાટમાંથી દારૂ અને પ્યાલી કાઢ્યાં.

'રોજ નથી લેતી પણ ક્યારેક ક્યારેક નથી લેતી તો બહુ હેરાન થાઉં છું—એના વિના મારે ચાલતું નથી. મારાથી રહેવાતું નથી.'

'પણ મેં સાંભળ્યું છે કે નાનાશેઠે હવે પીવાનું એકદમ મૂકી દીધું છે?'

'હા, એમણે સાચે જ પીવાનું બંધ રાખ્યું છે — એકદમ મૂકી દીધું છે. જેને કારણે મેં શરૂ કર્યું એણે એ મૂકી દીધું, પણ હવે હું એ નથી મૂકી શકતી.'

'તમને વ્યસન થઈ ગયું ને?'

પ્યાલી મોંમાં ઊંધી વાળતાં ભાભીએ કહ્યું: 'હા ભાઈ,

લાગે કે હવે વ્યસન પડી ગયું છે. તારી પાસે કહેતા હવે શરમાતી નથી. એક સમયે પતિને ફરી પામવા માટે મેં પીવું શરૂ કર્યું ને હવે મને એના વિના ચાલતું નથી. શરૂ શરૂમાં તો મોં ખૂબ જ ગંધાતું–ઓકારી આવતી. પણ હવે તો એના વિના ચાલતું નથી. તું આજે મને ના ન પાડતો. આજ તો હું ધરાઈ ધરાઈને પીશ.'

'પણ ના પીઓ તો શું વાંધો છે?'

આ વાતનો જવાબ ભાભીએ ન આપ્યો. બોટલ હાથમાં લઈ ધારી ધારીને જોઈ. હવે ન જેવો થોડોક જ બાકી હતો–એણે કહ્યું: 'એક કામ કરીશ?'

'શું?'

'એક બીજી બોટલ વિના મારે નહિ ચાલે.'

'તે એમાં હું શું કરું?'

'એમણે તો પીવું મૂકી દીધું છે. બીજે ક્યાંય નથી. જે થોડી બાટલી વધી હતી તે આજે પૂરી થઈ ગઈ. તારે એક બાટલી લાવી આપવી પડશે.'

'તમે તે ગાંડા થયાં છો કે શું ભાભી?'

'હું ગાંડી નથી થઈ ભૂતનાથ. મને એકદમ પૂરેપૂરું ભાન છે. એથી જ તો તે દિવસે તારા નાનાશેઠને કહ્યું હતું, પણ એયે શું કરે? એમણે જ એક દિવસ મને એની ટેવ પાડી હતી. પેલે દિવસે કહે કે–મૂકી દે. એ મૂકી દે નાની, એ એકદમ સત્યાનાશી નશો છે. પુરુષો ટેવાયા પછીયે એને મૂકી શકે છે, પણ સ્ત્રીઓ એકવાર ટેવ પડ્યા પછી એ મૂકી શકતી નથી.'

ભૂતનાથ થોડીવાર પાષાણની જેમ ભાભી તરફ જોઈ રહ્યો.

ભાભીની આંખમાંથી ટપ્ ટપ્ આંસુ પડવા લાગ્યાં. એણે કહ્યું: 'જોવા જેવું છે કે આખરે પતિને પામી પણ ઓછું આ રીતે એને પામવા હું ઇચ્છતી હતી?'

ભાભીને આ રીતે રડતી ભૂતનાથે ક્યારેય જોઈ નહોતી.

આંખમાંથી ટપ ટપ આંસુ પડતાં હતાં – જાણે એક એક હીરો. ભાભીએ કહ્યું : 'ક્યારેક ક્યારેક એમના ઓરડામાં જાઉં છું. એમને જોઉં છું ને ભારે દુઃખ થાય છે. હલી-ચલી શકતા નથી. આખું અંગ પાંગળું બની ગયું છે. કેવું રૂપ ? કેવું આરોગ્ય ? કેવું મન ? આટલા અસુખ છતાં એમની આંખમાં નામનાં આંસુ નથી. હું એમના પગમાં માથું મૂકી રડી પડી. આંસુથી એમનાં ચરણો ધોઈ નાંખ્યા. મારા જશોદા-લાલને એટલે જ તો કહેતી હતી કે તેં આ શું કર્યું ? મારા પ્રભુ ! મારો માણસ મને પાછો તો આપ્યો, પણ તો પછી આ રીતે એનું બધુંયે છીનવી શા માટે લીધું ? મેં તારો શો અપ-રાધ કર્યો છે મારા નાથ ? આ તે તારો કેવો ન્યાય મારા ભગવાન !

'મારું રડવું જોઈ તારા નાનાશેઠ ખડકની જેમ અડગ થઈ ગયા. જાણે છે ભૂતનાથ, એક શબ્દ સુધ્ધાં ન બોલ્યા. હવે કદાચ બોલવા જેવું એમનું મોં પણ નથી રહ્યું.'

'ફરી એકવાર જવું છે ભાભી ?'

'ક્યાં ?'

'ત્યાં – પેલે ઠેકાણે – બરાનગર ?'

'તારી ઇચ્છા હોય તો ભલે. બાકી મને હવે એમાં વિશ્વાસ નથી રહ્યો. મને થાય છે કે આટઆટલી રીતે જશોદા-લાલને વિનવ્યા, આટલી પૂજા-ઉપવાસ, વ્રત-વ્રતાદિ કર્યાં. મારાથી શક્ય હતું તે બધું કર્યું. આટલાથીયે જો કંઈ નથી થયું તો હવે બીજા કશાથી કંઈ નહિ થાય. માનવી ઉપર, દેવતા ઉપર, અરે મારા પોતાના ઉપર પણ મને હવે વિશ્વાસ નથી. હવે મારા મન ઉપર મારું કંઈ ચાલતું નથી.'

'પણ મારી એક વાત ભાભી માનશો ? તમને બધુંયે પાછું મળશે. તમે આ પીવાનું મૂકી દો.'

'પણ ઓછું મને એ પીવાનું ગમે છે ભાઈ ? પણ હવે મેં કહ્યું ને કે મને હવે મારા પોતાના ઉપર પણ વિશ્વાસ નથી.

કેટલીયે વાર નક્કી કર્યું કે હવે નહિ પીઉં, પ્રતિજ્ઞા કરી કે હવે એને અડીશ પણ નહિ. જશોદા-લાલના ચરણ સ્પર્શીને સોગંદ ખાધા પણ હું પાળી નથી શકી. મારાથી એ નહિ બને ભૂતનાથ. આજ પૂરતું તો તું એ લાવી દે.'

ભૂતનાથ આખરે ઊભો થયો. એણે કહ્યું : 'આજે હું લાવી દઉં છું પણ ફરી ક્યારેય મને આ અંગે ન કહેશો.'

'ફરી ક્યારેય જો પીઉં તો તું મને શાપ દેજે. તું શાપ આપીશ તો એ અચૂક ફળશે.'

ભૂતનાથ હસ્યો—'તમને શાપ આપીશ તો એ શાપ મને નહિ લાગે ભાભી? એ શાપ મને નહિ લાગે કેમ?'

'તને સાચી જ વાત કહું છું, ભૂતનાથ. મને હવે જીવવાનું મન નથી. જીવતાં રહીને તો ઘણું જોયું. હવે જોઉં છું કે મરીને કેવું સુખ પામું છું.'

ભૂતનાથ ઓચિંતો બોલી ઊઠ્યો—'મનેયે જીવવું હવે નથી ગમતું ભાભી.'

'તારે કયા દુઃખે મરવું છે ભાઈ? તારે માટે હું કોઈ વાતે ખામી નહિ રાખું. મારું જે કંઈ છે તે જતાં પહેલાં તને આપતી જઈશ. મારી સાસુનાં ઘરેણાં—નાની વહુ તરીકે મને આપતાં ગયાં છે. હું તો બહુ લાડલી નાની વહુ આ હવેલીમાં. મારું બધુંયે તને આપતી જઈશ.'

બાટલીનો વધેલો દારૂ પ્યાલીમાં કાઢી તે ગટગટાવી જઈ ભાભીએ કહ્યું : 'હવે જા, જલ્દી એક બીજી બાટલી લઈ આવ. કાલથી હું નહિ પીઉં—વચન આપું છું.' કહી અણધાર્યું એ ગજબ કરી બેઠી. ભૂતતાથનાં પગને અડીને એણે કહ્યું —'તને વચન આપું છું ભૂતનાથ.'

ઝટપટ પોતાના પગ એકબાજુ લઈ ભૂતનાથે ભાભીના બેઉ હાથ ઝાલી લીધા અને કહ્યું : 'આ શું કર્યું રે... રે... રે... રે...

નશો માણસને કેવો કરી મૂકે છે?'

ભાભી બેઉ હાથ પોતાને માથે મૂકીને બોલી: 'તું — તમે બ્રાહ્મણ છો. તારી ચરણરજ લેવામાં કંઈ વાંધો ન હોય.'

ભૂતનાથ ખિજાઈ ગયો. આવું ફરી ક્યારેય ન કરશો ભાભી. જો બીજી વાર આવું થયું તો ક્યારેય તમારી પાસે નહિ આવું.'

ભાભી ત્યારે એકધારી રડતી હતી. એ આંખો બંધ કરી ચૂપ-ચાપ બેઠી હતી, આંસુ વહ્યે જ જતાં હતાં અને બેઉ ગાલપર થઈને ટપ્ ટપ્ પડતાં હતાં. ભૂતનાથ ત્યારે પણ એના બેઉ હાથ પકડીને ઊભો હતો. બેઉ હાથ મૂકી દેતાં જાણે ભાભી પડી જશે એમ લાગતું હતું. જાણે ભાભીનું આખું શરીર અવશ થઈ ગયું હતું. એણે કહ્યું: 'હવે એકવાર નક્કી જવું છે બરાનગર.'

'ક્યારે જશું?'

'તારા નાનાશેઠને જરા સારું થઈ જવા દે. હમણાં તો બહુ બીક લાગે છે કે ક્યારે એમને શું થઈ જશે. આખો દિવસ એ માંદગીને બિછાને પીડાતા પડ્યા રહે છે. મનમાં એવું થઈ જાય છે. વચ્ચે ક્યારેક જો બોલાવે તો...? હમણાં હમણાં મને બહુ બોલાવે છે. મારી સાથે ઘણી વાતો કરે છે.

'હું કહું છું કે – જરાયે ચિન્તા જેવું નથી. તમે ફરી સાજા થઈ જશો.

'એ કહે છે કે – કદાચ હવે હું આમાંથી ઊભો નહિ થાઉં નાની.

'હું સમજાવીને કહું – તમારે સાજા થવું જ પડશે. નહિ તો મારી પૂજા–વ્રત–ઉપવાસ બધાં એળે જ જાય ને?

'ક્યારેક ક્યારેક મારા મોંમાં વાસ આવે ત્યારે એમની બેઉ આંખોમાં સખ્તાઈ આવે. મને કહે– તું હજુયે નથી મૂકી શકી?

'હું કહું કે કઈ રીતે મૂકી દેવાય તમે જ બતાવો?

'એ પોતાના મનનાં નિશ્ચયથી જ મૂકી શકાશે. તારું મન

નહિ હોય તો ક્યારેય નહિ મૂકી શકે.

'ત્યારથી વિધવિધ રીતે મહેનત કરું છું. વારંવાર જશોદા-લાલને પગે લાગીને વિનવું છું – રડું છું ને પછી ક્યારેક ઊંઘી જાઉં છું. બળી ઊંઘ તો આવી જ જાય છે. પણ પાછી બધી જ પ્રતિજ્ઞા, કલ્પના બધું જ ધોવાઈ-લુછાઈ જાય છે. ત્યારે ધણી, સંસાર, મારા જશોદા-લાલ બધાને વીસરી જાઉં છું. મનમાં થાય છે જાણે કેટલાયે દિવસથી ઊંઘી નથી, કેટલાયે દિવસથી છાંટોપાણી લીધાં નથી. અને ત્યારે હું પોતે જ બાટલી ઉપાડી જરા ગટગટાવી જાઉં છું. –પાછી રડું છું ને પાછી પસ્તાઉં છું.'

ભાભીએ વળી યાદ કરાવ્યું—'જા, ભૂતનાથ. પેલી પેટીમાંથી રૂપિયા લઈને જા, આજે છેલ્લીવાર પી લઈશ. કાલથી એને અડીશ નહિ. તને વચન આપું છું.'

પણ પેટી ઉઘાડતાં ભૂતનાથ આભો જ બની ગયો. એક દિવસ આ રીતે એણે પોતે સુવિનયબાબુના આપેલા પેલા પાંચસો રૂપિયા એમાં મૂક્યા હતા. તે દિવસે આ પેટીમાં અઢળક સંપત્તિ જોઈ એની આંખો અંજાઈ ગઈ હતી. કેટલાં ઘરેણાં ને કેટલી મહોરો, એમ ને એમ ચારેબાજુ વેરાયેલી હતી. આજે જોતાં દેખાયું કે ઘણું ખાલી થઈ ગયું છે. અંધારામાં સરખી રીતે દેખાતું નહોતું. છતાં ખૂબ ખૂબ શોધ્યા છતાંય ક્યાંય કંઈ રૂપિયા ન દેખાયા.

'રૂપિયા તો એમાં નથી ભાભી?' ભૂતનાથે કહ્યું.

'નથી?' કહી ભાભી પોતે જ પલંગ ઉપરથી નીચે ઊતરી. એણે કહ્યું—'સામે જ પડ્યા છે ને તને દેખાયું નહિ ભૂતનાથ!' પણ પેટીમાં તપાસ કરતાં એ પણ ચોંકી ગઈ. એણે કહ્યું—'ક્યાં ગયા હશે કહે તો? આ રૂપાના મોટા વાટકામાં જ રાખ્યા હતા.' એણેયે બહુ શોધ્યા. આખરે કહ્યું—'ઠીક, રહેવા દે. જરૂર નથી. રાત થઈ જશે. આ લઈ જા.' અને એણે કાનનું લટકણિયું ભૂતનાથના હાથમાં મૂકતાં કહ્યું—'આ લઈ જા.'

'પણ આ તો સાચાં મોતીનું છે. બહુ કિંમતી છે ભાભી ?'

'ભલે એમ હોય ! એવાં ઘણાં છે. જીવતી હોઈશ તો એવાં ઘણાં મળી રહેશે. તું હવે ના ન પાડતો. જા, મોડું થાય છે.'

ભૂતનાથ તે દિવસે આભો જ બની ગયો હતો. પરંતુ ભાભીના આદેશને અવગણવાની હિંમત એનામાં નહોતી. સોનીને ત્યાં એ ગીરો મૂકીને રૂપિયા લીધેલા તે યાદ છે. ભાભીને ઓરડે બાટલી આપી જ્યારે એ પાછો ફરતો હતો ત્યારે ઠીક ઠીક રાત થઈ ગઈ હતી.

ધીરે ધીરે બહાર પગ મૂકતાં જ પાછળથી કોઈએ સાદ દીધો —'કોણ ?'

વચેટ શેઠના સાદ જેવો એ સાદ હતો.

પળવારમાં અંધારામાં ભૂતનાથ પોતાની ઓરડીએ પહોંચી ગયો હતો. પણ વચેટ શેઠ ત્યારેયે હાકોટા–પડકારા કર્યા કરતા હતા કે—'કોણ ગયું એ બાજુએ ? કોણ ?'

ઓરડીએ પહોંચ્યો છતાં ભૂતનાથને ફફડાટ ઓછો નહોતો થયો. જો હમણાં જ પકડાઈ ગયો હોત તો ? જો કોઈ જોઈ ગયું હોત તો ? સંપૂર્ણ સર્વનાશની કલ્પના કરતા કરતા વચેટ શેઠ એવે ટાણે અંદરના મકાનમાં આવશે એવી કલ્પના પણ કોને હોય ? આ રીતે તો એ ક્યારેય નથી આવતા. રાતનાં બાર પહેલાં તો એની ગાડી ક્યારેય હવેલીમાં પ્રવેશતી નથી. એ આવે એટલે હવેલીમાં ધાંધાટ મચી જતો. આજુબાજુમાં વસનારાં પણ જાગી જતાં. દરવાનથી માંડી વેણી, નોકર-ચાકર બધાં જ ભારેખમ બની જતાં. માત્ર વચેટ વહુ જ એકલાં નસકોરાં ગજાવતાં પોતાના ઓરડામાં સૂતા રહેતાં.

વળતે દિવસે બંસીએ કહ્યું : 'તમે આબાદ બચી ગયા સાલાબાબુ.'

'વચેટ શેઠ પૂછતા હતા – કેમ ?'

'હા, મને એમણે બોલાવ્યો—કહ્યું કે હમણાં કોણ ગયું હતું અહીંથી?'

'પછી તેં શું કહ્યું?'

'મેં કહ્યું કે એ તો હું જ હતો. નાનાંબાના ઓરડામાંથી હું જ બહાર જતો હતો. નાનાંબાએ મને બોલાવ્યો હતો. વચેટ શેઠ તોયે છોડતા નહોતા—કહે કે વરંડામાં અંધારું કેમ રાખે છે? કોણ આવે છે ને જાય છે એની ખબર પડતી નથી.'

'પણ તારાં નાનાંબાએ શું કહ્યું?'

બંસીએ કહ્યું: 'નાનાંબાએ કહ્યું કે હવે કોઈ ભૂતનાથ વિષે પૂછે તો કહેજે કે એ મારો ગુરુભાઈ છે. સારું હતું કે બધાં ઊંઘી ગયાં હતાં, નહિ તો કાળી ટીલી લાગી જાત. વચેટ શેઠનો મિજાજ તો ઘડીકનો છે. સારો હોય તો સારો ને બગડ્યો તો પછી નાના-શેઠ જેવો. પછી સાગસારનું ભાન ન રહે.'

'પણ વચેટ શેઠ કાલે વહેલા વહેલા પાછા કેમ ફર્યા હતા?'

'કાલે તો બહાર જ નહોતા ગયા. સાંજે ભૈરવબાબુ આવેલા. હાસિની અને મોટીબાઈ વગેરે પણ આવેલાં. એક પછી એક બધાં ચાલ્યાં ગયાં. વચેટ શેઠ કોઈને મળ્યા નહિ. કાલે નાચ-ઘરમાં બેઠા બેઠા તમાકુ જ પીધી—હમણાં એમનો મિજાજ બરાબર નથી અને નાનાશેઠ પણ માંદા છે. હવેલીમાં કોઈનેયે શાન્તિ નથી.'

'પણ આવું થયું શા કારણે?'

બંસીએ કહ્યું: 'સાચું-ખોટું તો કોણ જાણે સાલાબાબુ, સાંભળ્યું છે કે, માલિકોના કોયલાના ધંધામાં નુકસાની ગઈ છે. કોણ જાણે, પેલી બાજુ ખજાનચીખાનામાં ભીડ જુઓ ને, દિ'રાત હાય-વોય કરતાં લોકો સંભળાવે છે—સાંભળ્યું છે કે માલિકો હવેલી વેંચી નાખશે. સાચું-ખોટું તો ભગવાન જાણે.'

'પણ તો પછી આ બધાં ક્યાં જશે? આટલાં બધાં માણસો બે-પાંચ કે દસ તો નથી?'

બંસી હતાશમાં કપાળે હાથ દઈ ને બેઠો. એણે કહ્યું : 'છુટક-બાબુ તો પાથર ધાટા થઈ ને રહેશે. આ કહી રાખ્યું તમને. દિ'-રાત દત્ત મશાય આવે છે, લગન થયાં ત્યારથી. છુટુકબાબુ પણ અવાર-નવાર સાસરે રાત રહી આવે છે. એવું તો ક્યારેય નથી જોયું હવેલીમાં. આટલાં વરસ અહીં વિતાવ્યાં, અને આ છુટુકબાબુએ જ કોલસાના વેપારમાં સંડોવ્યા. આખરે એમાં જ બધું ગયું. વચેટ શેઠ અને નાનાશેઠનું તો મન જ નહોતું એ ધંધામાં.'

'તને બરાબર ખબર છે કે કોયલામાં એમને નુકશાની ગઈ છે?'

'લોકો તો એમ જ વાત કરે છે.'

'કયા લોકો?'

'અમારે જાણવાનું કંઈ બાકી રહે છે સાલાબાબુ. બાલક-બાબુ જ્યારે અવાર નવાર આમ આવવા લાગ્યા ત્યારે જ ધાર્યું હતું કે હવે કંઈ અનર્થ થવાનો છે. એ પછી આટલા દિ' આવ-જા થઈ. મારવાડી બાબુઓ આવે-જાય. બીજું તો કોઈ આવતું ભાળ્યું નથી. ભૈરવબાબુ તો અગાઉની જેમ હવે આવતા નથી. હમણાં હમણાં તો શેઠ અગાઉની જેમ પારેવાં ઉડાડતા નથી.'

'પછી વચેટ શેઠ ક્યાં જશે?'

'જી, એમને શું ચિન્તા છે. એમના સસરાને કલકત્તામાં ત્રીસ મકાનો છે. બાળકો નથી. સંતાનમાં એક માત્ર વચેટ બા જ. એટલે જ જુઓ ને ભાણિયાઓ આખું વરસ મામાને ત્યાં જ રહે છે. હમણાં તો ત્યાં જ ભણેગણે છે. ત્યાં જ રહે છે. સસરાનો પૂરો વારસો વચેટ શેઠને મળશે. ચિન્તા જેવું તો છે નાનાશેઠને, અને નાનાં-બાને. અને જોઉં છું કે નાનાશેઠ દિવસ-રાત પથારીમાં પડ્યા જ રહે છે. પાસે જાઉં ત્યારે શરીરે હાથ ફેરવું, પણ મોં જોતા જ આંખો ભરાઈ આવે. પહેલા કેવા હતા નાનાશેઠ? એકવાર પહેરેલું કપડું બીજી વાર પહેરતા નહિ. એક જભ્ભો બીજી વાર શરીરે અડતો નહિ. એ જ માણસનું આજે ક્યાંય ધ્યાન નથી. મેલું તો મેલું

જ. અગાઉ સરખી કરચલી ન પડી હોય તો મને જોડે જોડે મારતા. એ જ માણસને આજે જુઓ તો પડયા છે ભોળા શિવની જેમ. એથી જ તો એના પગ માથે અડાડીને ક્યારેક ક્યારેક મનભરીને હીબકાં ભરીને રડું છું. એને જોઈને રહેવાતું નથી.'

ભૂતનાથને પણ એથી જ થાય છે કે હવે આ કેટલા દિવસ? જ્યારે બધાં આ હવેલી મૂકીને ચાલ્યાં જશે. પણ એ એકચિત્તે કોને ઉદ્દેશી પ્રાર્થના કરતો હતો કે એવું દૃશ્ય જોવાની વેળા એને ન આવો — એવું દૃશ્ય જોવાની વેળા આવે તે પહેલા પોતે આ હવેલી મૂકીને ચાલ્યો જઈ શકે! એ વાત અત્યંત મર્મવેધક છે!

તે દિવસે એક વાત એને સહુથી વધુ વીંધી રહી જણાઈ. બરાબર મૌલાલી પાસે. સામેથી એક મોટર આવતી હતી. સાઇકલ પરથી નીચે ઊતરતાં જ એ અવાક્ બની ગયો. સાંજ હતી પણ અંધારું હજુ ખાસ થયું નહોતું. છતાં આજુબાજુની દુકાનોનાં દીવા-બત્તી થઈ ગયાં હતાં. સાઇકલની બત્તી પેટાવવાની હતી. નાકાની કોઈ દુકાનેથી દીવાસળી લેવા એ ઊભો હતો.

ત્યાં પાછળથી કોઈએ એકાએક સાદ પાડ્યો—'સાલાબાબુ!'

મોં પાછળ ફેરવીને જોતાં જ એ ચમકી ગયો. પણ એવો ચહેરો ન ઓળખાય એ સ્વાભાવિક હતું. વૃંદાવનનો ચહેરો જ બદલાઈ ગયો હતો. ઓછાંવત્તાં કરીને કપાવેલા વાળ, મોંમાં પાન, સાફ સુથરું મોં.

'તું—? વૃંદાવન?' ભૂતનાથે પૂછ્યું.

'જી, અહીં થઈ જતાં હતાં. તમને જોયા એટલે ચુનીદાસીએ કહ્યું કે પેલા સજ્જનભાઈ છે ને?'

'ચુનીદાસી? ક્યાં છે?' ભૂતનાથે પૂછ્યું.

'એ રહી.'

ભૂતનાથે આમ તેમ જોયું પણ ચુનીદાસી દેખાઈ નહિ.

'પણે...છે. સાલાબાબુ. ગાડીમાં બેઠી છે.'

આટલી વારે ધ્યાન ગયું. આસમાની રંગની મોટરમાં એક બાજુએ ચુનીદાસી બેઠી હતી.

સાઇકલને એક બાજુએ ઊભી રાખી ભૂતનાથ એ મોટર પાસે ગયો. ચુનીદાસીને જોતાં એ અવાક્ બની ગયો. આટલાં ઘરેણાં? આટલાં તો અગાઉ ક્યારેય નહોતાં એની પાસે. મોટર-ગાડી પાછી ક્યારે ખરીદી? વૃંદાવનનાં પોશાક-રીતભાતનો ફેરફાર પણ વટ-દાર હતો.

ચુનીદાસીના હાથમાં રૂપાની પાનની પેટી હતી. ગલોફામાં પાનનું બીડું હતું. મોં બહાર કાઢી થોડુંક થૂકીને હસતાં હસતાં એ બોલી : 'કેમ છો રે સજ્જનબાબુ! અમને ઓળખી શકો છો?'

ભૂતનાથ ન જાણે કેમ પણ જરા બાઘો બની ગયો. મોં પર જરા હાસ્ય લાવવા મથ્યો, છતાં એનું મોં બગડી ગયું.

'હું તો એકદમ મરી જ ગઈ હતી, સજ્જનબાબુ. બે મહિના અસ્પતાલે રહી. હવે થોડા દિવસથી ઊઠી છું. દાક્તરે રોજ થોડી-વાર ગંગાકાંઠે હવાખાવા જવાનું કહ્યું છે. એટલે ફરવા ગઈ હતી. તે પછી તમે અમારે ત્યાં આવ્યા જ નહિ?'

ભૂતનાથે સંકોચપૂર્વક કહ્યું : 'હવે જરાય સમય મળતો નથી. નોકરી બહુ આકરી છે.'

વૃંદાવને કહ્યું : 'અગાઉ મધુસૂદન કાકા કે લોચન પાસેથી હવેલીના સમાચાર મળતાં. પણ હવે તો એવું કોઈ છે નહિ. મધુ-સૂદન કાકો હવે દેશમાંથી નથી આવવાનો.'

લોચને તો બડાબજારમાં પાનની દુકાન કરી છે.

'તે ન કરે શા માટે સાલાબાબુ, કામ સરખું કરીને સરકી ગયો. હવે એને બદલે કોણ છે?'

'કોઈ નથી, એમ ને એમ ચલાવાય છે.'

વૃંદાવન 'હા-હા-' કરતો હસવા લાગ્યો—'મેં ત્યારે જ ચુનીને કહ્યું હતું કે નાનાશેઠ નાનાશેઠ કરતી હતી, પણ હવે જો - દત્ત

મશાયે ખરું જ કહ્યું હતું.'

'દત્ત મશાય? કોણ છે એ?'

'નટુબાબુ. આટલો મોટો ગજબ થઈ ગયો. ચુનીના જીવનની તો કોઈ આશા જ નહોતી. હજાર-હજાર રૂપિયા દવામાં ખરચાઈ ગયા. અમે તો નિરાશ જ થઈ ગયા હતા. નાનાશેઠ એકવાર જોવાયે ન આવ્યા.'

ચુનીદાસી ઓચિંતી વચ્ચે જ બોલી: 'હં – નાનાશેઠને હવે કેમ છે?'

ચુનીદાસી આરામથી અઢેલીને બેઠી હતી. શાન્તિપુરી સાડીનો જરિયાની પાલવ એની છાતીને ઢાંકતો હતો. આટલીવાર સરખી રીતે જોયા પછી ભૂતનાથને એ દૂબળી પડેલી જણાઈ. નાકમાં હીરાની ચૂંક, પાવડર અને ઘરેણાંની પાછળ શરૂશરૂમાં એની ખબર જ પડે એમ નહોતું. એણે પૂછ્યું: 'દાક્તર શું કહે છે સજ્જનબાબુ?'

'કહે છે કે દરદ મટવું અસંભવિત છે.'

'શું વાત કરો છો સજ્જનબાબુ? કોઈ ધ્યાન રાખનારું નથી એમ લાગે છે? નાનીવહુ કાળજીપૂર્વક સરખી રીતે સેવા-ચાકરી નથી કરતાં કે શું?'

ચુનીદાસીની આંખોમાં કરુણા ઉભરાઈ. એણે કહ્યું: 'અગાઉ માંદગીમાં મારી પાસે આવતાં જ સાજા થઈ જતા. તે હું હવે શું કરું? સજ્જનભાઈ?—હું આ રીતે બંધાઈ ચૂકી ન હોત તો એક-વાર એમને જોઈ આવત.'

વૃંદાવન ગરજી ઊઠ્યો: 'તું હવે બકબક રહેવા દે, ચુની. દત્ત મશાયે કેવો ખ્યાલ રાખ્યો છે એ તો કહે. દત્ત મશાય હતા એટલે જ તું આ વખતે બચવા પામી છો એ ન ભૂલતી.'

વૃંદાવનની વાત ઉપર ધ્યાન આપ્યા વિના જ ચુનીદાસીએ કહ્યું: 'દરદ ફક્ત દવાથી નથી જતું સજ્જનભાઈ! એને માટે સેવા જોઈએ. કાળજીપૂર્વકની સેવા-ચાકરી થવી જોઈએ. હવેલીમાં

ચાકરી થાય એ તો હું જાણું છું. હું તો ત્યાં પણ હતી ને ?' એટલે બધું જાણું છું. દિવસે તો વહુઓનું મોં પણ જોઈ ન શકાય. જે કરે તે પેલો બદમાશ બંસી જ કરે. એ તો મને કાળ જેવો લાગે છે.'

'અને આ જુઓ ને સાલાબાબુ—દત્ત મશાય હતા તેથી જ ચુનીને નવો અવતાર મળ્યો. ગાડી મળી. ઘરેણાં મળ્યાં. નાનાશેઠ ઉપર ભરોસો રાખીને બેઠી હોત તો શું થાત ? ચાલો, ચુની, હવે દત્ત મશાય આવી ગયા હશે કદાચ.' વૃંદાવને કહ્યું.

'મારું એક કામ કરશો સજ્જનભાઈ ?'

'શું ?'

'નાનાશેઠ જ્યારે દારૂ પીએ ત્યારે તેની સાથે એક દવા એમને આપવાની છે. મારે ત્યાં તેઓ એ બરાબર લેતા હતા.' ચુનીએ કહ્યું.

'પરંતુ દારૂને તો હવે એ અડતા પણ નથી. એકદમ મૂકી દીધો છે.'

'દારૂ મૂકી દીધો ?' ચુનીએ કહ્યું.

'દારૂ નથી પીતા ?' વૃંદાવન પણ ચોંકી ઊઠ્યો.

'હા. દારૂને એ હવે અડતા પણ નથી. દાક્તરે ના પાડી દીધી છે. કહ્યું છે કે એ પીશો પછી ઊગરવા આરો નહિ રહે.'

આ સાંભળી બંને જણ થોડીવાર કંઈ જ ન બોલી શક્યાં. જાણે ભારે આઘાત લાગ્યો.

'તો તો હવે ભગવાનના બાપની પણ તાકાત નથી કે એમને બેઠા કરે, આ માંદગીમાંથી એ બેઠા થાય.' વૃંદાવન બોલ્યો.

ચુનીદાસી કંઈ જ ન બોલી.

વૃંદાવને કહ્યું : 'ચાલ ચાલ; દત્ત મશાય કદાચ વાટ જોતા બેઠા હશે.'

જતી વેળા ચુનીદાસી એક શબ્દ પણ ન બોલી—જાણે નાના-

શેઠના ખબર સાંભળી એ સૂનમૂન બની ગઈ હતી. ગાડી 'હશ્' કરતી ધુમાડા કાઢતી ચાલી ગઈ. જોકે ગયે વખતે મળી ત્યારે ભૂતનાથને આવવા માટે વારંવાર આગ્રહ કરતી ગઈ હતી. તે દિવસનાં એ અંધારઘેર્યા વાતાવરણમાંય કઈ રીતે પોતે હવેલીએ પહોંચ્યો એ જ નવાઈ જેવી વાત હતી. આખુંયે કલકત્તા ફરી ફરીને આખરે એ હવેલીએ પહોંચ્યો હતો. પોતે બધાયે ઇતિહાસને ફરતી પ્રદક્ષિણા ફર્યો હતો. ને છેવટે મછવા બજારનાં ગુંડા પાડા પાસે આવતાં મારગનો પત્તો લાગતાં હવેલીએ પાછો પહોંચ્યો હતો. હવેલીમાં પહોંચ્યો ત્યારે રાત લગભગ વીતવા આવી હતી. વચેટ શેઠની ગાડી એની પહેલા થોડી વારે આવી હતી. બ્રિજસિંગ ગેટ ઉપર ઝોકાં ખાતો હતો ને પહેરો ભરતો હતો. અવાજ થતાં એણે પૂછ્યું : 'કૌન હય ?'

બંસીએ આવી બધું જાણી કરીને માથે બરફ મૂકી એને પાછો ભાનમાં આણ્યો હતો, ને પૂછ્યું હતું કે, 'કેવો ગજબ થઈ જાત કહો તો ?'

'પેલા લોકો ભાગી ગયા ?' ભૂતનાથે પૂછ્યું.

'કોણ ?'

'પાછળ પાછળ આવતા હતા એ ગુંડાઓ.'

'અહીં તો કોઈ આવ્યું નથી !'

ભૂતનાથને ત્યારેયે લાગતું હતું જાણે મછવા બજારનાં પેલા સીદી ગુંડાઓ એ રાત્રે એની પાછળ પાછળ આવતા હતા. પોતે જાણે એનાં પગરવ સાંભળી રહ્યો છે. એમનાં ગુસપુસ અવાજ. ગુસ્ ગુસ્ ફૂસ્ ફૂસ્...આખા રાતનાં નીરવ પ્રહરો જાણે રહી રહીને એને અકળાવતા હતા. એનાં હૈયાનો ફફડાટ ત્યારે શમ્યો નહોતો.

આ બધી કંઈ ઝાઝા દિવસની વાત નથી. પરંતુ આ હવેલી જોતજોતામાં કેવી થઈ ગઈ ? શા માટે કોની સલાહથી આ ચૌધરીઓ કોયલાની ખાણ ખરીદવામાં પડયા ? મધુસૂદન ત્યારે હતો.

કોલિયારી ખરીદાઈ ત્યારે તે જોવા એ જ ગયો હતો.

વચેટ શેઠે કહ્યું હતું—' ખાણમાં હજુ તો કાંઈ નથી. હજુ તો ખોદાય છે.'

મધુસૂદને કહ્યું : ' એ જ જોઈશ હજૂર; કોયલા કઈ રીતે નીકળે છે એ બધું જોઈશ.'

અને આખરે છુટ્ટી લઈને એ ગયો હતો. એક દિવસ રહીને એ પાછો ફર્યો. આવીને કહ્યું : ' હજુ કાંઈ નથી થયું હજૂર. હજુ તો ઓફિસ તૈયાર થાય છે. ચારેબાજુ માપ લેવાય છે. ઊંડાઈ મપાય છે. પાણી બહાર કાઢે છે, મોટા મોટા પાઈપ મૂકીને. હજાર હજાર મજૂરો ખોદકામમાં લાગ્યા છે. ચારેબાજુ માત્ર મેદાન — ધુમાડા અને કાળી કાળી ધૂળ છે.'

' ધુમાડા શાથી ?'

' ચારે બાજુ કાચો કોયલો બળે છે — એનેથી જ રસોઈ વગેરે થાય છે.'

' તેં ખાવા–પીવા–રહેવાનું ક્યાં કર્યું ?'

' રાંધ્યું મેદાનની એક બાજુ. માત્ર એક જ ટંક તો રોકાયો હતો. ટ્યુબકલ બેસાડાશે. એન્જિન ચાલશે. હજુ ઘણી વાર છે. ખાણમાં મજૂરો ઊતરશે. કામ કરશે – ત્યાં તો રાત–દિવસ કામ ચાલે છે.'

મધુસૂદન અગાઉ સુખચર જોવા ગયો હતો. હવે બાબુઓની કોલિયારી પણ જોઈ આવ્યો. એ કોયલાની ખાણ આ રીતે નુકશાનીની ખાણ બનશે એ કોણ જાણતું હતું ? કેટલા લાખ રૂપિયા પાણીમાં ચાલ્યા ગયા ખોટેખોટા. ઘરમાં એક પાઈ પણ ન આવી.



આ વિચારમાં ને વિચારમાં ઘણો સમય ચાલ્યો ગયો. મહેતા–

જીએ એકાએક કહ્યું : 'એ પણે શેઠ આવી ગયા.'

'ક્યાં ?'

'ગાડીની ઘંટી નથી સંભળાતી ?'

રૂપચંદબાબુ સાચે જ આવી ગયા. ગાડીમાંથી નીચે ઊતરી એમણે પૂછ્યું : 'ભૂતનાથબાબુ આવી ગયા ?'

'જી. મને બોલાવ્યો હતો ?'

રૂપચંદબાબુ થંભીને ઊભા રહી ગયા. 'હા, આ રહ્યા. તમને જ શોધતો હતો. સાંભળ્યું છે સુવિનયબાબુને ઠીક નથી.'

'સુવિનયબાબુને ઠીક નથી ? હું તો કાલે પણ ગયો હતો. ત્યારે પણ એવું તો કંઈ નહોતું જણાતું.'

'હા, હમણાં જ ખબર આવ્યા. સ્થિતિ બહુ ખરાબ છે. અમારા સમાજના બધા ગયા છે. હું હમણાં જાઉં છું. તમારે આવવું છે ?'

સુવિનયબાબુના આ સમાચાર સાંભળતાં જ ભૂતનાથને જવા યાદ આવી ગઈ. એણે કહ્યું : 'પણ મારે જરા વાર લાગશે. હજુ થોડું કામ બાકી છે. મહેતાજીને હિસાબ સમજાવીને હુંયે આવું છું.'

'તો હું જાઉં છું – તમે આવજો.'



રૂપચંદબાબુ ગયા. ભૂતનાથને બીક લાગવા માંડી. જવાનાં લગ્ન આડે હવે તો ગણ્યા દિવસ બાકી છે. લગભગ બધી જ તૈયારી થઈ ચૂકી છે. લગ્નની આમંત્રણ પત્રિકાઓ પણ તૈયાર થઈ ચૂકી છે. બરાબર અત્યારે જ સુવિનયબાબુ પાછા પટકાયા ! વાવચર સરખાં કરી હિસાબ સમજાવતાં ઘણું જ મોડું થઈ ગયું. રૂપિયા-પૈસાની વાત – એમાં ઉતાવળ કર્યે ન ચાલે.

મહેતાજીએ કહ્યું : 'તમારે શું છે મશાય? ઑફિસ મૂકી એટલે પત્યું. પણ મારે તો હજી આ બધું લખવા મેળવવાનું બાકી છે. એ પછી છુટાશે. ને છતાં રાત્રે ઘેર ગયા પછીયે કયારેક કયારેક નીંદર નથી આવતી.'

ભૂતનાથને ત્યારે આ બધી વાત વિચારવાનો વખત નહોતો. વારંવાર મનમાં જવાનાં જ વિચારો આવતા હતા. જો આ વખતે સુવિનયબાબુ હેમખેમ પથારીમાંથી બેઠા થઈ જાય ઝટપટ, તો જ આ લગ્ન નિર્વિઘ્ને પતાવી શકાય. જવાનાં લગ્નમાં ભૂતનાથની જવાબદારી કંઈ ઓછી નહોતી. બહારનું બધું કામ તો એણે જ પતાવવાનું છે.

સુવિનયબાબુએ કહ્યું હતું—'બધી જવાબદારી તમારે જ લેવી પડશે ભૂતનાથબાબુ.'

જવાએ કહ્યું હતું—'રજા માટે ચિન્તા ન કરશો, બાપુજી રૂપચંદબાબુને કહી દેશે.'

એ સાચું હતું. રજા માટે એને બહુ ચિન્તા નહોતી. સુવિનયબાબુને કહ્યે જ એનો પગાર બાર રૂપિયા નક્કી થયો હતો. બીજા બધા બિલબાબુઓને સાત રૂપિયા જ મળે છે.

સુવિનયબાબુને ત્યાં આ પહેલો ને છેલ્લો પ્રસંગ છે. એમની ઘણાં દિવસની ઇચ્છા છે. ઉત્સવો તો એમણે અહીં ઘણાં કર્યા છે. વરસે વરસે માઘોત્સવ ઉજવાય છે. ત્યારે બધું જવા જ કરે છે. સમાજનાં બધા જ સભ્યો તે દિવસે હાજરી આપે છે. એટલા લોકોની જમવા કરવાની વ્યવસ્થા, સત્કાર–ઉપાસના, કેટલાયે દિવસ સુધી ભૂતનાથે સવારથી સાંજ જવાને ત્યાં જ પાડી છે. ટોળેટોળાં જુવાનો આવે–યુવતીઓ આવે. વીસ–બાવીસ વરસની છોકરીઓ ઉઘાડે માથે આવે. કયાંય સંકોચ નહિ. ઉલટાનો ભૂતનાથને જ તેમના તરફ ઊંચી નજરે જોતાં સંકોચ થાય છે; વાતો કરતાં સંકોચ થાય છે. કીમતી કીમતી સાડી-બ્લાઉઝ પહેરેલી. સેંથામાં સિંદૂર વિહોણી

તે દિવસે ફૂલ-દેવદાર-બિલિપત્રથી મોટો ખંડ શણગારાતો. ફલાહારી પાઠક ત્યારે હતો. 'મોહિની-સિંદૂર' ઓફિસમાં તે દિવસે રજા પાળવામાં આવતી. દરવાનો અને નોકર-ચાકરની મદદ લઈ મકાનને શણગારવાની જવાબદારી તે દિવસે ભૂતનાથ લેતો. બધા માટે ખીચડી રંધાતી. કેટલાયે જાતનાં ગીત ગવાતાં. એક વખત એક ગીત ગવાયું હતું જે તેને આજે પણ પૂરેપૂરું યાદ છે.—

ભુવન થકી ભુવનવાસી આવો નિજ હૃદયે.
હૃદયનાથ હૃદયમાંહી વસે સદા સાથે
દિવા-રાત શોધો ક્યાં એને ? શોધો અભયે એને
અહીં સદા આનન્દધામ, અહીં સદાય અભય નામ
પૂર્ણ થશે બધાંય કામ આ વિજન અમૃત આલયે.

એનો સૂર પણ અજબ હતો. જવા સામે બેસી સહુની સાથે ગાતી હતી.

ભૂતનાથે પછી પૂછ્યું હતું કે—'જવા, આ સૂર કયો ? અદ્ભુત સૂર લાગ્યો.' એ સૂરનું નામ પણ જવાએ જ કહ્યું હતું—'બનતા સુધી બડો હંસ સારંગ.'

બીજું એક ગીત ગવાયું હતું આશા-ભૈરવી—
તારે જ નામે આંખો ઉઘાડી પુણ્ય પ્રભાત આજે
તારે જ નામે હૃદય ખુલ્યું શત પાંખડીએ આજે
તારે જ નામે ઘોર તિમિરે કનક રેખા ઊપસી આજે
તારે જ નામે ઉદિત ગગને કિરણ વીણા બાજે.

આ વખતે પણ જવાનાં લગ્ન પછી માઘોત્સવ ઊજવવાની વાત છે. પણ આ માંદગીને કારણે બધું વેરવિખેર થઈ ગયું. હવે જવાનાં લગ્નનું પણ શું થશે કોણ જાણે ? ગયે વખતે પણ સુવિનયબાબુ માંદા પડી ગયા હતા, અને એમને આરામ થતાં ઠીકઠીક સમય ગયો હતો. આ વખતે પણ માંદગી લંબાશે તો અગાઉની

જેમ જવાનાં લગ્ન નક્કી પાછાં ઠેલાશે.

કયાં ભવાનીપુર અને કયાં બાર–શિમલા ?

સાઇકલ ઉપર જતાં જતાં ભૂતનાથને ઘણું ઘણું યાદ આવી ગયું. આટલી વારમાં તો રૂપચંદબાબુ નક્કી ત્યાં પહોંચી ગયા હશે. છેલ્લી વખતે સુપવિત્ર દાક્તરને બોલાવવા ગયો હતો, પણ આખરે ભૂતનાથને જ બધું કરવું પડયું હતું. આ વખતે પણ બધું એણે જ કરવું પડશે. જવાને ઘરનું પોતાનું સ્વજન જેવું તો કોઈ છે નહિ, એક સુપવિત્ર છે. પણ એ જરાક નિસ્પૃહ પ્રકૃતિનો છે. બહુ બોલતો નથી. બધું ચૂપચાપ સાંભળે છે. કામ કરવા માટે એ સદાયે તત્પર હોય છે. છતાં જરા શરમાળ સ્વભાવનો છે. આટલા દિવસની રાહ જોયા પછી જ્યારે બધું જ થાળે પડીને નક્કી છે એવે વખતે આ ઉપાધિ થઈ!

ગલી–કૂંચીમાં થઈને જતાં જતાં એક ઠેકાણે સાઇકલ પરથી ઊતરીને ઊભા રહેવું પડયું. બન્ને બાજુએ ગટર છે. વચ્ચે ટમટમતા દીવાવાળું એક ગાડું ઊભું છે. દુકાન પાસે માલ ઉતારે છે. આ બાજુ તબલાંની એક દુકાન છે. એની બાજુમાં હરણનું ચામડું, વાઘનું ચામડું, રીંછનું ચામડું ટીંગાડયું છે. રસ્તા બાજુએ જ લોઢાની સગડી ઉપર રસોઈ થઈ રહી છે. આટલી રાતે પણ રસ્તાનાં નળ ઉપર લોકોની ભીડ ઓછી નથી થઈ. ક્યાંક ક્યાંક રસ્તાની બત્તીને અજવાળે થોડાક વૃદ્ધો શેતરંજ જમાવીને બેઠા છે. અને બીજા ચાલીસ પંચાસનું ટોળું એમની રમત જોઈ રહ્યું છે કે કોણ જીતે છે ને કોણ હારે છે. રમતની ચર્ચા ચાલી રહી છે. રસ્તો રોકીને લોકો ઊભા છે. જવાનો મારગ નથી.

સાઇકલની ઘંટડી વગાડતાં વગાડતાં કાળજીપૂર્વક જવું પડે છે. કિલ્લામાં એક તોપ પડી. ત્યારે તો બહુ નથી થયું. પણ હજુયે લાંબો પંથ બાકી છે. સાઇકલ ચલાવતા ચલાવતા પગ દુખવા આવે છે. આ સાઇકલ જ્યારે નવી નવી આવી ત્યારે જોવા

માટે ટોળે વળતાં. અવાક્ થઈ જતાં. એ પૈડાંને ઉપરથી ચલાવવાં ? પડી ન જવાય ? શ...શ...કરતાં સહુ તરીને ચાલતાં. સાઇકલ જોતાં જ બેઉ બાજુ ખસી જતાં. હડફેટે આવશે તો કંઈ બાકી નહિ રહે તેમ માનતાં. ઘંટડી ક્રિંગ...ક્રિં...ગ વાગતી. એ અવાજ સાંભળી ઘરનાં બાળકો, મોટાંઓ કામકાજ મૂકી બારીએ-વરંડે ટીંગાતાં. પણ હવે બધું બદલાઈ ગયું છે. હવે તો પાછું વાળીનેય કોઈ જોતું નથી.

બાઉબજાર પાસે જ સિયાલ્દાનો વળાંક આવે. ત્યાં અજવાળું છે. લોકોની અવરજવર વધુ છે. પહેલી વાર કલકત્તા આવ્યો ત્યારે દિવસે આ રસ્તા ઉપર જ ઠેસ વાગતાં એ પડી ગયો હતો. હરિસન રોડ ત્યારે થયો ન હતો. આ માર્ગ ઉપર જ ભીડ વધુ રહેતી. ત્યારે આ કલકત્તામાં જ ચારેબાજુ અને વચ્ચે વચ્ચે અનેક તળાવો હતાં. હવે બધાં વારાફરતી પૂરી દેવાય છે. ગામ આખાનો કચરો જાળાં-ઝાંખરાં લાવીને તળાવમાં ઠાલવવામાં આવે છે. અને એની બાજુએ થઈને લોકોને અવરજવર કરવી પડે છે. દોરી પંખાની દોરીએ માખીઓ બેસે છે, દોરીઓ માખાઓથી એકદમ ઢંકાઈ જાય છે. કાળી કાળી બની જાય છે. ને પછી ચૈત્ર-વૈશાખનાં વા-વંટોળમાં જાળાં-ઝાંખરાં ધૂળ ઊડીને આખાયે ઓરડામાં છવાઈ જાય છે.

'બાર-શિમલા-રસ્તો આવતાં ભૂતનાથ સાઇકલ ઉપરથી ઊતરી ગયો. આ બાજુએ હજી દીવાબત્તી નથી થયાં. અંધારામાં કંઈ દેખાતું નથી. છતાં થોડે સુધી પગપાળા જતાં એને થોડીક ઘોડાગાડીઓ જવાના ઘર સામે ઊભી હોય એવું લાગ્યું. સમાચાર મળતાં સહુ આવી ગયા હોય એવું લાગ્યું.

દરવાજો ઉઘાડો જ હતો. અંદર બધાં ભારેખમ જણાતાં હતાં. અંધારામાં દાદરો ચડી ઉપર જતાં દવાની વાસ આવી-તીવ્ર વાસ. હવેલીમાં નાનાશેઠનાં ઓરડા બાજુ જતાં આવી જ વાસ

હમણાં હમણાં આવે છે. ઉપાસનાખંડની અંદર જાજમ ઉપર ઘણા સજ્જનો બેઠા છે. બધા દાઢીવાળા છે. બધા જ મોટી ઉંમરના છે. ધીમે ધીમે વાતો કરે છે. રૂપચંદબાબુ પણ દેખાયા, કો'ક દાક્તર સાથે એ વાત કરી રહ્યા છે.

અને સુવિનયબાબુનાં ખંડમાં......

ભૂતનાથે એકવાર ત્યાં ડોકિયું કરીને જોયું.

જવા પિતાના બિછાના પાસે બેઠી છે. એમના માથા બાજુએ એની બાજુમાં જ સુપવિત્ર છે. એ પણ આજે ચિંતાતુર જણાય છે. અને એક દાક્તર સુવિનયબાબુની નાડી જોઈ રહ્યા છે. સુવિનયબાબુ પથારીમાં ચત્તા સૂતા છે. આંખો બંધ છે.

નીરવ પગલે ભૂતનાથ અંદર જઈ એક ખૂણે ઊભો રહ્યો.

જવાએ એક વખત તેની સામે જોયું, સુપવિત્રે પણ જોયું. પણ કોઈ એકાદ શબ્દ પણ બોલી ન શક્યું.

મૃત્યુ !

મૃત્યુ સાથે સીધો પરિચય ભૂતનાથને છે. સખત, સાદું, સ્પષ્ટ મૃત્યુ. ભૂતનાથે મૃત્યુને એટલું સ્પષ્ટ જોયું છે. એને અણસાર માત્રમાં એ ઓળખી શકે છે. મૃત્યુ એના ખરા સ્વરૂપમાં ઓળખાય છે. એનો પગરવ આજે ખરો હતો. અંધકારના અસ્પષ્ટ વાતાવરણમાં પ્રથમ ક્યાંક જાણે કોઈ ફરતું હોય તેવો ભાસ થાય છે. પછી અંધારું ગાઢ થયું. અને એ ગાઢ અંધકારમાં મૃત્યુનું સ્વરૂપ સ્પષ્ટ દેખાયું. ધીરે ધીરે શિકારી પગલે એ નીચે ધરતીપર ઊતરે છે. અહીં આ નિરાશાછાયા ઘરમાં પ્રવેશે છે. ને પછી ચારે બાજુ ધારી ધારીને જુએ છે. દરદીની સેવામાં રોકાયેલા લોકોના મગજની નસેનસમાં અજાણપણે એક ઝેર રેડી દે છે. એમની આંખો આડે પડળ લાવી મૂકે છે. સ્વસ્થ મગજને અસ્વસ્થ કરી મૂકે છે! ને પછી જ્યારે સહુની આંખોમાં જળજળિયાં આવી જાય છે, સહુની વિચાર શક્તિ મંદ પડી જાય છે, ત્યારે તક જોઈને એ

દરદીની પાસે પહોંચી જઈને તેના પર પોતાનો હાથ ફેરવી જાય છે. બરફ જેવો શીતળ હોય છે એ સ્પર્શ. શરીર ધીમે ધીમે ઠંડું હિમ બની જાય છે. ધીરે ધીરે શ્વાસ રૂંધાવા લાગે છે. દરદી કંઈ કહેવા માગે છે. આંખ સાંઠીને જોવા ઇચ્છે છે. એ હાથ કરીને એને પકડવા ઇચ્છે છે. દરદીની મથામણનો પાર નથી હોતો. આંખો વારંવાર શૂન્ય બની જાય છે. લાગણીનાં વેધક આવેગે એ ચીસો પાડવા મથે છે. પણ બધું નકામું જાય છે. એની સમગ્ર ચેતના ત્યારે નિસ્તેજ બની ગઈ હોય છે.

એને મૃત્યુને નજરોનજર જોવાનું સૌ પ્રથમ થયું હતું એણે પાળેલા નોળિયાના મૃત્યુ વખતે.

મૂંગું જાનવર. છતાં આખરી સમયે એ પણ બોલવા મથતું હતું. સ્પષ્ટપણે જાણે પોતાની વેદના જણાવવા માગતું હતું. દાંતથી કરડીને છેલ્લીવાર પોતાની લાગણી વ્યક્ત કરવા ઇચ્છતું હતું. પણ ધીરે ધીરે એ નિષ્પ્રાણ બની ગયું. જરાક જેટલી શક્તિને અભાવે માનવી પાસે પોતાની વાત એ રજૂ કરી ન શક્યું.

અને પછી એનાં ફઈબા.

પહેલા દિવસેથી પળેપળે મૃત્યુનો પગરવ સંભળાતો હતો. પ્રત્યેક પળે, શ્વાસોચ્છ્વાસે મૃત્યુનો પરોક્ષ સ્પર્શ એ પામતાં હતાં. કઈ રીતે નસેનસ-સાંધેસાંધા ઢીલા બની જાય. કઈ રીતે આંખના દીવા રામ થઈ જાય. કઈ રીતે જગત વિષેની બધી ચેતના-બધી જ અનુભૂતિ એક પછી એક લુપ્ત થવા માંડે એ ભૂતનાથને મોંએ છે. પેલા નોળિયાની જેમ ફૈબાનું શરીર પણ એક દિવસ ઠંડુગાર બની ગયું હતું. એ હાથના સ્પર્શનો અનુભવ મન થાય તો હજુયે જાણે મનોગત કરી શકશે. માનવીની બધીયે મહેનત-બધા જ કરાર-એકરાર-માનવીની બધી જ પ્રેમ-ચાહના ક્યારે કઈ રીતે નકામી બની જાય છે એનું વર્ણન ભૂતનાથ ગમે ત્યારે કરી શકે તેમ છે. આ ઉપરાંત એક બીજી વાતનું પણ એને ધ્યાન છે. પણ એ ધ્યાન

નહિ, અનુભવ છે.

એ રાધાનું મૃત્યુ ! મૃત્યુ નહિ, મૃત્યુના સમાચાર. એ ખબરે એને એવો તો જડ કરી મૂક્યો હતો કે જાણે આખું હૈયું જ ખાલી ખાલી લાગવા માંડ્યું હતું. એનું બધુંયે જાણે થીજીને હિમ થઈ ગયું હતું. એનું આખું જીવન જાણે પૂરું થઈ ગયું હતું !

આજે સુવિનયબાબુની પથારી પાસે ઊભા ઊભા આજુ-બાજુનાં માણસો, દાક્તર, બરફ, અને દવાઓની તીવ્ર વાસ વચ્ચે એ જૂની સ્મૃતિઓ તાજી થઈ. એ જ આકરું સાદું છતાં સ્પષ્ટ ને નિષ્ઠુર મૃત્યુ ! ફરિયાદ વિહોણું – વિરોધ વિહોણું—અવશ્યમ્ ભાવી અંત જેવું !

ધીરે ધીરે રાત પડી. બધા એક પછી એક ચાલ્યા ગયા. દાક્તર પણ પોતાની ફરજ બજાવી થોડીવાર માટે વિદાય થયા છે. સુપવિત્ર અને જવા પથ્થરની પ્રતિમા જેવાં એકબાજુ બેઠાં છે. ભૂતનાથ એકચિત્તે સુવિનયબાબુને માથે બરફ મૂકી રહ્યો છે. હાથથી એ કામ કરે છે પણ એનું મન જાણે રાતના અંધકારમાં એક અશરીરી આકારની આશંકાએ ક્રુજારી અનુભવી રહ્યું છે. જરાક ચૂક થઈ તો એ આવ્યો જ સમજજો અને બધા પ્રયત્નને પળવારમાં ધૂળ મેળવી દેશે.

એકાએક સુવિનયબાબુ ભાનમાં આવ્યા. એમણે કહ્યું : ‘ કોણ ? ’

તદ્દન ધીમો હતો એ સાદ.

એમના મોં પાસે માથું નમાવી ભૂતનાથે કહ્યું : ‘ હું ભૂતનાથ. ’

‘ જવા ! જવા ક્યાં છે ? ’

‘ બાપુજી, ’ જવાનો સાદ બહુ કરુણ જણાતો હતો. ભૂતનાથ ઊભો થઈને એક બાજુ ગયો. જવા પિતાની પાસે આવી.

‘ બેટા. ’

સુવિનયબાબુ બાકીના બે જણ સામે તાકી રહ્યા.

‘ કંઈ કહેવું છે બાપુજી ? ’

છતાં જાણે મરતા માણસની એ આંખોમાં એક પ્રકારની દ્વિધા જણાઈ. એ એકવાર આંખો મીંચી ગયા. ફરીથી આંખો ઉઘાડી. સુપવિત્ર તરફ જોયું. એમની આંખોમાં સ્નેહ ઊભરાયો. પણ કંઈ બોલવાની મહેનત કરવા જતાં પાછા એ અટકી ગયા.

જવાએ નીચા લળીને એમના કાન પાસે જઈને પૂછ્યું : 'મને કંઈ કહેવું છે?'

ને સુવિનયબાબુ ગુનેગારની જેમ એની સામે જોઈ રહ્યા.

'બેટા – દીકરી.'

'બહુ વેદના થાય છે બાપુજી?'

'ના.' સુવિનયબાબુની આંખમાં જળજળિયાં આવ્યાં. આ વેળા પણ બોલવા જતાં એ અટકી ગયા. ફરીને એમણે સુપવિત્ર તરફ જોયું.

સુપવિત્રે પણ એકવાર વધુ પાસે આવી નમીને પૂછ્યું : 'મને કંઈ કહેવાનું છે?'

સુવિનયબાબુએ હાથ હલાવ્યો — 'ના.'

ભૂતનાથે ઇસારાથી સુપવિત્રને બોલાવ્યો અને જવાને કહ્યું : 'અમે બાજુના ઓરડામાં છીએ, જરૂર લાગે તો બોલાવજો.'

હવે સુવિનયબાબુને થોડી રાહત મળી. એમની નજર સ્વાભાવિક બની. એમની આંખો સુપવિત્ર અને ભૂતનાથને અનુસરવા લાગી.

જવા ત્યારે પણ એકીટશે પિતાને નિહાળી રહી હતી.

હજુ પૂરેપૂરું પ્રભાત થયું નથી. આ બાજુના નિર્જન લત્તાઓમાં હજુયે અંધારું છે. બારીમાંથી પૂર્વ તરફ જોતાં દેખાય છે કે જ્યાં ધરતી આભને અડે છે ત્યાં અંધારું ઓગળવા માંડયું છે. ભૂતનાથ ફરીથી કાન સરવા કરી સાંભળવા લાગ્યો. બાજુના ઓરડામાંથી કો'ક કો'ક શબ્દનો—ચેતનાનો અણસાર કાને પડતો હતો.

એ જવાના ઓરડાની એકેએક વસ્તુ તરફ ધ્યાનથી જોવા

લાગ્યો. જવાના ટેબલ ઉપર સુપવિત્રનો એક ફોટો છે. એકેએક ચોપડી પૂંઠાં ચડાવેલી ને સરખી રીતે ગોઠવેલી છે. ભીંતની ખીંટીએ જવાની સાડીઓ સુધ્ધાં વ્યવસ્થિતપણે પડી છે. જરા જેટલીયે આળસ કે અવ્યવસ્થા દેખાતી નથી. આખી રાત બેઠા બેઠા ભૂતનાથ હવે જાણે થાકયો છે. એણે સુપવિત્ર તરફ જોયું. સુપવિત્ર જવાની પથારીમાં જવાનાં ઓશિકા ઉપર જ માથું મૂકી નિરાંતે ઊંઘે છે. સૂતો હોય ત્યારે એ જાગ્રતાવસ્થાની જેમ જ અસહાય જણાય છે. કેવો સુખિયો નચિંત જીવ છે સુપવિત્ર! આવી પરિ-સ્થિતિમાં પણ ઊંઘી શકે છે.

ઘડિયાળમાં વારા ફરતા ટકોરા પડચ જ જાય છે. ભૂતનાથને થયું, કોણ જાણે કયારે રાત પૂરી થશે. વાટ જોતાં જોતાં એ અસ્થિર બની ગયો છે.

લગભગ સવારે અચાનક જવા આવી.

બારણું ઉઘાડું જ હતું. જવાનું મોં જોઈ ભૂતનાથ ચોંકી ગયો. આ જવા જાણે ઓળખાતી નથી. આખી રાતના ઉજાગરા પછી જવા દસ વરસ મોટી થઈ ગઈ હોય એવું લાગે છે.

ભૂતનાથે અધીરા થઈ પૂછ્યું: 'બાપુજીને કેમ છે હવે?'

પણ જવાએ એ વાતનો કંઈ જવાબ ન આપ્યો. એણે કહ્યું: 'દાક્તર આવી ગયા છે. પણ સુપવિત્ર? સુપવિત્ર કયાં છે?'

'સૂતો છે.'

'તમે એક કામ કરો ભૂતનાથબાબુ, સુપવિત્રને એને ઘેર પહોં-ચાડી આવો.'

'ઘેર ન જાય તો શું વાંધો છે? રહેવા દો ને. હજુ તો ઊંઘે છે. અને એને ઘેર એની બાને તો કહી જ આવ્યો છું.'

'ના, છતાં તમે એને જગાડો.'

જવાનો એ સાદ સાંભળી ભૂતનાથ ડરી ગયો. આવા સાદે તો એ કયારેય બોલી નથી? રાત્રે એવું શું બની ગયું? સુવિનય-

બાબુએ ખાનગીમાં જવાને શું કહ્યું હશે ?

ભૂતનાથે ફરી એકવાર જવાને સમજાવવા મહેનત કરી. 'પણ એને જગાડવામાં શું ફાયદો છે જવા ? ઊંઘે છે તો ઊંઘવા દે–નાહક—'

જવાનો સાદ હવે સખત થઈ ગયો. એણે કહ્યું : 'હું કહું એ તમારે કરવું છે કે નહિ ?'

ભૂતનાથ હવે વિનતિ કરતો હોય તે રીતે પાટ પરથી ઊભો થયો. એણે કહ્યું : 'પણ સુપવિત્રબાબુને કંઈ હેરાનગતિ તો થતી નથી. અને વળી એ પણ શું આવે ટાણે તને એકલી મૂકીને જવાનું પસંદ કરશે ?'

'આટલી વાતો કરવાની નિરાંત મને અત્યારે નથી ભૂતનાથ-બાબુ, જવું ન ગમે તોયે એને જવું જ પડશે.' જવાએ કહ્યું.

'શા માટે ? આવું કેમ કહે છે જવા ? એમનીયે થોડી ફરજ છે ને ?'

હવે જવાનો સાદ જાણે ફાટી પડશે એમ લાગ્યું. પણ રુદનના આવેગે એનું ગળું રૂંધાઈ ગયું. એણે કહ્યું : 'ના–ના–ના. એની કંઈ જ ફરજ નથી.'

'શું બોલે છે તું ?'

જવા હવે પિતાના ઓરડા તરફ જતી જ હતી. છતાં એક વાર પાછું જોઈને ઊભી રહી–એણે કહ્યું : 'ભૂતનાથબાબુ, હવે અત્યારે તમે વધુ દલીલો ન કરશો. મને બધુંયે ગોટો વળી ગયા જેવું જણાય છે. હવે મારે માટે એની કંઈ જ ફરજ નથી. અને મારું પણ હવે એની સાથે મળવું ભળવું બરાબર નથી.'

'પણ શાથી ?'

જવા પાગલની જેમ તરફડવા લાગી. એણે કહ્યું : 'ભૂતનાથ-બાબુ, મહેરબાની કરીને એને ઘેર મૂકી આવો. એને કહેજો કે હવે ફરીથી કદીયે અહીં આવે નહિ. ક્યારેય–કદીયે નહિ.'

આ સાંભળી ભૂતનાથ થંભી જ ગયો.

એટલી વારમાં જવા ગાંડાની જેમ દોડતી સુવિનયબાબુના ઓરડામાં પહોંચી ગઈ હતી.

ભૂતનાથ પણ પાછળ ગયો. અને એની બધીયે ગણતરી એકાએક ભાંગી પડી. જવાનાં મોં પર અસાધારણ સખ્તાઈ હતી. છતાં આંખો અગાઉ જેવી જ આર્દ્ર હતી. એ પોતાને માંડમાંડ જાળવી રાખતી હતી.

સુવિનયબાબુનો ઓરડો ત્યારે નીરવ ભેંકાર ભાસતો હતો. દાક્તર મૂંગા મૂંગા બેઠા છે. સુવિનયબાબુના મોં તરફ જોતા, પેલી પરમ ક્ષણની જાણે બધા ઊંચે શ્વાસે રાહ જોતાં હતાં. જાણે હમણાં જ એ આવશ્યમ્ ભાવીનો પગરવ સંભળાશે. ભળભાંખળું છે. આસમાની અંધારું છે. ભૂતનાથે દાક્તર તરફ આતુર નજરે જોયું. દાક્તરના મોં પર ક્યાંય નામનોયે કંટાળો નહોતો. જરાયે ફેર નહોતો.

અને સુવિનયબાબુ! એમની ઉઘાડી આંખો જાણે આ પૃથ્વીથી ઊંચે કો'ક બીજા લોકમાં મંડાઈ છે. જ્યાં જીવન નથી, મૃત્યુ નથી. માનવ નજરથી પર એક અલૌકિક આનંદ ત્યાં છે. સુવિનયબાબુના મોં પર ઝીણી એવી એક હાસ્યરેખા ફરકતી હતી.

ઊભાં ઊભાં ઘણી વાતો ભૂતનાથને યાદ આવવા લાગી.

એક વખત સુવિનયબાબુએ કહ્યું હતું — 'આત્મામાં પરમાત્માને, જગતમાં જગદીશ્વરને જોવા જાણવા જોઈએ. એમ કહેવું તો સાવ સહેલું છે, પરંતુ એના જેવું આકરું કામ બીજું એકેય નથી. એમ જુઓ તો સાવ સાદી વાત. સ્વાર્થ મૂકી સર્વ ભૂતો ઉપર દયા દાખવી અંતરમાંથી વાસનાનો ત્યાગ કરીએ એટલે માનવીને મુક્તિ સાંપડે. –પણ એટલા ખાતર એક રાજબાળને રાજત્યાગી શેરીએ શેરીએ ભટકવું પડ્યું હતું.'

બીજી એકવાર માઘોત્સવ પૂરો થતાં એમણે કહ્યું હતું — 'નદી વહેતી હોય છે ત્યારે બન્ને કાંઠા બાજુથી કંઈક લેતી લેતી જ

વહે છે. ત્યારે લેવું એ જ એનું લક્ષ્ય હોય છે. પરંતુ સાગર પાસે પહોંચતા અર્પણ એ જ એનું ધ્યેય બની જાય છે! પરંતુ પોતાનું સમસ્ત દિવસ-રાત એ અવિરતપણે આપતી જ રહે છે, એમાં જ એ પરિપૂર્ણપણું પામે છે, —પ્રાપ્તિ છે; ત્યારે ખાલી થવામાં પણ એને નુકશાન નથી. પોતાના વિલોપન દ્વારા જ અક્ષયને પામી શકે છે. એ કારણે જ સંસારમાં ક્ષય છે, મૃત્યુ છે; તેથી જ અમૃતને આપણે ઓળખી શકીએ છીએ. ક્ષય છે એથી જ અક્ષ-યને સમજી શકીએ છીએ.'

અને એથી જ આજે મૃત્યુનો સાક્ષાત્કાર થવા છતાંયે સુવિનયબાબુના મોં પરથી હાસ્ય વિલાયું નથી.

ભૂતનાથે જવા તરફ નિહાળીને જોયું. એ ચંદ્રમાના નાના એવા ટુકડા જેવી લાગતી હતી. એનાં મોં પર તેજ નથી. પરંતુ ચાંદા જેવી જ સ્નિગ્ધતા, એવી જ શીતળ છાયા જણાય છે. એ આખી રાત જાગી છે. એના મોં પર ઘેરી ઉદાસીનતા છે. એકધારા એક જ જગ્યાએ, આ જ રીતે બેઠાં બેઠાં એણે રાત કાઢી છે. એની પાસે જઈ ભૂતનાથે કહ્યું : 'તું જરા આડે પડખે થા જવા, હું અહીં બેઠો છું.'

પણ જવા કંઈ જ બોલી નહિ.

બહાર ધીરે ધીરે ઉઘાડ થવા આવ્યો છે. ભૂતનાથ પહેલા માળના વરંડામાં જ થોડીવાર ઊભો રહ્યો. આજે જવાની દુનિયા જાણે સવારથી જ સુસ્ત બની ગઈ છે. ક્યાંય એક શબ્દ સુધ્ધાં સંભળાતો નથી. આજે અહીં મૃત્યુની છાયા ઘેરાઈ આવી છે. એથી જ આખું જગત શૂન્ય ભાસે છે. બધે સુમસામ જણાય છે.

બાજુના ઓરડામાં સુપવિત્ર નિરાંતે સૂતો છે.

ભૂતનાથ પાસે જઈ એને ઉઠાડવા લાગ્યો : 'સુપવિત્રબાબુ, સુપવિત્રબાબુ!'

નિર્દોષ બાળક જેવો સુપવિત્ર નિરાંતે ઊંઘતો હતો. ભૂતનાથે

દંઢોળ્યો તેથી એ એબાકળો થઈ ઊઠી ગયો. ચારે બાજુ નજર ફેરવતાં એને પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો. આંખો ચોળતાં ચોળતાં એણે પૂછ્યું: 'બાપુજીને કેમ છે હવે?'

ભૂતનાથે કહ્યું: 'દાક્તર આવ્યા છે. હજુયે એમ ને એમ છે.'

સુપવિત્ર મનોમન થોડોક શરમાયો. એ જભ્ભો ઉતાર્યા વિના જ સૂઈ ગયો હતો. પથારી તરફ નજર જતાં એ બોલ્યો—'અને–અને–'

'જવાનું પૂછો છો ને? એ ત્યાં જ બેઠી છે.'

'કેટલા વાગ્યા?'

ભૂતનાથ થોડીવાર પહેલા જવા આવીને કહી ગયેલ વાત કઈ રીતે કહેવી? — સુપવિત્રને કહેવી ન કહેવી એ વિચારે અન્યમનસ્ક બની ગયો હતો. સુપવિત્રે એટલી વારમાં પોતાનાં કપડાં વ્યવસ્થિત કરી લીધાં. જવાની કાંસકી લઈ એ પોતાના વાળ સરખા કરતો હતો. આ ઓરડામાં–આ મકાનમાં પોતે એક દિવસ માલિક થશે. અત્યારે જે પરાયું છે તે ત્યારે એનું એકદમ પોતીકું બની જશે.

'મને પહેલા કેમ ન જગાડ્યો, ભૂતનાથબાબુ?'

ભૂતનાથ કંઈ ઉત્તર આપે તે પહેલા જ જવા ત્યાં આવી પહોંચી.

અત્યારે ભૂતનાથ પણ જાણે જવાને સરખી રીતે ઓળખી ન શક્યો. ઊંઘતા ઊંઘતા ચાલી શકાય ખરું? એને થયું જાણે જવાની ઊંચી કાયા હમણાં જ અવશ થઈને ઢળી પડશે. એ જાણે છાયા શરીર હતું–પડછાયો માત્ર–લોહી-માંસ વિહોણા સ્પર્શ-ગંધ-વર્ણહીન નરી નિસ્તેજતા!

જવાએ કહ્યું: 'ભૂતનાથબાબુ—'

જવાનો સાદ સાંભળી સુપવિત્રે પાછું વાળીને જોયું. પૂછ્યું: 'બાપુજીને અત્યારે કેમ છે?'

પેલો પડછાયો હવે જરાક હલ્યો. એણે કહ્યું : 'સુપવિત્ર, તમે હજુ પણ નથી ગયા ?'

ઓચિંતાના આ પ્રશ્નથી સુપવિત્ર ચમક્યો. શું જવાબ આપવો તે એકાએક એને સમજાયું નહિ.

'તમે હવે ઘેર જાવ સુપવિત્ર.' જવાએ કહ્યું.

'ઘેર જાઉં ?'

'હા, ઘેર જાવ.' જવાએ કહ્યું. આ વાત માટે સુપવિત્ર જોઈએ તેવો તૈયાર નહોતો.

'પણ મને તો કંઈ તકલીફ નથી થતી.'

'ભલે ને ન થતી હોય. તમે ઘેર જાવ સુપવિત્ર. અને હવે ફરી કદીયે અહીં ન આવશો. બને તો મને ભૂલી જજો – ભૂલવાં મથજો. અને ભૂતનાથબાબુ, તમે હવે જરા મારી સાથે આવો તો ...બાપુજી હવે નથી.'

ભૂતનાથને આજેયે બરાબર યાદ છે. પૂરેપૂરું યાદ છે. હવેલીનાં કાટમાળના ઢગલાની સાથે એ વાત પણ ઓછી વીસરી શકાય એવી છે ? જીવનની સાથે જડાયેલાઓને વીસરવા પોતાની જાતનેયે વીસરવી પડે છે. તે દિવસે પેલા ભળસાંખળામાં જવાની પેલી સ્પષ્ટ પ્રત્યક્ષ ઉક્તિ આજે પણ એને એનાં કાનમાં ગુંજતી હોય તેમ લાગે છે—

'બાપુજી હવે નથી.'

આજે હવે ઘણાંયે નથી. એ ખરું. તે દિવસે હતા તેના મોટા ભાગનાં આજે નથી. એ સહુ હવામાં ક્યાંય ઓગળી ગયા છે. ક્યાં નનીલાલ ? ક્યાં બંસી ? ક્યાં ચિન્તા ? ક્યાં ગયા છુટુકબાબુ ? ક્યાં ગયા વિધુ સરકાર, ઇબ્રાહીમ, અને બદરિકાબાબુ ? અને પટે-શ્વરીભાભી ? હવેલી સાથેના ભૂતનાથના જીવનનાં જે પ્રકરણો

પડદો પડતો હતો; તેની સાથોસાથ જ જવા સાથેનો એનો સંબંધ પણ પૂરો થયો હતો.

આજે પણ એ માર્ગે થઈ ને જતાં ત્યાં ઉપર જુએ છે. જુએ છે તો એ મકાનનો દેખાવ ફરી ગયો છે. એ રસ્તાના ખૂણા ઉપર આવેલાં એ મકાનનું કલેવર બદલાઈ ગયું છે. ઉપરની બારીઓ ઉઘાડી હોય છે. અંદર ઓર્ગન વગાડતી કદાચ જવાની જ દીકરી ગીતો ગાતી હોય છે. બરાબર જવા જેવું જ ગળું છે. થોડીવાર મન થઈ જાય છે એને સાંભળવા ત્યાં ઊભા રહેવાનું. અંદર જવાની લાલચ થઈ આવે છે. ગીતના શબ્દો અને સૂર જાણે એને અનુસરે છે—

તારી જ રાગિણી ગુંજે
મુજ જીવન કુંજે.
તું જ સદૈવ વિરાજે મુજ હૃદય પદ્મે
વિહરું હું સદાયે
તુજ પુષ્પ મહેંકતા બાગે.
તુજ પદરેણું
ચોળું મુજ અંગ અંગ;
એ જ સદા મન ભાવે—
તારી જ રાગિણી ગુંજે મુજ જીવન કુંજે સદાયે.

જવાની દીકરી પણ જવા જેવું જ ગાતાં શીખી છે. અને સુપવિત્ર? પણ જવા દો અત્યારે એ વાત.

તે દિવસે હવેલી બાજુ જતાં ત્યાં પણ મોટા ફેરફાર જોઈ ભૂતનાથ ચમકી ગયો હતો. ત્યાં પણ કડિયાઓ ને રાજમિસ્ત્રીનાં ટોળેટોળાં ઉભરાયાં હતાં. ચોકમાં ઈંટનો પહાડ ખડકાયો હતો. ચૂનો-રેતી-સુરકીના ઢગલા સામે પડ્યા હતા. ચારે બાજુ બધું જેમ તેમ પડ્યું હતું. નાચ-ઘરમાંથી બાલકબાબુ કાગળિયાં લઈ બહાર નીકળ્યા. અલાઉદીનનાં જાદુઈ ફાનસની જેમ આ થોડા દિવસમાં

હવેલીમાં અણધાર્યો ફેરફાર આવ્યો હતો.

બંસી આવીને ઊભો—'સાલાબાબુ ક્યાં ગયા હતા આ થોડા દિવસ?'

ચોકની વચ્ચોવચ્ચ પાઘડી પટે એક વંડી ચણાતી હતી. પેલી બાજુથી આ બાજુ દોરીથી માપ લેવાતું ચાલતું હતું. પંદર ઈંચની જાડી ભીંત થશે. વચ્ચે છ ફૂટ ઊંચો એક દરવાજો પડશે. ઈંટ ઉપર રેતી–ચૂનાનું કામ થશે. અને દાસુ મેતરના ઘરની બાજુએ પણ એક લાંબી હદ બાંધી દેવામાં આવી છે. ત્યાં પણ વચ્ચે ભીંત ઊભી થાય છે. ચારે બાજુ ધમાધમ છે.

'શેઠિયાવ જુદા થાય છે, સાલાબાબુ. હવે રસોડાં પણ જુદાં થઈ ગયાં છે.'

થોડા સમયમાં જ આ પરિવર્તન આવી ગયું. મજૂરો માથે ઈંટનો ભાર વહેતા બૂમાબૂમ કરે છે—ખબરદાર–અને સાથેસાથ લાકડાના ભારા ઉપર ઝપાઝપ્ અવાજ થાય છે. પેલી બાજુથી એક મિસ્ત્રીએ દોરી પકડી છે. અને આ બાજુએ બીજો છેડો ઝાલીને એક જણ ઊભો છે. વારંવાર વજન મૂકીને ભીંત બરાબર સમાન છે કે નહિ તે તપાસે છે. ઊભી ઈંટની વંડી માથોડાથી ઊંચી જશે. તબેલાના પણ ત્રણ ભાગ થયા છે. એક ભાગ હિરણ્યમણિનો, એક કૌસ્તુભમણિનો અને એક ભાગ ચુડામણિનો.

'બધુ બદલાઈ ગયું હજૂર. હવે આ હવેલીમાં મન માનતું નથી મારું.' બંસીએ કહ્યું.

'નાનાંબાને કેમ છે બંસી?' ભૂતનાથે પૂછ્યું.

'સારું નથી રહેતું, સાલાબાબુ.'

'એકવાર મળવાનું મન છે. ઘણા દિવસથી મળ્યો નથી.'

બંસીના મોં પર એક પ્રકારની દ્વિધા જણાઈ.

'આજે સાંજે આવીશ. તું જરા કહી રાખજે ભાભીને.'

'પણ તમે ન મળો તો સારું, સાલાબાબુ.'

'કેમ? તબિયત સારી નથી?' ભૂતનું છે. અમારે ત્યાં રાંધે

'એમને શરીરે તો ઘણાં દિવસથી ઠીક નથી. તો મારે માથે આખરી પળ જેવું થઈ ગયું હતું. એકદમ છેલ્લી તૈયારી ...

'શાથી?...' ભૂતનાથ ધ્રૂજી ઊઠયો.

'હમણાં થોડા દિવસથી કાંઈ ખાતાંપીતાં નથી. એમાં ખાલી પેટે પેલું પીવાનું થયું. એ આગ પેટમાં જાય પછી માણસ કેટલા દિ' ટકે? રાત્રે ચિન્તા મને બોલાવવા આવી. હું પાછો ગયો. ઘરમાં બરફ નહોતો. વચેટ શેઠને ત્યાંથી વેણી પાસેથી ઉછીનો લાવીને માથે મૂકયો. પણ એમ ઓછો કંઈ ફેર પડે? આખરે છેલ્લીવાર કર્યું હતું એ જ કર્યું. આમલીનું પાણી પિવડાવ્યું ત્યારે ઊંઘ આવી. નહિ તો શું તરફડાટ હતો? હાથપગ ખોટા પડી ગયા ને આંખો એકદમ અવળી થઈ ગઈ હતી.'

'પણ તું એ શા માટે લાવી દે છે?'

'હું લાવી દઉં સાલાબાબુ? મને લાવવા કહે તો હું ના જ પાડી દઉં ને? એ માટે તો મારા પર કેવાં ખિજાય છે? કહે છે કે હમણાં હમણાં તું મારું સાંભળતો જ નથી. રૂપિયા ન હોય એટલે હાથમાંની બંગડીઓ ને કાનનાં દાગીના આપવા આવે. આ રીતે એક પછી એક દાગીનો ને કેટલા રૂપિયા ગુમાવ્યા એમણે? આ બધું કયાંથી આવે છે કહેશો?'

'પણ નાનાશેઠ કંઈ કહેતા નથી?'

'જી, નાનાશેઠે પોતે તો બધું છોડી દીધું છે. અને વારંવાર કહ્યું છે કે, નાનાંબાને કોઈ દારૂ લાવી દેશોમા. નાનાંબા પણ સારું હોય ત્યારે કહે છે કે હું માગું તોયે તમે કોઈ મને એ ન લાવી દેશો. પણ કયારેક કયારેક એવું કરે–બેઉ હાથ ઝાલીને કહે કે—એક બાટલી લાવી દે. આ છેલ્લીવાર હવે, પછી કયારેય નહિ લઉં. ભાનમાં હોય ત્યારે તો ખૂબ જ સારાં–ભલાં, પણ જયારે ભાન ભૂલે ત્યારે હાથ-પગ પકડીને કરગરવા આવે. જોઈને મનમાં તો

અમે ભાઈ-બહેન અને મોટાં બાને ત્યાં સિન્ધુ છે. અમારે ત્યાં રાંધે છે નાની કાકી પણ રસોઈ સિવાયનું બીજું કામ તો મારે માથે જ છે એટલે—'

વાત કરતાં કરતાં અટકીને ભૂતનાથનો હાથ પકડી બંસીએ કહ્યું : 'ચાલ્યા આવો સાલાબાબુ, જલ્દી આ બાજુ ચાલ્યા આવો.'

બંસી આટલો ગભરાતો કેમ હતો તે ભૂતનાથને સમજાયું નહિ. એણે પૂછ્યું : 'શું છે? શું થયું બંસી? આમ જુએ છે કેમ ?'

'વિધુ સરકાર સશાય આવે છે. અહીંથી આઘા ચાલ્યા જાવ.'

'શા માટે? એ મને શું કરશે?'

'અહીં એક બાજુ આવી જાવ કહું છું. એ સારા માણસ નથી.' ચોર–કોટડી બાજુ આવી બંસીએ કહ્યું, 'તમારે કામે જવું છે ને, તો તમે જમવાના છો એમ કહી દઉં રસોડે?'

'ના. હમણાં થોડા દિવસ મારે રજા છે. મોડેથી જઈશ. પણ વિધુ સરકારે રસોડાની યાદીમાંથી મારું નામ કાઢી નાંખ્યું છે કે શું?'

'પણ તમે તો અમારા તરફના છો, પછી વિધુ સરકાર શું કરી શકે? પણ એ માણસ સારો નથી. બીજાને નામે ખોટી વાતો ફેલાવતો ફરે છે. તમારી રજેરજ વાત વચેટ શેઠને કહે છે.'

'શું કહે છે?'

'બધાં જૂઠાણાં. તે દિવસે તમે નાનાંબાના ઓરડામાંથી નીકળ્યા, વચેટ શેઠે તમને જોયા પણ ઓળખી ન શકયા. એટલે મને પૂછ્યું—કોણ હતું એ? મેં કહ્યું કે હજૂર એ તો હું હતો. ત્યારે એમણે ફરી પૂછ્યું કે વરંડામાં અંધારું કેમ રાખ્યું છે? રાતે અધો વખત બત્તી રાખજો. એ વાત તો ત્યારે જ પૂરી થઈ હતી. પણ વિધુ સરકારે તમારે વિષે એને અગાઉથી ભંભેર્યા છે. એણે કહ્યું છે કે પેલો માણસ નાની વહુ પાસે રોજ રાત્રે આવે છે.

ઘરની વહુઆરુઓ સાથે હળેભળે છે. એને લઈને ગાડીમાં બહાર ફરવા લઈ જાય છે. તે દિવસે તમે નાનાંબા સાથે ગયા ને તેથી.'

'પછી?'

'પછી એને અંગે હો–હા. વચેટ શેઠે કહ્યું કે ક્યાં છે એ? પણ સારા નશીબે તમે ત્યારે હવેલીએ આવ્યા નહોતા. વચેટ બા પણ કંઈ ઓછાં નથી. ગિરિએ કહ્યું કે હા, મેં એને જોયો છે. નાનાંબાએ ત્યારે કહ્યું કે એ મારો ગુરુભાઈ છે. ક્યારેક ક્યારેક મળવા આવે છે. એમાં શું છે? મોટાં બાએ પણ વગોવણી આદરી હતી...પણ એ બધું હું નહિ બોલી શકું. મોટાં બા અને વચેટ બાએ મળીને નાનાંબાને ન કહેવા જેવું ઘણુંયે કહ્યું. એ થોડા દિવસ એવો તો કંકાસ કર્યો હતો એમણે કે કાનમાં આંગળાં નાંખવા પડે...એટલે તમે અહીં જ બેસો. હું હમણાં જ બજારે જઈને આવું છું.'

બધું સાંભળીને ભૂતનાથને પણ બીક લાગવા મંડી. એણે કહ્યું: 'બંસી! આ પછીયે હું અહીં રહું એ તને ઠીક લાગે છે?'

બંસી જતો જ હતો. આ સાંભળી એ જરા ઊભો રહ્યો ને બોલ્યો: 'એમ શું બોલો છો સાલાબાબુ? હવે તો એ વાત પતી ગઈ છે. અહીં સહુ જુદાં થઈ ગયાં છે.'

'પણ નાનાશેઠે તો બધું સાંભળ્યું છે ને?'

'પણ નાનાશેઠ હવે કેવા બની ગયા છે? સૂતા પડ્યા રહે છે. એમને બેઠા કરીને ખવડાવવું પડે છે. અને પાછા ધીરેકથી આડે પડખે સુવડાવી દેવા પડે છે. એને તો કોઈની સાત–પાંચ કરવાપણું છે નહિ. બન્ને હાથ-પગ ખોટા પડી ગયા છે. હવે એ માણસ નામનેયે લાયક નથી રહ્યા. છતાં નાનાંબાની રજા વિના તો હું તમને અહીંથી જવા વિષે "હા" ન જ કહી શકું.'

'આજે એકવાર નાનાંબા સાથે મેળાપ કરાવી દે ને બંસી, ફક્ત એક જ વાર.'

'એ તો રાતે બની શકે બધાં સૂઈ જાય પછી.'

'તું મને બોલાવી જજે, હું જાગતો બેસીશ. બરાબર ને?'

'એ તો પછી જે થવું હશે તે થશે. તમે બેસો, હું આવું છું. ભાગી ન જાતા પાછા, સમજ્યા ને?' કહી બંસી ધબાધબ કરતો ચાલ્યો ગયો.

પથારીમાં ચત્તો પડ્યો પડ્યો ભૂતનાથ ઘણીવાર સુધી આકાશ—પાતાળના વિચારે ચડી ગયો. આ હવેલીમાંથી પોતાને ચાલ્યા જવું પડશે એ વિચાર જ એને પીડાજનક હતો. અહીં એને શું ફક્ત આશરો જ મળ્યો છે? એને માત્ર આશરાની જ ચિન્તા છે. ચાર દીવાલો અને છાપરાનું જ આકર્ષણ હતું? અને ખાવાની? માત્ર એટલી જ વાત હતી? બીજું કંઈ જ નહોતું? આખો દિવસ ભૂતની જેમ મજૂરી કરી અહીં આવી આ પથારીમાં પડતાં જ મઝાની ઊંઘ કેમ આવી જતી હતી? કદાચ દલીલથી એ વાત સ્પષ્ટપણે નહિ સમજાવી શકાય. પરંતુ જો ભાભીનું આકર્ષણ જ કદાચ એનું એક માત્ર કારણ હોય તો! પણ તો નાનાંબા અને એને કઈ સગાઈ છે? ભાભીને ઘણીવાર સાચે રસ્તે વાળવા એ મથ્યો છે. ભાભીએ પણ એને કેટલીયે વાર જેમ તેમ સંભળાવ્યું છે. અપમાન કર્યો છે. તેમ છતાં ક્યાંક એક પ્રકારની ગાઢ આત્મીયતા બંધાઈ ગઈ હતી. તે દિવસે ભાભીનાં બેઉ હાથ ઝાલીને પકડી રાખતા એનાં આખા શરીરમાં રોમાંચ નહોતો થયો? શમણાંમાં એણે ભાભીને નથી જોયાં? જવા બેશક એની પહોંચથી દૂર હતી. ક્યારેય જવા એને સાંપડે એવું જોવાની હિંમત એ સ્વપ્ને પણ કરી શકતો નહોતો. પરંતુ ભાભી વિષે એ વાત અક્ષરેઅક્ષર ખરી હતી? ખેર, સારું થયું. બધા જ પ્રલોભનથી મુક્ત થઈ, બધા જ સ્નેહ—વળગણાંથી દૂર થઈ એ ક્યાંય દૂર ચાલ્યો જશે. ત્યાં ફરી નવેસરથી એનું જીવન શરૂ થશે. નવી રીતે દિવસો વિતાવશે. પથારીમાં પડ્યાં પડ્યાં એને જવાએ ગાયેલાં ગીતો યાદ આવ્યાં. ક્યાંય

ક્યારેય જો અવિચાર કર્યો હોય તો મને માફ ન કરજો. મારો ન્યાય તોળજો. તમે જાતે જ મારો ન્યાય કરજો. સમસ્ત અખિલ સંસારમાં જેમને જેમને એ હળ્યો મળ્યો છે, જેમને એણે ચાહ્યાં છે ને જેમણે એને ચાહ્યો નથી, તે સહુ આજે એની નજર સામે ટોળું વળીને ઊભાં છે. આન્ના, રાધા, હરિદાસી, જવા, ભાભી, કોઈ કરતાં કોઈ બાકી નથી રહ્યું. એણે મનોમન કહ્યું, હું સહુ પાસેથી વિદાય લઈને ઊપડું છું. કદાચ તમને સહુને આ જીવનમાં ફરી મળવાનું નહિ બને. તમે સહુ મારો ન્યાય તોળજો. જો મારો વાંક હોય તો મને માફ ન કરજો. મને દંડ આપજો. એ સજાને હું માથે ચડાવી લઈશ.

યાદ છે પેલે વખતે માઘોત્સવ પ્રસંગે જવાએ ગાયું હતું;

કરજે વિચાર પ્રભુ તું પોતે જ માહરો
કર્યું જે કંઈ આજે, ધરું તારે પાયે
માગું તુજ કર વિચાર મારો
અટવાયો હોઉં જો મિથ્યા આચારમાં
કે ગોટવાયો હોઉં જો જૂઠા દેવ-દેવીમાં
કર્યો હોય અવિચાર જો દુર્બુદ્ધિથી કોઈને
તો કરજે વિચાર વિભો, તું પોતે જ માહરો.
કર્યા હોય દુઃખી જો ઈર્ષ્યાથી અવરને
કે ભયથી થયો હોઉં જો ધર્મથી વિમુખ હું
થયો હોઉં ખુશી જો પળભર માટેય કદી
પરને પીડીને. તો કરજો વિચાર વિભો આપ પોતે જ માહરો.

ચાલ્યા આવવાને દિવસે એણે જવાને પૂછ્યું હતું કે સુપવિત્રને તો તેં કાઢી મૂક્યો જવા, મનેયે શું આવવા ના પાડે છે?

આખાયે મકાનમાં વૈધવ્ય જેવી કરુણ એકલતા વ્યાપી ગઈ છે. જવાનું જૂનું તેજ ખોવાઈ ગયું છે. એ કામકાજની ધમાલ, આવન-જાવનમાં એ ચંચળતા રહી નથી. સુવિનયબાબુની ગેર-

હાજરી જાણે ડગલે ને પગલે પ્રબળપણે દેખા દે છે.

જવાએ હજી સુધી એકેય વાતનો ઉત્તર આપ્યો નથી. એ ચૂપચાપ એમ ને એમ બેઠી છે. આટઆટલા શીવણ-ભરતકામની તૈયારી, આટઆટલી આતુરતાથી જોયેલી રાહ બધું જ જાણે પૂરું થઈ ગયું. અતિથિ આંગણે આવે તે પહેલા બુઝાઈ ગયેલા દીવડા જેવી અપાર શૂન્યતા જવા ઉપર ઘેરાઈ ગઈ છે. છતાં જવાનું વર્તન જેવું અણધાર્યું હતું તેવું જ વિચાર-વિહોણું હતું ! આ ખાલી ખાલી મકાનમાં કોણ એનું ધ્યાન રાખશે? કોની સાથે વાત કરીને એ દિવસો કાઢશે? કોની સેવામાં એ દિવસ વિતાવશે? એ પ્રશ્નોના ઉત્તર જાણે જવાએ આપવાના નહોતા.

આખરે એ બધાની ઘટતી ગોઠવણ એણે પોતે જ કરી આપી. કામવાળી બાઈને બોલાવીને કહ્યું કે જ્યાં સુધી બીજી કંઈ ગોઠવણ ન થાય ત્યાં સુધી તારે અહીં આ નાનીબેન પાસે દિવસ-રાત રહેવાનું છે.

કામવાળી બાઈએ હા કહી હતી. ને કહ્યું હતું કે બેનનાં લગ્નમાં મને નવું કાપડું આપવું પડશે હો?

ને જવાબમાં ભૂતનાથે કહેલું કે —'થશે ત્યારે બધું થઈ રહેશે. જરા સંભાળીને રહેજે. દરવાજો ઉઘાડો રહી ન જાય. જુએ છે ને કે ઘરમાં પુરુષ માણસ કોઈ નથી. પોતાનું જ ઘર ગણીને રહેજે. કામકાજ બરાબર કરજે. બેનને કોઈ નથી એ જાણે છે ને?'

જવાએ આ ગોઠવણ માટે સંમતિ નહોતી આપી તેમ વિરોધ પણ નહોતો દર્શાવ્યો. મૂંગાની જેમ ફક્ત બધું સાંભળ્યા જ કર્યું હતું.

સમાજનાં આચાર્ય ધર્મદાસબાબુ આવ્યા હતા. કહી ગયા —'બેટા, દીકરી, જ્યારે કંઈ પણ જરૂર હોય ત્યારે મને કહેજે–કહેવડાવજે. મને તારા બાપુજી જેવો જ ગણજે. અચકાતી નહિ.'

અને ઉપદેશ આપી ગયા કે —'દીકરી, તું તો બધું જ જાણે

છે. તને વધુ હું શું સમજાવું ? જીવનનું તત્ત્વ જ આ છે. મૃત્યુ દ્વારા નૂતનને પ્રગટાવવું. એથી જ આ જગતનો સંચય રોજ રોજ માત્ર ઘટતો જ જાય છે. આ જગતની શરૂઆત બાળકથી થઈ છે. પછી એ જ સંસાર એને એક દિવસ વૃદ્ધ બનાવી દે છે. એથી જ ઉપનિષદ્‌માં મૈત્રેયીએ કહ્યું છે કે નાહમ્ નામૃતાસ્યામ્ કિમહમ્ તેન કુર્યામ્.'

રૂપચંદબાબુ પણ આવ્યા હતા. એમણે કહ્યું—'મારી દીકરીઓ તારા જેવડી જ છે બેટા, અહીં ઠીક ન પડે તો મારે ત્યાં આવતી રહેજે બેટા, બેય ઘર તારાં છે. તને ફાવે તેમ કરજે.'

'પણ જવા, સુપવિત્રને તો તેં વિદાય કર્યો. જિંદગી આમ આ રીતે જ ગાળવા વિચારે છે કે શું ?' ભૂતનાથે પૂછ્યું.

'ભૂતનાથબાબુ, તમારે પગે પડું છું. થોડા દિવસ મને એકલી રહેવા દો.'

જવાનું ધૈર્ય જોઈ ભૂતનાથ અવાક્ થઈ ગયો હતો. સુવિનયબાબુને જ્યારે ઘરમાંથી કાઢી ગયા ત્યારે ! ત્યારે પણ એણે આંખમાંથી આંસુ પાડ્યું નહોતું કે મોંમાંથી ઉંહકારો સરખો કાઢ્યો નહોતો. રડવાનું દૂર રહ્યું. પોતાને આટલા સંયમમાં એ રાખી શકે એ વાતની કલ્પના નહોતી આવતી.

સુપવિત્ર તે પછી પણ એકવાર આવ્યો હતો. છેલ્લી ક્રિયા વેળા સુપવિત્ર પ્રથમથી છેલ્લે સુધી હાજર રહ્યો હતો. એણે કંઈ જ કર્યું નહોતું. પરંતુ એની આંખો અને મોં પર થોડો સંકોચ ને થોડો ગુનેગારનો ભાવ વરતાતો હતો. એક પછી એક જ્યારે બધા ચાલ્યા ગયા ત્યારે સુપવિત્ર પણ જતો હતો. જાણે હવે એને કરવાનું કંઈ રહ્યું નહોતું.

ભૂતનાથને ન જાણે શાથી પણ દુઃખ થયું – એણે કહ્યું : 'સુપવિત્રબાબુ, તમે પણ જાવ છો ?'

'હા,' કહેતો સુપવિત્ર તુરત જ બહાર નીકળી ગયો.

સાથોસાથ બહાર નીકળી ભૂતનાથે એને બોલાવ્યો: 'અત્યારે તમે અણસમજુ ન થશો. હવે જવાનું ધ્યાન રાખનાર કોઈ નથી, એ ન ભૂલશો સુપવિત્રબાબુ—'

સુપવિત્ર થોડીવાર ખમચાઈને ઊભો રહ્યો. પછી પાછો ધીરે ધીરે ચાલવા લાગ્યો.

ભૂતનાથે ફરી કહ્યું : 'અભિમાનમાં જવાએ કહેલી વાત સાંભળી તમેયે અભિમાન કરશો તો કઈ રીતે ચાલશે?'

ત્યારે ચારે બાજુ અંધારું થઈ ચૂકયું હતું. ધીરે ધીરે શેરીની ગેસબત્તી પ્રગટતી હતી. સુપવિત્રનું મોં સ્પષ્ટ દેખાતું નહોતું. એ આટલું જ બોલ્યો: 'આ પછી પણ મને અહીં આવવાનું કહો છો?'

ભૂતનાથે સાંત્વન આપતા સાદે કહ્યું : 'તમને તો એણે શું કહ્યું છે. જવાને હું તો નાની હતી ત્યારથી ઓળખું છું. એની વાતે રોષ ન કરશો. એનો સ્વભાવ જ એવો છે. શું બોલે છે એની એનેય ખબર નથી હોતી. માનો પ્રેમ પામી નથી. વળી આઠ વરસની થઈ ત્યાં સુધી તો ગામડામાં રહી. મને કેટલીયે વાર કેટકેટલું સંભળાવ્યું છે. પણ હું ઓછો આવ્યા વિના રહું છું? કે એના પર રોષે ભરાયો છું?'

'રોષ?' ને સુપવિત્ર જાણે થોડુંક હસ્યો. એમાં હાસ્ય હતું કે અભિમાન તે અંધારામાં બરાબર કળાયું નહિ. એણે કહ્યું : 'રોષે હું ભરાયો નથી ને અકારણ રોષે ભરાઉં પણ શા માટે, ભૂતનાથબાબુ?' એક સાથે આટલું બોલતાં સુપવિત્ર જાણે હાંફી ગયો.

'તો પછી કાલે આવો છો ને?'

'પણ મને તો આવવાની મનાઈ છે.'

'આ જુઓ, તમે નક્કી ખિજાયા છો.'

'નક્કી માનજો, ભૂતનાથબાબુ, હું ખિજાયો નથી. પણ સાચેસાચ મને આવવાની મનાઈ છે.'

'રોષમાં જવા જે બોલી ગઈ એને જ તમે શા માટે મહત્ત્વ આપો છો સુપવિત્રબાબુ? હજુયે આપણે ઘણું ઘણું કરવાનું બાકી છે.'

સુપવિત્ર ફરી ચમકીને ઊભો રહ્યો. એ કંઈક કહેવા જતો હતો. 'પણ—'

'હવે એ પણ...બણ કંઈ જ નહિ. એ બધા બચાવ સાંભળ્યા જ છે. તમે કાલે આવો, હું બધીયે વાત પતાવી દઈશ.'

સુપવિત્રની બન્ને આંખો ત્યારે જાણે સળગતી હતી. એક ગેસબત્તીના પ્રકાશમાં ભૂતનાથ એનું મોં સ્પષ્ટ જોઈ શક્યો. સુપવિત્ર નીચે જોઈ ગયો. એણે કહ્યું : 'તમે કદાચ નથી સાંભળ્યું. પણ જવા પાસે મારે આવવા-ઊભવા જેવો મારગ હવે રહ્યો નથી.'

'શું બોલો છો?' અને સાથોસાથ ભૂતનાથનાં મનમાં અનેક પ્રશ્નો જાગ્યા.

પણ એટલીવારમાં સુપવિત્ર ઘણે આગળ નીકળી ગયો હતો. માથે વીજળી પડી હોય એ રીતે ભૂતનાથ થોડીવાર ત્યાં જ ઊભો રહ્યો. ભૂત દીઠું હોય તેવા માનવીની જેમ વિહ્વળ નજરે સુપવિત્ર ગયો હતો તે દિશામાં તાકી રહ્યો. ને પછી ફરી જવાના ઘર તરફ પાછો વળ્યો.

જવા ત્યારેયે ઉપાસનાખંડમાં ચૂપચાપ બેઠી હતી. સાંજથી જે રીતે બેઠી હતી એ જ રીતે જરાય હલનચલન વગર. જેનો આખો દિવસ કામકાજમાં વીતતો હોય, જેને ગળાબૂડ કામમાં જ રહેતી – આ ઘરમાંથી પેલા ઘરમાં જતી-આવતી, સવારથી સાંજ સાંજ સુધી વાતો અને ગીતોમાં મસ્ત રહેતાં જોઈ હોય એનું આવું રૂપાન્તર સાચે જ આંખમાં ખટક્યા વગર રહેતું નથી. ભીંત ઉપર રાજારાણીનાં ફોટા નીચે સુવિનયબાબુનો ફોટો ટીંગાય છે. જવાની નજર ત્યાં પણ નથી. ભૂતનાથને જોવા છતાં જાણે એ એને જોવા પામી નથી.

ભૂતનાથે કહ્યું: 'આજે આખો દિવસ તું કંઈ જમી કરી નથી. થોડુંક કંઈક લે તો સારું જવા.'

'તે કરતાં તમે કંઈક લો...' કહી જવા સાચે જ ઊભી થવા જતી હતી.

ભૂતનાથે એને અટકાવીને કહ્યું: 'રહેવા દે. તારે ઊઠવાની જરૂર નથી. મારે માટેની ગોઠવણ હું જાતે જ કરી શકીશ. પણ તે પહેલાં હું તને એક વાત પૂછી લઉં.'

જવાએ ઊંચું જોઈ ભૂતનાથની આંખ સામે આંખ માંડી. છતાં ભૂતનાથ તરફથી કંઈ જ પ્રશ્ન ન થતાં એ બોલી: 'કહો?'

'બાપુજીની છેલ્લી ઇચ્છા હતી કે તારી જવાબદારી સુપવિત્રે જ સ્વીકારવી. પણ તેને તો તેં આખરે હાંકી જ કાઢયો ને?'

જવા મોં નીચું ઢાળી બોલી: 'સુપવિત્ર જાણે છે કે મેં એને શા માટે...' વધુ જવા બોલી ન શકી.

'પણ એને કહેવાથી જ બધી સમસ્યા ઊકલી જાય છે ખરી? તારું પોતાનું ભાવિ, સુપવિત્રનું ભાવિ, કંઈ જ તું નહિ વિચારે?'

થોડીવાર જવા મૂંગી રહી. પછી બોલી: 'સુપવિત્રને આવવાની ના પાડીને હું સુખી થઈ છું એમ માનો છો?'

'તું પણ સુખી ન હોય અને સુપવિત્ર પણ દુઃખી થતો હોય તો આવું કરવાનો અર્થ શો?'

'એ હું ક્યાં નથી જાણતી ભૂતનાથબાબુ? જાણું છું કે સુપવિત્ર એને ઘેર જતાં ઘણીવાર સુધી રસ્તે રસ્તે આથડશે. હમણાં થોડા દિવસથી કદાચ એ જરાય ઊંઘતો નથી. અને એટલું જ નહિ, મારા આ મકાનની સામે કદાચ ક્યાંય સુધી ઊભો જ રહેશે – છતાં એને હું અહીં આવવા નોતરી નહિ શકું. એ અહીં આવે એ બરાબર નથી.'

'પણ શાથી?'

જવા રડવા લાગી. સુવિનયબાબુના અવસાન વેળાએ જે પથ્થર

જેવી હતી તેનું આવું વીલાપણું ચમકાવે તેવું હતું.

લાંબીવારે ભૂતનાથે કહ્યું : 'મુશીબત તો મારે જ થઈ છે. આ સ્થિતિમાં તને આમ ને આમ મૂકીને મારાથી અહીંથી જઈ પણ કેમ શકાય ?'

જવા રોતી અટકીને બોલી : 'તમે કંઈ ચિન્તા ન કરશો ભૂતનાથબાબુ. મારો માર્ગ હું ખોળી લઈશ.'

'પણ તું માર્ગ ખોળી ન લે ત્યાં સુધી મારાથી નચિંત રહેવાશે જવા ?'

જવાએ મોં ઊંચું કર્યું. રડવાથી આંખો ભારે થઈ ગઈ હતી. એણે કહ્યું : 'ભૂતનાથબાબુ, તમારું ઋણ હું આ ભવે તો ફેડી શકીશ નહિ.'

'ઋણ ફેડવાની વાત ક્યાં ઉપાડી જવા ! દુનિયામાં કોઈ કોઈનું ઋણ કદી ફેડી શકે છે? એવો અહંકાર કરવાનું ગજું દુનિયામાં કોનું છે?'

'ના, આજે મનમાં થાય છે કે મેં તમને કેટકેટલો અન્યાય કર્યો છે.'

'ન્યાય–અન્યાયની વાત જવા દે આજે. તને તો મેં એકવાર કહ્યું છે કે આ મારો નશો નથી પણ કર્તવ્ય છે. અને ફક્ત કર્તવ્ય જ નહિ, મારું વ્રત છે. તને કંઈક ખપમાં આવીશ તો મારી જાતને સફળ માનીશ. એના બદલામાં મારે કંઈ જ જોઈતું નથી. હું કંઈ માગતો નથી.'

નીચું જોઈ જઈ જવા બોલી : 'પણ દુર્ભાગીઓ પાસે બદલો માગવો એ એની ઉવેખના છે ભૂતનાથબાબુ.'

'આખરે તુંયે ભાગ્ય ઉપર ગઈ જવા ?'

'ભાગ્યની વંચના જેને સહેવી પડી હોય એ જ ભાગ્યની વાત કરી શકે ને?' જવાએ કહ્યું.

'માનતો હતો કે દુર્ભાગ્ય માત્ર મારા એકલા માટે જ છે. પણ

રહેવા દે એ વાત. તારો માર્ગ તું જેમ બને તેમ જલ્દી નક્કી કરી લે, જેથી હું નચિંત થઈ શકું.' ભૂતનાથે કહ્યું.

'મને થોડો સમય આપો. એક બે દિવસમાં જ હું એ નક્કી કરી લઈશ.'

'તારો નિર્ણય મને જણાવવામાં તને કંઈ વાંધો નથી ને?'

'હું હૉસ્પિતાલમાં કામ કરીશ.' જવાએ કહ્યું.

'ક્યાં?'

'બાગબજારમાં, અમારા મકાનમાં બાપુજી જે હૉસ્પિતાલની સ્થાપના કરી ગયા છે ત્યાં જ કામ કરીશ એમ નક્કી કર્યું છે. હવે ફક્ત થોડો વધુ સમય જવા દેવો છે જેથી એ વિચાર પરિપક્વ થાય છે કે કેમ તે જોઈ લઉં. એટલે જ સમય માગું છું.'

થોડીવાર ભૂતનાથ ચૂપ રહ્યો. પછી એણે કહ્યું : 'પણ એક વાત પૂછવાની છે. એનો એકદમ સ્પષ્ટ સાચો જવાબ આપીશ ને?'

'બોલો.'

'સુપવિત્ર સાથે લગ્ન કરવામાં તને વાંધો શું છે?'

જવાએ હવે એકવાર ઊંચે જોયું. એકદમ અસહાયની જેમ ભૂતનાથ સામે જોયું, ને પછી પાછું નીચું જોઈ એ બોલવા લાગી: 'ખબર નથી, તમે માનશો કે નહિ, પરંતુ ઘણીવાર માનવીના જીવનમાં બની જતાં પ્રસંગોમાં એની પોતાની ઇચ્છાનો પ્રશ્ન જ નથી હોતો. બાપુજીનો છેલ્લો દિવસ — અવસાનનો દિવસ તમને યાદ છે? તમે બધા પેલા બાજુના ઓરડામાં ચાલ્યા ગયા. હું એકલી જ બાપુજી પાસે હતી—' કહી જવા અટકી.

કામવાળીએ ઓચિંતા અંદર આવીને કહ્યું કે—'બહાર કો'ક બાબુ મળવા આવ્યા છે, મોટી બહેન.'

'કોણ બાબુ છે?' ભૂતનાથે પૂછ્યું.

'નામ નથી જાણતી.'

ભૂતનાથે નીચે જઈને જોયું તો ધર્મદાસબાબુ હતા. ભૂત-

નાથે કહ્યું : 'આવો, પછી ઉપર આવો.'

'ધર્મદાસ રોજ એક આંટો આવી જાય છે. સુવિનયબાબુના એ જૂના મિત્ર છે. જ્યારે આવે છે ત્યારે ઘણો ઘણો ઉપદેશ આપી જાય છે. એમણે કહ્યું—'મા-બાપ સહુનાં સદાકાળ રહેતાં નથી, દીકરી, પરંતુ એકદમ નજીકના આત્મીય સ્વજનનાં મૃત્યુથી જ આપણે સાચું જ્ઞાન મેળવી શકીએ છીએ કે આપણે ભલે ગમે તેને પિતા તરીકે સંબોધન કરીએ પણ હકીકતમાં તો એ એક જ આપણા સૌના પિતા છે. એથી જ ઉપનિષદ્‌માં કહ્યું છે કે "પિતા નોહસી" પિતામાં પિતારૂપે જે સત્ય છે તે પણ એ જ છે. એ નિરાકાર પરમ પિતા, માતામાં માતરૂપે જે સત્ય છે તે પણ એ જ છે. એ જ પરમ પિતા છે. એ પરમ પિતાને પ્રાપ્ત કરજે બેટા. એ પરમ સત્યને સ્વીકારજે બેટા. પરમ પવિત્રતાને તારા પોતાના ચિત્તમાં પ્રતિષ્ઠિત કરજે.

જવાએ પૂછ્યું : 'પણ મને એક વાત સમજાવશો ? મનને જે ગમે — ગમતું હોય તે મેળવવું ને માણવું તેમાં કંઈ અજુગતું છે ?'

'ખરાબ તો કંઈ જ નથી બેટા. જે વસ્તુ આપણા સ્પર્શ, દૃષ્ટિ અને શ્રવણશક્તિને સંતોષે તેમાં તો કંઈ જ નિંદનીય નથી. નિંદનીય તો છે આપણામાં એની પાછળ રહેલી એ વૃત્તિ. જ્યારે આપણે સર્વસ્વનો ત્યાગ કરીને પોતાની જાતને જ મહાન ગણીએ ત્યારે જ એ અપવિત્ર બને છે બેટા. અન્નને જો શરીરે ચોપડીએ તો એ અપવિત્ર બને છે પણ જો આહાર કરીએ તો તે અપવિત્ર નથી બનતું. કારણ શરીરે ચોપડવામાં અન્નનો સાચો ઉપયોગ નથી થતો.'

જવાએ ફરી પૂછ્યું : 'બીજી એક વાત તમને પૂછવાની છે અને તે એ કે ભૂતકાળ સત્ય કે વર્તમાન કાળ ? આ અંગે મને થોડીક સમજ પાડશો ?'

ધર્મદાસબાબુએ કહ્યું : 'આ વાતનો જવાબ મુશ્કેલ નથી, બેટા. જ્યારે તું આ શોકમાંથી ઉપર આવીશ ત્યારે તને એ સમ-

જાશે. સત્ય તો શાશ્વત છે – એને વર્તમાન કે ભૂતકાળ જેવું કંઈ નથી.'

'પણ અજાણમાં જે સત્ય બની ગયું છે. મારા જ્ઞાનથી અગોચરપણે – જેમકે હું જ્યારે એ મહિનાની જ હતી ત્યારે... એ સત્યને પણ શું પરમ સત્ય ગણીને સ્વીકારવું ?'

'એ બધું એકનું એક જ છે, દીકરી. ભલે ને ગમે એટલું અગાઉ બન્યું હોય. આપણા તરફથી જો એમાં આપણો અંગત સ્વાર્થ હોય તો તે અસત્ય જ ગણાય છે. એ કારણે જ એ અપવિત્ર બની જાય છે. કારણ સત્ય ફક્ત આપણા એકલામાં જ સીમિત નથી. તેથી જ જો આપણાં એકનો જ વિચાર કરીએ ત્યારે આત્મા અસહ્ બની જાય છે. પોતાની પવિત્રતા ગુમાવી બેસે છે.' થોડીવાર મૌન રહીને ધર્મદાસબાબુએ વાત આગળ વધારી — 'આત્મા તો પતિવ્રતા સ્ત્રી જેવો છે. એનો સમસ્ત દેહ-મન-પ્રાણ પોતાના સ્વામીને અંગે જ સત્ય બને છે. એનો સ્વામી જ એનો પ્રિય આત્મા – એનો ખરો આત્મા છે. એનો પરમ આત્મા છે. એના એ સ્વામી વિષે ઉપનિષદ્ કહે છે — એષાસ્ય પરમાગતિઃ એષાસ્ય પરમાસંપદ્, એષોહસ્ય પરમાલોક, એષોહસ્ય પરમ આનન્દ. એ જ એની પરમ ગતિ, એ જ એની પરમ સંપદ્, એ જ એનો પરમ આશ્રય, અને એ જ એનો પરમ આનંદ છે.'

ધર્મદાસબાબુ ચાલ્યા ગયા. એકાએક જવા ઊભી થઈ. ઊભી થઈ કંઈ જ કહ્યા કારવ્યા વગર પોતાના ઓરડામાં જઈ એણે અંદરથી બારણું વાસી દીધું.

'કંઈ ખાવું નથી જવા ?' ભૂતનાથે આટલું જ કહ્યું.

જવાએ એનો કંઈ જ જવાબ ન આપ્યો. પણ એના મોં પરથી એવું લાગ્યું કે એનું બધું જ લોહી મોં પર ધસી આવ્યું છે. પથારીમાં ઊંધી પડી હમણાં જ એ ધ્રૂસકે ધ્રૂસકે રડી પડશે.



ચોર-કોટડી – છૂપા ઘરમાં સૂતાં સૂતાં ભૂતનાથ આ બધું યાદ કરતો હતો. હવેલીમાં ધીરે ધીરે રાતની નિર્જનતા વ્યાપી ગઈ. પરંતુ આજે રોજ કરતાં સૂમસામ લાગતું હતું. દખણાદા વરંડામાંથી પેલા જૂના અવાજો સંભળાતા નથી. દાસુ મેતરના દીકરાની વાંસળીના સૂરમાં પેલા ગીતના સૂર આવતા નથી. બગીચાના આમળાના વૃક્ષ પરથી અદૃશ્ય પંખીની ચીસ સંભળાતી નથી. ધીમે ધીમે રાત ઘેરી ને વધુ ઘેરી બની. છતાં બંસી ડોકાયો નહિ.

બંસી કહી ગયો હતો —'ચેતતા રહેજો સાલાબાબુ, વચેટ શેઠ બધી વાત જાણીને અતિશય ખિજાઈ ગયા છે. કહેતા હતા કે આ હવેલીની વહુને બહારનો માણસ મળે છે એ કેવું કહેવાય?' અને ભૂતનાથે બંસીને કહ્યું પણ હતું કે —'તો પછી હું હવે અહીં રહું એ ઠીક ન કહેવાય! કાલે જ બીજે ચાલ્યો જાઉં.'

'પણ નાનાંમા અહીં છે ત્યાં સુધી તમે અહીં જ રહો સાલાબાબુ. હવે તો રસોડાં જુદાં થઈ ગયાં છે... પછી તો હું પણ અહીં નથી રહેવાનો. કોને માટે રહું?'

સાચું જ છે. હવેલીનું જે આકર્ષણ શરૂશરૂમાં હતું તે હવે એને રહ્યું નથી. હવેલીનાં ગાડી–ઘોડા, નોકર–ચાકર, વિવાહ–પૂજા આ બધાંની સાથે ભૂતનાથે પોતાની જાતને એક કરી દીધી હતી. સૌની સાથે એને માટે પણ કપડાં–જોડા આવતાં, જમવા-કરવાની ગોઠવણ થતી. અન્ય સૌની સાથે પોતાને એ આ હવેલીની જ એક વ્યક્તિ ગણતો.

'આ વખતે કદાચ પૂજાની ઊજવણી નહિ થાય. અગાઉના સહિયારી ઊજવણી થતી— હવે એના ખર્ચનો ભાર કોણ ઉપાડશે?' બંસી કહેતો હતો.

અને થયું પણ એમ જ. આટલા સમયથી વરસો વરસ ઊજવાતો પૂજા–ઉત્સવ! કેટકેટલાં એનાં સંભારણાં છે? આટલા બધા લોકોના કલ્યાણને તિલાંજલિ આપી વડવાઓથી ચાલતી આવેલી

પૂજાની ઊજવણી બંધ રાખવામાં આવી એ જેટલું અણધાર્યું હતું તેટલું જ વેદનાદાયક હતું. આ વરસે કલકત્તાના મહાજનમાં અને સમાજમાં આ ચૌધરીઓ વગોવાયાં. છેની દત્તનો દીકરો નટુ દત્ત નાનાશેઠની ચુનીદાસીને રાખી બેઠો છે. એણે એને નવી મોટર લઈ આપી છે. હવેલીના આવા પરાજયને નજરોનજર નિહાળ્યા છતાંયે કોઈને ભાન નથી આવ્યું. અને નનીલાલ? અત્યારે એ નનીલાલ પાસે જ આ વિશાળ હવેલી અને બીજું જે કંઈ બાકી રહ્યું છે તે બધું ગીરો મુકાયેલું છે. આ બધું એને ગીરો લખી આપતાં આ ચૌધરીઓનું અભિમાન ઘવાયું નથી. નનીલાલનો માણસ મહિને મહિને ચડયું વ્યાજ વસૂલ લેવા આવે છે. આ લોકો કઈ રીતે ઊગરશે? અનિવાર્ય ધ્વંસને કઈ રીતે અટકાવી શકશે?

મધરાતે દરવાજે ટકોરા પડયા — 'સાલાબાબુ?'

પથારીમાં કૂદકો મારી ઊભા થતાં ભૂતનાથે પૂછયું: 'કોણ, બંસી? હું તો કયારનોયે વિચારતો હતો કે હજુ બંસી કેમ ન આવ્યો.'

'ચાલો, પણ જોજો હો, વચેટ શેઠ આજે વચેટ શેઠાણીને ઓરડે સૂતા છે.'

'પણ તેં નાનાંબાને કહી રાખ્યું છે ને?'

'કહી તો દીધું છે, પણ બહુ જાળવીને જજો અને વાતો પણ એકદમ ધીમે કરજો. હવે વરંડામાં વચ્ચે ભીંત ચણાઈ ગઈ છે, પણ સાદ તો બીજી બાજુયે સંભળાય ને? એથી ધ્યાન રાખજો.'

બિલ્લીપગે ચાલતો ભૂતનાથ નાનાંબાને ઓરડે પહોંચ્યો.

એ પહોંચ્યો ત્યારે નાનાંબા ઊંઘતાં હોય તેમ લાગ્યું. ભૂતનાથ આવવાનો છે જાણી જાગીને બેઠાં થયાં હતાં, છતાં એમની આંખમાં ઊંઘ હતી. ભૂતનાથને જોઈ એ ગંભીર બની ગયાં. એમણે પૂછયું: 'આટલા દિવસ કયાં હતો?'

'ખિજાશો નહિ ભાભી હું અહીં નહોતો. આજે જ આવ્યો છું. અને દિવસે તો તમારી પાસે આવી શકાતું નથી.'

'જ્યાં ગયો હતો ત્યાં જ રહ્યો હોત તો ચાલત, ફરીને આવ્યો શા માટે? શું જોવા આવ્યો છો?'

ભૂતનાથે ધ્યાનથી જોયું તો ભાભીના શરીર પર અલંકારો ઘણાં ઘટી ગયાં હતાં. નાકની ચૂંક ક્યાં ગઈ? હીરાનાં પેલાં લટકણિયાં ક્યાં? એને બદલે કાનમાં સોનાનાં એકદમ હળવાં ઝૂલણિયાં દેખાતાં હતાં.

'તમે તે દિવસે કહ્યું હતું ને કે બરાનગર જવું છે, એ માટે જ પૂછવા આવ્યો છું કે એકવાર જવું છે?'

'મને તું સાચેસાચ બરાનગર લઈ જઈશ?' ભાભીમાં જાણે પળવારમાં અસલી તેજ આવી ગયું. એણે કહ્યું : 'નાનાશેઠની એવી તો દશા થઈ ગઈ છે કે આંખે જોઈ શકાતું નથી. માંદગી દિવસોદિવસ વધતી જાય છે. કદાચ હવે મટશે નહિ. શશી દાકતર આવે કરે છે. મૂઠી ભરીને રૂપિયા લઈ જાય છે. મારે ત્યાં આવીને એટલું જ માગવું છે કે નાનાશેઠની તબિયત સારી થઈ જાય. એથી વધુ મારે કંઈ જ નથી જોઈતું. બીજી કોઈ માનતા મારે નથી કરવી.'

'તમે દારૂ છોડી દીધો ભાભી?'

'છોડી ક્યાં શકું છું ભાઈ! હજીયે છાની માની મંગાવું છું. બંસી તો હમણાં મારું કંઈ જ સાંભળતો – ગણકારતો નથી. કોઈ જ મારું સાંભળતું નથી. પણ દારૂ વિના મારે ચાલતું નથી. અને છતાં જોઉં છું કે એના વિના તારા નાનાશેઠ રહી શકે છે.' કહી નાનાંબાએ તકિયાનો ટેકો લીધો.

'મારેયે તમારે માટે માનતા માનવી છે ભાભી, કે તમે સારાં થઈ જાવ. તમારી સાથે મારા માટે પણ માનતાની પાનસોપારી મંગાવજો.' ભૂતનાથે કહ્યું.

'તો પછી ક્યારે ઊપડીશું?' ભાભીએ પૂછ્યું.

ભૂતનાથ જવાબ આપવા જતો હતો ત્યાં એકાએક બહારથી

કંઈ ઘૂમરાણ સંભળાયું. અને તેની સાથે વંટોળિયાની જેમ બંસી અંદર આવ્યો. 'સાલાબાબુ, ગજબ થઈ ગઈ, ચાલો ચાલો!'

'શું થયું બંસી?'

'તમે બહાર ન નીકળશો નાનાંબા, હું હમણાં આવું છું.' નાનાંબાને જવાબ આપતા બંસીએ કહ્યું.

બહાર આવી બંસીએ કહ્યું: 'સાલાબાબુ, તમે ઝટપટ તમારી કોટડીમાં ચાલ્યા જાવ. પેલી બાજુ બેઠકખાનામાં આગ લાગી છે.'

'આગ?' ભૂતનાથ ચોંકી ગયો. એણે પૂછ્યું—'કોણે લગાડી?'

'તમે તમારી ઓરડીમાંથી બહાર ન નીકળશો. ચોકમાં સૌ ભેગા થયા છે. વેણી વચેટ શેઠને બોલાવવા ગયો છે.'

'પણ આગ લગાડી કોણે?'

'બદરિકાબાબુએ.' બંસીએ જતાં જતાં કહ્યું.

'બદરિકાબાબુએ? શા માટે?'

ભૂતનાથના આશ્ચર્યની અવધિ નહોતી. આટઆટલું હોવા છતાં એણે આગ કેમ લગાડી હશે?

'હમણાં હમણાંનું એમનું મગજ ઠેકાણાસર નહોતું ને એથી.' બંસીએ ખુલાસો કર્યો.

'મગજ ઠેકાણે નહોતું? ક્યારથી?'

'જી, વચેટ શેઠે એને તે દિવસે ખૂબ તતડાવ્યા હતા. હવેલીમાં પંદર પંદર ઘડિયાળ હોવા છતાં એક પણ સમયસર-બરાબર ચાલતી નહોતી. બદરિકાબાબુ દિવસ-રાત ચત્તાપાટ પડ્યા રહેતા એથી વચેટ શેઠે એને ધમકાવ્યા હતા કે પોતે એમને અહીંથી કાઢી મૂકશે. વિધુ સરકાર મશાયે કહ્યું હતું કે હવે એને રાખવાની જરૂર નથી, ઘડિયાળને ચાવી હું દેતો રહીશ. એ એક જણનું ખાધાખરચ કંઈ ઓછું આવે છે?'

બંસી ચાલ્યા ગયા પછી ચોર-કોટડીમાંથી બહાર નીકળી અંધારામાં એક બાજુ ઊભો ઊભો ભૂતનાથ જોવા લાગ્યો. અંધારામાં

ચોક સામે પ્રકાશની લાલ આભા દેખાતી હતી. સૌ સામટા મળીને બેઠકખાનામાં ઘડાના ઘડા પાણી ફેંકતા હતા. આ તે વેર લેવાની કેવી રીત? બંસી પણ સૌની સાથે ઘડાબંધ પાણી ફેંકતો હતો. ચારેબાજુ ધુમાડાથી છવાઈ ગઈ હતી. બળવાની એક વિચિત્ર વાસે હવા અને આખુંયે વાતાવરણ કલુષિત કરી મૂકયું હતું. ભૂતનાથે નાક આડે રૂમાલ દાબ્યો.

એટલી વારમાં દેખાયું કે સૌ સાથે મળીને બેઠકઘરમાંથી કોઈને બહાર કાઢી રહ્યાં છે. અંધારામાં લોકો પડછાયા જેવા જણાતાં હતાં. કંઈ જ સ્પષ્ટ ઓળખાતું નહોતું. આકાશમાં ધુમ્મસ જેવું જામી ગયું હતુ. ક્યાંય ચંદ્રનું નામનિશાન નહોતું. બિહામણી રાત વધુ બિહામણી થઈ ગઈ હતી.

બંસી પાછો આવ્યો — 'સાલાબાબુ, તમે જલદી અંદર ચાલ્યા જાવ. હમણાં જ વચેટ શેઠ અહીંથી નીકળશે — તમને જોઈ જશે.'

'બેઠકઘરમાંથી કોને બહાર કાઢતા હતા?'

'બદરિકાબાબુને. શેકાઈને રીંગણાના ભડથા જેવા બની ગયા છે. હજુયે જીવ છે – સાનભાન છે – ઉંહ...ઉંહ...કરે છે.'

'પણ આ થયું કેમ કરતાં?'

'હવેલીમાં હતી તે બધી ઘડિયાળ એમણે બેઠકખાનામાં ભેગી કરી. એનાં ઉપર પોતાનાં કપડાં – ઓઢવા-પાથરવાનું નાખ્યું અને એ બધાંની વચ્ચે બેસીને દીવાસળી ચાંપી. કેવી સહનશક્તિ! ક્યારે આ બધી ગોઠવણ કરી એની કોઈને ખબર પણ ન પડી.' કહી બંસી પાછો તે તરફ દોડી ગયો.

આટલી વારે બંબાવાળા આવ્યા જણાય છે. ટન...ટન... ટન...ટન... ઘંટ વગાડતાં વગાડતાં એ લોકો હવેલીમાં પ્રવેશ્યા અને એની સાથોસાથ આજુબાજુનાં લોકોના બૂમરાણથી રાત ગાજી ઊઠી. ચારેબાજુ ધમાલ મચી ગઈ. આસપાસના મકાનની અગાશીમાં લોકો ટોળે વળ્યાં છે. આગની જ્વાળાઓ શમ્યા પછી ધુમાડાના

ગોટાઓ વચ્ચે આંખ ઉઘાડી શકાતી નથી. ભૂતનાથની આંખો બળવા લાગી. બંબાઓએ આવીને પાણીનો મારો ચલાવી આખા મકાનને ઠંડુગાર કરી દીધું છે. આટલી વારે જાણે બધું ય ઠરી ગયું છે. ભૂતનાથે પાછા પોતાની ઓરડીમાં જઈ આગળો દઈ દીધો — જરૂર શું છે? જો વચેટ શેઠ જોઈ ગયા તો? કાલે ઘણાં કામ કરવાનાં બાકી છે. વહેલી સવારે ભળભાંખળે જ ઊઠીને જવાને ત્યાં જવાનું છે. પછી નમતા પહોરે નાનાંબાને લઈને બરાનગર જવાનું છે. રાત હવે ઝાઝી બાકી નથી.— અને ભૂતનાથે થોડીક ઊંઘ ખેંચી લેવા આંખો મીંચી.

તેમ છતાં અંધારામાં ઉજાગરો ખેંચતી એની આંખ સામે બદરિકાબાબુનો ચહેરો તરવરી ઊઠયો. એને ઘડિયાળ ઉપર આટલો બધો રોષ શાથી હશે? જે માણસ સદાયે કલાકે કલાકે ઘડિયાળ સમય સાથે મેળવી લેતો, કાળનાં પગલાં સાંભળવાની ગણતરીએ સદાયે ગજવે ઘડિયાળ રાખીને જ ફરતો, એણે આ શું કર્યું? તો પછી શું બદરિકાબાબુ કાળનું ગળું ભીંસી નાખવા માગતા હતા? કે પછી આખરે કાળ પોતે જ એમનો વિશ્વાસઘાત કરીને એમને પોતાનો કોળિયો બનાવી ગયો? કોણ જાણે?

આ પણ એક અજબ રાત છે. ઊંઘ બરાબર આવતી નથી અને જાગૃતિ પણ પૂરી રહેતી નથી. ઊંઘ અને જાગૃતિ વચ્ચે ઝોલાં ખાતાં એને થયું જાણે બદરિકાબાબુનો આત્મા આખી હવેલીમાં ફરતો ફરે છે. ઘરેઘરમાં – ઓરડે ઓરડે જોઈ આવે છે કે ક્યાંય એકાદ ઘડિયાળ બાકી તો નથી રહી ગયું ને? બધાં જ ઘડિયાળને એણે પૂરાં કર્યાં છે ને? પંદર ઘડિયાળ હતાં ભીંતે ટીંગાડવાનાં. આજ સુધી એ કાળની ગતિ સાથે કદમ મિલાવતાં ડોલતાં બરાબર સાચો સમય દર્શાવતાં હતાં. ભૂમિપતિ ચૌધરીના સમયથી કિલ્લાની તોપ સાથે એના ટકોરા બરાબર પડયા છે. એણે કાળનો ઘંટનાદ કરી સમયદેવની છડી પોકારી છે. વિજય ગૌરવની કથાઓ

કરી છે. એથી જ કદાચ આજે બદરિકાબાબુએ એકાએક કાળદેવને ધમકાવીને કહ્યું કે—રહેવા દો, બસ કરો, તમે બધા ખોટાબોલાની જમાતવાળા છો.

'વચેટ શેઠ આજે એમના પર ખૂબ ખિજાયા હતા.' બંસી બોલ્યો.

'શા માટે?'

'હવેલીના બધા જ લોકો જોતા હતા કે એ કંઈ જ કામ કરતા નથી, ચૂપચાપ ચત્તાપાટ પડયા રહે છે. વચેટ શેઠે એટલું જ કહ્યું હતું કે "આ બધી ઘડિયાળો ઉપર ધૂળ જામી ગઈ છે. મેલી-દાટ થઈ ગઈ છે તે દેખાતું નથી? જોતો નથી રોજ ચાવી દેતાં?"

'એમને જવાબ આપતાં બદરિકાબાબુએ જણાવ્યું કે "સર, એ ધૂળ નથી, પાપ છે. બધાં પાપ જામ્યાં છે."

"પાપ? કોનાં પાપ?" વચેટ શેઠને કંઈ સમજાયું નહિ.

"બધી જાતનાં પાપ સર. અત્યાચાર, અન્યાય, દુરુપયોગ, આળસ એ બધાંનું પાપ. આ હવેલીના પાપનો કયાં આરો વારો છે?"

'આમ છતાં વચેટ શેઠ સમજી ન શકયા. વિધુ સરકારને એમણે પૂછયું, "આ ઘડિબાબુ શું બોલે છે? પાગલ થઈ ગયો છે કે શું?"

'વિધુ સરકારને તો પહેલેથી બદરિકાબાબુ ઉપર ચીડ છે. હવેલીમાં પેલે દિવસે મોટર આવી ત્યારની. ઇબ્રાહીમનો દીકરો એના મોંમાં થૂંકેલો તે એને યાદ હશે. એણે કહ્યું કે, "બદરિકા-બાબુ તો સદાયના પાગલ છે શેઠ. તમે તો કંઈ જોતા નથી પણ આ મગરમચ્છ જેવો રોજના ચાર શેર ચોખાનાં ભાત હોઇયાં કરી જાય છે, ને બદલામાં કામ શું કરે છે? ઘડિયાળને ચાવી આપ-વાનું તો હુંયે કરી શકું. એ તે કંઈ કામ કહેવાય?"

"તો આપી દો એને રજા..." વચેટ શેઠે કહ્યું.

'બસ. એ રજા આપી દેવાની વાત સાંભળી તે પછી આ બધું થયું. કયારે એણે આ બધી ઘડિયાળો ભીંત પરથી ઉતારી

પોતાના ઓરડામાં ભેગી કરી અને ક્યારે દીવાસળી ચાંપી એની કોઈને કંઈ જ ખબર નથી. વળી એ બાજુએ જાય છે પણ કોણ ?'

ભૂતનાથને થયું, જાણે કાળ એકદમ થંભી ગયો છે. બદરિકાબાબુના અવસાનની સાથોસાથ હવેલીમાં પણ બધું જ જાણે થંભી ગયું છે. બધે બધું સ્તબ્ધ બની ગયું છે. જાણે કાળનું એક ચક્ર તૂટી પડયું છે. ખોડંગાતું ખોડંગાતું એ થોડુંક ચાલે છે તે પણ ઠેસ ખાઈને પડી જવા માટે જ. આ કુટુંબનો શ્વાસ જાણે ગુંગળાવા લાગ્યો છે. ત્રણ ઘરની ત્રણ ગુણ્યા ચાર – બાર ભીંતોમાં આ હવેલીનો આત્મા જાણે મૂક બની ગયો છે, મૃત્યુની રાહ જુએ છે. બહારથી કંઈ જ ખબર નથી પડતી. બ્રિજસિંગ હજુયે દરવાજે પહેરો ભરે છે. વચેટ શેઠની ગાડી ક્યારેક ક્યારેક બહાર નીકળે છે ત્યારે 'હોશિયાર...હોશિયાર'ની બૂમો પાડે છે. પરંતુ એનો સાદ જાણે બેસી ગયો છે. ગાડી જતાં વેંત જ સામે બાજુના ફેરિયાને બોલાવી તેની સાથે ગપ્પાં મારે છે. તમાકુ ખાય છે. હવે એને કોઈ અગાઉની જેમ માન નથી આપતું. અને હંમેશા માથે પાઘડી પહેરવાનું પણ એને યાદ નથી રહેતું. દરવાજાને ઘસાઈને એક પીપળો ઊગ્યો હતો તે હવે બહુ વિસ્તર્યો છે. એની છાયામાં ઊભો ઊભો બ્રિજસિંગ બોલે છે—'એ ભૂખનભાઈ, કા ખબર હૈ મુલુક કા—'

સામેથી ભૂખણ આવે છે. બે ઘડી વાતો કરે છે, તમાકુ ખાય છે ને પાછો પોતાને કામે ચાલ્યો જાય છે.

ચોકની વચ્ચે વંડી નંખાઈ છે તેનાં પર લીલ બાઝી છે. શિયાળાની બપોરે ટોળુંએક કાગડા આવીને ત્યાં બેસે છે અને એઠાં ભાત-શાક માટે એમની કાગારોળ – કૂદાકૂદ – ખેંચાખેંચ ચાલે છે. એ લે-વેંચમાં આખાયે ચોકમાં ભાતના દાણાં ને શાક વેરાય છે. દાસુ મેતર અગાઉ દિવસમાં બે વાર આવીને ચોક વાળી જતો, હવે એ ત્રણ ત્રણ દિવસ સુધી દેખાતો નથી. એઠાં ભાત-શાક વગેરે

ચોકમાં પડયું પડયું સુકાય છે. માત્ર લોકોની અવર-જવરનો માર્ગ સાફ રહે છે. સૌદામિની ડાબા હાથે લાજ ખેંચતી બહાર ચોકને છેડે આવે છે ને ડોકિયું કરી આજુબાજુ નજર કરી પછી માછલીના કાંટા વગેરે વંડીની પેલી બાજુ ફેંકે છે.

જો ક્યારેક ભોગજોગે સદુની મા એને જોઈ જાય છે તો સંભળાવે છે કે—તારી અક્કલ ક્યાં બળી છે બાઈ? આખી હવેલીમાં બધે માછલીનો છોલ – કચરો કરી મૂકયું. – હવે આ બપોરે એ ગંદવાડને અડીને નહાવા બેસું?

સવારે એક વખત વિધુ સરકાર આવી જાય છે. કેશ-બોકસને ધૂપ દઈ, ગંગાજળ છાંટી થોડાક અક્ષરો પાડી જાય છે. બેએક જણ આવે છે તો તેને કહે છે કે 'આજે તમારું કામ નહિ થાય, આજ બૃહસ્પતિનો વાર છે. આજે બાર વાગ્યા સુધી કળજુગ છે. એથી ધરમ કરમ પણ ઓછાં બધાં ભૂલી જવાય છે?'

પછી બપોરે ખજાનચી-ઘરને તાળું મારી એ અદાલતના કામે બહાર નીકળી જાય છે. મામલા મુકદ્દમાનું ધ્યાન રાખવાનું હોય છે. એક સાથે ઘણાં મુકદ્દમા છે. એનાં કાગળિયાં લઈ આખો દિવસ ફરીને હવેલીએ એ પાછો ફરે છે ત્યારે સાંજ પડી જાય છે. ત્યારે વચેટ શેઠ સાથે થોડીવાર સુધી એની વાતો ચાલે છે.

'પાછી તારીખ પડી હજૂર.' વિધુએ કહ્યું.

વચેટ શેઠની તમાકુ બરાબર જામી નથી. વેણી પાસે બેઠો બેઠો ચલમને ફૂંક મારતો હતો. વચેટ શેઠે પૂછ્યું: 'પછી નટુ દત્તે શું કહ્યું?'

'જી, એણે કહ્યું કે મોટા શેઠને ભાગે પડતી રકમ તો આવી ગઈ છે પણ હવે તમારા અને નાનાશેઠના ભાગે બોલતી રકમ આવી જાય એટલે એ કેસ પાછો ખેંચી લેશે.'

'એકવાર તું નનીબાબુના પટલડાંગાને મકાને જઈ આવ તો વિધુ.' વચેટ શેઠે કહ્યું.

'જી; પણ નનીબાબુ તો વિલાયત ગયા છે.'

'તે ભલે ને ગયા. પણ એનાં સગાં તો છે. સાસુ વગેરે તો છે. એને કહી આવ કે આ મહિનાનો હપ્તો આવતે મહિને સામટો આપી દઈશું. નહિ તો પાછો કેસ માંડી બેસશે.'

અને વિધુ સરકાર એ જ ધૂળિયા પગે પાછો નીકળી પડે છે. વચેટ શેઠ હોકો ગગડાવતાં ગગડાવતાં વેણીને સાદ મારે છે. વેણી ત્યારે ઘરનાં બીજાં કામકાજમાં હોય છે. વચેટ શેઠનો સાદ છેક રસોડામાં એને સંભળાતો નથી. આંગણું વાળતાં વાળતાં એ કહે છે કે—'કાલે જ દેશમાં ચાલ્યો જઈશ ગિરિ.'

ગિરિ વચેટ બા માટે પાન તૈયાર કરવા આવી હતી. એ કહે છે કે, 'વારંવાર જાઉં છું જાઉં છું કહીને ડરાવે છે કોને? જોતો નથી પેલા બંસીને, વરસ દિવસથી પગાર નથી મળ્યો તોયે બરાબર કામ કરે છે ને! હું કામથી ડરું છું એમ માને છે? જાવું હોય તો રસ્તો મોકળો છે ચાલ્યો જા ને! તારા જવાથી અહીંનું કામ અટકી પડશે એમ ન માનતો!'

અને કામકાજ કોઈનું અટક્યું છે? બધી ચીજ-વસ્તુઓ ક્યાંથી આવે છે તે કોઈ જાણતું નથી. વચેટ શેઠ માટે સમયસર તમાકુ આવે છે, દારૂ આવે છે, અને આવે છે હાસિની અને 'મોટી-બાઈજી' પણ. હમણાં સૌ નાચ-ઘરમાં બેસે છે. અવારનવાર અંદરથી ઝાંઝરના ઝણકાર પણ સંભળાય છે. ગીતોનાં શબ્દો પણ કાને પડે છે. કલાકે કલાકે વેણી તમાકુ આપી જાય છે. ક્યારેક ક્યારેક રાતના બાર વાગી જાય છે તો કદીક એક પણ વાગે છે.

ફરીથી એક દિવસ મુન્નાલાલ આવ્યો. પગમાં ચાંચવાળા પગરખાં અને માથે મુરેઠો. આવીને એણે કહ્યું: 'ક્યાં છે, સરકાર સાહેબ ક્યાં છે?'

વિધુ સરકારના ખજાનચી-ખાને તાળું ઝૂલતું હતું. બધું જોઈ કરીને મુન્નાલાલ પણ આભો બની ગયો. આ ચોકમાં એ ઘણી-

વાર આવી ગયો છે. કેટલીયે વાર વિધુ સરકારની પાસે બેઠો છે. પરંતુ આજે જાણે બધું જુદી જ જાતનું લાગે છે. ચોકમાં વચ્ચે વંડી ઊભી થયેલી જોઈ એ વિચારમાં પડી ગયો.

વેણી ત્યાં થઈને જતો હતો. એણે પૂછ્યું—'કેમ સાહેબ, શું ખબર! નન્નીબાઈ પણ આવી છે કે શું?'

'શેઠ સાહેબ ક્યાં છે?'

વેણીએ વચેટ શેઠને ખબર આપ્યા.

'લઈ આવ એને અહીં.' વચેટ શેઠે ફરમાવ્યું.

અને પછી નાચ-ઘરમાં પ્રવેશી એકદમ ઝૂકી ઝૂકીને સલામ આપતા મુન્નાલાલ બોલ્યો—'હજૂર,...ખુદાવંદ—'

'કેમ છો મુન્નાલાલ, આવી ગયો બેટા! નન્નીબાઈ ક્યાં છે?'

'એક દિવસ જલસો રાખશો ને હજૂર?'

'જરૂર, જરૂર. બેશક રાખીશું. કોણે કહ્યું કે નહિ રાખીએ? કોણે એવો બકવાદ કર્યો?' વચેટ શેઠ ત્યારે રંગમાં હતા.

મુન્નાલાલની મીઠી જબાનથી વચેટ શેઠનો નવાબી મિજાજ એકાએક પાછો જાગી ઊઠ્યો. એમણે ફરમાવ્યું—'લે આઓ નન્નીબાઈકો.'

'જો હુકમ ખુદાવંદ.'

પછી તો નન્નીબાઈ આવી. હવેલી ઘણાં દિવસ પછી જાણે હસી ઊઠી. નાચ-ઘરમાં ફરી ઝુમ્મર–દીવા પ્રગટી ઊઠ્યા. ફરીથી રૂપાના થાળમાં સોના મહોરો પડી. સારંગીવાળો માથું ડોલાવતો સારંગી બજાવે છે. નન્નીબાઈના ચણિયાનો ઘેર ઊડવાની સાથે અત્તરદાનમાંથી અત્તરનો ફુવારો છૂટે છે. ભૈરવબાબુ આજે નથી. તારકબાબુ, મોતિબાબુ કોઈ જ નથી. છતાં વચેટ શેઠને કંઈ ઓછું-વત્તું નથી. એ એકલા જ સો જેવા છે. એમના પગમાંથી પમ્પ શુ ક્યારે નીકળી ગયા તેની ખબર ન પડી. એમનાં કપડાં અસ્તવ્યસ્ત બની ગયાં. ઘણાં દિવસ પછી નાચ-ઘર આજે ફરી જૂના રંગમાં આવ્યું છે. રૂપ અને રૂપાની ઋતુ જાણે ઘણે સમયે પાછી ફરી છે.

વચેટ શેઠ બબડી ઊઠ્યા—' કયા બાત... ! કયા બાત...!'

નન્નીબાઈ ત્યારે વચેટ શેઠની આંખમાં આંખ મેળવી ગાતી હતી—

' નયના ના મારો રાજા
ઘુંઘુટ ઘટ પટ ખોલે—'

એકાએક જાણે સારંગીના તાર તૂટી ગયા.

વચેટ શેઠ ઓચિંતા એક અસ્ફૂટ આર્તનાદ કરી તકિયા ઉપર ઊંધે માથે પડ્યા. બીકથી નન્નીબાઈએ ગાવું બંધ કર્યું. સારંગી-વાળાના હાથમાંથી છડી નીચે પડી ગઈ.

વેણીએ વચેટ શેઠની પાસે જઈને જોરથી એમને ઢંઢોળ્યા—' શેઠ...શેઠ...'

આ બધી ભૂતનાથે સાંભળેલી વાતો છે. એ તો રોજ સવારે કામે ચાલ્યો જાય છે, ને રાત્રે પાછો ફરે છે. વચેટ શેઠની નજરથી બચીને આવ-જા કરવી પડે છે. અને ફક્ત વચેટ શેઠની જ નહિ, વિધુ સરકારની બીક પણ ઓછી નથી. એ બેઉ જમની જેમ એની સામે ટાંપી રહે છે. બીજી કંઈ ગોઠવણ થઈ જાય એટલે આ હવેલી એને મૂકી દેવી છે. પરંતુ મનમાં થાય છે કે આવે વખતે નાનાં-બાને મૂકીને જતો રહું એ ઠીક કહેવાશે ?

નાનાશેઠને ત્યાં ક્યારેક ક્યારેક રસોઈને મોડું થાય છે. નાની કાકી સવારથી ચૂલો પેટાવી ચૂપચાપ બેઠી રહે છે. હટાણું કરીને બંસી આવ્યો નથી હોતો. નાનાશેઠની પથારી સાફ કરી, એમને દવા પિવડાવી, મોં ધોવા-લૂછવામાં એને સમય દેવો પડે છે. એ પછી એ હટાણું કરવા જાય છે.

ક્યારેક ક્યારેક પૈસાને અભાવે સોનાની નાની-મોટી ચીજ લઈને હટાણું કરવા જવાનું થાય છે. એમાંથી ચીજ-વસ્તુ આવે છે અને નાનાંબા માટે દારૂ પણ આવે છે? દારૂ તો નાનાંબાને જોઈએ જ જોઈએ. સવારે ઊંઘમાંથી ઊઠીને એ નથી લેવાતો તો એમનો મિજાજ જાય છે. બગાસાં આવે છે. ઊંઘ ઊડ્યા છતાં

શરીરમાં આળસ ભરાઈ રહે છે.

'આજે આટલું મોડું કેમ કર્યું બંસી?' નાનાંબાએ પૂછ્યું.

'સાંભળો સાલાબાબુ, સાંભળો વાત. હું એકલે હાથે કેટલે પહોંચું? હાથ તો ભગવાને બે જ આપ્યા છે.'

નાનાંબા કહે—'પણ પહેલા બાટલી આપી જઈને પછી હટાણે જઈ શકાય ને?'

પેલી તરફ રાંગા ડોશી અને આ બાજુ નાની કાકી. રાંગા ડોશી આજસુધી રસોડું સાચવતાં. અવસ્થાને કારણે હવે એમને તકલીફ પડે છે. પડે જ ને? ભાતની હાંડી ઉતારતાં એક દિવસ પગ ઉપર ગરમાગરમ ઓસામણ પડ્યું ને મોટા મોટા ફરફોલા ઊઠ્યા, પણ એ છતાંયે કામ તો કરવું જ પડે ને! કહે—'કામની વાત હવે પૂછશો મા. ઓછું એક કામ છે? માણસ ઘટી ગયા પણ કામ ઓછું ઘટ્યું છે? ભગવાન જાણે ક્યારે આ જેલમાંથી છૂટીશ?'

સૌદામિની કહે છે—'ભગવાનના મોમાં અંગારો મૂકું... ઝાડુ મારું આવા ભગવાનને. ભોળાનો બાપ કહેતો હતો કે "ફૂલવહુ, આંખ છે ત્યાં સુધીમાં આ દુનિયાને જોઈ-જાણી લે." એ ભોળાનો બાપ હયાત હોત તો ઓછી મારી આ દશા હોત? ભગવાનને કંઈ અક્કલ છે ખરી? નહિ તો હું બીજાને ત્યાં દીવા કરું અને મારા આંગણામાં જ અંધારું હોય?—ઘોર અંધારું રહે?'

'અરે ઓ સદુ, ઘરણ ક્યારે લાગવાનું છે કહે તો?' સદુની મા પેલી બાજુથી પૂછતી.

ને ઈંધણ ઠીક કરતી કરતી સૌદામિની જવાબ આપતી—'તારે ને ઘરણને શું લાગે વળગે? જ્યારે બધું મજિયારું હતું ત્યારે તો તારા હાથનું આપેલું કોઈ ખાતુંયે નહોતું. તે હવે તું મોટી સતી થઈ ગઈ! આ કળજગ તો ન દેખાડે એટલું સારું!'

રાંગા ડોશી પેલી બાજુથી બૂમ પાડીને પૂછતી—'ઓ નાની

કાકી આજે શું બનાવ્યું છે?'

નાનીકાકી જવાબ દેતી—'હવે તો બે જ માણસ ખાનાર, એમાં વળી રાંધવાનું શું? એમાંય પાછા નાનાશેઠ તો મોંમાં નામનું જ અન્ન મૂકે છે. અને નાનાંબાને તો કંઈ ને કંઈ વરત-પૂજા ચાલ્યા જ કરે છે.'

ઝાઝું કરીને રાંધવાની ટેવ. થોડું રાંધવાનું એને ફાવતું નથી. હાથે મીઠું વધારે પડી જાય! મસાલો વધુ થઈ જાય. ગળપણ વધે કે ખાટું વધુ થઈ જાય.

નાનાશેઠ પોતાને હાથે ખાઈ શકતા નથી. એમને બીજાએ ખવડાવવું પડે છે. પણ સ્વાદનું ભાન એને બરાબર છે. 'થૂ...થૂ' કરી નાખે. અગાઉ જેવું ભાવતું નથી. અગાઉ જ્યારે એ જમવા બેસતા ત્યારે થાળીને ચારેબાજુ વાટકીઓ મુકાતી. એ ખાસ વધુ ખાતા તેવું નહોતું પણ દરેક વાનગીની લહેજત માણતા. રસોઈના વખાણ કરતા. રસિયા માણસ. ભોજનની એ કદર કરી શકતા. પણ હવે એમને કંઈ ગમતું નથી.

નાનીકાકીએ એક વાર કહેલું કે—'આ શું બંસી! અહીં ભીંત બધી લૂણો ખાઈ ગઈ છે.' એ સાંભળી, બધું જોઈ જાણીને હાબુલ દત્તે એની દીકરીને કહ્યું હતું કે—'અહીં રહીશ તો તારું શરીર સારું નહિ રહે દીકરી. એ કરતાં બધાં આપણે ત્યાં પાથુરઘાટા જ ચાલો.'

'પણ મારાં સાસુનું શું કરશું? એ તો મરજાદી છે!' દીકરી કહેતી.

છુટુકબાબુ એ વખતે પણ પરીક્ષામાં નાપાસ થયા. વારેવારે પરીક્ષા આપે છતાં પાસ ન થાય એથી હવે એ શરમાતા હતા. અગાઉના મિત્રો, સ્નેહી-સંબંધી બધા દૂર ચાલ્યા ગયા હતા. કોલિયારીની નુકશાનીનો આઘાત મોટો હતો કારણ કોલિયારી માટે સૌથી વધુ આગ્રહ એનો જ હતો. કાકાઓને એણે જ પરાણે એમાં

સંડોવ્યા હતા. હવે એને શરમ આવતી હતી. જાણે ક્યાંય આશા નહોતી. ચારે બાજુના સમાચાર માઠા હતા. બહાર લોકોમાં હળવું ભળવું એણે મૂકી દીધું છે. જૂનાં દોસ્તો ને ખુશામદિયાઓએ શરૂ શરૂમાં આવવા પ્રયત્ન કરેલો. સાંજે અંધારું થયે આવતાં ને ચોક-માંથી ઉપર ખબર મોકલતા કે—'કહેજો કે વિશ્વંભર આવ્યો છે.' અને જવાબમાં છુટુકબાબુ ઉપરથી જ કહેવડાવતા કે—'કહી દો એને કે અત્યારે હું નીચે આવી શકું તેમ નથી, તમે લોકો જઈ શકો છો.'

આ રીતે ચાલતું હતું. પરંતુ નન્નીબાઈના જલસા વખતે વચેટ શેઠને એકાએક પેટમાં દુઃખાવો ઊપડ્યો ત્યારે છુટુકબાબુએ પાથુરઘાટા જવાની હા પાડી.

વળતી સવારે જ ચાર-પાંચ ઘોડાગાડી આવીને હવેલીના ચોકમાં ઊભી રહી ગઈ. ચીજ-વસ્તુઓ ગાડીમાં ભરાઈ. છુટુકબાબુ બેઠા. એનાં વહુ બેઠાં. અને સિંધુનો હાથ પકડીને રોતાં રોતાં મોટાં બા પણ બેઠાં. એમણે કહ્યું: 'ગાડી રસ્તાની વચ્ચોવચ્ચ હાંકે એમ કહી દેજે છુટુક, નહિ તો જેવા તેવા માર્ગે થઈને લઈ જશે તો કવેળા મારે પાછું નહાવું પડશે તો મરવા જેવું થશે.'

બનારસી સફેદ સાડી વડે આંખો લૂછતાં લૂછતાં હવેલીનાં વડા ગૃહલક્ષ્મીએ વિદાય લીધી. આ હવેલીની એ મોટી વહુ છે. શેરીનાં લોકો, વહુઓ, દાસીઓ બધાં ખડખડિયાં ઉઘાડી અવાક્ બની એ જોઈ રહ્યાં.

વચેટ શેઠ નાચ-ઘરમાં તકિયે અઢેલીને પડ્યા હતા.

વેણીએ ત્યાં જઈને કહ્યું: 'મોટી બા આજે હવેલી છોડી ચાલ્યાં જાય છે.'

વચેટ શેઠ પોતે જાણે કંઈ સાંભળ્યું જ ન હોય તેમ એક ધ્યાને હોકો ગગડાવી રહ્યા. વેણી ફરીને બોલવા જતો હતો ત્યાં વચેટ શેઠે એને ધમકાવ્યો—'ચોપ રાઓ હરામ જાદા—'

આ બધું ભૂતનાથે બંસી પાસેથી જાણ્યું છે. આવું કંઈક બનશે તે એ જાણતો હતો. કંઈ જ ન સમજાય તેવું આણધાર્યું નહોતું. ભૂતનાથ જાણે રાહ જોતાં જોતાં જર્જરીત બની ગયો હતો. પેલા ચોકની ઈંટની છોની વચ્ચેની તરડમાંથી લીલાં તરણાં ઊગવાં શરૂ થયાં હતાં. તબેલાની ભીંતે જાળાં બાઝયાં છે. મિંયાજાન નથી. યાસિન નથી. અબ્બાસ પણ નથી. ઇબ્રાહીમ જેમ તેમ ટકી રહ્યો છે, પણ હવે એયે કેટલા દિવસ?

બંસીએ તે દિવસે ઓચિંતાનું કહ્યું: 'ખબર પડી સાલા-બાબુ? વચેટ શેઠ પણ કાલે ઊપડે છે.'

'ક્યાં?'

'ગરાનહાટા. એમના સસરાને ત્યાં.'

વળતી સવારે જ ઘણી ઠેલાગાડી આવી. વિધુ સરકાર પોતે બધી દેખરેખ રાખતો હતો.

'ઊંહું, એમ નહિ. એમ તો આ કિંમતી ટાય એકદમ ખરાબ થઈ જશે.'

પૂરેપૂરો હાથીદાંતની કારીગરીવાળો જબ્બર એવો પલંગ. સાથે મચ્છરદાની બાંધવા માટેની છત્રી! બહુ કિંમતી ચીજ છે. બહુ કાળજીથી લઈ જવી પડશે. પેટી-પટારા, ટ્રંક, કબાટ, પારેવાનાં મહોરાં, વચેટ શેઠની ગાય ને વાછડાં, ગાદલાં-ગોદડાં, જાજમ-તકિયાં, કોઠારનાં વાસણ, સૂપડી-સૂપડાં, બધાનાં ભાગ પાડયા હતા. કેટકેટલી ચીજો. ચીજોનો સુમાર નહોતો. સવારથી સાંજ સુધી ઠેલાગાડીની આવ-જા ચાલુ રહી. વિધુ સરકાર નહાયો નથી, જમ્યો નથી. સતત કામ જ કરતો રહ્યો છે.

નમતાં પહોરે ઇબ્રાહીમ ગાડી તૈયાર કરી ગાડી-વરંડા નીચે આવીને ઊભો. એણે ફરી એનો ખાસ જરિયાની જામો ચડાવ્યો છે. છાતીએ બિલ્લો લટકાવ્યો છે. ટન...ટન... ઘંટડી વગાડી એણે પોતે હાજર છે એમ જણાવ્યું.

વચેટ શેઠે શરબતી મલમલનો જભ્ભો ચડાવ્યો છે. શરીરે અત્તર લગાડયું છે. વેણીએ પમ્પ શું પહેરાવ્યાં. ખભે કરચલી પાડેલો ખેસ નાખ્યો. પછી વચેટ શેઠે કહ્યું : 'મારી લાકડી લાવ વેણી !'

લાકડી લઈ પટપટ કરતા કરતા દાદર ઊતરતા એ કંઈક વિચારતા થોભ્યા. પછી પહેલે માળે વરંડામાં થઈને સીધા નાના-શેઠના ઓરડા સામે જઈ ઊભા રહ્યા. કેટલાં વરસો પછી આજે આ બાજુ ડોકાયા તે એમને યાદ નહોતું આવતું. નાનપણમાં સાથે રમતા ત્યારે બન્ને ભાઈ સાથેસાથ એક હતા. પણ મોટા થયા પછી, ખાસ કરીને લગ્ન પછી ફરી ખાસ વાતચીત કરવાની જરૂર નથી પડી. સુખચરથી વેરાની રકમ આવતી. ખજાનચીખાનામાં જમા થતી જમીનદારીની પહાડ જેવી આવક તિજોરીમાં ભેગી થતી. સૌ નિજનિજના જીવનમાં ગુલતાન હતાં. કોઈને કોઈનો પ્રતિબંધ નહોતો. કોઈને કારણે કોઈનું કંઈ અટકતું નહોતું. સહુનો સંસાર અનાયાસે ચાલ્યો જતો હતો. પરંતુ આજે વચેટ શેઠ ઘણી વાતો કરવા માટે જ તૈયાર થયા હોય એમ જણાતું હતું.

એમને સૌ પહેલા બંસીએ જ જોયા અને કહ્યું કે —'નાના-શેઠ ઊંઘમાં છે.'

'ઊંઘમાં છે ?' જરાવાર વિચારીને એમણે કહ્યું : 'ઠીક, તો રહેવા દે. જગાડીશ નહિ.'

'ના, ના. આપ બેસો. હું એમને જગાડું છું.'

અને બંસી નાનાશેઠના કાન પાસે મોં લઈ જઈ એમને જગાડવા લાગ્યો—'નાનાશેઠ ! ઓ નાનાશેઠ ! !—'

નાનાશેઠનો પલંગ પણ હાથીદાંતની કારીગરીવાળો હતો. પાછળથી નાનાશેઠે એના ઉપર મીણો કરાવી લીધો હતો. બંસીએ એમનાં કપડાં વ્યવસ્થિત કરી દીધાં. થોડા દિવસથી દાઢી કરવા હજામ આવ્યો નથી. જમીનપર એક થૂંકદાની, માલિશની દવા અને

પથ્થરની એક ખરલ પડી છે.

નાનાશેઠે એકાએક આંખો ઉઘાડી. સામે નજર કરતાં જ મોટા-ભાઈ દેખાયા. નાનાશેઠની આંખમાં એક વહાલભરી વેદના ઊપસી આવી.

શું બોલવું તે ન સમજાતાં વચેટ શેઠે લાકડી ઠપકારતાં કહ્યું : 'હવે અમે ઊપડીએ છીએ મિઠ્ઠુ !'

આટલા દિવસે પોતાનું હુલામણું નામ સાંભળતા નાનાશેઠના મનમાં જાણે બખડજંતર થઈ ગયું. પણ એમણે સરખી રીતે નજર કરી તો મોટાભાઈ ત્યારે ચાલ્યા ગયા હતા.

વચેટ શેઠાણી બારી–દરવાજે થઈને બહાર જશે. સરસામાન બધો ચાલ્યો ગયો છે. શેતરંજ–ચિતરેલી જગ્યા ઉપર વચેટ વહુ-રાણી ઊભાં હતાં. ગિરિએ કહ્યું : 'ચાલો, વચેટ બા, પેલી બાજુ ચેણી સાદ પાડે છે.'

ધીરે ધીરે આગળ વધી ભીંતમાંનું બારણું ઉઘાડી વચેટ શેઠાણી-એ સાદ દીધો—'નાની, શું ચાલે છે ?'

ચિન્તાએ એમને જોઈ અંદર જઈને કહ્યું : 'નાનાંબા, જરા બહાર આવો તો !'

નાનાંબા ઊંઘી ગયાં હતાં. આંખો ચોળતાં ચોળતાં માથે છેડો સરખો કરતાં એ બહાર આવ્યાં.

વચેટમાએ એની હડપચીએ હાથ મૂકીને કહ્યું : 'જરા ધ્યાનથી રહેજે નાની, હું તને બીજું શું કહું ?'

'બસ, ઊપડો છો ભાભીજી ?'

'બીજું શું કરું, તું જ કહે ? મોટી ભાભીજી પણ ચાલ્યાં ગયાં. હવેલી જાણે ખાઉં ખાઉં કરે છે. હવે આમાં રહેવાય ખરું ?'

'પણ હું તો રહીશ ભાભીજી, હું ક્યાં ચૂલામાં જઉં ?' કહેતાં નાનાંબા ખડખડ હસી પડયાં.

વચેટમાએ કહ્યું : 'શું કરું ? તારા જેઠને ઠીક નથી રહેતું'

એટલે મારા બાપા માન્યા નહિ.'—પછી ચિન્તા તરફ જોઈ ને બોલ્યાં:
'ચિન્તા, ધ્યાન રાખજે તારાં નાનાંબાનું. બીજું શું કહું?–હવે જાઉં છું ત્યારે.'

એકાએક ચિન્તાએ માથે છેડો લઈ વાંકા વળી એ હાથ જોડી વચેટમાને પ્રણામ કર્યાં.

પછી બારી-દરવાજે થઈ ને વચેટ શેઠની ગાડી નીકળી. ધીરે ધીરે વેણી, રાંગા ડોશી ને સૌદામિની પણ ગઈ.

બંસીએ કહ્યું: 'હવે?'

ઉજ્જડ આંગણા વચ્ચે ઊભા રહેતાં ભૂતનાથને રડવું આવ્યું. ચઢતી પછી હવે પડતીનો વારો શરૂ થયો હતો, તેમ છતાં આનો અંત કેમ આવશે તે કોણ કહી શકે છે? એને એકવાર તો મનમાં થયું કે ભાગી જાઉં, કોઈ ને કંઈ જ કહ્યા વિના. બંસીને પણ જણાવ્યા વિના. ભાભીને પણ ખબર ન પડે તે રીતે. કોઈએ ન જાણે તેમ. કોઈ નેય ઠામ-ઠેકાણું આપ્યા વિના. આ બાજુથી દૂર દૂર ચાલ્યો જાઉં. જવા માટે બધું બરાબર ગોઠવાઈ જાય એટલે એની બધી જવાબદારી પૂરી થાય–ચિન્તા મટી જાય. પછી પોતે ભવાનીપુર જ રહેશે. ત્યાં રહેવાથી આ બધું યાદ નહિ આવે. ત્યાં પોતે નવેસરથી નાગરિક જીવન શરૂ કરશે. આજે પણ એને એ યાદ છે કે તે દિવસે હવેલીના ચોકમાં ઊભાં ઊભાં તેનું મન કેવું–કેટલું ઉદાસ બની ગયું હતું? મનમાં થતું હતું જાણે આ બધું જ ખોટું છે–નકામું છે. સ્નેહ, પ્રેમ, ચાહના, આત્મીયતા, સ્વાર્થત્યાગ બધું–બધું જ ખોટું છે. દંભ છે. કોઈ કરતાં કોઈની કિંમત નથી આજના માનવીને આ જીવનમાં. આવી વિશાળ હવેલીમાં, બીજા માળના એક ખૂણામાં માત્ર એક જ માનવી, અને પહેલે માળે બીજું એક માનવી મરણપથારીએ. અહીં પોતે કઈ રીતે રહે?–રહી શકે?

'નાનાંબાની કંઈ ગોઠવણ થઈ જાય એટલે હું અને ચિન્તા પણ હવે દેશમાં ચાલ્યાં જશું, હજૂર.' બંસી કહેતો હતો.

'અને નાનાશેઠ? એની સારવારમાં કોણ રહેશે?'

'આ તો મોંએ કહેવાય છે હજૂર, ઓછું ખરેખર જઈ શકાય છે?'

ભૂતનાથને પણ એ જ સમસ્યા હતી. બદરિકાબાબુએ એને ઘણાં સમય પહેલાં આ હવેલી છોડીને ચાલ્યા જવા સૂચવ્યું હતું. ત્યારે જો ક્યાંક ચાલ્યો ગયો હોત તો સારું થાત. પરંતુ એ જાત પણ ક્યાં? ત્યારે ઉપાય એક જ હતો અને તે નિવારણની મંડળી માં જોડાઈ જવાનો. એમની સાથે ભળી ગયો હોત તો કદાચ એના જીવનની દિશા કંઈક જુદી જ હોત. બદરિકાબાબુ પાસેથી કલકત્તાનો જે જૂનો ઇતિહાસ એણે સાંભળ્યો છે તે કલકત્તાને એ નવેસરથી જોવા પામત. જે કલકત્તાના દીવાન ગોવિંદરામ મિત્ર હતા તે કલકત્તા આજે ભારત વર્ષનું કેન્દ્ર બની ગયું છે. ભૂતનાથે એ જોયું છે. એકવાર કીંગ્સફર્ડ સાહેબ ફરવા જતા હતા. સાથે બે અંગરક્ષકો હતા. ત્યાં પાછળથી કોઈએ બૂમ મારી—'વન્દે માતરમ્!'

સાહેબ થંભી ગયા—'કૌન હય! હય કૌન!!'

બૂમ મારનારો ભાગી ગયો હતો. સાહેબ ક્રોધથી ધૂંવાંફૂંવાં થતા ગાળો વરસાવતા બોલવા લાગ્યા—'સાલા નેટિભ. રાસ્કેલ!'

ઓચિન્તાના બીજી બાજુથી બે નાના કિશોરોએ ફરી બૂમ પાડી—'વન્દે માતરમ્!'

સાહેબ એમને જોઈ શક્યા. એ બોલી ઊઠ્યા — 'પકડો-પકડો સાલે રાસ્કેલ લોગ કો-' પણ કોઈ પકડાયું નહિ.

'સા'બ, ઘર ચલિયે.' એક અંગરક્ષકે કહ્યું.

'ચોપ રઓ.' સાહેબ બહાદુર બરાડ્યા.

એવે સમયે એક છોકરો પાસે આવ્યો ને બોલ્યો—'સાહેબ સલા...મ.'

સાહેબે ખિસામાંથી ચોકલેટ કાઢીને કહ્યું—'ગુડ બોય.'

ચોકલેટ હાથમાં પડતાં જ ભાગી જતાં છોકરો બોલ્યો-બોલી

ઊઠયો—'બન્દે માટરમ્'—

સાહેબ સોટી લઈ તેને મારવા દોડયા—'રાસ્કેલ-ઇમ્પ-' પણ છોકરો દોડતો ભાગી ગયો. સાહેબ કહેતા રહ્યા—'ધીસ હોરિબલ બન્દેમાટરમ વીલ મેઈક મી મેડ—'

એક દિવસ રસ્તે જતાં નિવારણ મળી ગયો. એ બહુ ઉતાવળમાં જણાયો. એણે કહ્યું: 'તમે તો ભૂતનાથબાબુ ને?'

ભૂતનાથ ત્યારે સાઇકલ ઉપર ઑફિસેથી પાછો ફરતો હતો. એ નીચે ઊતરી પડયો. એણે પૂછયું: 'કેમ, શું ખબર છે તમારા સૌનાં?'

'અમારું કામ તો શરૂ થઈ ગયું છે, જાણતા નથી?'

ભૂતનાથ જાણતો હતો, છાપામાં રોજ સમાચાર નજરે પડતા હતા. કયારેક કયારેક મોટા મોટા અક્ષરોમાં છપાતું—'ઢાકાના મેજિસ્ટ્રેટ એલન સાહેબ ઉપર ગોળીબાર, બંગાળમાં રાજકીય ધાડપાડુઓનો ઉપદ્રવ.' તો કયારેક—'ગવર્નરની ટ્રેન ઉપર બૉમ્બ.'

નિવારણના શરીર પર સ્વદેશી વસ્ત્રો હતાં. વિલાયતી કાપડનો બહિષ્કાર ચાલે છે. તે દિવસે રસ્તે જતા જતા એણે ગીત સાંભળ્યું—

"બલિહારી કિનારની સુંદર સ્વદેશી સાડી—
પહેરો સ્વદેશી..."

'બારીસાલ કૉન્ફરન્સ વિષે જાણ્યું?' નિવારણે પૂછયું.

'થોડુંક સાંભળ્યું છે.'

'રસુલ સાહેબ પ્રમુખ હતા—કેપ્ટન કેમ્પની સખત ઝાટકણી કાઢી એમણે.'

'કેમ્પ કોણ છે?'

'પોલીસના વડા અધિકારી છે. અને એમરસન સાહેબ છે ત્યાંના મેજિસ્ટ્રેટ. એમણે ફરમાન કર્યું છે કે કોઈએ "વંદે માતરમ્" બોલવું નહિ. સુરેન બાંડુજ્જેએ રસ્તા વચ્ચે ઊભા રહી મોટેથી "વન્દે માતરમ્" નાદ કર્યો અને પછી તો ઘણું ઘણું બની ગયું. બધા

સમાચાર છાપામાં છપાયા નથી, પણ હું નજરોનજર જોઈ-જાણી આવ્યો છું. અને એ વિષે એક ગીત પણ રચ્યું છે કાવ્ય વિશારદે. તમે એ સાંભળ્યું કે?'

'કયું ગીત?'

'ગીતો તો ઘણાં લખાયાં છે. પણ બધાંમાં આ ગીત સૌથી ચડી જાય તેવું છે.' નિવારણે કહ્યું.

આજ બારીસાલ, થયું પુણ્યે વિશાળ ખાઈ લાઠી કેરો માર.
પડે લાઠી દેમાર, સામે માનો જયકાર. વહે રક્ત કેરી ધાર.
ખૂટે શક્તિ તમામ છતાં ગુંજે અવિરામ
માતૃભૂમિનાં ગાન, માતા કેરો જયકાર.
નહિ માને ભૂલનાર, ભલે થાય અત્યાચાર
થયો ક્રૂર લાઠીમાર, વહ્યાં લોહી અપાર
તોયે ડગ્યું ના કો' તસુભાર
કે સામો કર્યો ના કો' વાર—
માતૃભૂમિનાં ગાન, માતા કેરો જયકાર.

તે દિવસે વધુ સમય નહોતો. નિવારણ પણ ઉતાવળમાં હતો. પણ હવેલીના ચોકમાં ઊભાં ઊભાં ભૂતનાથને એની વાતો યાદ આવી. સામાન્ય સ્થિતિ–સંજોગો, સામાન્ય ઇચ્છા. ક્યારેય કોઈ મહદ્ સ્વપ્ન એણે જોયું નથી. જાણે એ બીએ છે, મૃત્યુથી નહિ પણ આ એનાંથી થશે એ વિચારે! વ્રજરાખાલે તો એને આ રસ્તે જવા સૂચવ્યું નહોતું. એનો પોતાનો એક નિરાળો પંથ છે. તો સાચો પંથ કયો? આ વાત એને કોણ કહી શકશે?

એક વખત નિવારણને આ રીતે જ વાતોમાં એણે પૂછ્યું હતું કે—'વ્રજરાખાલબાબુના કંઈ સમાચાર છે?'

'ના.'

'પણ મને ક્યારેક ક્યારેક થાય છે કે હું તમારા સંઘમાં

જોડાઈ જાઉં.'

'મેં તમને તો તે દિવસે કહ્યું હતું પણ તમે તો આવ્યા જ નહિ.'

'પણ આજે હું બદલાઈ ગયો છું. વિવેકાનંદનો પંથ મને આકરો લાગે છે. પણ તમારું કામ હું કરી શકીશ.'

'પણ વિવેકાનંદે આથી જુદું બીજું શું કહ્યું છે? તમે અરવિંદ ઘોષને વાંચ્યા છે?'

'"વંદેમાતરમ્"માં આવે છે તે વાંચું છું. પણ...'

'વાંચી જોજો. અરવિંદ જે આજે કહે છે તે જ વિવેકાનંદે ચાર-પાંચ વર્ષ પહેલાં કહ્યું છે. તમે એ ફરી વાંચી જજો. હું તમને એમનું પુસ્તક આપીશ.'

ભૂતનાથે રૂપચંદબાબુના પુસ્તકાલયમાંથી મેળવીને એ પુસ્તક વાંચ્યું હતું. એ દિવસોમાં એને વાંચવાની ધૂન લાગી હતી. હવેલીની લાઈબ્રેરીમાંથી કેટલીય સવારથી સાંજ એણે વાચનમાં જ ગાળી હતી.

રૂપચંદબાબુની લાઇબ્રેરીમાં ઘણાં કિંમતી કિંમતી ગ્રંથો હતાં. અરવિંદ ઘોષે લખ્યું હતું કે—"વિવેકાનંદ વોઝ એ વેરી લાયન અમન્ગ મેન, વી પરસીવ હીઝ ઇન્ફ્લુએન્સ સ્ટીલ વર્કીંગ ગિગ્નાટીકલી. વી નો નોટ વેલ હાઉ, વી નો નોટ વેર, ઇન સમથીંગ નોટ યેટ ફોર્મ્ડ, સમથીંગ લીઓનાઇન, ગ્રાન્ડ ઇન્ચ્યુશીવ અપહેવીંગ ધેટ હેઝ એન્ટર્ડ ધ સોલ ઓવ્ ઇન્ડિયા એન્ડ વી સે — બિહોલ્ડ! વિવેકાનંદ સ્ટીલ લીવ્ઝ ઇન ધ સોલ ઓવ્ ધ મધર એન્ડ ઇન ધ સોલ્સ ઓવ્ ધ ચિલ્ડ્રન."

ભૂતનાથે બીજી એક વાત નિવારણને પૂછી હતી—'ભલા, આ બંગ-ભંગના જે ભાગલા પડયા છે એ રદ થશે એમ તમે માનો છો?'

નિવારણે જવાબ આપતાં પગ પછાડીને કહ્યું હતું કે—'અલબત્ત, સ્વામીજીએ કહ્યું છે કે સાધના કરો એટલે સિદ્ધિ મળવી અનિવાર્ય છે. આ પણ આપણી એક સાધના જ છે. કદમ'દાને અને

શિવનાથને પોલીસ પકડી ગઈ છે પણ એથી ઓછા અમે દબાઈ ગયા છીએ? અમારા યુવક સંઘમાં અત્યારે અમે કેટલા સભ્ય છીએ જાણો છો? પાંચસો ને એકત્રીસે આંકડો પહોંચ્યો છે. છતાં શરૂઆત જુઓ તો માંડ ત્રણ ચાર જણથી જ થઈ હતી.'

ભૂતનાથને યાદ આવ્યું, બડાબજારમાં જ્યારે એ નોકરી માટે આંટા મારતો હતો ત્યારે એણે સૌ પ્રથમ સાંભળ્યું હતું — દુકાન, ગદ્દી-પેઢી-બંધ રાખજો. અરંધન વ્રત, રાખડી બાંધવાનું વગેરે. છતાં વચેટ શેઠે એ કોઈ વાતને ગણકારી નહોતી. વોલીન્ટયરો અંદર ઘૂસી ન આવે તે માટે ગેટ બંધ કરાવી દીધો હતો. જોકે તે દિવસે તો ભૂતનાથને પણ થયું હતું કે–'આવી બધી પ્રવૃત્તિથી શું થશે? વિલાયતી વસ્ત્રોની હોળી કરવી, સ્વદેશી વસ્તુઓ જ વાપરવી! વગેરે બધી વાતો અર્થહીન છે.' એણે નિવારણને ફરી પૂછ્યું: 'તો તમને સ્વામી વિવેકાનંદમાં તો શ્રદ્ધા છે ને?'

'તમે પૂછો છો શું? એ તો અમારા ગુરુ છે. અમારા યુવક સંઘમાં દાખલ થવા માગનાર પ્રત્યેકને સૌ પ્રથમ અમે એમનાં પુસ્તકો જ વંચાવીએ છીએ. અમને એમનામાં શ્રદ્ધા છે એમ પૂછો છો? કેવી વાત કરો છો તમે?'

'વારુ, તો વ્રજરાખાલ પણ વિવેકાનંદ-ભક્ત છે. એ તમારા આ કામમાં કેમ સાથ નથી આપતા?'

'બહુ આકરો પ્રશ્ન કર્યો તમે. પણ રસ્તા પર ઊભા ઊભા એની ચર્ચા કેમ થઈ શકે? એક વખત અમારા સંઘમાં આવો. ત્યાં નિરાંતે બધી વાતો થશે. કેમ બરાબર ને?'

પણ એ પછી જે દિવસે મુરારીપુકુરના બનાવના સમાચાર છાપામાં પહેલીવાર ચમકચા ત્યારે! યાદ છે ૩૨ નંબર મુરારીપુકુર રોડ. કેવો ગજબનાક બનાવ હતો!

નિવારણ સાથે થોડી વાતો કરીને પાછા ફરતાં એણે પાછું વાળીને જોયું તો એક જણ થોડુંક અંતર રાખી એની પાછળ

પાછળ આવે છે. એ પણ સાઈકલ ઉપર જ છે. થોડીવાર પછી ફરી પાછળ જોયું તો પેલો એની પાછળ પાછળ જ જણાયો. ભૂતનાથે ઝડપથી આગળ વધી એની નજર બહાર નીકળવા પ્રયત્ન કર્યો, અને આડો અવળો થતો જ્યારે એ હવેલીએ પહોંચ્યો ત્યારે પાછળ આવતો પેલો જણ દેખાયો નહિ. પરંતુ વળતી સાંજે હવેલીની સામેની ગલી પાસે જ એ આંટા મારતો જણાયો. નારંગી રંગની શાલ, મોં પર શીતળાના ડાઘ. બરાબર કાલે જોયો હતો તે જ ચહેરો.

એક દિવસ ભૂતનાથે બંસીને પૂછ્યું : 'પેલો કોણ છે બંસી? અહીં સામે ઊભો રહે છે ને રોજ મારી પાછળ પાછળ આવે છે!'

બંસીએ થોડીવાર ધારી ધારીને જોયું. પછી કહ્યું : 'હશે કો'ક રસ્તે ચાલતો માણસ. બીજું કોણ હોય?'

'પણ રસ્તે જતો માણસ મારી પાછળ પાછળ જ શા માટે આવે?'

એ થોડા દિવસ ભૂતનાથ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં પેલો માણસ એનો પીછો કરતો જ રહ્યો. એ પછી છુટકબાબુ, વચેટબાબુ બધા હવેલી મૂકી ચાલ્યા ગયા છે. ખાલી મકાન અને ચોક ખાંઉં ખાંઉં કરતા ભેંકાર જણાય છે. ગેટ ઉપર કોઈ ચોકીદાર નથી. ત્યારે ભૂતનાથને મનમાં થયું જાણે હમણાં કોઈ મને જોઈને ભાગી ગયું. ચોકમાં ઊભા ઊભા તે દિવસે ભૂતનાથે બંસીને ફરી કહ્યું : 'બંસી, જો પણે...પેલો દેખાય!'

બંસીએ કહ્યું : 'ક્યાં, કઈ બાજુએ?' અને અંધારામાં બંસી દરવાજા તરફ જોઈ રહ્યો.

હવે સાંજ પડતાં જ બંસી ગેટ બંધ કરી તાળું મારી દે છે. બીજું તો કોઈ આવનાર-જનાર છે નહિ. સાંજ વેળા હવેલી એકદમ સૂમસામ બની જાય છે. બંસી દીવા-બત્તી પણ બંધ જ રાખે છે. નાહક ખર્ચ વધે ને? નાનાશેઠ હવે બહાર જતા નથી. મોડી

રાતે હવેલીએ પાછું ફરનાર હવે કોણ રહ્યું છે? ભૂતનાથ ક્યારેક મોડો આવે છે. એની પાસે એક બીજી ચાવી રહે છે એટલે આવે ત્યારે એ અંદર આવી શકે છે ને ખાવા કરવાનું પતાવી પોતાની 'ચોર-કોટડી'માં જઈને સૂઈ શકે છે. ત્યાં ન ફાવે તો બીજા ઘણા ઓરડા ખાલી પડ્યા છે, ફાવે ત્યાં સૂએ. બેઠકખાનું તો બદરિકાબાબુએ આપઘાત કર્યો તે દિવસથી બંધ જ રહે છે. ત્યાં કોઈ જતું નથી, જવાની જરૂર પણ નથી. બદરિકાબાબુનું ઇરિપતાલે લઈ જતાં રસ્તામાં જ અવસાન થયું હતું. છતાં એવું લાગે છે જાણે અહીંના આ ઓરડાઓમાં જ ક્યાંક એમનો આત્મા છુપાયો છે. કંઈક ને કંઈક કારણે એ અહીં જ હરતો ફરતો રહે છે. એથી સૌ બીએ છે.

પણ પેલે દિવસે આ વનમાળી સરકાર લેનમાં કોઈક આવીને ઊભું રહ્યું.

'બંસી, પણે જો પ...ણે–' ભૂતનાથે કહ્યું.

'ક્યાં? કોણ છે?'

'પેલો–પેલો દેખાય એ.'

હવે બંસી એને જોઈ શક્યો. ઉતાવળે જઈને એણે તાળું ઉઘાડ્યું ને કહ્યું: 'આ તો નનીબાબુના મેનેજર છે.'

આવનાર ઠીક ઠીક ઉંમરે પહોંચેલ વ્યક્તિ છે. હાથમાં કેનવાસની જાડી એવી બેગ ઠાંસી ઠાંસીને ભરી હોઈને પેટ ફૂલી ગયું હોય તેવી દેખાય છે. માંદલો ચહેરો. મોં પર અણિયાળી મૂછ. અંધારામાં એ પેલા શાલધારી ઇસમ જેવા જણાતા હતા. અંદર આવીને એણે પૂછ્યું: 'વચેટ શેઠ ક્યાં છે–વચેટ શેઠ.'

'હવે એ અહીં નથી રહેતા.' બંસીએ જવાબ આપ્યો.

'નથી રહેતા, દેખા જ નથી દેતા, ક્યાં રહે છે ત્યારે?'

'ગરાનહાટા.'

આવનાર જાણે કંઈક વિચારમાં પડ્યો.

'આજે આવે રાતને વખતે કેમ આવવું પડ્યું મેનેજરબાબુ?'

બંસીએ પૂછ્યું.

'વહેલી સવારનો નીકળ્યો છું. આખું કલકત્તા ફરતા ફરતા અહીં આવ્યો. હવે અહીંથી પાછા જવું પડશે પટલડાંગા. ત્યાં બધો હિસાબ–હેવાલ આપીશ તે પછી ઘરભેળા થવાશે – હં, તે હવે અહીં કોણ રહે છે?'

'વચેટ શેઠ પછી હવે તો છુટુકબાબુ પણ ચાલ્યા ગયા છે પાથુર-ઘાટા. હવે અહીં રહે છે એકલા નાનાશેઠ. પણ એ તો પથારીવશ છે. ઊઠી જ શકતા નથી.' બંસીએ જણાવ્યું.

'તો બાકીની લેણી રકમ હવે કોણ ચૂકવશે? ત્રણ હપ્તા ચડી ગયા છે એની ચિન્તા કોણ કરશે? મુશ્કેલીમાં મૂકયો ને મને?'

અને પછી ફૂલેલા પેટવાળી બૅગ ઉઘાડી તેમાંથી એ કંઈક શોધવા લાગ્યો–' જરા બત્તી કર, કાગળ નથી મળતો.' એણે બંસીને કહ્યું. અને અજવાળું થતાં ઘડી વાળેલો એક લાંબો કાગળ કાઢી બંસીના હાથમાં મૂકયો.

'આ શેનો કાગળ છે મેનેજરબાબુ?'

'તારા શેઠને આપજે. વાંચશે એટલે સમજી જશે. એમાં કંઈ સાપ કે દેડકો નથી. સાફ સાફ લખ્યું જ છે.'

'પણ શું લખ્યું છે એ જરા ફોડ પાડીને કહો ને?'

મેનેજર જરા ખિજાયો હોય એમ જણાયું. એણે કહ્યું: 'નોટિસ છે બાપા નોટિસ. આ હવેલી ખાલી કરી જવાની નોટિસ. બધી વાત તારે–નોકર માણસે જાણવાની શી જરૂર? જાઉં હવે પાછો પટલડાંગા, નહિ તો પાપ ધોવાશે નહિ. ઉપરવાળો તો બધે જ છે.' કહી મેનેજર ચાલ્યો ગયો.

'જુઓ તો સાલાબાબુ, આમાં શું લખ્યું છે?'

ભૂતનાથ એ વાંચવા માંડયો—"આથી જણાવવામાં આવે છે કે........વગેરે વગેરે. ગિરો મૂકેલી સંપત્તિ વિષે અત્યારે આટલી રકમ બાકી નીકળે છે. એ પેટે છેલ્લા ત્રણ મહિનામાં રાતી

ચાઈ પણ મળી નથી તેથી આ નોટિસ આપવામાં આવે છે કે તમારે અમુક...દિવસમાં આ મકાન ખાલી કરી મકાનનો પૂરો કબજો અમને સોંપી દેવો, નહિ તો અદાલતની મદદથી લેણદારો એનો કબજો મેળવી લેશે."

'આપણે હવેલી છોડવી પડશે કે શું સાલાબાબુ?'

'લખાણ તો એવું જ છે બંસી.'

'પણ એ કઈ રીતે બનશે? હવેલી મૂકીને આમ ને આમ ચાલ્યા જવાનું?'

ભૂતનાથ પણ મૂઢ જેવો બની ગયો. આખરે ખરેખર શું આમ જ થશે? એણે બંસીને પૂછ્યું: 'મેનેજર ચાલ્યો ગયો?'

'એને બોલાવું? બૂમ મારું સાલાબાબુ?'

'હા, હા, બોલાવ. જરા જઈને બોલાવી લાવ.'

બંસીએ ત્યાંથી ઊભા ઊભા જ સાદ દીધો — 'ઓ મેનેજર-બાબુ! મે ને જ ર બા...બુ...ઓ......'

પણ એટલીવારમાં મેનેજર ઘણે આગળ ચાલ્યો ગયો હતો. બંસી એની પાછળ પાછળ દોડ્યો. રસ્તામાં ત્યારે ઠીક ઠીક અંધારું થઈ ગયું હતું. એકાદ બે દુકાનમાં દીવાબત્તી પણ થઈ ગયાં હતાં. હવેલીના ચોકમાં સૌથી વધુ ભેંકાર સૂમસામ જણાતું હતું. મૂઢની જેમ ત્યાં ઊભા રહેતાં ભૂતનાથ બીતો હોય તેમ લાગતું હતું. વચ્ચેટ શેઠનાં કબૂતરના ગોખલા સૂના પડ્યા હતા. એમાં કેટલાંક કબૂતરોએ માળો નાખ્યો હતો. અંધારી રાત્રે ક્યારેક પાંખો ફફડાવતાં એ જાગી જાય છે. ઓચિંતાનો ઝટાપટ્ અવાજ આવે છે ને પછી પાછાં બધાં શાંત થઈ જાય છે. ઇબ્રાહીમની ઓરડી સામેનું જે ચોરસ ફાનસ નમી પડ્યું હતું તે એમ ને એમ પડ્યું છે. અંધારામાં એ કોઈ વડવાંગડ જેવું લાગે છે. એની જેમ જ ચૂપચાપ ઝૂલે છે. પવનમાં ડોલે છે. એક ઊંદર એનાં એક છેડાથી બીજા છેડા સુધી દોડાદોડ કરે છે. જેના પગ સૂકાં પાંદડાં પર પડતાં

ખડ્ ખડ્ અવાજ આવે છે, ને માત્ર ભૂતનાથ નહિ, એ ઉંદર પણ એથી ચોંકી ઊઠે છે. રસોડાના પાછલા ભાગમાં બેસી બંસી જ્યારે કોલસા તોડે છે ત્યારે તેનો અવાજ આખી હવેલીમાં સંભળાય છે. ખાલી ઓરડાઓમાં પડઘા પડે છે, ત્યારે લોઢાની સાંકળનો ઝણ ઝણ નાદ અને કડાંનો અવાજ ગુંજી ઊઠે છે. ભૂતનાથને લાગે છે જાણે બદરિકાબાબુ એને કહે છે કે—'મેં નહોતું કહ્યું તને ?... જોયું ને ?'

દેઢી ઉપર હવે અગાઉની જેમ કલાકે કલાકે ઘડિયાળાં વગાડનારું કોઈ રહ્યું નથી. ઘંટ તો હજુયે છે પણ વગાડે કોણ ? ઘડિયાળ તો બધી જ બદરિકાબાબુએ બાળી નાંખી. પણ એથી ઓછો કાળ થંભ્યો છે ? બેશક, હવે સમય જાણવાની જરૂર કોઈને રહી નથી. નિશાળે જનાર કોઈ છે નહિ કે ઑફિસે પણ કોઈ જતું નથી. હવે સમયસર રસોઈ કરવાની ચિંતા નથી કે ઘડિયાળ જોઈને પહેરો ભરનારે વારો બદલવાનો હોય, નથી છુટ્ટુકબાબુ કે પરીક્ષા માટે ઘડિયાળમાં જોઈને વાંચવા બેસવાનું હોય કે ઘડિયાળમાં જોઈને રાગ–રાગિણી શરૂ થાય અને ગીતોની મહેફિલ જામે. ઘડિયાળ જોઈ ઘોડાને ખરેટો કરવાનું કે ચારો નાખવાનું હવે રહ્યું નથી. હવે તો સૂરજ માથે આવે એટલે બાર વાગ્યા સમજવાનું ને આથમણી બાજુ જાય ત્યારે સાંજટાણું ગણવાનું. ઘડિયાળ નથી છતાં કાળની ગતિ ઓછી અટકી છે ? ભલે ને બદરિકાબાબુએ હવેલીની બધી જ ઘડિયાળો બાળીને ખાખ કરી નાખી, તોયે સૂરજ તો ઊગે જ છે ને ?

ભૂતનાથ બરાબર સમજતો હતો કે હવેલીનો સૂર્ય હવેલીમાં ભલે અસ્ત પામ્યો પણ બીજે એ નક્કી ઊગી રહ્યો છે. કોઈ બીજા વિસ્તારમાં નક્કી ઉદય થઈ રહ્યો છે. ત્યાં એક નવી માનવ સભ્યતાનાં પગરણ શરૂ થઈ રહ્યાં છે. એ માનવીઓ કદાચ બહુ શ્રીમંત નથી. બહુ કુળવાન–મોટા ખાનદાન ઓરડાનાં નથી. એમને ત્યાં

ઘોડાગાડી-પાલખી, રખાતો કે બ્રહામ યા લેન્ડો ગાડી નથી. એમની પત્નીઓનાં નાકમાં ને કાનમાં કિંમતી હીરાનાં દાગીનાઓ નથી. ઢીંગલા-ઢીંગલીના રમતના લગ્નમાં બાર હજારનું આધણ મૂકે તેવા તેઓ નથી. ત્યાં લિલામમાંથી એકાદ ચાઈના ઓર્કીડ ત્રણસો-ચારસોમાં ખરીદી કોઈને ભેટ આપી દેવાતાં નથી. પુરુષો રાજાબહાદુરનો ઇલ્કાબ પામતા નથી. છતાં રાત્રે તે સૌ પોતપોતાને ઘેર પત્ની-બાળકો સાથે જ સૂએ છે, પ્રભાતે જાગે છે. પારકાના પરસેવાની કમાણીમાંથી ભાગ પડાવતા નથી. પગપાળા પોતપોતાને કામે જાય છે. ચોમાસામાં સાથે છત્રી રાખે છે. મજૂરી કરીને પેટ ભરવામાં એ લોકો માને છે. એ લોકો નનીલાલ જેવાં શ્રીમંત નથી. સામાન્ય આવકવાળા મધ્યમ વર્ગીય કોઈ વકીલ કે બૅરિસ્ટરની ઑફિસના કલાર્ક તો કોઈ બૅન્કમાં કામ કરનારા – ચપરાસી વગેરે છે.

વિચારતા વિચારતા ભૂતનાથ વિચાર-સાગરને તળિયે પહોંચી જાય છે. ૧૩૪૫ની એ વાત છે. કોઈ એક ગિર્જાની ઘડિયાળમાં ત્યારે સૌ પ્રથમ યંત્રયુગના આગમનનાં ઘડિયાળાં વાગ્યાં હશે. પણ ત્યારે કોણ જાણતું હતું કે એક દિવસ એ ઘડિયાળ જ મધ્યયુગના એ મહાકાળની કલ્પનામૂર્તિને ભોં-ભેગી કરી દેશે? કલાક, મિનિટ અને સેકન્ડના રૂપમાં મહાકાળના ટુકડે ટુકડા કરી સમયના ક્ષયનો અક્ષય ઇતિહાસ રચી જશે? મહાકાળને ચૂર્ણ-વિચૂર્ણ કરી ખાનદાનોની સાચી ખાનદાનીનું અપહરણ કરશે? આ ઘડિયાળોએ જ કદાચ મહાકાલની કલ્પનાનો નાશ કરી સૌ પ્રથમ પડકાર કર્યો હતો કે – ગગનચુંબી અટ્ટાલિકાઓ, મંદિરો-મસ્જિદો-ચર્ચો કોઈનાંયે શિખરો શાશ્વત નથી ને સનાતન પણ નથી. એણે કહ્યું કે, ધર્મ-દેવી-દેવતા અને બ્રાહ્મણોનાં પ્રભાત કે પ્રતાપની વાતો-ઉપદેશો બધું જ તદ્દન કલ્પિત છે; બધું જ છલના છે. સાચી છે માત્ર પોતાનાં પગ નીચેની ધરતી અને સારાનરસા સદ્‌ગુણ-દુર્ગુણનું મિશ્રણ માનવી. ‘છે સૌથી મોટાં માનવી ’ એ વાત ચંડીદાસ કરતાંયે ઘણા સમય પૂર્વે ઘડિયાળ

કથી ગઈ છે. અને કહી ગઈ છે કે માનવી જ માત્ર સત્ય નથી. એના ચોવીસ કલાક, ચૌદસો ને ચાળીસ મિનિટ અને છયાંસી હજાર ને ચારસો સેકન્ડ પણ સાચી છે. વધુમાં એણે કહ્યું છે કે માનવીએ ગણતરી કરી હિસાબની મર્યાદામાં રહી સમયને માપી માપીને ચાલવું પડશે. સમય પણ બીજી બધી વસ્તુઓની જેમ કિંમતી છે. કદાચ વધુ કિંમતી. એટલે વૈદુર્યમણિ, હિરણ્યમણિ અને કૌસ્તુભમણિની જેમ સમયને બરબાદ કર્યે નહિ ચાલે. સમયને બરબાદ કરશો તો એ પણ એનું વેર વાળ્યે જ રહેશે.

બદરિકાબાબુને મોંએ સાંભળેલી આ વાતો અત્યારે હવેલીના આ અંધારા વાતાવરણમાં હમણાં હમણાં જાણે વધુ ગુંજી રહી છે.

બદરિકાબાબુ કહેતા—'ટાઇમ ઇઝ મની.'

અને નનીલાલ કહેતો—'ગોડ ઇઝ મની.'

સાચે જ, સમય તો થોભતો જ નથી. પેલી ઘડિયાળો બાળીને બદરિકાબાબુએ પોતાની જાત ઉપર જ વેર વાળ્યું હતું. પણ સમય તો એનું કામ કર્યે જ જતો હતો. કોઈનીયે સામે જોવાની એને પડી નહોતી. એને જેમ ચૌધરીઓની નહોતી પડી, તેમ લૉર્ડ કર્ઝનની પણ નહોતી પડી.

૧૮૯૯ની સાતમી જાન્યુઆરીને દિવસે લૉર્ડ કર્ઝન વાઇસ-રૉય થઈને આવ્યો. એણે એની કલ્પના મુજબ બંગાળના બે ભાગલા પાડ્યા. પણ કાળ બદલાતાં એ જ કર્ઝનને આખરે નોકરીનું રાજીનામું આપી દઈ પોતાને વતન પાછા ફરવું પડ્યું. એ દિવસ પણ ભૂતનાથને યાદ છે. બારમી ઑગષ્ટ ૧૯૦૫. પરંતુ એથી સમય કંઈ શાન્ત થઈને બેઠો નથી રહેતો. ગામડે ગામડે અનુશીલન સમિતિ સ્થપાઈ ગઈ હતી ત્યારે. નિવારણના યુવક-સંઘવાળાએ વિલાયતી કાપડની હોળી કરી. બૉમ્બ ફેંક્યા. લાઠીઓ ફેરવી. એ બધું યાદ કરતાં શરીરમાં જાણે સોયા ભોંકાય છે. એ દશ્યો નજર સામે તરવરી ઊઠે છે.

રાજા સુબોધ મલ્લિકનું મકાન. ઝાંખા અજવાળામાં ઓરડીમાં શું થાય છે, કોણ કોણ છે તે બરાબર જોઈ શકાતું નથી. અંદર ત્રણ જણ બેઠા છે: અરવિંદ ઘોષ, સુબોધ મલ્લિક અને આર. પી. મિત્તર. ઓરડાની બહાર બારીન ઘોષ વગેરે એક બાજુ બેઠા છે.

એકાએક બારીન બોલી ઊઠે છે — 'કિંગસફર્ડનો અત્યાચાર દિવસો દિવસ વધી રહ્યો છે. તમે એનો વિચાર કરજો. એનો ફેંસલો કરો.'

પિ. મિત્તર હલી ઊઠે છે—'યસ, કિંગસફર્ડ મસ્ટ ડાઈ.'

અરવિન્દ કહે છે—'આઈ કોન્કર.'

રાજા સુબોધ મલ્લિક બોલ્યા—'આઈ કોન્કર.'

અને એ અંધારા ઓરડામાં એકાએક બીજા કેટલાક જણ ઉમેરાયા.

એ પછી ઘણે વરસે આ બધી વાત નિવારણને મોંયે જ સાંભળવા મળેલી. બનતાં સુધી ૧૯૧૧ પછીની આ વાત છે. દિલ્હીમાં એ જ વરસે દરબાર ભરાવાનો હતો. ફરીથી બંગાળ એક થયું—એક કરવામાં આવ્યું, અને રાજધાની પણ કલકત્તાથી બદલાઈ દિલ્હી ગઈ. એ ૧૨મી ડિસેમ્બરની રાત્રે જ ઓચિંતાનો નિવારણ સાથે ભેટો થઈ ગયો હતો. પરંતુ આજે એ વાત રહેવા દઈએ.



એક દિવસ અણધાર્યો મેનેજર સાથે ફરી ભેટો થઈ ગયો. બાર-શિમલાને રસ્તે જતાં એ મળી ગયાં. હાથમાં કેન્વાસની એ જ પેટફૂલેલી બૅગ. વીલો ઢીલો ચહેરો. અણિયાળી મૂછ. ભૂતનાથે સાદ દીધો—'ઓ મેનેજરબાબુ—'

એકાએક પોતાને કોઈએ બોલાવ્યો જાણી મેનેજરે આજુ-બાજુ જોયું. 'કોણે બોલાવ્યો મને? કોણ?'

'એ તો હું ભૂતનાથ. હું હવેલીમાં રહું છું. તે દિવસે તમને જોયા હતા એથી થયું કે મળતો જાઉં.'

મેનેજર એને ઓળખી ગયો. એણે કહ્યું : 'તમે મળી ગયા એ સારું જ થયું. આજે જ કોર્ટમાં અરજી દાખલ કરી આવ્યો. તમને ખબર નથી પડી જણાતી. હવે કોર્ટમાં જઈને જ ચૌધરી-ઓએ જવાબ આપવો પડશે કે કેમ બાકીનું લેણું નથી આપતા? કે હવેલીનો કબજો નથી છોડતા? આ કંઈ જેવી તેવી વાત નથી!'

'પણ નાનાશેઠ તો હવે છેલ્લા દિવસો કાઢે છે; એ કઈ રીતે હવેલી મૂકીને જઈ શકે?' ભૂતનાથે પૂછ્યું.

'તો લેણું શા માટે ચૂકવતા નથી?' કહેતો કહેતો મેનેજર ધમ્...ધમ્... કરતો જવા લાગ્યો.

'પણ સાંભળો, થોડી વાત તો સાંભળો, આમ ઉતાવળા ક્યાં ભાગો છો?'

'ચાલો બોલો. ઝટપટ કહી નાખો જે કહેવાનું હોય તે. મારે ઘણાં કામ છે.' મેનેજરે કહ્યું.

'નનીબાબુ વિલાયતથી પાછા ફરશે ક્યારે?'

'એ પાછા આવવાના હતા તો છ મહિનામાં. અને એ મુદત તો વીતી પણ ગઈ. હવે ક્યારે પાછા ફરશે કોણ જાણે? પણ તમે સાહેબનું કેમ પૂછ્યું?'

'અમસ્તું જ પૂછું છું.'

'અમારા સાહેબને મળ્યે કંઈ નહિ વળે. એના હાથ-પગ પકડયેય દમડી ઓછી કરે એવા એ નથી. સાહેબ તો સાહેબ છે અમારા નનીસાહેબ. એની તો એક જ વાત. જરૂર જણાશે તો દાન-દક્ષિણા આપશે-ખેરાત કરશે પણ વ્યાજ તો એક દમડિયે નહિ જ મૂકે. એવી આશા ન રાખશો ભાઈ......બાકી તો સૌનું જોનારો તો એ જ છે ઉપરવાળો.'

'સાહેબનું ઠેકાણું મને આપી શકશો?'

'ક્યાંનું ઠેકાણું ?'

'વિલાયતનું.'

'અરે બાપ !' કહી મેનેજર દસ હાથ પાછળ હટી ગયો. એણે કહ્યું : 'મારી નોકરી તમે પાંચ જણા ભરખી જવા માગો છો? એ કરતાં એક કામ કરો. હું આ માથું તમારી આગળ ધરું છું-એક ઝટકે વાઢી નાખો એટલે નિરાંત.'

અને લાંબાં લાંબાં ડગલાં ભરતો મેનેજર ચાલ્યો ગયો. ભૂતનાથ એકીટશે એને જોઈ રહ્યો. મેનેજર આખો દિવસ જુદે જુદે સ્થળે ઉઘરાણી કરતો ફરે છે. અજબ છે. એક દિવસ નનીલાલ પોતે રૂપિયા ઉછીના લેવા ફાંફાં મારતો હતો, એ રીતે કેટલી ચિન્તામાં એ આખું કલકત્તા ફરી વળ્યો. ક્યાંય જ્યારે મેળ ન ખાધો ત્યારે ના છૂટકે છુટુકબાબુ પાસે આવી એણે હાથ લંબાવ્યો હતો—અને આજે એની આ સ્થિતિ તો જુઓ. જે માણસ ભગવાન સુધ્ધામાં માનતો નહોતો તેના ઉપર જ ભગવાનનાં કેવા આશીર્વાદ ઊતર્યા છે? અજબ જેવું લાગે છે ને ?

ક્યાં બાઉબજાર ને ક્યાં બાર-શિમલા. રોજની આ આવ-જા પોસાતી નથી. રજા પૂરી થયા પછી આ ખબર-અંતર લેવાનું થશે ખરું? અંત હવે જો આવી જ ગયો છે તો હવે થોડા માટે આટલું લંબાવવું શા માટે? છતાં ભૂતનાથને થયું જાણે એનાં મનની છાની વાત દુનિયાથીયે છાની જ રહે તો સારું. એ વાત કોઈનેય કહેવા-કરવાની નથી. એ જાણશે તો લોકો કદાચ હસશે.

ઘણાં સમય અગાઉ એક દિવસ પહેલા જવાએ એકવાર એને પૂછ્યું હતું કે—'ભલા, તમે આટલે દૂરથી રોજ અહીં આવો છો તો કઈ આશાએ આવો છો તે કહેશો? તમને કંટાળો નથી આવતો?'

ભૂતનાથ એનો કંઈ જ જવાબ તુરતાતુરત આપી શક્યો નહોતો.

જવાએ કહ્યું હતું—'ક્યારેક ક્યારેક મને જ શરમ આવે છે.'

ભૂતનાથે માત્ર આટલું જ કહ્યું હતું કે, 'આ કદાચ મારે માટે સ્વાભાવિક જ બની ગયું છે. હવે તો તું ના નહિ પાડે ત્યાં સુધી મારું અહીં આવવાનું નહિ અટકે.'

'તમે સાચેસાચ અહીં આવવાનું બંધ તો નહિ કરો ને ભૂતનાથબાબુ ?'

આમ છતાં ભૂતનાથને બીક લાગતી. મનમાં થતું કે કંઈક કારણે એનું અહીં આવવાનું અનિવાર્યપણે બંધ થઈ જશે તો? ઉપાસના-ખંડમાં જવા જ્યારે ઉપાસનામાં એસતી ત્યારે ક્યારેક ક્યારેક ભૂતનાથ પણ એને સાથ પુરાવતો. એ જ્યાં સુધી આંખો મીંચી રાખતો ત્યાં સુધી એની સામે જવાનો ચહેરો જ તરવરતો. ભૂતનાથ જાણતો. પોતાના અધિકારનું એને પૂરું ભાન હતું. એ પૂરો જાગ્રત હતો. છતાં મનમાં થતું જાણે ત્યાં બીજું કોઈ જ હાજર નથી. ફતેપુરની મંગળ ચંડી, બાગ બજારની શીતળા, બધાં દેવ-દેવી-ઓનું સ્મરણ કરી ભૂતનાથ એ બધું વીસરવા મથતો, જીવનમાંથી ભૂંસી નાખવા ઇચ્છતો, પોતાનાં ભૂતકાળનાં બધાં જ સંસ્મરણોથી પોતાની જાતને અળગી કરવા પ્રયત્ન કરતો. જોકે એ સમજતો કે એ એની અનધિકાર વાત હતી. અહીં એનો સંબંધ માત્ર કર્તવ્ય અને બનતું કરી છૂટવાનો જ હતો. એમનો સંબંધ માત્ર ઉપકાર-કર્તા અને ઉપકૃતનો જ છે. દાતા અને ગૃહિતાનો – માલિક અને નોકરનો જ છે. ઘણા દિવસ પહેલાં, જે દિવસે જવાના વિવાહની વાતો કાને પડી ત્યારે એક અજાણ વેદનાએ - વ્યથાએ એની બધી જ ચેતના હરી લીધી હતી તે યાદ છે. અને સાથે યાદ આવે છે પોતે તે દિવસે મનના કાનને આમળતો આમળતો વારંવાર પોતાના મનને કહેતો હતો—આ દોષ, પેલો દોષ ! – જ્યારે પણ સભાનપણે મનમાં એ વાત જાગતી ત્યારે પોતાનાં મનને એ ધમકાવતો, અને પોતાની આશા-આકાંક્ષાને વધતી જતી જોઈ પોતે જ પોતાની પાસે શરમાતો. બીજા કોઈને કહેવાનું દૂર રહ્યું, ઘણીવાર એ પોતે જ

પોતાના દોષો માટે મનમાં ને મનમાં પોતાની જાતને સજા ફર-
માવતો. પરંતુ આમ છતાં હૈયે હાથ મૂકીને શું એ કહી શકશે કે
એ એનો સ્વભાવ જ હતો, બીજું કંઈ જ નહોતું ?

પેલે દિવસે એ જવાને ત્યાં પહોંચ્યો કે તરત જ કામવાળી
બાઈએ આવીને કહ્યું : 'હવે મારાથી અહીં નહિ રહેવાય ભાઈ.'

'કેમ, શું થયું ?'

કામવાળી કંઈ જ બોલી નહિ.

'મોટીબેને તને કંઈ કહ્યું કે શું ?'

'જી, ના.'

'તો ?'

'રોજ રોજ આવું થાય એ ગમતું નથી. રાંધવું અને ફેંકી
દેવું ? તો પછી આ ઘર કોનું છે ? કોને માટે હું આ બધું કરું છું ?'

'કેમ ? મોટીબેન જમતી નથી ?' ભૂતનાથ ચમકી ગયો.

'જમે છે ક્યાં ? બે દાણા અનાજનાં મોંમાં નાખ્યા ન નાખ્યા
ને બેન ઊઠી જાય છે. જો એવું જ કરવું હોય તો રસોઈ કોને
માટે કરું ? હું તો વિધવા બાઈ છું. મારે માટે આટલી મહેનત
લઈને માછલી અને આટલી બધી વાનગી બનાવવાની શું જરૂર ?'

'વારુ, મોટીબેનને હું કહી દઈશ. તું દરવાજો બંધ કરી દે.'

જવા તે દિવસે પણ સુવિનયબાબુની છબીની નીચે સૂનમૂન
બેઠી હતી.

ત્યાં જતાવેંત ભૂતનાથે પૂછ્યું : 'સુપવિત્ર આવ્યો હતો ?'

સુપવિત્રનું નામ સાંભળતા જ જવા જરા ચોંકી ગઈ. 'અહીં
આવતા રસ્તામાં એને જોયો એટલે થયું કે કદાચ અહીં આવ્યો
હોય.' ભૂતનાથે સ્પષ્ટતા કરી.

'ના.' નીચું જોઈ જઈને જવાએ ઉત્તર આપ્યો.

'પણ આ બાજુએ, આ ગલીમાં જ એને જોયો એટલે જ
મારે પૂછવું પડ્યું.'

'એ તો રોજ આવે છે.' નીચે મોંએ જ જવા બોલી.

'રોજ આવે છે ? તારી પાસે ?'

'ના. મારી પાસે નહિ. મારી પાસે એ આવશે પણ નહિ. પરંતુ આ રસ્તામાં નીચે ઊભો ઊભો આ ઘરની બારી તરફ જુએ છે.'

'તેં એને જોયો છે ?'

'બે ત્રણ વાર એ રીતે ઊભેલો જોયો એટલે હવે એની સામે નથી જોતી. એ તરફથી બારી જ બંધ રાખું છું.'

ભૂતનાથે જોયું તો રસ્તા બાજુની બારી બંધ હતી. એણે કહ્યું : 'વારંવાર પૂછવા છતાં તું કંઈ જવાબ નથી આપતી, છતાં આજે પૂછું છું, કે તું આવું શા માટે કરે છે ?'

જવા ચૂપ રહી.

'અજબ છો તુંયે. આજે પણ વાતનો જવાબ ખાઈ જવા તારા ઓરડામાં ભરાઈને બારણાં બંધ ન કરી દેતી. હું તારા ભલા માટે જ કહું છું.'

હવે જવાએ ઊંચું જોયું. એ બોલી : 'મહેરબાની કરીને મારા ભલા માટે ચિન્તા ન કરશો. તમે આટઆટલું કરો છો તે માટે તમારો પાડ માનું છું. પણ શું મનેય કંઈ દુઃખ નહિ થતું હોય ? સુપવિત્રને દુઃખી કરી હું ઓછી સુખી થાઉં છું ?' બોલતાં બોલતાં જવાની આંખમાં આંસુ આવી ગયાં.

ભૂતનાથ મૌન રહ્યો.

થોડીવાર રહીને જવા બોલી : 'તમે ખરેખર મારું કલ્યાણ જ ઇચ્છો છો તો થોડો વધુ ઉપકાર કરશો ?'

'શું ?'

'એને ત્યાં જઈ ને કહી આવજો કે આ રીતે મારા ઘર સામે આંટા-ફેરા ન કરે. ઉપર જોઈ ન રહે. મને એથી દુઃખ થાય છે.'

'એ તો ઠીક, પણ જવા, તારી આ અકારણ જીદ છે. એ આ માટે કંઈ કારણ માગે તો હું શું કહું ?'

'સુપવિત્ર એ જાણે છે. એને મેં બધું જ કહ્યું છે.'

'છતાં મને એ પણ ન કહી શકાય ?'

એકવાર દયામણી રીતે ભૂતનાથ તરફ જોઈ જવાએ નજર નીચી નમાવી લીધી–પછી કહ્યું : 'તમે તો બધું જ જાણો છો. પેલે દિવસે ધર્મદાસબાબુ તમારી હાજરીમાં જ બધું કહી ગયા. એમણે કહ્યું નહોતું કે પતિવ્રતા સ્ત્રીનું કર્તવ્ય એકનિષ્ઠતા જ છે. "એષાસ્ય પરમા ગતિ, એષાસ્ય પરમ આનન્દ, એષાસ્ય પરમ સમ્પદ."

આમ છતાં ભૂતનાથને કંઈ સમજાયું નહિ. એણે ફરી પૂછ્યું : 'પણ પતિવ્રતા સ્ત્રી સાથે તારે શો સંબંધ છે જવા ?'

આંખો ઢાળીને જવાએ કહ્યું : 'હું પરણી ચૂકી છું ભૂતનાથ-બાબુ !'

'શું કહે છે ?'

'ખરું જ કહું છું. પણ હવે વધુ કંઈ ન પૂછશો.' અગાઉની જેમ જ ઢાળેલી નજરે જવાએ કહ્યું.

ભૂતનાથ મુગ્ધ બની કંઈ કંઈ વિચારવા લાગ્યો. આટલા દિવસોની તૈયારી, આટલી બધી રાહ જોઈ તે બધું જ નકામું ગયું કે શું ? જો લગ્ન થઈ જ ગયાં હતાં તો જવાને આટલા દિવસે એની ખબર કેમ પડી ? કોણ આવ્યું હતું એ કહેવા ? જવા બે મહિનાની હતી ત્યારે જ જો એનાં લગ્ન થઈ ગયાં હતાં તો એ વાત આટલો સમય છાની કેમ રહી ? ભૂતનાથ જવા તરફ નિહાળી રહ્યો. અને એકાએક જવા એને તપસ્વિની જેવી જણાઈ. એ નીચે મોંએ નિર્વિકાર ચિત્તે રોજની જગ્યાએ રોજની જેમ જ બેઠી હતી. ભૂતનાથને થયું—જવાનું શરીર ને મન જાણે એક અજબ એવી સહાનુભૂતિથી પ્રેરાઈ ગયું છે. જેવી સહાનુભૂતિથી સૂર્ય પૃથ્વીને આકર્ષે છે, જેવી સહાનુભૂતિથી પ્રકાશના તરંગો આ લોકમાંથી અન્ય લોકમાં તરંગાયિત થઈ રહ્યાં છે. શોકનો આકસ્મિક આઘાત જીરવી લઈ જવા જાણે એ શોકથી ઉપર જઈ શકી છે. ભૂતનાથે પૂછ્યું :

'પણ આ વાતની ખબર તને કઈ રીતે પડી? કોણે કહ્યું આ?'

'બાપુજીએ.'

ભૂતનાથ વધુ ચમક્યો. એણે કહ્યું : 'જો એ જ ખરું હોય તો પેલે દિવસે સુપવિત્રને આશીર્વાદ કેમ આપ્યા? એમણે શું તારાં પહેલાં લગ્ન માન્ય નહોતાં રાખ્યાં?'

'ના.'

છતાં ભૂતનાથને કંઈ સમજાયું નહિ. એણે કહ્યું : 'તો એમનો અભિપ્રાય શું હતો?'

'બાપુજીએ હા પાડી હતી, ભૂતનાથબાબુ, પણ હું જ ના પાડતી હતી. એક સ્ત્રીને છતે ધણીએ ફરી પરણવાનું ન હોય.'

'તારા પતિ હયાત છે?'

'હા.'

'પણ એમ કઈ રીતે બન્યું જવા? જો એવું જ હતું તો સુપવિત્રને આજ સુધી શા માટે આશા આપી?'

'બાપુજી તો એને સંસ્કાર કહેતા ભૂતનાથબાબુ, એ આમાં માનતા નહોતા. આટલા દિવસ દાદાજીનાં કામો માટે એ પશ્ચાત્તાપ કરતા હતા. માત્ર જાહેર રીતે નહોતા કરતા એટલું જ.'

'પણ આ બધાની એમને ખબર હતી ખરી?'

'હા. બધું જ જાણતા હતા. છતાં સ્વીકારતા નહોતા.'

'સ્વીકારતા નહોતા? તો પછી શા માટે છેલ્લે આ વાત તને કહેતા ગયા?'

'સ્વીકાર એ ન કરત. માન્ય ન રાખત. પણ મૃત્યુને આગલે દિવસે બધી વાત ખુલાસાથી મને કહી ત્યારે કહ્યું કે તેં તો ધર્મ-પલટો કર્યો છે બેટા, તારો આગલો વિવાહ ફોક છે. હું તને છૂટ આપું છું. તારે જરાયે શરમાવા જેવું નથી.' અને પછી એમણે મને કાગળ બતાવ્યો.

'કાગળ?'

'હા. દાદીમાએ જે કાગળ એમને – મારા બાપુજીને લખાવ્યો હતો તે કાગળ. બાપુજીએ કહ્યું કે આજ સુધી તને નથી કહ્યું, ઘરમાં કોઈને પણ નથી કહ્યું, પણ આજે પૂછીશ તો નક્કી કહીશ. જાણી જોઈને જીવનમાં મેં ક્યારેય જૂઠાણું આચર્યું નથી. આટલા દિવસ મનમાં અનેક દ્વિધા હતી, ઘણો સંકોચ હતો. માનતો હતો કે તું આ વાત જાણીશ તો તને સખત આઘાત લાગશે. તેમ છતાં આજે એ કહ્યા વિના નથી રહેવાતું. મારો ઈશ્વર કહે છે કે એ મિથ્યાચાર છે – અન્યાય છે. એ નહિ કહું તો મને મુક્તિ નહિ મળે... વળી તારા એ વિવાહમાં મારું સમર્થન પણ નહોતું. બાળલગ્નમાં મારી સમ્મતિ નથી તે તું જાણે છે, પરંતુ આ તો શિશુ-લગ્ન—તું કંઈ પણ સમજણી થા તે પૂર્વે જ થયેલાં લગ્ન કહેવાય.'

ભૂતનાથને પેલી રાતનો પ્રસંગ યાદ આવ્યો. લગભગ મધરાત થઈ હતી. સુવિનયબાબુએ ઓચિંતાની આંખો ઉઘાડી અને પછી સાદ દીધો—'બેટા!'

ભૂતનાથ સુપવિત્ર સાથે બાજુના ઓરડામાં રાહ જોતો બેઠો હતો. અને મૃત્યુ પહેલાની છેલ્લી પળોમાં પિતા એક બહુ જૂની વાત પુત્રીને કહી રહ્યા હતા. જવાએ એક પછી એક કરીને એ દિવસની બધી જ વાત કહી.

સુવિનયબાબુએ કહ્યું હતું—'બેટા, મારો જન્મ વાવાઝોડાંના ચોઘડિયામાં – એક ભયંકર ખરાબ પળે થયો હતો. અને આખું જીવન એક વાવાઝોડા જેવું જ વીત્યું છે. પણ મને હતું કે હું તને તો એની અસરથી મુક્ત રાખીશ. પરંતુ તને તારા જન્મ પછી મહિના દિવસના ગાળામાં અમે ગુમાવી હતી. ફરી જ્યારે તું અમારી પાસે પાછી ફરી તે પહેલા જ તારા જીવનમાં પણ એક જબ્બર ઝંઝાવાત મચી ગયો હતો.'

જવા પાસેથી સાંભળેલી એ વાતો ભૂતનાથને આજે પણ એવી ને એવી યાદ છે. કેટલાં વરસો પહેલાની એ વાત હશે. રામ-

હરિ ભટ્ટાચાર્ય ત્યારે જવાને લઈ ને તાજેતરમાં જ બલરામપુર રહેવા ગયા હતા.

'આને બિચારીને માને ખોળેથી વિખુટી પાડીને અહીં લાવી રાખી પણ એને ઉછેરશું કઈ રીતે?' પત્નીએ કહ્યું.

'તું એને મોટી કરજે. જેમ દીકરાને ઉછેરીને મોટો કર્યો હતો તેમ આ એની દીકરીનેય ઉછેરજે.'

'પણ આ બિચારીએ તો હજુ માનું ધાવણ પણ નથી છોડયું, દૂધ વિના એ કઈ રીતે ટકી શકશે?'

'હું એની ગોઠવણ કરું છું.' કહી રામહરિ ભટ્ટાચાર્ય તુરત બહાર નીકળી પડયા. આખા ગામમાં એમની ઈજ્જત-આબરૂ હતાં. એ પંચાંગ જોઈ મુહૂર્ત કાઢી આપતા ત્યારે જમીનદારોને ત્યાં શુભ પ્રસંગોનો પ્રારંભ થતો. એમની પૂજા વેળા સન્ધિપૂજાનો ઢોલ વાગતો. દીકરા–દીકરીનાં સંબંધો જોડાતાં. લગ્નો થતાં. બાળક-વહુ સાસરે જતી. એમને એક જ વાતની અપેક્ષા રહેતી — યજમાનો પોતાને ત્યાંનાં વૃક્ષોનું પહેલું ફળ એમને ધર્યા પછી જ એ ફળનો સ્વાદ માણતા. વૃક્ષો, શાક-પાન, તળાવનાં માછલાં, ગાયનું દૂધ આ બધું ભટ્ટાચાર્ય મશાયને ધર્યા વિના ખપમાં લેવામાં તેઓ પાપ માનતા.

સૂરજ સવારથી આવી આંગણામાં બેઠો હતો. ભટ્ટાચાર્ય મશાય ગયા હતા વાડીએ. વાડીએ જવું એટલે વાડી અને તે બાજુનાં દસ ઘરે જઈ ત્યાંથી દસ જાતની સારી નરસી ચીજો લઈ ફરતા ફરતા ઘેર પાછા ફરવું. પાછા ફરતાં મોડું થઈ જાય. પાછા આવીને હોકો ગગડાવી આંગણામાં ઓટલા પર બેઠા બેઠા જૂની–નવી પોથીઓ ઉઘાડી તડકે મૂકે. ધૂપ-ધૂણો કરી, ગંગાજળ છાંટી પૂજાની ઓરડીને પવિત્ર કરે. પરંતુ તે દિવસે ઘેર પાછા ફરતાં જ પેલો પ્રશ્ન એ કર્યો કે — પેલું કોણ બેઠું છે? સૂરજ છે ને?

સૂરજે ત્યાંથી જ લાંબા થઈ દંડવત પ્રણામ જણાવ્યા અને

કહ્યું—'જી, આપની પાસે આવ્યો હતો. છોકરાને પાઠશાળે બેસાડવો છે તો જરા મુરત જોઈ આપો ને?'

'તને ફાંસો નથી મળતો સૂરજ? તમે માલધારી માણસ. દીકરાને દૂધ વેંચતા શીખવવું જોઈએ કે લખતા-વાંચતા? ભણાવી કરીને છોકરાને બ્રાહ્મો બનાવવો છે કે શું?'

'મા'રાજ, અમે તો ગમાર રહ્યા, પણ એટલે છોકરાને પણ અમારા જેવો ગમાર રાખવો? હવે તો બધાય ભણે ગણે છે ને?'

'તો ભલે તારી મરજી. મારો ગુપી જેમ બ્રાહ્મો થઈને ગો-માંસ ખાતાં શીખ્યો છે તેમ તારો દીકરો પણ ભલે કરે. પણ પછી મને દોષ ન દઈશ. –પણ દક્ષિણા શું આપીશ?'

'જી, આપના આશીર્વાદે બધી રીતે સરખાઈ છે. તમે માગશો એ આપીશ. એમાં કઈ મોટી વાત છે?'

અને પછી પંચાંગ–પોથી ઉઘાડી ભટ્ટાચાર્ય મશાય ચોઘડિયું–મુહૂર્ત જોવા લાગ્યા. એમણે કહ્યું—'તારી એક વીંયાતલ ગાય આપી જજે–દૂધ પીવું પડશે ને?'

'તે ભલે ને. ચાર શેર જેટલું દૂધ આપી જઈશ તમને અણામીમાં.' સૂરજે કહ્યું.

'ના, ના, એટલાથી નહિ પતે. મારું કામ પૂરું થઈ ગયે તને તારી ગાય પાછી મળી જશે. મારી પૌત્રી હજુ દૂધ ઉપર જ છે એટલે જ તને કહેવું પડે છે.'

'આપની પૌત્રી?' સૂરજ ભૈયો ચમકી ગયો.

'હા, હા. મારી પૌત્રી. મારા ગુપીની દીકરી.'

વળતે દિવસે ભેટો થઈ ગયો નારણ કંદોઈ સાથે. પ્રાતઃ નમસ્કાર કરી એણે પૂછ્યું—'તમારી પૌત્રીને અહીં લાવ્યા છો સાંભળ્યું!'

'હા. પૌત્રીને અહીં લાવ્યો છું. દીકરો તો બ્રાહ્મો બની ગયો છે પણ એની દીકરીનો શું વાંક? હજુ તો મહિના દિવસની છે.

એની નસેનસમાં તો અમારું શુદ્ધ લોહી જ છે. વંશ તો ગયો નથી. અસલી બ્રહ્મતેજ એના લોહીમાં જળવાઈ રહ્યું છે.' આટલું બોલી રામહરિ જનોઈને સ્પર્શી નારણ તરફ એકીટશે તાકી રહ્યા.

તે પછી વારા ફરતા ઘણાં આ વિષે પૂછતા અને જવાબ સાંભળી ચમકી જતાં—'દીકરો જો બ્રાહ્મો બની ગયો હોય તો એનું સંતાન પણ બ્રાહ્મો જ ગણાય ને? દીકરો જો ગો-માંસ ખાતો હોય–અખાજ જ ખાતો હોય તો ભગવાન પણ એ માફ ન કરે; પિતાનું પાપ પુત્રીને પણ લાગે જ લાગે.'

રામહરિ કહેતા—'ના, ભાઈ ના. એવું તે હોય કદી? બે મહિનાનું બાળક તો નિષ્પાપ જ ગણાય. એ સર્વ સ્પર્શદોષથી મુક્ત છે. અત્યારે આ વયે એની કોઈ જાત જ ન ગણાય. જેવી મારી કાલી માતા તેવી જ એ. કાલી માતાની દીકરી જેવી જ શુદ્ધ, નિર્મળ, નિષ્પાપ.'

'પણ મોટી થયા પછી?'

'એ મોટી થાય તે પહેલા જ હું એને કોઈ સારા હિન્દુ સુરતિયા સાથે પરણાવી દઈશ.'

જવા ત્યારે હજુ બે મહિનાની પણ થઈ નહોતી. એ સાંજથી જ કાલ-વૈશાખીનું તોફાન ઊપડ્યું હતું. રાત પડે તે પહેલા તો ગૃહિણીએ બારી-બારણાં બંધ કરી ખાવા-પીવાનું પતાવી લીધું હતું. પોતાની પથારીમાં બે મહિનાની પૌત્રીને પડખે લઈને એ સૂતી હતી. મધરાતે પતિના સાદે એ ઝબકીને જાગી ગઈ. બહારના ચંડી મંડપ પાસેથી લોકોનો સામટો અવાજ આવતો હતો. એણે પૂછ્યું—'શું થયું છે? તમે ક્યારે આવ્યા? આ અવાજ શેનો આવે છે?'

'સામેવાળા આવી ગયા છે, જવાને લાવ!' રામહરિએ કહ્યું.

'કેમ? એને અત્યારે ક્યાં લઈ જવી છે?'

રામહરિના એક હાથમાં દીવો હતો. બીજો હાથ આગળ ધરી

એણે કહ્યું —'જલદી કર. વાર ન લગાડ. મુરત ચાલ્યું જાય છે.'

ગૃહિણી રોવા લાગી—'મુરત? શેનું મુરત? કહો તો ખરા કે કઈ વાતનું મુરત?'

પણ રામહરિને સમય નહોતો. પત્ની પાસેથી જવાને ઉપાડીને જતાં જતાં એણે કહ્યું—'આ જવાનાં લગ્નનું.'

'શું કહો છો? મારી જવાનાં લગ્ન અને એના બાપને ખબર પણ નથી આપ્યા? એની દીકરી, અને એને પૂછ્યું પણ......'

રામહરિ ચાલ્યા જતા હતા. જતાં જતાં બોલ્યા—'મારો ગુપી મરી ગયો છે એમ માનજે.'

એક અજાણ વેદનાએ પત્ની દુઃખી દુઃખી થઈ ગઈ. એ બોલી—'પણ જવાને તમે કોની સાથે પરણાવો છો એ તો બોલો?'

'એની ચિન્તા તું ન કરીશ. નાત-જાત, ગોત્ર-વંશ બધું જોઈ કરીને જ હું આગળ વધું છું.'

'મુરતિયાને બરાબર જોયો છે ને? મને બહુ બીક લાગે છે!' પત્ની કરગરતી કરુણ સાદે બોલી.

બહાર વાવાઝોડાંની ગર્જના એકાએક બમણાં વેગથી થવા લાગી. એવા તોફાનની પરવા કર્યા વિના રામહરિ પૌત્રીને લઈને બહાર નીકળી પડ્યા. બહાર શંખ ફૂંકાયો, ડંકા પડ્યા, ઘંટનાદ થયા, મંત્રોચ્ચાર થયા. મહા આશંકામાં ગોરાણીએ રાત કાઢી. મોડી રાતે રામહરિ પાછા ફર્યા. જવાને પત્નીના ખોળામાં મૂકી. ત્યારે જવાના સેંથામાં સિંદૂર હતું. કપાળે ચાંદલો હતો. છતાં અજબ જેવું હતું કે એ એવડીક છોકરી જરાયે રડી નહોતી. લગ્નની બધી જ વિધિ પતી ગઈ ત્યાં સુધી એ દાદાની ગોદમાં નિરાંતે ઊંઘતી હતી.

એને વળતે જ દિવસે મુરતિયો ક્યાંક ચાલ્યો ગયો. તે પછી એનો પત્તો જ ન લાગ્યો.

રામહરિ કહેતા હતા—' મેં મારી ફરજ પૂરી કરી. પૌત્રીનો હાથ કોઈ બ્રાહ્મોને નથી સોંપ્યો, એટલું મારે માટે બસ છે.'

બધી વાત સાંભળી ભૂતનાથ સ્તબ્ધ બની ગયો હતો. એણે કહ્યું—' પછી ?'

બાર-શિમલાના રસ્તામાં ત્યારે અંધારું ગાઢ થયું હતું. એક માલગાડી ઝપાટાભેર સિયાલ્દા બાજુ જતી હતી. વારંવાર એની તીણી સિસોટી સંભળાતી હતી, જાણે એ આ બધી જ પૂર્વ ભૂમિકાની પવિત્રતાના ચૂરેચૂરા કરી એનો ભુક્કો ઉડાડી દેવા માગતી હતી. અને ભૂતનાથને થયું જાણે લાખો જોજન દૂરથી એક તીર રૂંધાતા શ્વાસની ગતિએ વર્તમાનનું નિશાન લઈને આવી રહ્યું છે. જે જવાની બધી જ શક્તિને હરી લેશે. કોઈ અજાણ તીરંદાજનું અચૂક નિશાન આજે જાણે અફળ નથી જ જવાનું. ભૂતનાથની બધી જ શક્તિને અવગણીને એ જવાને સર્વનાશને આખરી તબક્કે પહોંચાડચે જ રહેશે.

જવા કહેતી હતી—' બાપુજીએ છેલ્લે કહ્યું —'' આજે હવે જવા સમયે આ વાતને તારાથી છાની નથી રાખી શકતો બેટા ! મારી સાચી માન્યતામાં આ વાત ઘણાં દિવસ સુધી ખટકયા કરી છે, એથી જ મેં એ કોઈનેય કહી નથી. કોઈની પણ પાસે આ ખુલાસો કર્યો નથી. તારી બાને પણ વાત નથી કહી. જો એને કહી હોત તો એને પૂરી સમજાત નહિ. પણ આખરે તને કહ્યા વિના મારાથી રહેવાયું નહિ. હવે તું મોટી થઈ છો. તારી બુદ્ધિથી તું સમજી શકીશ કે એ ખોટું હતું-અધૂરું હતું.'' '

જવા કહેતી હતી —' એ સાંભળી હું ચૂપ રહી. બાપુજીએ વાત આગળ ચલાવી—'' તું સુપવિત્રને તારા પતિરૂપે સ્વીકારજે બેટા, હું તમને આશીર્વાદ આપું છું.'' છતાં હું કંઈ ન બોલી. બાપુજીનો શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. લાંબીવાર સુધી વાતો કરવાને કારણે એમને થાક લાગ્યો હશે. એમ માની હું એમની છાતીએ

હાથ પસવારવા લાગી. થોડીવાર માટે એ અચેતન થઈ ગયા. રાત પૂરી થવા આવી હતી. એમણે એકવાર ફરીથી આંખો ઉઘાડી અને કહ્યું — "બેટા, સુપવિત્રને તું તારા સ્વામી તરીકે સ્વીકારીશ ને, બેટા ?"

'મેં કહ્યું—"ના."

'બાપુજીની આંખોમાંથી આંસુ ટપક્યાં. મારો જવાબ સાંભળીને તુરત તો એ કંઈ બોલી જ ન શક્યા, પછી બોલ્યા—"પણ મને તો તું માફ કરીશ ને દીકરી ?"

'હું રહી ન શકી. બાપુજીની છાતી ઉપર માથું મૂકી એમને ખબર ન પડે તેમ મેં આંસુ લૂછી નાખ્યાં. મારી ત્યારની સ્થિતિ હું આજે વર્ણવી નહિ શકું. મનમાં થયું હતું—જાણે મારા માથા ઉપર, આખુંય આકાશ તૂટી પડે તોપણ એવી વેદના મને ન થાય. પણ ત્યારે એ વાત હું કોને કહું ? મને કોણ સમજી શકત ? મનમાં થયું, હવે સુપવિત્ર અહીં આવે એ બરાબર નથી. જેને અંતરથી ઓળખ્યો છે, હૈયાથી સ્વીકાર્યો છે એને જ હવે પરાયો ગણવો પડશે. એ કેટલું કેવું દુઃખકર વેદનાદાયી હતું તે તમને કઈ રીતે સમજાવું ? બાપુજીની છાતી ઉપર મોં ઢાળી હું પડી રહી. બાપુજી કદાચ મને સમજ્યા હતા. એમણે પણ મને કંઈ જ ન કહ્યું. થોડીવારે એમના હૈયામાં ઓચિંતાનો ફફડાટ જાગ્યો અને ધીમે સાદે એ કહેવા લાગ્યા–"અસદો મા સદ્‌ગમયઃ તમસો મા જ્યોતિર્ગમયઃ મૃત્યોર્મા મૃતંગમયઃ– ઓ......મ્ શા...ન્તિઃ શા...ન્તિઃ શા...ન્તિઃ...હરિ ઓ...મ્..."'

'—પછી ?'

બાર–શિમલાનું આકાશ ત્યારે માલગાડીની તીણી સિસોટીનાં આર્તનાદે કર્કશ બની ગયું. ક્યાંય વચગાળે ટ્રેન ઊભી રહી ગઈ હોય એવું લાગ્યું. ગાડીને આગલા સ્ટેશને પહોંચવાની રજા નહોતી મળી. પોતાના મુકામે પહોંચવા એ વારંવાર કરુણ ચીસો પાડ્યા

કરે છે. ભૂતનાથ ચૂપચાપ બેઠો રહ્યો. એની બધીયે દલીલો પણ જાણે પૂરી થઈ ગઈ હતી. તેમ છતાં એણે પૂછ્યું—'હં, પછી શું થયું?'

એ વાતનો કંઈ જ જવાબ આપ્યા વિના જવાએ કહ્યું—'સુપવિત્રને મળવાનું થાય ત્યારે એને કહી આપજો કે હવે આ રસ્તે ન ડોકાય, અહીં મકાન સામે ઊભો ન રહે. મને એથી દુઃખ થાય છે. હું એને ભૂલી જવા માગું છું.'

'પણ શા માટે? તું શું સાચેસાચ એમ માને છે કે એ બે મહિનાની વયે થયેલાં તારાં લગ્ન સાચાં લગ્ન હતાં?'

'એનો જવાબ તો મેં બાપુજીને આપી દીધો છે ભૂતનાથબાબુ.'

'છતાં એકવાર ફરીથી સરખી રીતે વિચારી જો.'

'મેં બરાબર વિચારી જોયું છે ભૂતનાથબાબુ. દિવસ-રાત રાત-દિવસ વિચાર્યું છે. ક્યારેક ક્યારેક મનમાં થાય છે કે આ બધું સ્વપ્ન છે. સ્વપ્નની જેમ બધું જ ખોટું છે. પણ બાપુજીની વાત યાદ આવે છે ત્યારે એને ખોટી માનીને ઉડાવી દઈ શકતી નથી.'

'પણ તું તો બ્રાહ્મો ધર્મમાં માને છે, તું ક્યાં હિન્દુ ધર્મ-માં માને છે?'

'પણ મેં બ્રાહ્મ-ધર્મ સ્વીકાર્યો એ પૂર્ણ સત્ય નથી. મન અને પ્રાણથી હું હિન્દુ જ છું. હિન્દુ ઘરમાં જન્મી ને હિન્દુ ઘરમાં પરણી. જો પહેલેથી જાણતી હોત તો ઓછામાં ઓછું સુપવિત્રને અમારે ત્યાં આવતો રોકત.'

'અને તારા પતિ?'

'એની મને બીજી કંઈ જ ખબર નથી. હું સમજણી થઈને મોટી થઈ તે પહેલા દાદાજી ગુજરી ગયા, બાપુજી મને અહીં લઈ આવ્યા. અને તે પછી એની ખબર રાખવાની બાપુજીને જરૂર જ ન લાગી.'

'પણ તારા પતિ ક્યાંના છે? એનું નામ શું છે? અત્યારે

ક્યાં છે? એનો પત્તો મેળવવા પૂરતી થોડી ઓળખાણ પણ ન મળે?'

'એ ઓળખાણ છે, પરંતુ એ વાત વિચારતાંય બીક લાગે છે ભૂતનાથબાબુ. ફરી નવેસરથી જીવન શરૂ કરવું પડશે. ડગલે ને પગલે મારા આદર્શો સાથે અથડામણમાં ઊતરવું પડશે.'

'પણ તો પછી શા માટે એ માર્ગે જાય છે?'

'કોણ જાણે શા કારણે પણ મનમાં થાય છે કે એ માર્ગે જ હું મારો સાચો પરિચય પામી શકીશ. ત્યાં જ મારું સ્થાન છે. મારા સંસ્કાર, મારું શિક્ષણ, મારી મુક્તિ મારા સ્વામી પાસે જ છે. કદાચ વિધાતાની ઇચ્છા જ એવી હશે નહિ, તો...'

'પણ જેને તું જાણતી નથી, ઓળખતી નથી, જેની વય સાથે તારી વયને, જેનાં શિક્ષણ સાથે તારા શિક્ષણને કદાચ જરાયે મેળ નથી એવાની સાથે જીવતર જોડી તું સુખી થઈ શકીશ ખરી?'

'મારું મન કહે છે કે ભલે અમારા બેમાં મેળ ન હોય, સરખાપણું ન હોય છતાં એમાં જ મારું મંગળ છે. એમાં જ મારું કલ્યાણ છે. બાપુજીને મોંએ જ સાંભળ્યું છે કે માત્ર સ્વાધીનતા કે સુખ જ મહાન વસ્તુ નથી. કલ્યાણ જ મહાન છે. બાપુજી કહેતા કે વૃક્ષ-વેલી સહજ સ્વાભાવિક રીતે વૃક્ષ-વેલી છે, પશુ-પક્ષી સ્વાભાવિક રીતે જ પશુ-પક્ષી છે, પણ મનુષ્ય પૂરેપૂરા પ્રયત્નથી જ મનુષ્ય બને છે, માનવી બની શકે છે. માત્ર માણસને ખોળિયે જન્મ લેવાથી માણસ મનુષ્ય–માનવી નથી બની શકતો. આજ સુધી સુખ તરફ જ લક્ષ રાખ્યું પણ સાચેસાચ એ સાંપડ્યું ખરું? હવે કલ્યાણની કામના–સાધના કરીને જોઈશ કે એ મળે છે કે નહિ.'

'પણ તારો આ માર્ગ કલ્યાણનો જ માર્ગ છે એમ તું સાચેસાચ માને છે? તને ખાત્રી છે કે તારો આ પથ માંગલ્યનો જ પથ છે?'

'એટલું જાણું છું કે માત્ર સુખમાં જ કલ્યાણ નથી એથી

જ બાપુજીએ સુખાળવી જિંદગી છોડી કલ્યાણનો માર્ગ સ્વીકાર્યો હતો.'

'પણ આની બીજી બાજુ ક્યારેય વિચારી છે?'

'કઈ બાજુ?'

'ધારી લે કે તારા એ સ્વામીએ આ વરસો દરમિયાન બીજાં લગ્ન કરી લીધાં છે–અથવા એમ પણ બની શકે કે તારા ધર્મ-પરિવર્તનના સમાચાર જાણી એણે તારી આશા જ મૂકી દીધી હોય.'

'કદાચ એવું જ હશે તોયે હું તો એને સ્વીકારીશ. જ્યાં સુધી એમની હયાતી હશે ત્યાં સુધી એમને સ્વીકારવા જ પડશે. ત્યાં સુધી એ જ મારા સ્વામી ગણાશે.'

'એવું હોય તોપણ તું સુપવિત્રને ન સ્વીકારે?'

'ના. ન સ્વીકારી શકું. મારા સંસ્કાર ને શિક્ષણ મને કહે છે કે લગ્ન એ ધર્મ છે. ધર્મનું જ એક અંગ છે. એ તુચ્છ વિલાસ પણ નથી કે માત્ર લોકાચાર પણ નથી.'

'પણ તારો એ સ્વામી રોગી–દુરાચારી કે લમ્પટ હોય તો! તો તું શું કરે?'

'તેમ છતાં એ મારો પતિ છે એમ માનું.'

'પણ એ અકાળે જ મૃત્યુ પામ્યો હોય તો?'

જવા થોડીવાર શાંત રહી. પછી બોલી—'હિન્દુધર્મના નિયમાનુસાર એ સ્થિતિમાં ફરી લગ્ન થઈ શકે છે. પરંતુ એ ઉપલા વરણમાં નહિ, નીચલા વરણમાં. અને એવી સ્ત્રીને......કહેવાય, પરંતુ તમે આટલું બધું પૂછો છો શા માટે? હું તો બધી જ પરિસ્થિતિ માટે તૈયાર થઈને બેઠી છું ભૂતનાથબાબુ.'

'તો તો તારા પતિનો પત્તો મેળવવો જરૂરી છે.'

'તમે એટલું કરશો?'

'મેં તો તને કહ્યું હતું ને જવા, કે ક્યારેય જો તને ઉપયોગી થઈ શકીશ તો હું મારી જાતને ધન્ય ગણીશ. હવે મને એવી તક

મળી છે.'

જવાની આંખો સજળ બની. થોડી વાર એ પહેલાની જેમ જ ચૂપચાપ બેઠી રહી. પછી ધીરે ધીરે બોલી — 'તમારો ઉપકાર જીવનમાં કદીયે ભૂલી નહિ શકું. એ ઋણમાંથી હું ક્યારેય છૂટી નહિ શકું.'

'એ વાત રહેવા દે. મને હવે એનું ઠેકાણું આપીશ?'

'એ ઘણે દૂર છે. કલકત્તાથી બહાર કોઈ ગામડામાં છે.'

'ભલે ને ગમે એટલું દૂર હોય. હું જાતે જઈને બધી તપાસ કરી આવીશ. પણ એણે ક્યારેય તારી ખબર કેમ કઢાવી નથી?'

'દાદાજી કહેતા હતા કે મુરતિયાના કુટુંબની ઉપરવટ જઈને એમણે આ લગ્ન કર્યાં હતાં. તે પછી કદાચ અમારા બ્રાહ્મો બની ગયાના સમાચાર સાંભળ્યા હશે એટલે ખબર લેવાની જરૂર નહિ ગણી હોય.'

'તો પછી તું આટલી મૂંઝાય છે શા માટે? કદાચ એવુંયે બને કે તું વટલી ગઈ છો ગણી એ જ તારો સ્વીકાર ન કરે.'

'એમ છતાંયે એ તો મારા પતિ રહે જ છે. પતિ પત્નીને ન સ્વીકારે તો પણ પત્ની માટે તો બીજો રસ્તો જ નથી.'

'તારી ઇચ્છાની આડે હું નહિ આવું. પણ મને એનું ઠેકાણું આપ જેથી હું તપાસ કરી શકું.'

જવા ઊભી થઈ. ઘરના ખૂણામાં પડેલી પેટીમાંથી એક કાગળ કાઢી તે ભૂતનાથને આપતાં એ બોલી — 'આમાં ઠેકાણું લખ્યું છે. આ કાગળ દાદાજીથી છાનો દાદીમાએ બાપુજીને લખાવ્યો હતો.'

ઘણાં વરસો પહેલાનો એ પત્ર હતો. ઘડી ઉખેળતા–વાળતા એ ફાટી ગયો છે. હવે એ કાળો પડી જવા આવ્યો છે. છતાં વાંકા–ચૂંકા અક્ષરો બેસાડીને ભૂતનાથે આ સરખી રીતે વાંચ્યો. જવાયે હમણાં જે વાતો કરી તે બધી વાતોનો એમાં ઉલ્લેખ હતો. પત્રને છેડે પાત્રનું નામ–ઠામ–ઠેકાણું જણાવ્યાં હતાં. ભૂતનાથે એ વાંચ્યું.

છું. પિતાએ પાડેલું મારું નામ અતુલ છે ને ફઈબાએ પાડ્યું નામ ભૂતનાથ છે.

એણે એક વાર જવા સામે જોયું. ત્યાં કંઈ જ વિલક્ષણતા નહોતી. પણ આજે એને જવા અત્યંત સુંદર લાગી. પૃથ્વીનું સમસ્ત સૌન્દર્ય આજે જાણે એ ચહેરામાં આવીને વસ્યું હોય એમ જણાયું. અત્યાર સુધી જોયેલી જવામાં આ પળે એને એક નવી જ જવાનાં દર્શન થયાં. હવે આ જવા એની હતી. હવે એને પોતે પોતાની કહી શકશે. જાણે એના ઉપર એનો બહુ જૂનો અધિકાર છે. માત્ર અધિકાર જ નથી, એ કરતાંયે કંઈક વિશેષ છે; જન્મ-જન્માન્તરના પરિચયે એમનાં બન્નેનાં હૃદયોની આપ-લે થઈ છે. જાણે યુગયુગોથી જવા જ એની સંગિની બની વારંવાર જન્મ લેતી રહી છે અને હજુયે યુગયુગો સુધી ફરી ફરીને લેતી રહેશે.

ભૂતનાથને ઊંડું સુખ થયું. જવાનું સાન્નિધ્ય એને અત્યંત ગમ્યું. હવે આ સાન્નિધ્યમાં જાણે કંઈ જ અજુગતું નહોતું. કંઈ જ પસ્તાવો કરવા જેવું નહોતું. આવો સુખાનુભવ હવે એને માટે અપરાધ નહોતો. આજ સુધી મનની જે આસક્તિને એ જાણી જોઈને ગોપવતો આવ્યો છે, તેના શિક્ષણ સંસ્કાર અને ધર્મે એને જે અંધારામાં રાખ્યો છે તેની હવે જરૂર નથી. હવે એ ગૌરવ-પૂર્વક સમસ્ત જગતને-સમાજને એ વાત કહી શકશે. જાહેર કરી શકશે. છાપરે ચડીને પોકારીને સંભળાવી શકશે પોતાના આ સદ્-ભાગ્યની વાત.

પોતે ક્યારે ત્યાંથી ચાલી નીકળ્યો ને અહીં આવી પહોંચ્યો તેનું એને ભાન નહોતું રહ્યું. આખો અંધારો રસ્તો એણે આ વિચારમાં જ વટાવ્યો હતો.

નીકળતી વખતે જવાએ પૂછ્યું હતું—'ફરી ક્યારે આવશો?'

'આ તપાસ કરીને આવીશ.'

'તો તમે શું એને ગામ જશો?'

'આ તો મારું જ ગામ નીકળ્યું.'

જવા ચમકી ગઈ. એના આખાયે મોં પર એક આશ્ચર્ય તરવરી ઊઠ્યું. એણે કહ્યું—'તમારું ઘર પણ ત્યાં જ છે?'

'ફક્ત ઘર નહિ, એક જ ગામ, એક જ પોસ્ટ ઑફિસ, એક જ શેરી અને એક જ...' અને એ અટકી ગયો. એ કહેવા જતો હતો કે એક જ નામ. ભૂતનાથ અને અતુલ એ એક જ વ્યક્તિનાં બે નામ છે. પણ બરાબર સમયસર એણે પોતાની જાતને સંભાળી લીધી. ઉતાવળમાં આવી એકાએક કંઈ બોલી નાખ્યું. બરાબર નથી, જરા વિચારીશ. હવેલીએ જઈ પથારીમાં પડચા પડચા બરાબર વિચાર કરીશ–વિચારીશ કે કઈ રીતે આ શકચ બન્યું? ક્યાંથી ક્યાં, કયા અદૃષ્ય ઇશ્વરના ઇશારે એના જીવનમાં આ સંભવિત થયું? આમાં ઈશ્વરનો આશીર્વાદ છે કે અભિશાપ?



કલકત્તાના રસ્તાઓ ત્યારે સૂમસામ હતા. ફક્ત એકવાર મનમાં થયું જાણે પેલો શાલવાળો ઘણીવારથી એની પાછળ પાછળ ચાલ્યો આવે છે–એને અનુસરી રહ્યો છે. એ પણ કોઈ અજબ માણસ જણાય છે. ભૂતનાથ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં એ તેની પાછળ જ રહ્યો છે. ભૂતનાથ ઓચિંતાનો એક સ્થળે ઊભો રહી ગયો. આજે જાણે એનામાં હિંમત આવી ગઈ હતી. આજે કેમ જાણે શાથી પણ એ એકદમ અભય બની ગયો હતો. હવે જાણે એ ગમે તેવી આફત સામે માથું ઊંચકવા તૈયાર હતો.

વનમાળી સરકાર લેનને નાકે આવીને ભૂતનાથ સીધો પેલી શાલવાળી વ્યક્તિની દિશામાં જઈને ઊભો રહ્યો. પેલો શાલધારી પાસે આવતાં જ એ એને પૂછશે કે 'તું કોણ છો? તારે શું જોઈએ છે? શા માટે રાત-દિવસ મારી પાછળ ને પાછળ ભમ્યા કરે છે?

તારો હેતુ શું છે?'

પણ જોવા જેવું હતું, પેલી શાલધારી વ્યક્તિ એને ઊભો રહી ગયેલો જોઈ બાજુની ગલીમાં વળી ગઈ.

ભૂતનાથ ઘણીવાર સુધી ત્યાં ને ત્યાં જ ઊભો રહ્યો. નરહરિ મહાપાત્રનાં દેવ-દેવીનાં પૂતળાંઓવાળો પીપળો હવે ત્યાં રહ્યો નથી. એક વખતના વાવાઝોડામાં, એની ફરતા બાંધેલા ઓટા સાથે એ આખોયે મૂળમાંથી ઊખડી ગયો છે. ભૂતનાથ ગલીમાં પ્રવેશી ફરી ત્યાં ઊભો રહ્યો તો પેલો માણસ ગલીને નાકે ફરી દેખાયો, પણ ભૂતનાથની નજર એનાં પર પડતાં જ થોડીવારમાં એ ત્યાંથી ગુમ થઈ ગયો. ભૂતનાથે વિચાર્યું — એને થયું કે એ માણસ નક્કી છૂપી પોલીસ હશે.

એવાઓને નિવારણ કહેતો ગરોળી. તે સાચે જ એ માણસ ગરોળી જેવો હતો. ભૂતનાથે કેટલીક વાર રસ્તે જતાં નિવારણ સાથે વાતો કરી છે એટલે એ પણ નજરમાં આવી ગયો જણાય છે. નરેન ગોંસાઈને જેલમાં ગોળીએ દીધાના વળતા દિવસથી આ સરકારનો પોલીસ-જાપ્તો વધી ગયો છે. ઘરમાં કે બહાર ક્યાંય શાન્તિ નથી.

નિવારણે કહ્યું હતું—'મેટ્રિકમાં બ્રિટિશ હિસ્ટ્રી ભણાવવાનું બંધ થયું એ તમે સાંભળ્યું કે નહિ?'

ભૂતનાથ એ જાણતો નહોતો. એણે પૂછ્યું — 'કેમ? અમારા વખતમાં તો ચાલતો હતો.'

'બેકર અને ફૂલર સાહેબને લાગ્યું હશે કે એ ઇતિહાસ વાંચીને જ અમારાં મગજ ખસી ગયાં છે. મેગ્ના ચાર્ટા, સ્ટુઅર્ટ રાજાઓનો ઇતિહાસ, હેમ્પડન, ક્રોમવેલ, ચાર્લ્સ ફર્સ્ટ – એ બધાની વાતો આપણે ઇતિહાસ દ્વારા જ જાણી ને? પરંતુ હવે એ ભણાવવો બંધ કર્યાથી શું વળશે? એ ભણાવવો બંધ કર્યો છે જાણીને તો જેઓ ક્યારેય એ ન વાંચત તેઓ પણ એ વાંચવા લાગ્યા છે.'

ભૂતનાથને યાદ છે કે એટએટલું કર્યા છતાંયે કંઈ સારાવાટ થઈ નહોતી. કાનાઈ દત્તના શબને જે દિવસે સરઘસ કાઢીને કાલીઘાટ કેવડાતલ્લા સ્મશાને લઈ ગયા તે દિવસે કેવી જબ્બર મેદની જામી હતી? પચાસ હજાર જેટલું માણસ વહેલી સવારથી એનાં દર્શન માટે રસ્તામાં ઉમટયું હતું. નરેન ગોંસાઈના ખૂન માટે બે જણને ફાંસી મળી: એક કાનાઈ દત્ત અને બીજો સત્યેન બોઝ. લોકોની બીકે સત્યેન બોઝનો અગ્નિસંસ્કાર જેલની અંદર જ થયો હતો. એવી મોટી મેદની તે પહેલા ભૂતનાથે જોઈ નહોતી. સ્વામી વિવેકાનંદ અહીં આવ્યા ત્યારે સ્ટેશન ઉપર એકવાર એવી વિશાળ મેદની જોઈ હતી. તે પછી પારસીબગાનની, આનંદ મોહન બોઝની સભામાં અને તે પછી એ પણ એ વખતની ભીડ જાણે સૌથી વધુ હતી.

પાસેના કોઈ મકાનમાંથી ટન...ટન... કરતાં કેટલાયે ટકોરા પડ્યા. રાત ઘણી વીતી ગઈ હતી. વધુ રોકાવાનો અર્થ નહોતો. ખિસ્સામાંથી ચાવી કાઢી હવેલીનો ગેટ ઉઘાડી એ અંદર પ્રવેશ્યો.



સવારે ધબ્ ધબ્ કરતું કો'ક બારણું ખખડાવતું હતું. બારણું ઉઘાડતાં એણે જોયું તો બંસી ઊભો હતો.

'કાલે તમે કેટલા મોડા આવ્યા હતા સાલાબાબુ? ઊભા ઊભા રાહ જોતાં મારા તો પગ દુઃખવા આવ્યા. હં, પણ તમારી આંખો આજે આવી લાલ કેમ? રાત્રે ઊંઘ નથી આવી કે શું?'

ઓરડીના ખૂણામાંથી એઠાં વાસણ ઉપાડી જગ્યા સાફ કરતાં કરતાં બંસીએ કહ્યું—'કાલ બહુ ચિન્તામાં પડી ગયો હતો. કોરટનો સમન આવ્યો હતો. નાનાશેઠ પાસે લઈ ગયો. વાંચીને એમણે કહ્યું કે એને લઈ જા મોટાભાઈ પાસે. મારે એકલે હાથે બધું કરવાનું રહ્યું. છતાં જેમ તેમ કરીને ગયો ગરાનહાટા. ત્યાં જઈને એમને

સમન બતાવ્યો. પણ ભાઈ એમનો તે કંઈ મિજાજ છે! કહે કે "એમાં મારે શું જરૂર છે જોવા કરવાની? મેં તો એ હવેલી મૂકી દીધી છે, નાનાને ફાવે તે કરે. મારે હવે એની પંચાતમાં નથી પડવું. હવેલી મારે નથી જોઈતી."

"પણ હજૂર, નાનાશેઠે મને અહીં મોકલ્યો છે." મેં કહ્યું.

"તે અહીં મારી પાસે શું છે? હું ઓછો ત્યાં રહું છું?"

'મેં એમના પગ પકડીને કહ્યું કે નાનાશેઠની આવી દશામાં એ કઈ રીતે મકાન ખાલી કરે?...'

'પછી?' ભૂતનાથે પૂછ્યું.

'પછી ગયો પાથુરઘાટા છુટુકબાબુને ત્યાં. એ તો નનીબાબુના દોસ્ત છે. એક જમાનામાં નનીબાબુ આ હવેલીમાં બહુ આવતા. જો છુટુકબાબુના કહેવાથી એ કંઈ વિચાર કરે તો! પણ છુટુકબાબુનો ભેટો ન થયો. એ ક્યાંક બહાર કામે નીકળી ગયા હતા.'

'શું કામે? એ પણ કંઈ કામકાજ કરે છે કે શું?'

'હું ઓછો એ બધી ખબર રાખતો ફરું છું? ત્યાંના સરકારે કહ્યું કે છુટુકબાબુ વકીલ થયા છે. રોજ અદાલતમાં જાય છે.'

'છુટુકબાબુ વકીલ થયા? આખરે થયા ખરા! પછી?'

'એથી જ તમને શોધતો હતો. જો તમે છુટુકબાબુ પાસે જઈને વાત કરો તો એ નનીબાબુને કહી કેસ પાછો ખેંચાવી લે. કેસ છે હવેલીના માલિકોને નામે. પણ માલિકો તો બધા ચાલ્યા ગયા છે હવેલી મૂકીને. ફક્ત નાનાશેઠ ને નાનાંબા છે. પણ એ કઈ રીતે હવેલી ખાલી કરે? શરીરની આ સ્થિતિમાં બીજે જાય પણ ક્યાં? નાનાશેઠને હજુ પણ ઝાલીને બેસાડવા પડે છે, કોળિયો મોમાં મૂકીને જમાડવા પડે છે.'

ભૂતનાથ ચૂપ રહ્યો. થોડીવારે એ બોલ્યો: 'પણ હું તો કાલે દેશમાં જાઉં છું.'

'દેશમાં?' દેશની વાત સાંભળતા જ બંસી પણ ચોંકી ગયો.

—આ સાલાબાબુ પણ દેશમાં ચાલ્યા જશે!—'દેશમાં તો કોઈ નથી એમ કહેતા હતા ને?' બંસીએ પૂછ્યું.

'છતાં એકવાર જવું છે. જૂનાં ઘર તો છે. આટલા દિવસ ઘર કદાચ જંગલ બની ગયું હશે. કદાચ વાઘ-દીપડા ત્યાં રહેતા હશે?'

ભયથી બંસીની આંખો ફાટી રહી—એણે કહ્યું: 'પણ આવે કટોકટીને વખતે તમે જશો? બે દિવસ પછી જાવ તો ન ચાલે?"

'ના, પણ કેસ ક્યારે છે?'

'કાલે.'

ભૂતનાથ મૂંગો રહ્યો.

'કાલે તો ન જ જશો સાલાબાબુ.'

ભૂતનાથ આ વખતે પણ મૂંગો રહ્યો. આ વાતમાં એ શું કરી શકશે? એને કંઈ સમજાયું નહિ.

'હું નાનાશેઠને તમારી વાત કહું છું.' બંસીએ કહ્યું.

'નાનાશેઠને? શા માટે?'

'જી, એ સાવ ઢીલા થઈ ગયા છે. કાલે છુટુકબાબુને ત્યાંથી પાછા ફરીને મેં એમને કહ્યું હતું કે—"નાનાશેઠ, તમે એકદમ નચિંત રહેજો. માસ્તરના સાલાબાબુ ભણેલગણેલ માણસ છે. એ બધું પતાવી દેશે." માટે તમે એકવાર નાનાશેઠને મળવા આવશો ને?'

'નાનાશેઠને?'

'જી, હા. એમાં વાંધો શું છે? આવે વખતે આપણે એમનું ધ્યાન નહિ રાખીએ તો બીજું કોણ ધ્યાન રાખશે?'

ખાસ મન નહોતું છતાં ભૂતનાથે કહ્યું: 'ભલે, ચાલ, આવું છું.'

'તમે જરા તૈયાર થાવ, ત્યાં હું સગડી-વાસણ રસોડામાં મૂકીને આવ્યો સમજો.'

ભૂતનાથને આજે પણ એ બીજા પહોરનો હવેલીનો એ દીન ચહેરો યાદ છે. એ ચહેરો જોઈ એની આંખમાં આંસુ આવી ગયાં

હતાં. અગાશીની પાળ નીચે અગણિત પારેવાંએ માળા નાખ્યા હતા. કોણ એને ચણ નાખે છે કે કોણ એનું ધ્યાન રાખે છે એ કોણ જાણે? એક દિવસ આ કબૂતરોની વાતમાં કનઠનિયાના છેન્નો દત્ત સાથે કેસ થઈ ગયેલો. કેટલો ખર્ચ થયો હતો આ કબૂતરોને પાળવા-પોષવામાં! ભૈરવબાબુ કેવી સીટી વગાડતાં? એ સાંભળીને કલકત્તાના આસમાનમાં વિહરતા વચેટ શેઠનાં કબૂતરો ડોક ફુલાવી ફુલાવીને કેવાં લ્હેર કરતાં ઊડતાં!

આખી હવેલી હવે ખાઉં ખાઉં કરે છે. હવે એનાં ત્રણ ભાગ થઈ ગયા છે. પણ ભાગ સરખી રીતે પડે એ પહેલાં તો સૌ જુદાં જુદાં થઈ ગયાં છે. વંડીઓ પણ હજુ પૂરી ઊભી નથી થઈ. સિમેન્ટનું પ્લાસ્ટર હજુ બાકી છે. ઈંટની તરડમાં શેવાળ બાઝી છે, ઉપરાંત કેટલીયે જાતના જંગલી છોડ એમાંથી દેખા દે છે. કેટલીયે જાતનાં ફૂલ ઊગ્યાં છે. ચિત્ર-વિચિત્ર વગડાઉ ફૂલ—પીળાં, લાલ, જાંબલી, આસમાની. રસોડાનો એઠવાડ વંડીને ખૂણે જામ્યો છે. બંસી એકલો બધું વાસીદુ વાળી શકતો નથી.

વાદળાવિહોણાં આકાશમાં એક સમડી ગોળ ગોળ ચકરાવો લે છે. રહી રહીને એ તીણી કર્કશ ચીસ નાખે છે જે અહીં પણ સંભળાય છે. એ પછી ક્યારે સાંજ નમે છે ને ધીરે ધીરે પડછાયા મોટા થતાં જાય છે અને પછી એકાએક તડકાની છેલ્લી ગુલાબી આભા પણ વિલાઈ જાય છે. પછી શશી દાક્તરની ગાડી ચોકમાં આવે છે. લાકડીને ટેકે ટેકે એ ઉપર ચડે છે. દવાની પેટી ઉપાડી બંસી એમની સાથોસાથ ચાલે છે.

હજુયે યાદ છે. તે દિવસે નાનાશેઠના ઓરડામાં જતાં ભૂતનાથ ખૂબ ચોંકી ગયો હતો. એક તો એને મન જ નહોતું. વળી નાનાશેઠની પાસે ઊભા રહી એણે ક્યારેય કંઈ જ વાતચીત કરી નથી – નહોતી. છતાં બંસીનો બહુ આગ્રહ હતો એટલે એ વધુ ના પાડી શક્યો નહિ.

બંસીએ એને કહ્યું હતું —' સલાબાબુ, તમે કહેજો કે બધી

જ ગોઠવણ તમે કરી લેશો. કોર્ટ-કચેરીના આંટા-ફેરા તમે જ કરશો. જેથી નાનાશેઠના મન ઉપર જરાયે ચિંતા ન રહે.'

'પણ હું તો કાલે દેશમાં જાઉં છું ને?' ભૂતનાથે કહ્યું.

'એવું કંઈ જ ન કહેશો નાનાશેઠને મોંએ. એમને બહુ દુઃખ થશે.'

'પણ નાનાશેઠ મને ઓળખે છે ખરા?'

'ઓળખતા નથી. પણ તમારી વાત મેં કરી છે. કહ્યું છે કે "તમે માસ્તરબાબુના સાલાબાબુ છો. ઘણાં દિવસથી આ હવેલીમાં છો." એ સાંભળીને નાનાશેઠ મૂંગા રહ્યા. ખાસ કંઈ જ ન બોલ્યા. વધુ ક્યારેય એ બોલતા નથી. હમણાં હમણાં તો બોલવાનું એકદમ ઓછું કરી નાખ્યું છે. ચૂપચાપ બેઠા રહે છે આંખો મીંચીને અને વિચાર કર્યા કરે છે. એ શું વિચારે છે એ તો કોણ જાણે?'

નાનાશેઠના ઓરડા પાસે પહોંચ્યા પછી બંસી આગળ થયો. એક વાર અંદર ડોકિયું કરી હાથના ઇશારે એણે ભૂતનાથને અંદર બોલાવ્યો.

ભૂતનાથ અંદર જઈને ઊભો રહ્યો.

હાથીદાંતના કોતરકામવાળો પલંગ. જાડી ગાદી ઉપર પથારી. સામે શ્વેત પથ્થર જડેલા નાના ટેબલ ઉપર દવાઓ અને પથ્થરની નાની ખરલ વગેરે પડ્યું છે. આખા ઘરમાં ઉદાસીનતા છવાયેલી દેખાતી હતી. ઘણાં દિવસની માંદગી અને દવાઓની ગંધે ઘરનું વાતાવરણ એક જાતની વિચિત્ર ગંધમય જણાતું હતું. ઘરમાં પેસતાં જ આકરી ગંધ આવી. ભીંત ઉપરનાં પક્ષીઓનાં અને ફૂલોનાં ચિત્રો સુધ્ધાં ધુમાડાથી કાળાં પડી ગયાં હતાં.

નાનાશેઠે મલમલનો જભ્ભો ચડાવ્યો હતો, પણ એની ઘડી હવે અગાઉ જેવી રહી નથી. જભ્ભો પણ પહેરતા પહેરતા મેલો થઈ ગયો છે. દાઢી ઘણાં દિવસની વધી ગઈ છે. ભીંતે તકિયો ટેકવી અઢેલીને એ બેઠા હતા. બારી વાટે બહાર જોતાં કંઈક વિચારતા

હોય તેમ લાગ્યું.

ભૂતનાથ અંદર આવતાં જ બંસીએ કહ્યું—'આ આવી ગયા સાલાબાબુ—હું તમને જેના વિષે કહેતો હતો તે.'

નાનાશેઠે મોં ફેરવીને જોયું.

ભૂતનાથે બે હાથ જોડી નમસ્કાર કર્યા.

ભૂતનાથને મનમાં થયું—જેની હાજરીમાં બહાર નીકળતા બીક લાગતી, એ જ આ નાનાશેઠ. શું ભવ્ય ચહેરો હતો? પ્રભાવ-શાળી માણસ. નાનાશેઠે બંસીને મારતા મારતા એક દિવસ પૂરો કરી નાંખ્યો હતો. છતાં ન જાણે ભૂતનાથને એમને માટે મમતા ઊપજી. ઘણાં દિવસ પહેલાના એક વડલાની વાત એને યાદ આવી ગઈ.

ફતેપુરમાં મંગળચંડીના થાનક પાસે એક મોટો વડલો હતો. ચાર-પાંચ પેઢીનો જૂનો. એના ડાળી-ડાળખાં વધતાં વધતાં આખા ચોકને એકદમ આવરી વળ્યાં હતાં. એક દિવસ વાવાઝોડામાં રાત્રે એ વડ મૂળમાંથી ખળભળીને તૂટી પડયો હતો. ગામ આખાનાં માણસો સવારે ટોળે વળીને એ વડ જોવા આવ્યા હતા. મહાકાય વૃક્ષ—એકાદ કઠા જેટલી જમીન સાથે લઈને ઊખડી પડયું હતું. પણ એની પાસે જતાં સહુ ચમકી જતાં હતાં. એને વૃક્ષ નહિ પણ મોટું વન કહીએ એ જ બરાબર છે.

તારક એની કોદાળી લઈને એના ઉપર ઝીંકવા જ જતો હતો.

નન્દબાપાએ એને અટકાવ્યો ને કહ્યું—'ખબરદાર!'

ભૂષણકાકાએ પણ કહ્યું—'કોઈએ આના ઉપર ઘા નથી કરવાનો. એ તો મા મંગળચંડીનું ઝાડ છે.'

મલ્લિકઘરનો તારાપદ બોલ્યો—'એ ઝાડને તો નદીમાં પધરાવવું જ સારું. એ માતાજીનું છે. માતાજી કરવું હશે એ કરશે એનું.'

મંગળચંડીની ઇચ્છા શું હતી એ કોણ જાણે? એ વૃક્ષ ત્યાં ને ત્યાં જ પડ્યું રહ્યું. લોકો દર્શન કરવા – પૂજન કરવા આવતાં. તેઓ ભાંગેલા થડને સિંદૂર ચોપડી જતાં. ષષ્ટિપૂજાને દિવસે ટોળેટોળાં સ્ત્રીઓ આવતી. માતાજીનું પૂજન કરતી. એનાં થડ ઉપર પાણી રેડી જતી. કેટલોક સમય એમ વીત્યો. ચિરાડોનાં ખાડામાં ધીમે ધીમે માટી જામી. અને ત્યાં તરણાં દેખાયાં. અને ધીરે ધીરે એ તરણાંઓએ વધતાં વધતાં થડને એકદમ ઢાંકી દીધું. ચડકના મેળા વખતે ત્યાં પાણીની પરબ થતી. મેળો પૂરો થતાં અંધારામાં રાત્રે કોઈ મંગળચંડીની પૂજાએ આવતું તો એ થડિયાને પણ વંદના કરી જતું. છતાં એ થડને જોતાં એ પોતે બહુ બીતો. એને એમ જ થતું જાણે ત્યાં ગામ આખાનાં સાપ–અજગરનાં દર છે.

યાદ છે કે ઘણાં દિવસ પછી જ્યારે વાઘની બીકથી જંગલો સાફ કરવાનો પવન ફતેપુરમાં ઊપડ્યો ત્યારે દેખાયું કે ત્યાં એ વડનું નામનિશાન પણ નથી રહ્યું. ક્યારનુંયે એ બધું ભેં-ભેગું થઈને સાફ થઈ ગયું છે. ત્યાં ઊગેલાં એ વૃક્ષોએ આજ સુધી જાણે નાહક એ જગ્યા રોકી રાખી હતી.

નાનાશેઠ તરફ જોતાં જોતાં એને એ વાત સૌ પ્રથમ યાદ આવી ગઈ.

બંસીએ કહ્યું : 'સાલાબાબુ છે. કોરટમાં જવાનું, કાગળિયાં કરવાનું ને તેની તપાસ રાખવા કરવાનું બધું જ એ સંભાળશે. તમે ચિંતા કરી કરીને શરીર ન બગાડશો.'

પણ નાનાશેઠે કંઈ જ ન કહ્યું—એ મોંમાંથી માત્ર એટલું જ બોલ્યા—'હું......'

કેવો ગંભીર સાદ હતો? એની સાથોસાથ તેણે એક ઊંડો નિસાસો નાખ્યો હોય તેમ લાગ્યું.

ત્યાંથી બહાર આવતાં બંસીએ કહ્યું : 'જોયું ને સાલાબાબુ, નાનાશેઠ કેવા થઈ ગયા છે?'

પણ એણે કંઈ જ ન સાંભળ્યું. એણે ફક્ત નાનાશેઠને જોયા અને એને પેલો ફતેપુરનો વડ યાદ આવી ગયો. એક દિવસ કેટ-કેટલાં પંખી એને આશરે નિરાંત કરતાં હતાં. ચોમાસામાં કેટલી જાતનાં પંખીઓ તેનાં ફળ ખાવા આવતાં. પણ પછી જ્યારે એ મૂળમાંથી પડી ગયો ત્યારે પણ જાણે એ જીવતો હતો. જાળાં-ઝાંખરાંથી છવાઈ જ્યારે આજુબાજુની જગ્યાને એણે આવરી લીધી ત્યારે પણ ભૂતનાથ મૂળ વડને ભૂલી શક્યો નહોતો.

'નાનાંબા તમારા ઉપર ખૂબ ખિજાયાં છે સાલાબાબુ.' બંસીએ કહ્યું.

'કેમ, શાને?'

'તમે કહ્યું હતું ને કે એમને એક દિવસ બરાનગર લઈ જશો?'

ભૂતનાથ પળવાર અટકીને ઊભો રહ્યો. પછી એણે કહ્યું : 'આજે તો હવે નહિ જવાય. દેશમાંથી આવીને નક્કી લઈ જઈશ. એમને કહી દેજે.'

'પણ જરા છુટુકબાબુને ત્યાં નહિ જઈ આવો?' બંસીએ કહ્યું.

બપોરે છુટુકબાબુ કોર્ટ જાય છે. ત્યાંથી પાછા ફરતા નક્કી રાત પડી જતી હશે. એના એકાદ કાગળથી કદાચ કામ થઈ જાય. મેનેજરે તે દિવસે કહ્યું હતું—એલગીન રોડના મકાનમાં હવે કોઈ રહેતું નથી. નનીબાબુનાં સાસુ પટલડાંગા રહે છે. એને જો કોઈ રીતે સમજાવી શકાય તો ઉગારો થાય!

સારું જ થયું. ભૂતનાથને એકવાર થયું કે કદાચ બરાબર જ થયું છે. કદાચ આવું થવું જ જરૂરી હતું. દક્ષિણ તરફથી ઝાપટું આવીને બારી-બારણાં સાથે અથડાય છે ત્યારે પવનમાં એક અદ્ભુત નાદ સંભળાય છે! થર થર કરતું બધું જ ધ્રૂજી ઊઠે છે. લાગે છે જાણે બદરિકાબાબુ આડશે ઊભા ઊભા હસી રહ્યા છે. ભૂતનાથે એક

હાથે બન્ને કાન દાબી દીધા. એ હાસ્ય સાંભળતાં કંઈનું કંઈ થઈ જાય છે. બદરિકાબાબુના હાસ્યમાં જાણે પિશાચી ઉલ્લાસ છે. એ ન સાંભળીએ એ જ સારું. ક્યારેક ક્યારેક એ અસહ્ય બની જાય છે. ને ભૂતનાથ બહાર નીકળી જાય છે. બહાર દુકાનોનાં દીવા–બત્તીના ઉજાસમાં પેલા હાસ્યને ભૂલવા મથે છે.

છતાં પટલડાંગા નનીલાલના મકાન પાસે જતાં એને સંકોચ થવા લાગ્યો. કાલે દેશમાં ચાલ્યા જવું છે. આજે છેલ્લો પ્રયત્ન કરી લેવો જોઈએ.

આ મકાનમાં અગાઉ નનીલાલ સાથે ઘણીવાર આવી ગયો છે. પણ નનીલાલ સિવાય બીજા કોઈ સાથે પરિચય નથી. કોને બોલાવે? કોની પાસે આજીજી કરે?

છુટ્ટુકબાબુની પાસે પણ એ જઈ આવ્યો હતો. છુટ્ટુકબાબુનું એવું રૂપ જોવા મળશે એવું એણે ધાર્યું નહોતું. કાળો કોટ, પૂરે-પૂરો વકીલનો પોશાક. ઘોડાગાડીમાંથી એ ઊતર્યો.

'અરે, ભૂતનાથબાબુ! આજકાલ રિયાઝ કેમ ચાલે છે?'

છુટ્ટુકબાબુના ચહેરા પર જાણે થોડુંક લોહી ચડ્યું છે. પગ પણ ભારે થયા દેખાય છે. ચાલતા ઠીક ઠીક શ્રમ પડે છે. બહારથી આવતાં જ ધબ્ દેતાંક ને પાટ ઉપર બેસી ગયા. બધું સાંભળીને એણે કહ્યું: 'એવું થાય તો તો બહુ સારું, પણ એવું થાય છે ક્યાં?'

'તમે નનીલાલ ઉપર એક કાગળ લખીને આપો. એમ કરશો તો એ "ના" નહિ પાડી શકે.'

'નનીલાલ?'

'હા, એ જ તો ધણી–રણી છે. એ કહેશે તે થશે.' ભૂતનાથે કહ્યું.

'પણ નનીલાલ તો હમણાં કલકત્તામાં નથી. એ તો બહાર ગયો છે.' છુટ્ટુકબાબુએ કહ્યું.

'તો જ્યાં ગયો હોય ત્યાં જ એક કાગળ લખી નાખો.'

જરા વિચારીને છુટુકબાબુએ કહ્યું: 'પણ કાલે તો કેસ છે. આપણા કાગળને ત્યાં પહોંચતાં મહિનો થશે. જવાબ પાછો વળતાં બે મહિના થઈ જાય. નનીલાલ ઓછો અહીં રહે છે?'

'પણ એ પાછા ફરતા નથી કેમ?'

'તમે નથી જાણતા? હવે એ પાછો નથી ફરવાનો.'

'શું કહો છો?'

'એ ત્યાં જ પરણ્યો છે. એને ઘેર એક દીકરો ને દીકરી પણ છે. ત્યાં લહેર કરે છે. એણે અહીં જણાવી દીધું છે કે હવે એ પાછો નહિ ફરે. ત્યાં વિલાયતમાં જ ધંધો શરૂ કરી દીધો છે એમ સાંભળ્યું છે. ચાલાક છોકરો છે. એનો આદર્શ પ્રિન્સ દ્વારકાનાથ હતા. અક્ષરેઅક્ષર એ એને જ અનુસરે છે.'

થોડીવાર માટે તો ભૂતનાથ સ્તબ્ધ જ બની ગયો. ક્યાં પેલો કેષ્ટોગંજના દાકતરનો દીકરો નનીલાલ! એનો પેલો કાગળ આજે પણ કદાચ એની પેટીમાં પડયો છે. આખરે એ આટલો આગળ વધી જશે એમ કોણે ધાર્યું હતું? આવી કલ્પના પણ નહોતી આવતી. અહીં પણ એ ફાવે તેમ સુખપૂર્વક રહી શકતો હતો. એલગીન રોડમાં આવડું મોટું મકાન બંધાવ્યું છે. આટલી જ્યુટ મિલો! આટલી કોયલાની ખાણો! આટલા બધા લોકો! આવી આવક! આવી આબરૂ! છતાં આ બધાથી પણ એ ન ધરાયો. એ જાણે કશાથીયે નહિ ધરાય.

'અત્યારે એનો ધંધો કોણ સંભાળે છે?'

'એમના સાળાઓ. નનીલાલે ધંધો ચાલુ કરી દીધો હતો. હવે કેમ ન ચાલે? ન ચાલવા જેવું છે શું એમાં?'

ક્યાંનું પાણી ક્યાં પહોંચે છે તે કોણ જાણે છે? ભૂતનાથને નનીલાલના સમાચારે જોઈએ તેવો આનંદ ન થયો. ક્યાંક જાણે થોડી વેદના છુપાઈને પડી છે. એવું કેમ થાય છે? એવું કેમ થાય છે એ સમજાતું નથી? જોકે નનીલાલનું આ ગૌરવ ભૂતનાથ માટે

આનંદપ્રદ થવું જોઈતું હતું.

છુટ્ટુકબાબુ પાસેથી કંઈ જ મદદ મળે એવું ન લાગતાં ભૂતનાથ જાતે જ પટલડાંગાના મકાન પાસે આવીને ઊભો છે. એણે મકાન નીચેથી ઉપર સુધી બરાબર જોયું. ક્યાંય કંઈ જ સંચારનો અણસાર ન આવ્યો તેથી એણે દરવાનને પૂછ્યું : ' બાબુ છે અંદર ?'

' કયા બાબુ ? નાના કે મોટા ?'

' ગમે તે.'

' આ કાગળમાં તમારું નામ-ઠામ લખી આપો એટલે બાબુને પૂછી આવું.'

કાગળમાં ભૂતનાથે પોતાનું નામ અને હવેલીનું ઠેકાણું લખી આપ્યું.

દરવાન એ લઈને અંદર ચાલ્યો ગયો. ઘણીવાર સુધી એને બહાર ઊભા રહેવું પડ્યું. એને થયું – ભાભીને માટે જ આ કરું છું ને ? નહિ તો હવેલીને અને મારે શું ? આજે જો કેસને પરિણામે મકાન છોડી દેવું પડશે તો ભાભી ક્યાં જશે ? છતાં અજબ જેવું છે કે ભાભીને એની જરાયે ચિન્તા નથી. બંસીને મોંએ સાંભળ્યું છે કે હજુયે ભાભી અગાઉની જેમ જ બીજે માળે પોતાના ઓરડામાં પલંગ પર બેઠાં બેઠાં યશોદા-લાલની પૂજા કર્યા કરે છે. અળતો લગાવે છે. ઊંઘે છે. ચિન્તાની સાથે ગપ્પાં મારે છે ને ચીજવસ્તુ માટે એક પછી એક દાગીના ભંગાવ્યે જ જાય છે.

બંસી કહેતો હતો કે લગભગ આખો ટ્રંક ખાલી થઈ ગયો છે.

' પણ તું શા માટે લાવી દે છે ?' ભૂતનાથે પૂછ્યું.

બંસી કહેતો—' ભુવન સોની તો મારા પર જ શંકા લાવે છે. એ માને છે કે આ ચોરીનો માલ છે. તે દિવસે મને પોલીસમાં પકડાવી દીધો હતો હજૂર. મેં કહ્યું—જો ચોરાઉ માલ હોય તો રોજ રોજ આવી ચોરી કરું ખરો ?'

' હવે રોજ કેટલો પીએ છે ?' ભૂતનાથે પૂછ્યું.

'હવે તો પીવાનું વધી ગયું છે હજૂર, દિવસો દિવસ વધતું જ જાય છે. હવે સવારે એક બાટલી લાવું છું જે સાંજ પડે ન પડે ત્યાં ખલાસ થઈ જાય છે. વળી હમણાં તો ઊંચામાં ઊંચો દારૂ લાવવાનું કહે છે. શરૂ શરૂમાં તો મને ખબર નહોતી. પણ હવે સમજાયું છે કે એ નથી લેતાં તો નાનાંબા બહુ પીડાય છે. એમનું શરીર બગડે છે. કંઈ જ ખાઈ શકતાં નથી. આખો દિવસ બગાસાં આવે છે. તંદ્રામાં પડયાં રહે છે. અને ત્યારે મને પોતાને પીડા થાય છે. વિચારું છું કે નશાની ટેવ પાડી જ દીધી છે, પછી બિચારાં નાનાંબાનો શું વાંક છે?'

બંસી કહેતો હતો—'પેલી નાની કાકી આખો દિવસ બબડયા જ કરે છે કે, "જો કોઈએ ખાવું જ ન હોય તો પછી હું આ રાંધું છું કોને માટે?—આટલું અનાજ બગડે તો ઘરધણીનું અમંગળ જ થાય ને? સાવ ઓછું ઓછું કહેવા ખાતર રાંધું છું તેમાંયે કેટકેટલી ચીજો બનાવવાની? નાનાશેઠ સામે બધું ધરવું પડે છે. પલાળેલું, તળેલું, શેકેલું, ખાટું, ચટણી, દાળ, ઓસામણ બધું જ નાનાશેઠ સામે ધરવું પડે, પણ મોંમાં મૂકતાં જ થુ...થુ ..કરશે."

'મોદીનું બિલ ચડી ગયું છે. પેલે દિવસે ઉઘરાણી કરતો હતો. છ મહિના ચડી ગયા. હજુયે બિલ ચૂકવાયું નથી. એ તો કહે જ ને? નાનાંબાને કહીએ એટલે ટ્રંક ઉઘાડીને એકાદ જે આવ્યું તે ઘરેણું આપીને કહેશે કે જા ચુકાવી આવ.'

નનીલાલના મકાન સામે લાંબી વાર સુધી રાહ જોવી પડી. આખરે દરવાને આવીને કહ્યું કે—'અત્યારે બાબુ નહિ મળે. એમને અત્યારે વખત નથી.' શું કહેવું તે ભૂતનાથને સમજાયું નહિ. એણે કહ્યું—'પણ બાબુ અંદર તો છે ને?'

'છે. પણ મુલાકાત નહિ થાય.'

નહિ થાય એટલે નહિ જ થાય. શ્રીમંતોને ત્યાંના નિયમો જ નિરાળા હોય છે. કાં તો બેઠા બેઠા ગપ્પાં મારતા હશે, કાં તો

પગ લાંબા કરીને પડચા હશે. મળવાની હા પાડી હોત તો કંઈ મોટી તકલીફ થવાની હતી? થોડીક જ વાતો કરવી હતી. કેટલો સમય જાત? પણ ફિકર નહિ. જેનો વખત આટલો કિંમતી છે એમને જ એક દિવસ વખત કઈ રીતે પસાર કરવો તે સમજાશે નહિ. એક જમાનામાં આ ચૌધરી બાબુઓનોયે વટ પડતો હતો ને? બધું જ નજર સામે છે. કયાં ગયું બધું? જોતજોતામાં કપૂરની જેમ ઊડી ગયા ને? સુવિનયબાબુ કહેતા હતા કે—'ભોગ જ મૃત્યુ છે. ત્યાગમાં જ જીવન છે. તેન ત્યકતે ભૂંજીથા:— ત્યાગ કરીને ભોગવતાં શીખ – એ ભારતવર્ષનું આગવું તત્ત્વજ્ઞાન છે. જે બીજે કયાંય નહિ મળે, ભૂતનાથબાબુ.'

પણ નનીલાલ કે ચૌધરીબાબુઓ – કોઈએ એ વાત સ્વીકારી નહોતી. જોકે વ્રજરાખાલની તો વાત જ નિરાળી હતી.

રસ્તે જતાં તે દિવસે ઘણાં સમય પછી ઓચિંતો પ્રકાશ ભેટી ગયો. ખભે નવો અંગૂછો, દાઢી-મૂછ સરખી રીતે ઉતરાવેલાં. દેખાવે પણ ગમી જાય તેવો હતો.

'એ પરણા...મ છે મહારાજ.' ભૂતનાથને જોતાં જ એ બોલ્યો.

'તમે આટલી રાતે અહીં કેમ?' ભૂતનાથે પૂછ્યું.

'અરે ભાઈ, ધંધો કહો કે નોકરી કહો—એકેયમાં ફાવ્યો નહિ એટલે હવે આ ગોરપદું જ કરું છું. કાલે તમારે ગામ જાઉં છું. એક લગન છે; આવશો તમે?'

ભૂતનાથના મનમાં એક પ્રશ્ન જાગ્યો.

'વારુ, પ્રકાશ, તમે તો આજ સુધી ઘણાં લગન કરાવ્યાં હશે. ખરું ને?'

'તે કરાવ્યાં જ છે ને? આ ચોપડો ખોલું એટલે પાકો આંકડો કહી શકું.'

તે દિવસે ભૂતનાથે આંકડો ન જોયો. એની એને જરૂર નહોતી.

માત્ર કહ્યું—'નાનાં નાનાં છોકરા-છોકરીનાં લગ્ન તમે ક્યારેય કરાવ્યાં છે?'

'જી, હા. હજુ પેલે દિવસે જ ગયા શ્રાવણ મહિને બેગમ-પુરના વિધુ ગાંગુલીની નાની દીકરીનાં લગ્ન કરાવ્યાં. ફક્ત બે જ વરસની હતી.'

'બે જ વરસની?'

વાર્તા કરવાની તક મળે તો પ્રકાશ ચૂકતો નહિ. એણે કહ્યું: 'બે વરસ તો સારાં કહેવાય; બે મહિનાની છોકરીનાં લગ્ન પણ કરાવ્યાં છે.'

'બે મહિનાની છોકરીનાં?'

'હા, જી, હા. બે જ મહિનાની. બાંડુજ્જે મશાય કહેતા હતા કે મારા બે વરસના છોકરા માટે કોઈ કન્યા શોધી આપીશ પ્રકાશ? મેં કહ્યું આ પ્રકાશના હાથમાં તો બધી જાતનાં પાત્રો મળશે. મેં એવું જ શોધી આપ્યું. બાંડુજ્જે મશાય બહુ રાજી થયા હતા. મોટી ધામધૂમ કરી હતી. ત્રણ જાતની મીઠાઈ, ચાર જાતની માછલી, બે દાળ, કાચોપાકો ફળાહાર બધી જ ગોઠવણ કરી હતી. તમે એને ઓળખતા નથી? તમારી બાજુના જ છે એ માણસો.'

પ્રકાશે એ લગનની વાત માંડી—'તો હવે સાંભળો એની બધી વાત. બહુ મઝા આવે એવી છે. બલરામપુરમાં કાલી મુખુજ્જેને બે દીકરી હતી એ જાણો છો?'

'બલરામપુર! બલરામપુર તેં જોયું છે શું?' ભૂતનાથ સાચે જ ચમકી ગયો.

'બરાબર જોયું છે. ત્યાંના કાલી મુખુજ્જેની નાની દીકરીને મેં જ પરણાવી છે. એની જ તો આ વાત કહું છું.'

'તેં ત્યાંના રામહરિ ભટ્ટાચાર્યનું નામ સાંભળ્યું છે?'

'રામહરિ ભટ્ટાચાર્ય? ઊભા રહો ચોપડો જોવો પડશે.' કહી એ સાચેસાચ ચોપડો ઉઘાડવા જતો હતો.

'ના—ના. અત્યારે ચોપડો જોવાની જરૂર નથી. એનાં વંશનું કોઈ હૈયાત છે ખરું ?'

'ચોપડો જોયા વિના કેમ કહી શકું ? અને આ ચોપડા વિના તો સારું ચાલે પણ કેમ ? જે ધંધાનો જે નિયમ. આ ચોપડામાં તમારાયે વડવાનાં નામ મળી આવશે. સરખી રીતે નોંધ રાખવામાં આવી હોત તો કેવું સારું થાત ? આ જ જુઓ ને કાલી સુખુજ્જેની દીકરી માત્ર બે મહિનાની છે, એને માટે પાત્ર શોધવાનું છે. ખાન-દાન પાત્ર. મને કહ્યું કે કરી શકશો ?

'મેં કહ્યું કે, એમાં કંઈ મોટી વાત છે ? અને એમણે એક આખો રૂપિયો વાટ ખરચી માટે આપ્યો.'

'બે મહિનાની દીકરી માટે ?'

'જી, હા. પહેલી દીકરીનાં લગ્ન અંગે એક ધમાલ થઈ ગઈ હતી તેથી આમ કરે છે. છોકરી પાંચ વરસની હતી ત્યારે કોઈ ઉપાડી ગયું. કોઈ એને ઉપાડી ગયું ને એના પોતાના દીકરા સાથે પરણાવી દીધી. એથી જ હવે આ દીકરીને મોટી થાય એ પહેલા જ પરણાવી દેવા માગે છે.'

વારતાની ફાવટ પ્રકાશને સારી હતી. પણ રાત વધી ગઈ હતી. ભૂતનાથને હવેલીએ પાછા ફરવાનું હતું. અત્યારે તો કદાચ બંસી રાહ જોઈ જોઈને પથારી ભેગો થઈ ગયો હશે. ઓરડીમાં થાળી ઢાંકી રાખી હશે. ગેટનું તાળું ખોલી અંધારામાં અંદર જવું પડશે. હવે અંધારામાં હવેલી ભૂતખાના જેવી લાગે છે. પણ ઓરડીમાં પેઠા પછી કંઈ ચિન્તા નથી. હમણાં આખું મન રોકીને જવા બેઠી છે. જવા પોતાને ત્યાં છે એવી કલ્પના કરી શકાય છે. જાણે એ જ જવા એની ચોર-કોરડીમાં આવી છે. આવીને એની જ પથા-રીમાં બેઠી છે. એના એક વખતના શેઠની પુત્રી આજે એની પત્ની છે. આ બધું વિચારતાં જ ભૂતનાથ જરા ધ્રૂજી ઊઠે છે. કેટલીયે વાર કેટકેટલાં ન ગમે તેવાં વેણ એણે સંભળાવ્યાં છે. ગામડિયો કહીને

એની કેવી રમૂજ ઉડાવી છે. એના હાથની રસોઈ પણ એ ન જમતો. અને છતાં—

અંધારી રાત્રે એને મનમાં થયું જાણે જવાની સાડીનો સળવળાટ સંભળાયો. જાણે જવાના વાળમાંથી આવતી સુગંધે બધું મહેંક મહેંક થઈ ગયું.

તે પછી ચોર-કોટડીની એ લાકડાની પાટ ઉપર આંખો મીંચી એણે ઊંઘી જવાનો પૂરો પ્રયત્ન કર્યો. આખી રાત એક જાતના અસહ્ય તરફડાટમાં વિતાવી. એનાં મગજમાં જાણે બધું ડામાડોળ થઈ ગયું. મનમાં થયું જાણે બધું જ સ્વપ્ન હતું. સ્વપ્ન જેવું ન માની શકાય તેવું. અસંભવિત્-અલૌકિક હતું.

વળતે દિવસે બંસી પણ અવાક્ બની ગયો. એણે કહ્યું: 'આ શું? તમે તો કહેતા હતા ને કે આજે દેશમાં જવાના છો?'

'પણ જવાનું થયું ક્યાં? આવતી કાલે મામલો છે. છુટુકબાબુ પાસે ગયો હતો. આખો દિવસ એની પાછળ જ બગડ્યો.'

'શું થયું પછી?'

'જઈ ને છુટુકબાબુ પાસે હું રોયો. કહ્યું—તમે કેસ માટે બીજી કોઈ તારીખ માગી લો, નહિ તો હવેલીનું નામ વગોવાશે. જો એ લોકો પોલીસ લઈને હવેલીનો કબજો લેવા આવશે તો એ સારું લાગશે?'

'પછી કઈ તારીખ પડી?'

'એ પછી જણાવશે, ત્યારે જે સૂઝશે તે કરશું. હમણાં તો નનીલાલને તાર કર્યો છે. એ છુટુકબાબુનો જૂનો મિત્ર છે. એની આટલી વાત નહિ રાખે? આજ સુધીમાં છુટુકબાબુ પાસેથી ઘણાં રૂપિયા લઈ ગયો છે. એ એને નક્કી યાદ હશે જ.'

'હું જાઉં. એકવાર નાનાશેઠને આ ખબર આપી આવું. થોડા દિવસથી બહુ ચિન્તા કરતા હતા.' બંસીએ કહ્યું.

'અને નાનામા? એ ચિન્તા નથી કરતાં?'

'નાનાંબા એવી કંઈ જ ચિન્તા નથી કરતાં. એ તો એના ભગવાનની પૂજા જ કરે છે, અને......'

'દારૂ ?'

'હા. હવે એનું પ્રમાણ ઘટતું નથી. દિવસો દિવસ વધ્યે જ જાય છે. આવી દશા કેમ થઈ એ તો ભગવાન જ જાણે.'

આમ થવાનું કારણ ભૂતનાથ પણ વિચારી ન શક્યો. છતાં સુવિનયબાબુના શબ્દો એને વારંવાર યાદ આવતા. એ કહેતા—પોતાની જાતને નાની ગણીને વિચારીએ છીએ એટલે જ જરાક જેટલી ચિન્તામાં—સામાન્ય એવી ઇચ્છામાં મૃત્યુના પંજામાં ફસાયા હોઈએ એવો અનુભવ કરીએ છીએ! તેથી જ કદાચ જીવનનાં અમૃતરૂપને આપણે પ્રત્યક્ષ પામી શકતા નથી. એથી જ શરીરમાં તેજ નથી. મનમાં નિષ્ઠા નથી. કામમાં વ્યવસ્થિતતા નથી. ચારિત્રમાં શક્તિ નથી. જગત્વ્યાપી નિયમની સાથે—એની મર્યાદા સાથે—એની સુન્દરતા સાથે કોઈ નો સુમેળ નથી. એથી જ આપણે મૃત્યુને મોટામાં મોટા ભય તરીકે ઓળખીએ છીએ—ક્ષતિને જ મોટી વિપદ્ ગણીએ છીએ. પરિશ્રમથી, નિન્દાથી દૂર ભાગતા ફરીએ છીએ. પરંતુ સચ્ચાઈથી, ધર્માનુસાર જીવતા નથી. આત્માનું સન્માન સાચવીને જીવતા નથી. જોકે નજર સામે વ્રજરાખાલને જોયા છે—સુવિનયબાબુને જોયા છે. છતાં તેમની જેમ મુક્ત મન-પ્રાણથી બોલી શકતા નથી કે નાશને અમે નહિ જ સ્વીકારીએ. આ મૃત્યુને અમે નહિ માનીએ. અમારે તો અમૃત જોઈએ છે. નમસ્તેઽસ્તુ.

પેલે દિવસે રૂપચંદબાબુ પૂછતા હતા—'હમણાં એ બાજુ ગયા છો કે નહિ, સુવિનયબાબુને ત્યાં? જવા દીકરી મજામાં છે ને?'

'હમણાં એ ત્રણ દિવસથી ગયો નથી. પણ મઝામાં જ છે—હશે.'

'હું જાઉં જાઉં કરું છું, પણ જવાતું નથી. એવો કામકાજમાં ચડી ગયો છું, પણ કંઈ તકલીફ જેવું હોય તો કહેજો. શરમાશો

નહિ. જવા દીકરી કહેતાં કદાચ શરમાતી હશે.'

તે દિવસે સરકારબાબુએ કહ્યું: 'આવો, આવો, ભૂતનાથબાબુ, તમે શુકન કરીને આવ્યા છો ને શું? કેવા સદ્ભાગ્યની વાત છે, મશાય!'

'કેમ શું થયું?'

'થાશે શું? લો સહી કરો અહીં.'

'આ શું છે?'

'જી. હવેથી તમારું નામ ઓવરસિયર તરીકે લખાય છે, તમને મેં નહોતું કહ્યું કે તમે ઝાઝો વખત બિલબાબુ નહિ રહો? આવાં નશીબ જોઈને ખૂબ રાજી થાઉં છું. શેઠે પોતે કહ્યું છે – જુઓ છો શું? સહી કરો.'

બાર રૂપિયામાંથી સીધા વીસ રૂપિયા! ભૂતનાથના આખા શરીરમાં ધ્રુજારી આવી ગઈ. સરકારબાબુએ કહ્યું: 'કાલીઘાટના મંદિરે જઈ પૂજા કરી આવજો. પેલા બિપિનબાબુ અને વિજયબાબુ ત્રણ ત્રણ વરસ થયાં પણ બિલબાબુ જ રહી ગયા છે. એક પૈસાનો પગાર વધારો એમને મળ્યો નથી. અને તમારા તો પાસાં જ પોબાર છે.'

સરકારબાબુની વાતોમાં એકલો ઉલ્લાસ નહોતો છતાં બધું સહી જવું જ સારું હતું. ભૂતનાથે કહ્યું: 'મારી પેલી છુટ્ટીની અરજીનું શું થયું?'

'છુટ્ટી તમારી પાસ થઈ ગઈ છે. અઠવાડિયાની માગી છે ને? ક્યારે જવું છે? તમારે માટે તો બધું સ્પેશિયલ છે અહીં. તમારી છુટ્ટી કોણ અટકાવી શકે?'

ઇદ્રિસને બહુ આનંદ થયો હતો. એણે કહ્યું: 'તમે ઓવરસિયરબાબુ થયા. હવે તમારી દસ્તુરી ચૂકશો નહિ. એન્જિનિયરબાબુઓ સુધ્ધાં લે છે. પછી તમે લો એમાં શું દોષ છે? મહિને પાંચ રૂપિયા મળે તોયે વરસે કેટલાં થયા? ગણતરી કરી જોજો.'

'નોકરી ટકે એટલે બસ ઇદ્રિસ. મારે આ કેવી મહામૂલી નોકરી છે એ તને કઈ રીતે સમજાવું?'

છતાં આ કલકત્તા આવવા માટે એક દિવસ નાનપણમાં એ સિત્તિરઘરના પેલા ઊંચા આંબાની ટોચની ડાળીએ ચડ્યો હતો. પણ સમણાંના એ કલકત્તા સાથે એણે સગી આંખે જોયેલા કલકત્તાનો મેળ ક્યાં છે? મેળ કદાચ મળ્યો છે, અથવા નથી મળ્યો. પણ મનમાં થાય છે કે એ જો અહીં ન આવત તો માનવીની મહા-યાત્રાનું આ સરઘસ આટલી સ્પષ્ટ રીતે એને કદીયે જોવા ન મળત. એ બ્રહ્મોસમાજ, એ ભારતસભા, ઓગણીસમી સદીની એ સંસ્થાઓ દ્વારા બંગભંગની ચળવળને અંગે જે મહાયાત્રા શરૂ થઈ છે તેનો પરિચય એને ન થાત. એ જાણી ન શકત કે કઈ રીતે ધીરે ધીરે કરતાં માનસલોક સાથે મર્ત્યલોકનો સમન્વય સધાય છે! કઈ રીતે સનાતન શાશ્વત જીવન-વ્યવસ્થા ભાંગીને ભુક્કો થઈ જાય છે. આજે એ જોઈ શક્યો છે કે માનવી માનવી વચ્ચે કંઈ જ ભેદ-વિચ્છેદ નથી. માનવ માત્ર સમાન છે. અને એથી જ એકના પાપની સજા બીજાએ પણ ભોગવવી જ પડે છે. (બળીઆના બળ નીચે દૂબળાએ દબાવું જ પડે છે.) એકના પાપનું પરિણામ સહુએ સહિયારું ભોગવવું જ રહે છે. (ભૂતકાળમાં ને ભવિષ્યમાં દૂર-સુદૂર સુધી હૃદયે-હૃદયથી માનવી એકબીજા સાથે સંકળાયેલો જ છે.) આ પણ શું ઓછો લાભ છે? એથી જ તો સુવિનયબાબુ કહેતા કે—'વિશ્વાનિ દુરિતાની પરાસુવ' સકળ જગતનાં પાપ સાફ કરો. આજ પણ ભૂતનાથ તેથી તેના ઓરડાની ખખડી ગયેલી પાટ ઉપર સૂતા સૂતા પ્રાર્થના કરે છે કે—જે દેવ માનવી માત્રનાં બધાં દુઃખો ગ્રહણ કરે છે, જેમની વેદના પારાવાર છે ને જેમનો પ્રેમ અનરાધાર—અનંત છે એમનાં સ્નેહની વેદનાને આપણે સમસ્ત માનવબાળ સહિયારી સ્વીકારીએ. એથી જ તો મનમાં થાય છે કે (જ્યાં પ્રેમ સૌથી વધુ ઊંડો છે ત્યાં આઘાત પણ સહુથી વધુ સ્પર્શે છે.) જેમનાં

હૃદય લાગણીશીલ છે એમણે જ બધી વેદના ભોગવવી પડશે.) જેમના શરીર પર પોલીસની લાઠી વાગે છે એમની વેદના એટલી આકરી નથી, પરંતુ ઘરને ખૂણે બેઠેલી પટેશ્વરી ભાભીને થતો આઘાત જાણે સહુથી વધુ આકરો છે. શહેરમાં ન આવ્યો હોત તો આ રીતે આવા પરમ સત્યને એ કદીયે ઓળખી શકત ખરો ?

ભાભી તે દિવસે કેવાં ખિજાયાં હતાં? એમણે કહ્યું હતું—'એક દિવસે "મોહિની-સિંદૂર" લાવી આપેલો એથી જ મારા સ્વામીને ફરીથી પામી છું – પણ પછી ક્યારેય બીજું કંઈ તારી પાસે માગ્યું છે ?'

ભૂતનાથ અપરાધીની જેમ મૂંગો ઊભો રહ્યો.

ભાભી ફરી કહેવા લાગ્યાં—'ફક્ત તારી પાસે જ નહિ, કોઈનીયે પાસે ક્યારેય બીજું કંઈ માગીશ નહિ ભૂતનાથ. માગવાના દિવસો હવે મારા પૂરા થયા છે. હવે તારા નાનાશેઠ માંદગીસાંથી ઊઠે એટલે મારે બસ. હું સુખી. બીજી કંઈ કામના રહી નથી. તમે બધા જ બેઇમાન છો.'

આમ છતાં ભૂતનાથ મૂંગો જ રહ્યો.

તે પછી ભાભી ફરી આગળ વધ્યાં—'તને કંઈ તકલીફ હોય તો મને કહેતો કેમ નથી? અહીં જમવા કરવાની કંઈ તકલીફ થાય છે? સૂવા કરવાની અગવડ પડે છે?'

તેમ છતાં ભૂતનાથ મૂંગો રહ્યો. આજ ભાભીના મોં પરથી બંધ જાણે છૂટી ગયો છે. આંખો લાલ જવા ફૂલ જેવી થઈ ગઈ છે. આખો દિવસ દારૂ પીધા કર્યો છે. એ પથારીમાં પગ લાંબા કરીને બેઠાં છે. પગે અળતો લગાવ્યો છે. હમણાં આ નમતા પહોરે અંબોડો વાળ્યો છે. આંખો આંજી છે. કપાળમાં ચાંદલો કર્યો છે. નાકમાં હીરાની ચૂંક પહેરી છે. એમનું સુડોળ શરીર નશાની અસરથી ઢળું ઢળું થાય છે.

પણ ભૂતનાથે એવું શું કહ્યું હતું ? એ કહેવા આવ્યો હતો

કે–'હું દેશમાં જાઉં છું.'

'દેશમાં શા કારણે જાય છે? કેટલું રોકાણ થશે?' એ કંઈ જ પૂછ્યા કર્યા વિના ભાભીએ એને ઘણું ઘણું સંભળાવી દીધું.

ભાભી કહેતા હતાં કે—'કોઈએ તને કંઈ કહ્યું કે શું? હું, જીવતી બેઠી છું ત્યાં સુધી તને કોઈ કાંઈ કહે તો ખરું? દરવાનને કહીને એને અબઘડી કાઢી ન મૂકું? આ હવેલીમાં આટલા બધા માણસ છે શા ખપના? બેઠા બેઠા બધાં પગાર ખાય છે. હવેલીના માલિકો શું મરી ગયા છે?' ને પછી એમણે જોરથી બૂમ મારી —'બંસી–'

ભાભીની એ બૂમે ખાલી હવેલી આખી એકવાર પડઘો પાડી ગુંજી ઊઠી.

બંસી આવ્યો. ભાભીએ કહ્યું : 'સરકાર મશાયને જઈને કહેજે કે ભૂતનાથ માટે કપડાં વગેરે જે કંઈ જોઈતું હોય તે મજમુ ખાતા-માંથી આપે અને એનો ખરચ મારા ખાતે લખી રાખે.'

'આ ઊપડ્યો નાનાંબા.'

'ને સાંભળ!'

બંસી ફરી અટકીને ઊભો.

'મિંયાજાનને કહે મારે બહાર જવું છે.'

'તમારે બહાર જવું છે નાનાંબા?'

'હા–બધા બેઠાં બેઠાં પગાર ખાય છે. કંઈ કામ નથી. આટલા બધા માણસ શું કરે છે આખો દિવસ? મારે એનો હિસાબ જોઈએ છે. નાનાશેઠ માંદા છે એટલે બધાએ ગાપચી મારવી શરૂ કરી છે શું?'

તે પછી ભૂતનાથને બોલાવીને કહ્યું : 'જા, તૈયાર થઈ જા. તારે મારી સાથે આવવાનું છે. સમજ્યો?'

ભૂતનાથને ન જાણે કેમ બીક લાગવા માંડી. એણે પૂછ્યું : 'ક્યાં જવાનું છે?'

'બરાનગર.'

ભૂતનાથ કંઈ કહેવા જતો હતો. પણ બંસીએ ધીમેકથી કહ્યું કે, 'કહો કે ભલે—જાઈએ.'

બહાર આવી ભૂતનાથે કહ્યું: 'બંસી, ભાભીને કંઈ જ ખબર નથી કે શું? હવેલી વેચાઈ ગઈ છે તે પણ એ નથી જાણતાં?'

'નશામાં હોય ત્યારે એમને કંઈક જ ભાન નથી રહેતું. જોયું ને ગાડી બહાર કાઢવાનું કહ્યું. પણ હવે ક્યાં ગાડી ને ક્યાં હવેલી? હવેલી ખાલી કરીને વિધુ સરકાર વચેટ શેઠ સાથે ગરાન-હાટા ચાલ્યો ગયો છે. નાનાંબાને અત્યારે એકેય વાતનું ભાન નથી સાલાબાબુ!'

'જો મને ફરી બોલાવે તો?'

'ફરી નહિ બોલાવે. ઊંઘ આવતાં જ બધું ભૂલી જશે. કંઈ જ યાદ નહિ રહે. જોયું નહિ, અગાઉ જેવો ઠસ્સો પણ હવે રહ્યો નથી. ક્યાં કેટલાં ઘરેણાં–રૂપિયા છે એ પણ એમને યાદ નથી.

'ચિન્તાએ માથું ઓળી આપ્યું છે. અળતો લગાવી દીધો ને શરીર લૂછી દીધું છે. એટલે આવાં દેખાય છે, પણ એને પોતાને તો કંઈ જ ભાન નથી.'

ભૂતનાથની આંખમાં આંસુ ઊભરાયાં. ભાભીને એટલુંયે ભાન નથી કે આ હવેલીનો સર્વનાશ થઈ ગયો છે. કદાચ એ આ જાણવા માગતાં નથી. કદાચ એમને એમ છે કે બધું હતું તેમ જ—તેમનું તેમ છે. એવું જ એક રસોડે જમતું કુટુંબ, એવા જ નોકર-ચાકર, મહેતા-મુનીમ, દાસ-દાસી, ગાડી-ઘોડા, પાલખી–વાડી–વજીફા, બધું છે. અંતઃપુરમાં પડદાની આડશે રહ્યાં રહ્યાં બહારની દુનિયાની કંઈ જ ભાળ રાખવાની એમણે જરૂર જ જોઈ નહોતી. એ માનતાં જાણે હજુયે દરવાજે બ્રિજસિંગ બંદૂક લઈને પહેરો ભરે છે. હજુયે સુખચરથી રૂપિયા આવે છે. હજુયે હુકમ થયે તે બજાવવા માણસ હાજર જ છે.

બંસી કહેતો હતો—'અમે ભાઈબહેન બેઉ આ બેઉનું ધ્યાન

રાખીએ છીએ. હું નાનાશેઠનું ને ચિન્તા નાનાંબાનું ધ્યાન રાખીએ છીએ. નાનાંબા નશાની અસરમાં ઘણું કહે છે ચિન્તાને. કહે છે કે-" હવે તમે બધાં કામનાં ચોર થયાં છો." એમને ખબર નથી કે અમે પગારને લોભે અહીં કામ નથી કરતાં. પગાર તો કેટલાયે વખતથી નથી મળ્યો. પણ એનો હિસાબ જ ક્યાં છે?'

'પણ પગાર વિના આવું ક્યાં સુધી નભશે બંસી?'

'ગયા ભવે કદાચ નાનાશેઠનું કરજ કર્યું હશે, એટલે હવે મજૂરી કરીને એ ચૂકવીએ છીએ. પરણીને આવ્યો પછી કેટલાંયે વરસથી દેશમાં ગયો નથી. સસરા બિચારા વારંવાર લખે છે. પણ આ હાલતમાં જાઉં પણ કયી રીતે? પણ હવે નાનાંબા પણ વધુ દિવસો નહિ કાઢે હજૂર. આ નશામાં ને નશામાં જ એક દિવસ અજાણતાં એમનો શ્વાસ નીકળી જશે. જોજો....'

ભળભાંખળે ગાડી ઊપડે છે. વહેલા વહેલા ઊઠવું પડશે. નાની પતરાંની પેટી સરખી ગોઠવી લીધી છે. એમાં ભાભીએ આપેલાં બધાં કપડાં છે. પેટી સાફ કરતાં કરતાં નીચે એકબાજુથી નનીલાલનો કાગળ મળી આવ્યો. અજબ જેવું છે. એ નનીલાલ આજે ક્યાંનો ક્યાં પહોંચ્યો છે? ડગલું ડગલું કરતાં ક્યાં પહોંચ્યો! પોતાના દેશ, સમાજ છોડી, પત્ની-સગાં-સ્વજનોને મૂકી આજે કેટલે દૂર ક્યાં વસે છે એ? પણ કયા આકર્ષણે? એ આખરે પ્રિન્સ દ્વારકાનાથ બની શક્યો છે શું? દ્વારકાનાથે જેમ નીલ અને રેશમમાં મહેલો બંધાવ્યા એ રીતે નનીલાલે શણ અને કોયલાને જીવતરમાં વણી લીધા હતા? અને તે પછી? એ પછીના માર્ગની એને ખબર હતી ખરી? નનીલાલે જ કહ્યું હતું કે-આ યુગના ઇસુ, ચૈતન્ય અને બુદ્ધ છે શેઠ, સીલ ને મલ્લિક. ભૂતનાથ કલ્પના કરવા મથતો હતો. નનીલાલને એનો ઇષ્ટ દેવતા મળ્યો

ખરો ? એ તો ગોરી મેમ સાહેબોનાં રૂપમાં ભૂલો પડે એવો જુવાન નથી ! એણે તો એકવાર કહ્યું હતું — સ્ત્રીઓનો રખાતોનો શોખ હવે નથી રહ્યો ભાઈ. પેલી ભિન્દી, મિસિસ પિયેરસન – પેલી... હવે તો ફક્ત રૂપિયા જોઈએ. તો રૂપિયાની ભૂખ એની ભાંગી છે ખરી ? એને સંતોષનો ઓડકાર આવ્યો છે ? શાન્તિ મળી છે ?

પાછું એકાએક મનમાં થતું, જાણે જવા ઓરડામાં આવી છે. એ અંદર આવતાં જ આખો ઓરડો મહેકી ઊઠ્યો. સાદ્યોત્સવ-વેળાએ જેવી શોભતી હતી તેવી જ આજે છે. ફક્ત માથે ઘૂમટો નીચે સેંથામાં સિંદૂર વધ્યો છે. એટલો જ ફેર પડ્યો છે. બારણે આગળો દઈ એ પથારી પાસે આવી. એના હાથમાં પાણીનો પ્યાલો છે.

એણે કહ્યું — મને માફી આપો તમે.

ભૂતનાથે કહ્યું — પણ હુંયે શું આ જાણતો હતો ?

—અરે ! અરે ! પણ તમે મને માફી આપો.

— તું શા માટે મારા સંસારમાં આવી ? ભૂતનાથે પૂછ્યું.

— એનો જવાબ તો હું આપી ચૂકી છું. જવાએ કહ્યું.

— માત્ર સંસ્કાર, માત્ર બે ચાર મંત્રો અને એક કાવતરું જ તારા આ દુર્ભાગ્યનું કારણ છે. નહિ તો તારું જીવન જુદું જ હોત. તેમાં તું કદાચ સાચેસાચ સુખી થાત.

— તમે વારે વારે આમ કેમ બોલો છો ?

— સાચું પૂછે છે જવા ?

— સાચું નહિ તો શું જૂઠું ? જૂઠું હું કદી બોલી નથી. તમે મારામાં વિશ્વાસ રાખજો. મને લેશ પણ દુઃખ નથી.

— પણ તને આ બધું શિખડાવ્યું કોણે ?

—આ તો હું ભાનમાં આવી ત્યારથી શીખી છું. દાદીમા સાથે કેટલીયે વાર શિવપૂજન અને બીજાં કેટકેટલાંય વ્રતો કર્યાં છે. કેટકેટલા ભગવાનને વંદના કરી છે. દાદીમા મને એ બધું

શિખવાડતાં.

—પણ સુપવિત્ર; એને ભૂલી શકીશ ને ?

ને એની સાથેસાથ જવાનાં હાથમાંથી ખણખણાટ કરતો પ્યાલો નીચે પડી ગયો. ચોર-કોટડીમાં આંખો ચોળી ભૂતનાથે જોયું તો પોતે એકલો સૂતો છે. ક્યાંય કોઈ નથી. પાછલી રાતનું નીરવ કલકત્તા. માત્ર રસ્તા ઉપરથી કેટલીક ઠેલાગાડીનો અવાજ આવે છે. અને રસ્તા ઉપર પાણી છાંટવાનો – રસ્તો ધોવાતો હોય તેવો અવાજ આવે છે. એકાદ બે જણ જાગ્યા લાગે છે. બીજી બાજુ ઘણે દૂરથી ગંગા ઉપરથી એક સ્ટીમરનું ભૂંગળું વાગ્યું. કદાચ એ સ્ટીમરનું ભૂંગળું નહિ હોય પણ જુટ મિલનું હશે. એ બાજુમાં ઘણાં કારખાનાં થયાં છે. કદાચ નનીલાલની જુટ મિલ હશે કોણ જાણે ?

આખુંયે સ્વપ્ન ફરીથી કલ્પનામાં જોવા લાગ્યો ભૂતનાથ કે એ કઈ રીતે સાચું હોઈ શકે ? ભૂતનાથને પોતાના મનમાં ઉદ્ભવેલી બધી જ વાતોનો જવાબ એણે જવાને મોંએ અપાવ્યો હતો. પણ અજબ જેવું હતું. આઠ-નવ વર્ષ સુધી જવા બલરામપુર હતી તે દરમ્યાન તેને આ વિષે એકાદવાર પણ કંઈ જાણવા નહોતું મળ્યું.

સુવિનયબાબુને એમનાં બાએ – જવાનાં દાદીમાએ એક કાગળમાં લખ્યું હતું :—" છાનીમાની તને આ કાગળ લખાવું છું. આ પણ અહીં કોઈ નેયે જણાવ્યું નથી. ફક્ત સુરતિયાવાળા – વેવાઈવાળા આ જાણે છે ને ગોર મહારાજ જાણે છે. નથી જાણતી કે જવાનાં નશીબમાં શું છે ? એ હંમેશા જવાને નજર સામે રાખે છે. ઘરની બહાર જવા દેતા નથી. પાછા તમે યા તમારા માણસો એને ઉપાડી જાવ તો ? જવાનાં સાસરિયાં પછી એકેય દિવસ આવ્યા નથી. એકદમ અનિચ્છાપૂર્વકનાં લગ્ન ગણીને એમણે ફરી કંઈ ખબર કાઢ્યા નથી. મેં કહેવડાવ્યું હતું. પણ સાંભળ્યું કે સુરતિયાના બાપ ગુજરી ગયા છે. ઘરમાં એક માત્ર સુરતિયાની

ફૈબા છે."

એ પછીના એક કાગળમાં લખ્યું હતું કે—"બેટા, તારો કાગળ મળ્યો. ઘણાં દિવસથી કંઈ ખબરઅંતર નહોતાં એટલે ક્યાંય ગમતું નહોતું. મારા નશીબમાં ઘણુંયે દુઃખ છે કે તારા જેવો દીકરો તોયે તારી પાસે રહી શકતી નથી. જવા મજામાં છે. એનું શરીર પણ સારું છે. એને આશીર્વાદ આપું છું કે એ સુખી થાય. જગદંબાની ઇચ્છાએ જે થયું છે તેમાં ફેર પડતો નથી. એટલે જે કંઈ થાય છે એને એની જ ઇચ્છા ગણજો......"

આ જાતના ઘણાં કાગળો સુવિનયબાબુને એમની બાએ લખાવેલા. પોતાને લખતાં આવડતું નહિ તેથી શેરીના એક ભણેસરી પાસે તેમણે લખાવેલા. સુવિનયબાબુએ તે આજ સુધી સાચવી રાખેલા.

બીજા એક કાગળમાં એમણે લખાવ્યું હતું કે–"વેવાઈવાળાને સમાચાર સાંપડ્યા છે કે જવા અમારી પૌત્રી છે છતાં એ હિંદુ કન્યા નથી. આ સમાચાર સાંભળ્યા પછી એ લોકો બહુ છેડાઈ પડ્યા છે. એ લોકો કહે છે કે અમે ઠગાઈ ગયા છીએ. અમે તો જવાને હિંદુ તરીકે સ્વીકારી હતી. સાંભળ્યું છે કે એ લોકો સુરતિયાને ફરી પરણાવવાના છે. આ સાંભળ્યું ત્યારથી મનમાં ચેન નથી. આપણે તો અબોધ માણસો છીએ. એની લીલાને પામવાનું આપણું ગજું નથી. સારું નરસું કાંઈ સમજાતું નથી. હવે તો જગદંબાની મરજી ઉપર આધાર છે. નિરંતર એના જાપ જપું છું. એને કરવું હોય તે કરે."

ભળભાંખળે ટ્રેન ઊપડે છે. વહેલી સવારે ઊઠી ભૂતનાથ રવાના થયો.

'ફરી ક્યારે આવશો ?' બંસીએ પૂછ્યું.

'કાલે નહિ તો પરમ દિવસે નક્કી.' ભૂતનાથે કહ્યું.

એ શિયાલ્દા સ્ટેશને પહોંચ્યો ત્યારે ઠીક ઠીક સવાર પડી ગયું હતું. ગાડીને ઊપડવાની વાર હતી. ધીરે–નિરાંતે ટિકિટ લઈ ગાડીમાં

મારતાં શીખી ગયો છે. આખરે ભાભુએ આવીને સાદ દીધો છે—અરે ભૂતો, તારી ફૈબા બોલાવે છે–જા ઘરમાં જઈને સૂઈ જા.

એ કેટલાંયે વરસ પહેલાંની વાત છે. આખું ગામ નજર સામે ચિત્ર જેવું તરવરે છે. ગંગા જવાને માર્ગે વડવાઈઓ ઉપર કેટલીયે વાર હીંચકા ખાધા છે. કેટલીયે મેઘલી રાતે આંબા-વાડિયામાંથી કેરીયે વીણી છે. ને કેરી એ કેટલી? સૂંડલે સૂંડલા. કાચી કેરી ઉપરથી નીચે પછડાતાં ચાર ચિરાડિયા થઈ જતી. અને આંબાનાં પાન પાથરી પાટને તળિયે ફૈબા મૂકવી રાખતાં. કહેતાં—ડીંટિયા-વાળી કેરી મને આપજે. એનું તોરણ કરીને ટીંગાડીશું.

રાતવેળા વાસનાં ઝુંડમાંથી મડ્ મડ્ અવાજ આવતો. ચારે-બાજુ સૂમસામ. ક્યાંય કંઈ જ ન હતું. અને ઓચિંતાનો મડ્ મડ્ અવાજ સાથે એક વાંસ મૂળમાંથી તે ઉપર સુધી ઊઠ્યો. કોઈ કહેતાં કે એમાં ભૂતનો વાસ છે. વાંસને આધારે એ નીચે ધરતી ઉપર ઊતરે છે.

સાંજે રસોડા બાજુ જતાં શરીરમાં કેવી ધ્રુજારી આવી જતી! પણ સવારે? સવારે એવું કંઈ જ ન થતું. મધુ ખેડૂ પોતાનાં ગાય-વાછડાને ચરાવવા ત્યાં થઈને જ નીકળતો. (જતાં) એના હાથમાં લાકડી રહી ગઈ હોય. એવી જ એક લાકડી માટે એની કેટલી હા–જી–હા કરતો. ને છતાં ચીજ કેવી નજીવી હતી!

ફૈબા કહેતાં—તારાં લગન થશે ત્યારે તને એવી એક લાકડી મંગાવી (ઘડાવી) દઈશ.

પરન્તુ લગ્ન સાથે લાકડીને શું સંબંધ છે તે સમજાતું નહિ.

ફૈબા કહેતાં—તારો સસરો તો કંઈ બેઠાંબેઠાં ખાવા નહિ દે. કામ કરવું પડશે. કદાચ ઢોર ચારવાનું કહેશે, ત્યારે? ત્યારે લાકડી ક્યાંથી કાઢીશ?

આ સાંભળીને એના મનમાં કેવી બીક લાગતી? હૈયામાં ફફડાટ થઈ જતો. એ કહેતો — તો હું પરણીશ જ નહિ, ફૈબા.

—પરણીશ નહિ તો રાંધીને ખવરાવશે કોણ? હું તો ક્યારેક મરી જઈશ.

ફૈબા મરી જશે એ સાંભળતાં જ એ ઢીલો થઈ જતો. નોળિયો કઈ રીતે મરી ગયો હતો તે એને ત્યારેય બરાબર યાદ હતું. તેને આંખમાં આંસુ આવી જતાં ને એ એકદમ ફૈબાનાં ખોળામાં મોં સંતાડી દેતો.

પછી ફૈબાને એને હિંમત આપવાનો વારો આવતો. માથે હાથ ફેરવતાં ફેરવતાં એ કહેતાં—ભલે, ભલે, તને નહિ પરણાવું. હવે તો રાજી ને?

નન્દબાપુજી મહિનામાં પંદર દિવસ બહાર રહેતા. કંઈ ખબર-ખબર વિના અચાનક ગમે ત્યારે મજૂરને માથે સામાન ઉપડાવી ઘેર આવી પહોંચે. બે મોટાં ફણસ, ગુણી એક નાળિયેર, એક બંડલ ઝાડુની સળી, કેષ્ટોગંજના કદમાં, તળેલી મગની દાળ, કેરોસીન, વગેરે એમનાં સામાનમાં હોય.

કેરોસીનનાં નામે લોકો ભડકી ઊઠતાં. એમ લાગતું જાણે એ હાથે અડતાં જ બળીને કાળા પડી જશે.

પણ સામાન ખોલતાં નન્દબાપુજી કહેતાં — પહેલાં ભૂતો અને રાધાને બે બે કદમા આપજે તો!

નન્દબાપુજી કહેતાં—તારા બાપુજીને કદમા બહુ ભાવતાં એટલે એ વખતે છિન્નાથપુરનાં ગાજનનાં મેળામાં જઈ ને કહેલું કે મોટા-ભાઈ, આજે કદમા ખાવા છે હો. મારે ત્યારે ઘણાં કામ બાકી હતાં. સતીશનેયે કામ હતું. પણ ભૂખ લાગે પછી કોઈ વાતનું ભાન ન રહેતું. સતીશ કહેતો—રેલબજારનાં સાદા પૌંઆ, મમરાક-પૂરનું દહીં, મિલની ખાંડ, કરસન કંદોઈનાં સંદેશ અને કેષ્ટો-ગંજના કદમા ખાવાનું બહુ બહુ મન થયું છે ભાઈ......હા, પણ તને તારા બાપુજી યાદ ખરા અતુલ?

ભૂતનાથને કંઈ જ યાદ ન આવતું.

નંદબાપુજી કહેતાં—પેલું, તને યાદ નથી. તને સાથે લઈને આકળિયે સૂતાં હતાં ત્યારે કેવું થયેલું ? રાત્રે પથારીમાં સાપ દેખાયો હતો. સાપની દોસ્તી ! તું તો નિરાંતે ઊંઘતો હતો. અને બીજી બાજુ—

જરા રહીને નંદ જેઠાએ વાત આગળ વધારી—છતાં તું નશીબદાર છોકરો. પાંચ-છ વરસનો છોકરો, પણ ચાલવામાં થાકતું નામ નહિ. તારા બાપુજી કહેતાં—મોટો થાય એટલે એને ટપાલનો હલકારો બનાવવો છે ભાઈ.

શિલ્યાદા સ્ટેશનનો શોરબકોર વધે છે. પેલી બાજુથી કેટલીક ટ્રેનો હુશ, હુશ, કરતી આવે છે અને ધમાધમ કરતાં લોકો ઊતરે છે.

કોઈકને એણે પૂછયું—'હવે ગાડી ઊપડવાને કેટલી વાર છે મશાય ?'

નંદબાપુજી જ યોગ્ય માણસ છે. એને પૂછવાથી બધી વાત જાણી શકાશે. બાપુજીની સાથે એ ગામેગામ ફરતાં. એ હતા માલિકના કારભારી અને બાપુજી હતા એના મહેતાજી (ગુમાસ્તા). જમીનદારીનાં કામે ઘણે ઠેકાણે કચેરી નાખવી પડતી. લેણ દેણ પતાવતા, કોરટ-કાગળિયાં કરતા. અનેક જગ્યાએ જવાનું થતું અને માવિહોણા બાળકને એ ક્યારેક ક્યારેક સાથે લઈ જતાં, એ બહુ વેન લેતો ત્યારે.

ઓચિંતાનો પાછળથી કોઈએ સાદ દીધો—'કેમ હો. મહારાજ ? (ઠાકુર મશાય !)'

'અરે પ્રકાશ ? ક્યાંથી આવે છે ?' ભૂતનાથ અવાક્ થઈ ગયો.

'આ ફતેપુરથી જ ચાલ્યો આવું છું. જઈને સાંભળ્યું કે સુરતિયાના મોટાભાઈ અહીં કલકત્તા જ છે. અને હું તો પહોંચ્યો હતો ત્યાં ? નકામું એવડું ખરચ થયું. હં, પણ તમે ક્યાં ઊપડ્યા છો ?'

'દેશમાં.'

'દેશમાં? તો સાંજની ગાડીમાં શું કામ નથી જતા? આપણે સાથે જ જઈશું. સુરતિયાના મોટાભાઈ મારી સાથે આવનાર છે. તારા ગામના જ માણસ છે. પણ ભાઈ, ભારે માયાળુ માણસ. ભોળા ભદ્રિક સજ્જન. કન્યાની બાને પણ મેં એથી જ કહ્યું છે કે આવા જોડ તો ભાગ્યે જ મળે. વહુમાને આદર-માન દેશે, હથેળીમાં સાચવશે હથેળીમાં.' પ્રકાશે કહ્યું.

'અમારા ગામના જ છે? નામ શું? કહે તો?'

'નન્દ ચક્કૌતિ.'

'નન્દ જેઠા?'

'તે હશે. સાંભળ્યું છે કે માલિકની નહેર બાજુની શણની વખારમાં કામ કરે છે. ઓળખો છો શું?' પ્રકાશે પૂછ્યું.

'ઓળખું છું ને; બહુ સારી રીતે ઓળખું છું. એમને મળવા જ દેશમાં જતો હતો. એક ખાસ જરૂરી કામ હતું.'

'તો તો સારું. ચાલો, હુંયે આવું છું.'

આમ વિના પ્રયત્ને આ બધી વાતનો ખુલાસો થઈ શકે તેવું કલ્પીયે શકાતું નહોતું. નંદબાપુજી નક્કી આ વાત જાણતા હશે. બાપુજીનાં ગાઢ મિત્ર હતા. એમને કહ્યા વિના બાપુજી કંઈ જ કામ કરતાં કારવતાં નહિ.

'ત્યારે તો ચાલો હુંયે ખરચમાંથી બચી ગયો. અને વખત પણ બચી ગયો. સારું જ થયું મહારાજ (ઠાકુર મશાય), તો સાંજે આપણે બધાં ભેગાં જ જઈશું.'

'પણ નન્દબાપુજીને ત્યાં કોનાં લગન છે?'

'એમના ભાણેજનાં. વિધવા દીકરીના દીકરાનાં. પણ જમાઈ મેં જોયા પછી દીકરીવાળા બીજે નજર નહિ કરી શકે. એમને પ્રથમથી એની ખાત્રી આપી છે.'

હજુયે યાદ છે ભૂતનાથને. તે દિવસે નન્દબાપુજીને જોતાં ભૂતનાથ ચમકી ગયો હતો. ભૂતનાથને જોતાં નંદબાપુજી પણ એવા જ ચમકી

ગયા હતા. પણ નન્દદોસા ઓળખાણ પાડ્યા વિના ઓળખાય તેવા નો'તા રહ્યા હવે. અગાઉનો ચહેરો જ નહોતો રહ્યો. શેઠિયાવનાં શણની વખાર હતી. એકબાજુ એનાં માણસોને રહેવાની જગ્યા હતી. નૌકા વાટે શણની ગાંઠો વખારમાં ઊતરતી. નદીમાંથી સીધે-સીધી વખારમાં ખાલી થતી. ત્યાં વજન થતું. પસંદગી થતી. ને પછી વેપારીને વેંચાતી.

નહેરનાં પાણીમાં નૌકાઓની ભીડ જામી હતી. એક પછી એક ગાંઠ ઊતરતી અને શેઠનાં માણસો એની ગણતરી કર્યે જતાં.

એક ગાંઠ ઊતરતી ને બૂમ પાડીને ગણતરી થતી — રામે રામ.

ને ફરી બીજી ગાંઠ ઊતરતી—

—એ-એ-એ.......

વખાર લાંબી પાઘડી પને હતી. ત્યાં સામે જ કાંટો હતો. વજન થતું. — લખો — પોણા બે મણ, સાત શેર ને દોઢ અધોળ.

એક બાજુ એક જણ રસોઈ કરે છે. મોટી મોટી કંઈક માછલી છે. લોઢાની કડાઈમાં ધીમે તાપે તવાય છે. રસોઈ કરનારે અંગૂછો પહેર્યો છે. ડાબે હાથે એ હુક્કો ગગડાવે છે અને કહે છે કે—' એ ભૂષણ, લીલાં મરચાં લાવી આપીશ ?'

'લીલાં મરચાં ક્યાંથી લાવું? આ ઓછું ફતેપુર છે? અહીં તો બધુંય હટાણું કરીને લાવવું પડે છે.'

'તો તો વઘાર પણ એવો જ થશે. લીલાં મરચાં વિના કાંઈ માછનો વઘાર થતો હશે?'

આ બાજુ શણની આટલી બધી વખાર છે તે ભૂતનાથ જાણતો નહોતો. કદાચ આ બધું શણ જ નનીલાલની મિલમાં જતું હશે? ને ત્યાંથી એ વણાઈને સ્ટીમરમાં વિલાયત પહોંચશે. શું ધંધા થયા છે! કેટલી જાતનો વેપાર કરે છે એ માણસ. અને હવેલીના ચૌધરીબાબુઓએ કંઈ જ ન કર્યું ને કોલસાના ધંધામાં પડ્યા પણ ટકી ન શક્યા. નસીબનો જ ફેર છે ને? બીજું શું?

પ્રકાશને જોતાં જ નંદદોસા ઊકળી ઊઠયા—'આ તારા વાયદા ?' અને પેલી બાજુ...પછી એકાએક ભૂતનાથને જોતાં જ જાણે ઓળખી ગયા, ને તુરત જ તેમનાં મોં પરના ભાવ બદલાયા. ઘણી વાર સુધી ધારી ધારીને જોયા પછી એમણે કહ્યું : 'તમે તો અમારા અતુલ, ખરું ને ?'

ભૂતનાથે સીધા લાંબા થઈ એમની ચરણરજ માથે ચડાવી ને કહ્યું : 'તમને થોડુંક પૂછવાનું છે મોટાબાપુજી !'

ડોસાએ ભૂતનાથનાં બેઉ હાથ પકડી લીધાં ને કહ્યું : 'અરે, દીકરા અતુલ, તું તો દેશમાંથી ગયો તે ગયો જ. પાછાં કંઈ ખબર-ખબર જ ન આપ્યાં. તારું ઘર તો જંગલ બની ગયું છે. જોતો ને વિચારતો કે સતીશને એ કેવું મહામોંઘું હતું—ગમતું. અસલ સાગનાં મોભ સાડીને ટેકણ કર્યાં હતાં. આજે એ મકાન પાસે થઈને જતાંયે હૈયું ફફડે છે.'

નંદદોસાની આંખમાં આંસુ આવી ગયાં—'શું કરે છે હમણાં ? સતીશ કહેતો હતો કે મારા અતુલને ટપાલનો હલકારો બનાવીશ-તે તું ટપાલનો હલકારો થયો અતુલ ?'

માથું નમાવીને ભૂતનાથે કહ્યું : 'હમણાં તો ઓવરસિયરી કરું છું. પહેલાં બિલબાબુ હતો. થોડા દિવસથી ઓવરસિયર થયો છું એક બંગાળી બાબુની ઑફિસમાં ...'

નંદદોસા આ વાતે બહુ રાજી થયા—'સારું સારું. સતીશનો દીકરો ભણી-ગણીને મોટો થઈ ગયો. તારા બાપુજી આ જોવા રહ્યા હોત તો કેવા રાજી થાત ? હં, તે પગાર શું મળે છે ?'

'આ મહિનાથી વીસ થયો છે, બીજું શું ?'

'તો બાપુ, એક વાર ગામનાં તારાં ઘર સમરાવીને સરખાં કરાવી લે ને. જંગલ જામ્યું છે એ સાફ કરાવ. લગન કરી લે. અમે ડોસાંવ જતાં પહેલાં બધું જોતા જઈએ. ખેર, છતાં તું ગામ મૂકીને ગયો તો માણસ થયો હો ભાઈ! તારાપદ તમારાવાળી

નિશાળમાં જ માસ્તર થયો છે. બીજા કોઈ કંઈ કરતાં નથી, ફક્ત બેઠાં બેઠાં ચોરામાં બીડિયું ફૂંકે છે – અને નવરાત્રિમાં એક વાર જાત્રા* કરે છે.'

'મારાં ભાભુ મઝામાં ને ?'

'હવે વળી મઝા કેવી? હવે આગલું ફતેપુર નથી રહ્યું. મેલેરિયાએ ઘર ઘાલ્યું છે. હવે સારા માણસોને ત્યાં રહે પાલવે તેમ નથી. થોડાંક ખોરડાં બામણાં–કાયસ્થનાં હતાં, હવે ભાંગતાં તૂટતાં એ ઘટતાં આવે છે. બ્રાહ્મણોનું આદરમાન રહ્યું નથી. હલકા વરણનું જોર દિવસો દિવસ વધતું જાય છે.'

નન્દબાપુજીએ બીજી પણ ઘણી વાતો કરી, ઘણી ફરિયાદો કરી. સમય સાથે તાલ એ મેળવી શકતા નહોતાં—'ત્યાં પણ "વંદે માતરમ્," ચાલ્યું છે. કંઈ કંઈ કરે છે! સ્વદેશીની ચળવળ ચાલે છે. હાથવણાટનું ચાલે છે. કહે છે કે અંગ્રેજોને આ દેશમાંથી હાંકી મૂકવા પડશે. સાંભળીને મને તો હસવું આવે છે. બ્રાહ્મણોનું આદર-માન રહ્યું નથી. જેના રાજ્યમાં સૂરજ આથમતો જ નથી એવું ભૂગોળમાં ભણ્યો છું એથી આ ઉલટું લાગે છે. અંગ્રેજો અહીં આવ્યા એટલે તો નિરાંતે રોટલો પામીએ છીએ. અગાઉ કેવી અરાજક સ્થિતિ હતી તેની તમને શી ખબર પડે? લૂંટારુઓનાં ભયથી રસ્તે નીકળાતું નહિ. સ્ત્રીને સતી થતાં જોઈ છે. મારા બાનાં દાદીમાને પરાણે બાંધીને બાળી મૂક્યાં હતાં એમ સાંભળ્યું છે. એ બધું આ અંગ્રેજોએ આવીને બંધ કરાવ્યું. અને હવે એ અંગ્રેજો જ પાછા ખરાબ થઈ ગયા!'

ભૂતનાથ મૂંગો મૂંગો સાંભળવા લાગ્યો. આ નંદબાપુજી! ઘુણાક્ષરે કહેવા માટેયે એકેય વાર 'રાધા'ને યાદ ન કરી. કદાચ ભૂલી જ ગયા હશે. પણ ભૂતનાથ તો રાધાને ભૂલી શક્યો જ નહોતો.

સમય વીત્યે જતો હતો.

---

* જાત્રા = ભવાઈના પ્રકારનું વિના વેશે ભજવાતું નાટક.

નંદબાપુજીએ કહ્યું : ' તે હવે તારાં લગન માટે વાતચીત કરું અતુલ, શું કહે છે? સ્વરૂપગંજનાં ભુવન ચૌધરીની દીકરી સારું પાત્ર છે. દેશે કરશે પણ સારું. શહેરી જમાઈ શોધે છે. ઘણાં દિવસથી કોઈ સારા મુરતિયા માટે મને કહી રાખ્યું છે એણે. '

' એ વિષે જ તમને થોડુંક પૂછવા આવ્યો છું. '

' શું વાત છે? લગનની વાત છે? '

આમ છતાં ભૂતનાથ જરાક શરમાયો. હજાર હોય પણ મુરબ્બી તો ખરા જ ને નંદબાપુજી?

' કહે, એમાં શરમાય છે શાનો? '

ભૂતનાથે આખરે સંકોચ દૂર કરી પૂછ્યું : ' વારુ, તમે ભલા જાણો છો કે મારાં લગ્ન એક વાર થઈ ગયાં છે? '

નંદબાપુજી જાણે આસમાનમાંથી નીચે પડ્યા. પહેલાં તો કંઈ હા-ના કહી ન શક્યા. પણ પછી એમણે પૂછ્યું : ' તને કઈ રીતે એની ખબર પડી? કોની પાસેથી તેં એ વાત જાણી? '

' મેં જાણી છે. એ વાત સાચી છે કે ખોટી તે કહો તો? '

નંદડોસા ન જાણે શાથી પણ અસ્વસ્થતા અનુભવવા લાગ્યા. વખારની પતરાંની છાપરી નીચે, ચારેબાજુ શણના ગોદામની વચ્ચે જાણે એમનો શ્વાસ રુંધાવા લાગ્યો. ધોતિયાનાં છેડાવતી વારેવારે છાતી લૂછ્યા પછી એમણે કહ્યું : ' પણ તને એની ખબર પડે એવું તો નહોતું, અતુલ! ત્યારે તું માંડ ચાર-પાંચ કે છ વરસનો હઈશ. '

' એ લગન બલરામપુર થયાં હતાં? '

' હા. બલરામપુર જ. એ વખતે માલિકોનો નવો મહાલ ત્યાં થયો હતો. એથી તારા બાપુજીને લઈને ત્યાં ગયો હતો વેરાની વસૂલાત સાટે. તું પણ સાથે હતો. '

' એ શું રામહરિ ભટ્ટાચાર્યની દીકરાની દીકરી સાથે? '

' હા, પણ અમે એને વિશે પહેલેથી કંઈ જાણતાં નહોતાં. '

' ત્યારે એ છોકરી બેએક મહિનાની હતી? '

'હા, પરંતુ...' ને નન્દડોસા વધુ ચમક્યા – વધુ ચિંતાતુર બની ગયા.

'એ કન્યાનું નામ જવાસથી હતું ?'

'હા, પણ અમને તો પહેલાં કંઈ સમજાયું જ નહોતું. એવા મોટા વિદ્વાન, બલરામપુરમાં જેમનું આટઆટલું નામધામ, નૈયાયિક પંડિત: જ્યારે પેલા શોભાબઝારના રાજમહેલેથી અંગ-બંગ-કલિંગથી બધાં આવ્યા હતા – દાક્ષિણ્યથી સુધ્ધાં વિદ્વાનો આવી ચર્ચામાં બેઠા હતાં ત્યારે આખરે રામહરિ ભટ્ટાચાર્યનો જ વિજય થયો હતો. તે એવડા મોટા માણસ અમારી સાથે દગો કરશે એવો ખ્યાલ ક્યાંથી આવે?'

ભૂતનાથે ફરીથી પૂછ્યું: 'પણ એમણે પછી ક્યારેયે આપણી ખબર કાઢી હતી કે નહિ?'

'કાઢી હતી. કાઢે જ ને ? એમણે માણસ મોકલ્યો હતો ત્યારે તારા બાપુજી તાજા જ ગુજરી ગયા હતા. મારી પાસે વાત આવતાં જ મેં સાફ સંભળાવી દીધું કે એ લગ્ન સાચાં ન ગણાય.'

'કેમ? સાચાં કેમ ન ગણાય?'

નંદબાપુજીએ કહ્યું: 'એની જ વાત કરું છું. તારા બાપુજી તો બહુ ભલા માણસ હતા. ભટ્ટાચાર્જી મશાયે આવીને કહ્યું ત્યારે તું પણ અમારી સાથે હતો. સતીશે મને કહ્યું—બહુ સારા વિદ્વાન છે. એવા કુટુંબ સાથે સંબંધ બંધાય એમાં વાંધો શું છે મોટાભાઈ? વળી માનું શરીર જોતાં ક્યારે શું થાય તેનું કંઈ નક્કી નહિ. છોકરાને પરણાવીને એક કામ પતાવી નાખું. એ જમાનામાં તો એ જાતનાં લગ્નો થતાં. આ જો ને હું છ વરસનો હતો ત્યારે તારી ભાભુ વરસ દિવસનીયે નહોતી. પણ અમારાં લગ્ન થઈ ગયા હતાં. તારી ભાભુ જ્યારે ઘર માંડવા આવી ત્યારે બાપાને ખોળે ને ખભે રમતી હતી. દિવસ-રાત...હજુયે મને એ યાદ છે...અને મારાં દાદીમા સાસરિયે આવ્યાં ત્યારે મા કહેતાં હતાં કે કેડે કપડું

નંદબાપુજીએ કહ્યું : 'તે હવે તારાં લગન માટે વાતચીત કરું અતુલ, શું કહે છે? સ્વરૂપગંજનાં ભુવન ચૌધરીની દીકરી સારું પાત્ર છે. દેશે કરશે પણ સારું. શહેરી જમાઈ શોધે છે. ઘણાં દિવસથી કોઈ સારા મુરતિયા માટે મને કહી રાખ્યું છે એણે.'

'એ વિષે જ તમને થોડુંક પૂછવા આવ્યો છું.'

'શું વાત છે? લગનની વાત છે?'

આમ છતાં ભૂતનાથ જરાક શરમાયો. હજાર હોય પણ મુરબ્બી તો ખરા જ ને નંદબાપુજી?

'કહે, એમાં શરમાય છે શાનો?'

ભૂતનાથે આખરે સંકોચ દૂર કરી પૂછ્યું : 'વારુ, તમે ભલા જાણો છો કે મારાં લગ્ન એક વાર થઈ ગયાં છે?'

નંદબાપુજી જાણે આસમાનમાંથી નીચે પડચા. પહેલાં તો કંઈ હા-ના કહી ન શકચા. પણ પછી એમણે પૂછ્યું : 'તને કઈ રીતે એની ખબર પડી? કોની પાસેથી તેં એ વાત જાણી?'

'મેં જાણી છે. એ વાત સાચી છે કે ખોટી તે કહો તો?'

નંદદોસા ન જાણે શાથી પણ અસ્વસ્થતા અનુભવવા લાગ્યા. વખારની પતરાંની છાપરી નીચે, ચારેબાજુ શણના ગોદામની વચ્ચે જાણે એમનો શ્વાસ રુંધાવા લાગ્યો. ધોતિયાનાં છેડાવતી વારેવારે છાતી લૂછ્યા પછી એમણે કહ્યું : 'પણ તને એની ખબર પડે એવું તો નહોતું, અતુલ! ત્યારે તું માંડ ચાર-પાંચ કે છ વરસનો હઈશ.'

'એ લગન બલરામપુર થયાં હતાં?'

'હા. બલરામપુર જ. એ વખતે માલિકોનો નવો મહાલ ત્યાં થયો હતો. એથી તારા બાપુજીને લઈને ત્યાં ગયો હતો વેરાની વસૂલાત માટે. તું પણ સાથે હતો.'

'એ શું રામહરિ ભટ્ટાચાર્યની દીકરાની દીકરી સાથે?'

'હા, પણ અમે એને વિશે પહેલેથી કંઈ જાણતાં નહોતાં.'

'ત્યારે એ છોકરી બેએક મહિનાની હતી?'

'હા, પરંતુ...' ને નન્દડોસા વધુ ચમક્યા – વધુ ચિંતાતુર બની ગયા.

'એ કન્યાનું નામ જવામયી હતું ?'

'હા, પણ અમને તો પહેલાં કંઈ સમજાયું જ નહોતું. એવા મોટા વિદ્વાન, બલરામપુરમાં જેમનું આટઆટલું નામધામ, નૈયાયિક પંડિતઃ જ્યારે પેલા શોભાબઝારના રાજમહેલેથી અંગ-બંગ-કલિંગથી બધાં આવ્યા હતા – દાક્ષિણ્યથી સુધ્ધાં વિદ્વાનો આવી ચર્ચામાં બેઠા હતાં ત્યારે આખરે રામહરિ ભટ્ટાચાર્યનો જ વિજય થયો હતો. તે એવડા મોટા માણસ અમારી સાથે દગો કરશે એવો ખ્યાલ ક્યાંથી આવે ?'

ભૂતનાથે ફરીથી પૂછ્યું : 'પણ એમણે પછી ક્યારેય આપણી ખબર કાઢી હતી કે નહિ ?'

'કાઢી હતી. કાઢે જ ને ? એમણે માણસ મોકલ્યો હતો ત્યારે તારા બાપુજી તાજા જ ગુજરી ગયા હતા. મારી પાસે વાત આવતાં જ મેં સાફ સંભળાવી દીધું કે એ લગન સાચાં ન ગણાય.'

'કેમ ? સાચાં કેમ ન ગણાય ?'

નંદબાપુજીએ કહ્યું : 'એની જ વાત કરું છું. તારા બાપુજી તો બહુ ભલા માણસ હતા. ભટ્ટાચાર્જી મશાયે આવીને કહ્યું ત્યારે હું પણ અમારી સાથે હતો. સતીશે મને કહ્યું—બહુ સારા વિદ્વાન છે. એવા કુટુંબ સાથે સંબંધ બંધાય એમાં વાંધો શું છે મોટાભાઈ ? વળી માનું શરીર જોતાં ક્યારે શું થાય તેનું કંઈ નક્કી નહિ. છોકરાને પરણાવીને એક કામ પતાવી નાખું. એ જમાનામાં તો એ જાતનાં લગ્નો થતાં. આ જો ને હું છ વરસનો હતો ત્યારે તારી ભાભુ વરસ દિવસનીયે નહોતી. પણ અમારાં લગ્ન થઈ ગયા હતાં. તારી ભાભુ જ્યારે ઘર માંડવા આવી ત્યારે બાપાને ખોળે ને બબ્બે રમતી હતી. દિવસ-રાત...હજુયે મને એ યાદ છે...અને મારાં દાદીમા સાસરિયે આવ્યાં ત્યારે મા કહેતાં હતાં કે કેડે કપડું

રહેતું નહિ, એટલે દાદીમાનાં સાસુ કેડે દોરી બાંધી કપડું બાંધી રાખતાં...થોડી વાર રહીને નંદબાપુજીએ વાત આગળ વધારતાં કહ્યું. એટલે સતીશની રીતે જ મેં પણ વિચાર્યું, કે ચાલો, છોકરી તો જોઈએ. પણ છોકરી શું જોવાની હતી? માંડએ મહિનાની હતી. છતાં આંખ–નાક–મોં જોતાં દેખાવે સારી જ લાગી. અમે હા પાડી એટલે રામહરિ લઈ બેઠા કે આજે સારો દિવસ છે. આજે જ પતાવી નાખીએ — શુભસ્ય શીઘ્રમ્. ને પંચાંગ જોઈને બધી પાકી ગોઠવણ થઈ ગઈ.'

ભૂતનાથ આતુરતાથી બધું સાંભળતો હતો. એણે કહ્યું : 'તે પછી?'

'તે પછી તે દિવસે શું વંટોળ ને વર્ષા થયેલાં ન પૂછો વાત. સતીશે કહ્યું — છોકરો પરણાવવો છે પણ રૂપિયા-પૈસા તો કંઈ સાથે લાવ્યો નથી. મેં કહ્યું—વેરાની રકમ મારી પાસે છે. હમણાં હું આપી દઈશ. અને લગન પણ કેવાં લગન! રાતનાં દોઢ પછીનું મુરત આવ્યું હતું. એ વાવંટોળ ને વર્ષામાં જ તને ઊંઘતો ઉપાડીને લઈ ગયા. ગાડું અગાઉથી જ બાંધી રાખ્યું હતું.'

'તે પછી?'

'પછી બીજું શું? વળતે દિવસે જ ફતેપુર પાછા આવી ગયા. સતીશે કહ્યું હતું કે કોઈને ખબર ન આપશો મોટાભાઈ, રૂપિયાની જોગવાઈ કરી એક વાર બધાંને જમાડી દઈએ. પણ એ પહેલાં જ ગજબનાં સમાચાર મળ્યા.'

'શું ગજબનાં સમાચાર હતાં?'

'રામહરિ ભટ્ટાચાર્યે આપણી સાથે ઠગબાજી કરી હતી. છોકરીનો બાપ હિન્દુ નહોતો—બ્રહ્મજ્ઞાની હતો. ભટ્ટાચાર્જી મશાયનો દીકરો કલકત્તા જઈને કેશવ સેનની મંડળીમાં ભળી જઈ વટલી ગયો હતો. જનોઈ એણે ફેંકી દીધી હતી. ગાયત્રી જપ એ કરતો નહોતો. કૂકડા, ગાય, સૂવરનું માંસ એ ખાતો હતો! બીજી જાતમાં પરણ્યો

હતો. એ દીકરાની દીકરી જ હતી આ છોકરી — એ સાંભળતાં જ અમે તો થાજી ગયા.'

'પછી ?'

'બધું જાણ્યા પછી સતીશ સાથે ચર્ચા કરી. સતીશ કહે — મોટાભાઈ, આ વાત હવે કોઈને કહેવાની જરૂર નથી. આપણે ત્યાં છોકરી નથી એટલું સારું છે. મૂંગા જ રહેવાનું. મેં પણ કહ્યું કે ખરું છે. છેલ્લે જ્યારે વારૂણી મેળો આવ્યો ત્યારે તને ત્યાં લઈ જઈ થોડુંક છાણ ખવડાવી શુદ્ધ કરી લીધો ને મન મનાવ્યું કે જે બની ગયું તે બની ગયું. અજાણતાં થયું એ પાપ નથી. પણ આ તો ખૂબ જૂની વાત છે. તેં કઈ રીતે જાણી ?'

ભૂતનાથે આ વાતનો કંઈ જવાબ ન આપતાં પૂછ્યું : "રામહરિ ભટ્ટાચાર્જીના દીકરાનું નામ સુવિનયબાબુ હતું શું ?'

'એ જ હશે. એટલું બધું યાદ નથી ભાઈ, આ ઓછી હમણાની વાત છે ?'

ભૂતનાથે એકાએક કહ્યું : 'ત્યારે હવે હું જાઉં છું મોટાબાપુજી.' કહી ફરીથી એણે પગે હાથ લગાડી પ્રણામ કર્યાં.

નંદબાપુજીએ કહ્યું : 'આ શું ? આ વાત પૂછવા જ આવ્યો હતો કે શું ? શું હકીકત છે ?'

'જી હા. અહીં મળવાનું ન થયું હોત તો તમને મળવા દેશમાં જવાનો હતો.'

'પણ વાત શું છે ? ફોડ પાડીને કહે તો ખરો ?'

પણ એ વાતનો જવાબ ન આપતાં ભૂતનાથ સીધો વખારની બહાર નીકળી ગયો. આટલા દિવસ સુધી જે થોડીક શંકા હતી તે આજે મટી ગઈ. નહેરને કાંઠે ત્યારે વેપારીઓની નૌકાની ભીડ અને હો-હા મચી ગઈ હતી. નૌકાઓમાંથી ઢગલે ઢગલા શણ, અળસી, સરસુ અને લાકડું ઊતરતું હતું. નૌકા પરથી સીધું કિનારા સુધી એકલવાયું ને તોતિંગ લાકડાં ગોઠવ્યાં હતાં, જે પર થઈને

મજૂરો માથે ભાર લઈને જતાં-આવતાં હતાં. ચારેબાજુ ઠીક ઠીક સમય થયો જણાતો હતો. તડકો વધતો હતો. નહેરને કિનારે કિનારે ચાલતાં ભૂતનાથનાં મનમાં ભારે ઘમસાણ મચી ગયું. એના હાથમાંની પતરાની બેગ એને વધુ ભારે લાગવા માંડી.

પણ અત્યારે એ ક્યાં જશે? ઑફિસમાંથી અઠવાડિયાની રજા લીધી છે! આજે ઑફિસે ન જાય તો કોઈ એનો જવાબ માગનારું નથી. વળી રૂપચંદબાબુની એના ઉપર મીઠી નજર છે.

તે દિવસે રૂપચંદબાબુએ કહ્યું હતું—'મારે ત્યાં તમે કેટલા આગળ વધી શકશો? મારું ગજું પણ કેટલું છે?'

'મારા ઉપર આપની અનહદ મહેરબાની છે.'

'મહેરબાની બહેરબાનીની વાત નથી ભૂતનાથબાબુ. ઈશ્વરની ઇચ્છા હોય તો શું નથી થતું? એનો જ આભાર માનો. એથી જ કામ થશે.' ને પછી એમણે કહ્યું હતું—બીજી એક નવીન ઑફિસ ઉઘાડવાની વાત છે. જો એવું કંઈ થશે તો ત્યાં તમને બેસાડી દઈશ. બેશક, હજુ વાર છે. ત્યાં તમને બેસાડી શકીશ તો ભવિષ્યમાં તમારી ચઢતી કળા થશે.'

'કઈ ઑફિસમાં?'

'કલકત્તા ઇમ્પ્રૂવમેન્ટ ટ્રસ્ટની ઑફિસ ઊઘડવાની વાત છે. આ રસ્તાઓ તૈયાર કરશે – સમારશે – જૂના સાંકડા રસ્તા તોડીને નવા પહોળા રસ્તા બનાવશે. ઝૂંપડું ને ગંદા વિસ્તારો સમૂળગા સાફ કરી ત્યાં નવા સારા વિસ્તારો ઊભા કરશે. શહેરને મોટું બનાવશે.'

નહેરને કિનારે એક સાફ જગ્યા જોઈ ભૂતનાથે પેટી ત્યાં મૂકી. ને પછી એના ઉપર જ એ બેસી ગયો. નહેરમાં માલ ભરેલી નૌકાઓ જતી-આવતી હતી. લાંબા લાંબા વાંસનાં હલેસા વતી ઠેલાતી ઠેલાતી તરાપા ચાલે એ બધી કોણ જાણે કેટલે દૂરથી આવે છે? શહેરમાં આવી કાચો માલ અહીં વેંચશે અને પાછા વળતાં કેરોસીન, દીવાસળી, મીઠું, મીલનું કાપડ, વગેરે લઈ જશે. સુસ્ત નજરે બધું જોતાં જોતાં

ભૂતનાથને મનમાં થયું, શા માટે હું અહીં બેઠો છું? શું જવા જેવાં સ્થળોની મારે ખોટ છે? અત્યારે પણ એ હવેલીએ એ જઈ શકે એમ છે. ત્યાંની પોતાની ઓરડીમાં એ નચિંત રહી શકે એમ છે. ભાભીને એક વાર બરાનગર લઈ જવાની વાત છે? ત્યાં જઈને એ પણ પોતાની પાંચ સોપારી પાંચ પાનની માનતા પૂરી કરી આવશે.

એ ફરી ઊભો થયો. સીધા રસ્તે ધીરે ધીરે આગળ વધવા લાગ્યો. એને જોઈને બંસી એકદમ આભો બની જશે! કહેશે — આ શું? પાછા આવી ગયા ને? દેશમાં ગયા જ નથી કે શું?

પોતે કહેશે — ના રે બંસી. તમને સૌને છોડીને જતાં મન માન્યું નહિ, એથી પાછો ચાલ્યો આવ્યો. અને હવે દિવસો પણ કેટલા, બાકી છે? પછી તો આ હવેલી ખાલી કર્યે જ છૂટકો છે. પછી શું કરશું?

પણ એક જણને એ પરાણે પરાણે ભૂલવા મથ્યો. પરન્તુ એ કઈ રીતે શક્ય બને? એ પ્રેમનો, ચાહવાનો પ્રશ્ન નહોતો. પણ એ એને કઈ રીતે કહેવું કે 'એ' હું પોતે જ 'એ' છું! મારા અધિકારના દાવે હું આવ્યો છું. મારો સ્વીકાર કર. માત્ર બે મંત્રોના ઉચ્ચાર અને એક રાતના કાવતરાનું આ પરિણામ છે! જવાના જીવનમાં એ રાત શું સદાને માટે વિધિની એક વિચિત્રતા જ બની રહેશે? જવાની એવી વંચના જ શું એણે ઇચ્છી હતી!

આવા વિચારમાં ને વિચારમાં એ પાછો ચાલવા મંડ્યો. હાથમાંથી પતરાની પેટીનો ભાર ધીરે ધીરે વધતો જતો હોય એમ લાગતું હતું. મનમાં થયું, એનું ચાલવાનું જાણે અનંત છે. એ ક્યાં જશે? કોને ત્યાં જઈને ઊભો રહેશે? રસ્તે લોકોની આવ-જા ચાલુ છે. ટ્રામ, ઘોડાગાડી, સાઇકલ, મોટર, બધું ચાલે છે. ઓચિંતાનું એને થયું — સંસારમાં કંઈ જ સ્થિર નથી પણ બધાં જાય છે કઈ બાજુએ? બધાં જ શું પેટ-પૂજાની ચિંતામાં પડ્યાં

છે ? પોતાની રોજિંદી જરૂરિયાતની ચોરેબાજુ એ જ પ્રદક્ષિણા ફરતા જીવન વિતાવી રહ્યાં છે કે શું ?

ઘણાં દિવસ પહેલાંની એક વાત એને યાદ આવી. ફતેપુરમાં નદીને કિનારે એક દિવસ એક ગાયક ભિક્ષુ આવ્યો હતો. ત્યારે તેનાં ફૈબા તાજાં જ ગુજરી ગયાં હતાં. કંઈ જ ગમતું નહોતું. એક દિવસ ફરતાં ફરતાં ભૂતનાથ નદીકિનારા બાજુ ચાલ્યો ગયો હતો. નાના એવા એક પાંજરામાં એક મેના, એક ઝોળી અને એક એકતારો એની સંપદમાં હતાં. પણ એ એકતારા વાટે એણે જે સૂર બહેલાવ્યાં હતાં તે કંઈ અજબ હતાં ! કેટલાં સરસ ગીતો તેણે દિવસે સંભળાવ્યાં હતાં ?

ભૂતનાથે પૂછ્યું હતું — હેં પણ ભગત, તમે જાતે કેવા ?

—અમે બાઉલ બાપા.

—તમેય અમારા જેવા હિન્દુ જ ને ?

—ના બાપા, અમે બાઉલ.

—તે તમે અમારી જેમ ભગવાનની પૂજા કરો, ભગવાનને માનો ખરા ?

—તે માનીએ જ ને બાપા !

—તો પછી તમારામાં ને અને અમારામાં ફેર શો ?

— ફેર તો બહારનો નથી; અંદરનો છે. હિન્દુઓ મઠ બાંધે છે, પ્રચાર કરે છે. અમે પ્રચાર નથી કરતા ને મંદિર પણ નથી બાંધતા. હિન્દુઓ બહાર વિસ્તરે છે, અમે અંદર જ શોધીએ છીએ. અમારા ગુરુ કહે છે કે પ્રથમ પોતાની જાતને જ ઓળખો. પોતાની જાતને ઓળખશો તો પોતાની અંદર જ ભગવાનને પામશો.

—પરંતુ એ વાત તમે બીજાઓને કહેતા કેમ નથી ? ન જણાવો તો લોકો તમારી પાસે આવશે શા માટે ?

બાઉલ હસ્યો હતો. હોકો ગગડાવતાં ગગડાવતાં એણે કહ્યું હતું — આવશે બાપા, આવશે. ક્યારેક નક્કી આવશે.

આજે આટલા દિવસ પછી ભૂતનાથને એ બાઉલ ભગતની વાતનો મર્મ સમજાયો છે. મનમાં થયું સૌ જાણે પોતાને જ ઓળખવા બહાર નીકળી પડયા છે. પોતાને ન ઓળખી શકનાર – પોતાના કરતાં જે અધિક છે, મહદ્ છે તેને ઓળખી શકતો જ નથી. ને એને થયું – નાનપણથી જાણે એકેએક માનવી એ એક જ લક્ષ લઈ ને દોડયો જાય છે. માનવીએ પોતે બાંધેલી મર્યાદાઓ – નિયમો તેને ફક્ત એ યાદ કરાવી આપે છે કે – આ નિત્યના જીવનપ્રવાસમાં એની સમાપ્તિ થઈ જતી નથી. રોજની પેટપૂજા અને સામાજિક વ્યવહાર જાળવવામાં એનો પૂરેપૂરો છેદ ઊડી નથી જતો. એ એક એવી આત્મશક્તિને શોધે છે જે તેના વર્તમાનને, તેના ભૂતકાળને, તેની પ્રવૃત્તિને, તેની ઇચ્છાઓને જ ત્યજી ઘણે દૂર સુદૂર ચાલી ગઈ છે.

એને યાદ આવ્યું — સુવિનયબાબુ પણ આમ જ કહેતા હતા. આત્માન્, વિદ્ધીઃ–પોતાને ઓળખો – યાદ આવ્યું. આ આત્માને ઓળખવાની સાધના જ કરતા ગયા હતા સુવિનયબાબુ. એ પોતાને ઓળખવાની સિદ્ધિ પ્રાપ્ત કરવા વ્રજરાખાલે દીક્ષા લીધી હતી. પટેશ્વરીભાભી આટલા દિવસથી પોતાને જ ઓળખવા મથે છે. નાનાશેઠ, છુટુકબાબુ, નનીલાલ, ચુનીદાસી, બંસી, વિધુ સરકાર બધાં જ જાણે પોતાની જાતને જાણવાની સાધના કરી રહ્યાં છે.

સવાર વીતી ને બપોર થઈ ગઈ. તડકો વધતો હતો. પરંતુ ભૂતનાથને જરાયે તકલીફ નહોતી થતી. હાથમાંની પતરાંની પેટી ધીમે ધીમે હલકી થઈ ગઈ. શરીર હળવું ફૂલ થઈ ગયું હતું.

વળી પાછો એ એક સારી જગ્યાએ થોડીવાર બેઠો. વળી એક બીજા દિવસની વાત એને યાદ આવી ગઈ. સુવિનયબાબુ કહેતા હતા — એક સમયે આ કલકત્તા નહોતું. આ ભારતવર્ષ નહોતું. આ વસુંધરા પણ નહોતી. હતી ફક્ત વરાળ. વરાળનાં પરમાણુઓ ગરમીનાં વેગે ચારેબાજુ વેરાઈને ફરતાં હતાં. નહોતી

એને સાર્થકતા કે નહોતું એને સૌન્દર્ય. પછી જ્યારે એ એક બનીને નીચે આવ્યાં ત્યારે આ વસુંધરા સરજાઈ. ભૂતનાથને પણ મનમાં થયું, આજ સુધી એ પોતે પણ પ્રવૃત્તિની ગરમીએ વાસના-કામનાના વેગે ચારેબાજુ વિસ્તર્યો હતો. કંઈ આપ્યું પણ નહિ, કંઈ પામ્યો પણ નહિ. એકાએક એનું મન એકદમ જાગૃત થઈ જાણે બધું જ વેરવિખેર જ્ઞાન એક પરમ પ્રજ્ઞામાં ગાઢ બની ગયું. બધી જ વેરવિખેર ઇચ્છાઓ એક પરમ પ્રેમમાં સંપૂર્ણ બની ગઈ છે!

પોતાનાં મનને ઊંડાણે એણે નજર કરી જોઈ. ત્યાં જવા નહોતી.

પરંતુ આશ્ચર્યની અવધિ આવે એવું બની ગયું. જે વાત આકરા વિયોગ જેવી મનમાં લાગવી જોઈએ તે જાણે પરમ પ્રાપ્તિ જેવી એને જણાઈ. મનમાં થયું, જવા છે. આજ સુધી પોતે ન જાણે કોના તરફ મીટ માંડીને બેઠો હતો. પણ ભલે ને એણે ગમે એના તરફ મીટ માંડી હોય – કયારેક ભૂલ પણ કરીને તો કયારેક ભૂલ ભાંગી છે. હકીકતમાં એ પોતે પણ પોતાને ઓળખવાની સાધના જ કરતો હતો. નાનાશેઠ કદાચ આખું જીવતર પોતાને જ જોઈ રહ્યા છે. ચુનીદાસી, ભાભી અને સૌ એવાં જ છે. સૌ જાણે કહે છે કે એ એકને જ ઓળખો – જાણો – તમારા પોતાનામાં જ રહેલા આત્માને! વનમાળી સરકાર લેન પાસે આવતાં જ એ જાણે ઝબકી ગયો.

હવેલીની સામે મોટી એવી મેદની જામી છે. પુષ્કળ લાલ પાઘડીધારી પોલીસ આવીને ઊભી છે. એની ચારેબાજુ બીજા દસવીસ જણ ટોળું વળીને ઊભા છે. દરવાજો ઉઘાડો છે! અંદરની ઘણીખરી ચીજો ચોકમાં પડી છે. પેટીપટારાનાં ઢગલા જામ્યા છે. આલદી, વાસણ, લાકડાનો સરસામાન બધું જ.

ભૂતનાથે કોઈકને પૂછ્યું: 'આ બધું શું છે?'

'પટલડાંગાવાળા બાબુઓ કબજો લે છે.'

'કબજો લે છે? કઇ રીતે? પરવાનો છે?'

'જી. અદાલતમાંથી પરવાનો લઈને આવ્યા છે. પટલડાંગા-વાળા બાબુઓ કંઈ જેવા તેવા છે!'

'તમારા પેલા મેનેજર ક્યાં?'

મેનેજર દૂર કે પાસે ક્યાંય દેખાયો નહિ.

બંસી એ ઓચિંતો દૂરથી ભૂતનાથને જોઈ ડૂસકાં ભરતો, ભરતો દોડતો આવ્યો —'સાલાબાબુ, શું થશે? શું થશે સાલાબાબુ?'

ભૂતનાથે કહ્યું: 'આ બધું શું ચાલે છે? આ લોકોએ નાના-શેઠનો હુકમ લીધો છે? કોની રજાથી આ બધો સરસામાન બહાર કેમ કાઢ્યો છે?'

'કોની રજા લે સાલાબાબુ?'

'કેમ, જેનું મકાન હોય તેની.'

'રજા તો નથી લીધી.'

'તો તેં સામાન બહાર કાઢવા જ કેમ દીધો?'

પોલીસ ઊભી ઊભી આ જોતી હતી, અને પટલડાંગાવાળા બાબુનાં માણસો ઉપાડીને સામાન ચોકમાં ઉતારતાં હતાં.

'પણ આટલા બધાં માણસોની સામે હું એકલો શું કરું?'

ભૂતનાથે જરા વાર વિચાર કર્યો ને પછી પૂછ્યું: 'તારાં નાનાંબા શું કરે છે?'

બંસી ત્યારે પણ રોતો હતો. ધીમે સાદે બોલ્યો: 'આજ સવારથી નશામાં એકદમ બેભાન પડ્યાં છે. આજે એ વધુ ચડાવી ગયાં હોય એમ જણાય છે.'

'અને નાનાશેઠ?'

'એ કંઈ બોલતા નથી. ચૂપચાપ બારી બહાર જોઈ રહ્યા છે. મારી એકેય વાતનો જવાબ પણ નથી આપ્યો. આટઆટલું કહ્યું - સમજાવ્યું તોયે—' બંસીએ કહ્યું.

'જરા મારી સાઇકલ લઈ આવ તો બંસી.'

બંસીએ ઓરડીમાંથી સાઇકલ લાવી દીધી.

ભૂતનાથે કહ્યું : 'તું જરા જોજે કે નાનાંબા, નાનાશેઠ કોઈ પણ વાતે ઘરબહાર નીકળે નહિ, હું હમણાં જ આવું છું.' કહેતાં સાઇકલ ઉપર ચડી એ બહાર નીકળી ગયો.

તે દિવસે ભૂતનાથનો એક જ ઉદ્દેશ હતો — નાનાંબાને આ અપમાનમાંથી બચાવવાં જોઈએ. હવેલીના ભૂતકાળનાં ગૌરવનું અપમાન નહોતું. વીસમી સદીની નવી સભ્યતાની સાથે જેઓ પોતાના કદમ મેળવી નથી શકતાં તેમનુંય અપમાન નહોતું. આ અપમાન વ્યક્તિગત નાનાંબાનું હતું. કેમ જાણે ભૂતનાથે પોતાની જાતને ભાભીનાં સારા-માઠા ભાવિ સાથે સાંકળી નાખી હતી. એમાં માત્ર કૃતજ્ઞતા નહોતી. માત્ર દયાનું ઋણ ચૂકવવાની વ્યર્થ મથામણ નહોતી. લુખ્ખું કર્તવ્ય પણ નહોતું. આ જાણે પરમ આત્મીયનું રક્ષણ કરવાનું હતું. પરમ આત્મીય કરતાંયે કોઈ મોટું હોય તો તેનું રક્ષણ કરવાની પવિત્ર ફરજ હતી.

ભાભીએ કહ્યું હતું—'હું જો મરી જાઉં તો તું થોડુંક રોજે ભૂતનાથ. મારે માટે કોઈ રોનાર છે, એવી કલ્પના પણ બહુ સુખદ છે.'

પણ આખર સુધી એવી જરૂર જ ન પડી. એવો દિવસ જ્યારે સાચેસાચ આવ્યો ત્યારે ભૂતનાથને એક નવી પ્રાપ્તિનો પત્તો મળ્યો —નવી આત્માનુભૂતિ. એ ત્યારે પોતાની જાતને ઓળખી શક્યો હતો. સુવિનયબાબુની ભાષામાં—અત્માન્ વિદ્ધિ. પછી એને આ ધરતી પર કોઈ નેયે માટે રડવાની જરૂર રહી નહિ. શરૂશરૂમાં જવાના ઘર તરફ થઈને જતાં અંદર જવાની વૃત્તિ પણ થઈ આવતી. પણ પછી એણે પોતાની જાત ઉપર કાબૂ મેળવ્યો હતો. બધું જ ગુમાવીને એ આ ધરતીને – વસુંધરાને પામ્યો હતો. પોતાને ઓળખીને

એ દ્વારા જ એ જગતને ઓળખી શક્યો હતો.

પણ અત્યારે એ વાત બાજુએ મૂકીએ.

તે દિવસે મનમાં થયું હતું કે કોઈપણ હિસાબે પટલડાંગા જઈ કોર્ટની રજા રદ કરાવીને જ આવશે. બાબુઓનાં પગ ઝાલીને વિનવશે. કહેશે કે તમારે કોઈપણ રીતે આ હુકમ પાછો ખેંચવો જ પડશે.

કદાચ દરવાન અંદર જવા નહિ દે. બાબુઓ કદાચ ઘેર નહિ હોય. છતાં ભૂતનાથ એમના એ મુખ્ય દરવાજે જ બેઠો રહેશે. હુકમ પાછો ખેંચ્યાની રજાનો કાગળ લીધા વિના એ પાછો નહિ જ ફરે. હુકમ પાછો નહિ ખેંચાય તો એ પણ પાછો નહિ વળે. દિવસોનાં દિવસો સુધી દરવાજે જ બેઠો રહેશે. સવારથી રાતસુધી ખાધા-પીધા વિના ત્યાં જ બેઠો રહેશે.

સાઇકલ પર સવાર થઈને જતાં જતાં ફરી એનાં મનમાં થયું – શા માટે પોતે જાય છે? પેલા આત્મભાનનો પ્રેર્યો જ પોતે તડામાર જતો હતો. એ આત્મભાનનો પ્રેરાયો જ એ ભાભીનાં રક્ષણમાં જ પોતાનું રક્ષણ જોતો હતો.

પણ હજુ વનમાળી સરકાર લેન પૂરી પાર કરી ન કરી ત્યાં તો એને મેનેજર આ તરફ આવતો હોય એમ જણાયું. એ અટક્યો. સાઇકલ પરથી નીચે ઊતર્યો. એણે સાદ પાડ્યો—'મેનેજરબા...બુ!'

મેનેજર પણ ઉતાવળે ઉતાવળે આવતો હતો. એને ઉતાવળા ચાલવાની ટેવ પડી ગઈ છે. ધીમી ચાલ એને આવડતી જ નથી. ઉતાવળા થયા વિના જાણે એને ઊગરવાનો આરો જ નથી.

ભૂતનાથે ફરી સાદ દીધો—'ઓ મેનેજરબાબુ.'

હવે એણે પાછું વળીને ભૂતનાથ તરફ જોયું. પણ એ એને ઓળખી ન શક્યો. 'હેં' કરતોક ને ભૂતનાથનાં મોં તરફ તાકી રહ્યો ને પછી બોલ્યો: 'મને કોણે બોલાવ્યો?'

'હું જ બોલાવતો હતો.'

'કેમ? કોણ છો તમે?'

હાથમાં એની એ જ જૂની ફૂલેલા પેટવાળી બેગ. અણિયાળી મૂછ. ઓળખવામાં ભૂલ થઈ હોય તેવું ન હતું. પરંતુ કોઈપણ ચીજને તુરત ઓળખી કાઢે તો એ મેનેજર શાના? કોઈકને તુરત જ ઓળખી કાઢવાની રીત એક પ્રકારની નબળાઈનું લક્ષણ છે. નનીબાબુના મેનેજર હજાર જાતના કામવાળા માણસ છે. હજાર જણ એનાં પગ પૂજતાં ફરતાં હોય છે. એ કોઈને તુરત ઓળખી કાઢે તો એમાં એનું મહત્ત્વ શું રહે?

'હું હવેલી તરફનો માણસ છું.'

આટલીવારે મેનેજરે કહ્યું: 'ઓહ, તો તો સારું જ થયું. હુંયે મારતે ઘોડે હવેલીએ જ જતો હતો. એ જ વહેલી સવારે નીકળ્યો છું. આ બપોરે હજુ હમણાં જ પાછો આવ્યો ત્યાં ફરમાન થયું કે જાવ બાઉબજાર. મૂર્ખાઈનું કામ થઈ ગયું છે સાચે જ.'

'શેઠિયાવ કોઈ ઘેર છે કે નહિ?' ભૂતનાથે પૂછ્યું.

'કેમ? શેઠિયાવ પાસે શા માટે જવું છે? સવારથી હજાર માણસ ઘેર એમને મળવા આવે છે. શેઠિયાઓ વારંવાર ના પાડે છે. કાલે બધાને તગડી મૂકયા હતા. આખા દિવસનાં કામકાજ પછી જરાક આરામ કરે, હળવા થાય એ નહિ. રાત સુધી માણસોને આરામ જ નહિ મશાય?'

'પણ પોલીસ-પટલડાંગાવાળાની સાથે હવેલી પર ચડાઈ કરીને શું કર્યું? આટલા સમયનું એક ખાનદાન કુટુંબ, ઉપરાંત બીમાર માણસ. તમારા શેઠિયાવમાં જરાય દયા-માયા નથી? અને નનીબાબુને તો તાર કર્યો જ છે. જવાબ શું આવે છે એ જોયા પહેલાં જ.'

મેનેજરે એકાએક કહ્યું: 'એ તારની જ તો આ હોળી છે. મેનેજર રોષથી ધુંધવાઈ ઊઠ્યો. 'કહ્યું હતું કે ત્યાં કાંઈ લખતાં કરતાં નહિ. સાહેબ ખિજાઈ જશે. નકામું કહ્યું, જરા યાદ કરી જુઓ? નાહક ખોટેખોટા એટલા રૂપિયા બગાડ્યા. મારે શું? હું

તો ચિઠ્ઠીનો ચાકર. શેઠિયાવનું નુકશાન થાય તો શેઠિયાવ જાણે. હું શું કામ આડો આવું ?'

પછી બેગ ઉઘાડીને અંદરથી કંઈ કાગળો શોધવા લાગ્યો. ને બોલ્યો : ' આ સવારથી કાળા બપોર સુધી હેરાન થઈને આવ્યો ને હુકમ થયો, જાવ બાવળઝારે... શેઠિયાવને બે વેણ સંભળાવી દઈશ તો પછી નાહકનાં કેસ-બેસ, કોરટ-કાગળિયાં કરી આમ હેરાન થવાની શું જરૂર હતી ? અને આ ડોસાને ખોટી રીતે શા માટે હેરાન કર્યો ?'

ઘણાં ખાંખાં-ખોળાં કરતાં આખરે પેલો કાગળ મળ્યો. ક્રોધથી એ કાગળ કાઢતાં એ બોલ્યો : ' જુઓ, આ એક કાગળ માટે જ આટલી હેરાનગતિ થઈ.'

' શેનો છે એ કાગળ ?'

મેનેજર મોટાં ડગલાં ભરતો પાછો ચાલવા લાગ્યો. ભૂતનાથ પણ સાથે સાથે જ ચાલવા લાગ્યો. મેનેજરે કહ્યું : ' આટલી વારમાં તો બધો સામાન નીચે ઉતારી નાખ્યો હશે ખરું ને ?'

' તે ઉતાર્યો છે. પણ સામાન એમ કંઈ ઓછો છે ?'

' પણ જે ઉતાર્યો એ ભલે ઉતાર્યો, વધુ ઉતારશો નહિ. પણ ચડાવવો પડશે તમારા માણસો પાસે એ કહી રાખું છું. અમે જ ઉતારીએ અને ચડાવીએ પણ અમે જ એ નહિ બને. નુકશાનીમાં નુકશાની જ જાય છે.' કહેતો એ હવેલી તરફ આગળ વધ્યો.

ભૂતનાથ પણ એની સાથે ઝપાટાભેર ચાલવા લાગ્યો.

' અરે બાપા, ઉતારવાનો નથી એ તો કહી દીધું. એક જ વાત સો વાર કહેવાની હોય ? મૂર્ખાઈ થઈ છે એ જોઉં છું.' હવેલીમાં આવીને મેનેજરે કહ્યું અને સાદ પાડ્યો — ' એ રે...એ....તારું નામ શું ? કૈલાસ —'

કૈલાસ ત્યાં એ બાજુએ જ હતો. સામાન ઉતારવામાં એને ભારે મજા આવતી હોય તેમ લાગ્યું. હો–હા, હોકારા પડકારા કરતો

અત્યાર સુધી બધું ધ્યાન એ જ રાખતો હતો. સવારથી પોલીસ પહેરાવાળાને લાવી એ જ કામે લાગી ગયો હતો.

'બધું જ કામ બંધ કરવા કહે.'

'એ શું કહો છો મેનેજરબાબુ?'

'જે કહું છું એ કર. આપણે તો ચિઠ્ઠીનાં ચાકર.'

'અને આ બધો સામાન?'

'એ જેમ પડચો છે એમ પડચો રહેશે. જેનો છે એ ઉપાડશે. આપણે એક વાર ઉતારીએ ને પાછા ચડાવીએ. નુકશાનનો આરો-વારો નથી. નહિ તો હાથીબગાનની સરકારી કચેરીમાં રાતોરાત બધું પહોંચાડી ત્યાં જ બેસી ફરી એનું લીલામ કરીને પછી ઊઠતો હતો, પણ આ રીતે ગીરો કામકાજ ઝાઝું નહિ ચાલે એટલું કહી રાખું છું.'

'તો હવે નાનાશેઠ આ મકાનમાં રહી શકશે એ બરાબર છે ને?'

'બીજું શું? સાહેબે વિલાયતથી તાર કરીને જણાવ્યું છે એટલે એમાં કાંઈ ફેરફાર થઈ શકે એમ નથી. સાહેબને તાર કરીને તમે જ આ ધાંધલ કર્યું.'

'હવે તો કંઈ વાંધો નથી ને?'

'વાંધો હવે શેનો? આ રહ્યું હુકમનામું. જુઓ ને.' કહી એણે હાથમાંનો કાગળ બતાવ્યો.

'માલિકોની હયાતી હોય ત્યાં સુધી તેઓ જ હવેલીનો ભોગવટો કરશે – તે પછી —'

બંસી પણ બાજુમાં જ ઊભો ઊભો સાંભળતો હતો. એણે કહ્યું: 'તો સાલાબાબુ, નાનાશેઠને અહીં રહેવા દેશે ને?'

જવાબ વાળે તે પહેલા જ એક ગાડી ચોકમાં પ્રવેશી. ઉપર કોચ-બોકસમાં બેસી ઇબ્રાહીમ ગાડી હાંકતો હતો. એણે પગથી ટન ટનન...ઘંટડી વગાડી. ગાડીમાંથી વચેટ શેઠ ઊતર્યા.

બંસીએ સામે જઈ નીચે નમી એમને પ્રણામ કર્યા. વચેટ શેઠે તીખા તેજ સાદે કહ્યું: 'ક્યાં છે? પટલડાંગાવાળા બાબુનાં માણસો ક્યાં છે અલ્યા?'

હમણાં હમણાં વચેટ શેઠ વધુ શ્યામ બની ગયા દેખાય છે. ઘણા દિવસે દેખાયા. શરીર વધુ ખળભળી ગયું છે. છતાં એમનું કરચલી પાડેલું ધોતિયું જમીન સાથે ઘસડાય છે. પગમાં પમ્પ શુ છે. માથે બાબરિયાળા વાળ વચ્ચે થોડી ટાલ દેખાય છે. શરીરમાંથી એસેન્સની ખુશ્બુ આવે છે. આખું વાતાવણ મહેંકી ઊઠયું.

'પટલડાંગાના લોકો ક્યાં ગયા, અરે!'

મેનેજરે આગળ આવી પ્રણામ કર્યા.

'તમે કોણ? શું તમારું નામ?' વચેટબાબુએ પૂછયું. વચેટ-બાબુની સાથે મેનેજરે જાણે પોતાની ઊંચી કરેલી ફેણો સંકેલી લીધી. વળ દીધેલી મૂછો ઓચિંતી જાણે ઝૂકી ગઈ. ધીમે સાદે એણે પોતાનું નામ કહ્યું.

વચેટ શેઠે કહ્યું: 'સારું સારું. તમારી પાસે પણ તાર આવી ગયો છે. અમને પણ તાર આવ્યો છે. નનીબાબુ માણસ સારો છે. તો હવે અહીં તમારે શું કામ છે? તમે જઈ શકો છો.'

વચેટ શેઠ સાથે વેણી પણ આવ્યો હતો. એનું શરીર પણ ઊતરી ગયું છે. ઇબ્રાહીમનાં શરીર પર એ પોશાક નથી પણ બાબરી બરાબર છે. લાકડાની કાંસકી વડેવાળ બાંધ્યા છે, અને મીણ લગાડેલી આણિદાર મૂછ.

વચેટ શેઠે કહ્યું: 'ચાલ, તારા નાનાશેઠને જોઈ આવીએ. કેમ રહે છે એને હવે?'

પછી ઇબ્રાહીમ, વેણી, બંસી બધા મળીને ફરી પેલો સર-સામાન ઉપાડવા લાગ્યા. ભારે ભારે વજનદાર સામાન. જૂના જમાનાનું રાચરચીલું વજન ન હોય તો તે જાણે શોભે નહિ. લાકડાની એકેએક ખાટ, ચાર જણ વિના તો ચસે નહિ. એકેએક ચીજ વાસણ, વાટકો,

પાણિયારાનો કાઠો, ગાદી, ગાદલાં, તકિયા-ઓશીકાં, પેટી તો એકલો કોઈ તસુ પણ ફેરવી ન શકે તેવી. કંપની સરકારનાં જમાનામાં આવતાં ચાળીસ મણ ચોખા પંચોતેર રૂપિયામાં આવતાં. પાંચ મણ ઘી સિત્તોતેરમાં આવતું. પાંચ મણુ સરસુ તેલ એકાવનમાં આવતું. આ બધી ચીજો હવેલીમાં મણબંધ આવતી. ત્યારે ખાનારાં પણ ઘણાં હતાં. અંગ્રેજી અમલમાં જ ગોળ-સાબુ સૌ પહેલાં આવ્યાં એ પણ ધીમે ધીમે સસ્તાં થયાં. માત્ર કોબીજ મોંઘી હતી. એ ફક્ત સાહેબ સૂબાઓ ખાતા હતા.

સરસામાન ઊપડી રહેતાં નમતો બપોર થયો. આખો દિવસ કોઈએ ખાધું નહોતું. રાંધવાનું સવારથી થયું જ નથી. એવું કામ ચાલતું હતું. કોઈનું માથું સાથે નહોતું. પછી ચૂલામાં દેવતા પડચો. નાની કાકીએ ચોખા ચડાવ્યા. બંસી બજારમાં ગયો માછલી ને શાકપાન લેવા. જતી વખતે ભૂતનાથને કહેતો ગયો કે 'તમે ચાલ્યા ન જતા. જમીકરીને જ જજો.'

'પણ મારે બાર–શિમલામાં થોડુંક ખાસ કામ છે બંસી!'

'ના, ના, સાલાબાબુ, જમ્યા વિના તમારાથી નહિ જવાય. નાનાંબાને ખબર પડશે તો મારા પર ખિજાશે.'

'નાનાંબા પણ ભૂખ્યાં છે બંસી?'

'નાનાંબાની ખાવાની વાત પૂછશો મા. આજે અહીં આટલું બની ગયું પણ એમને કંઈ જ ખબર નથી. કંઈ જ જાણવા પામ્યાં નથી. સવાર વેળાએ જ એક બોટલ ચડાવી ગયાં છે. સવારથી વેન લીધું હતું કે આજે નાહીશ નહિ. પછી ચિન્તાએ માંડ માંડ સમજાવી કરીને એમને નવડાવી-ધોવડાવીને કપડાં પહેરાવી શણગાર્યાં. મેં જઈને કીધું કે—નાનાંબા, આજે રસોઈને જરા મોડું થશે. આ થોડોક નાસ્તો-પાણી કરી લો. પહેલાં તો એમણે કંઈ સાંભળ્યું જ નહિ, એમ ને એમ આંખ મીંચી પડચાં રહ્યાં. ફરીથી કહ્યું ત્યારે કહ્યું—ત્યારે કહે કે મારે નથી ખાવું. લઈ જા પાછું.

'મેં કહ્યું — નહિ ખાવ તો જીવશો કેમ? ખાલી દારૂ પીધે પેટ ભરાશે? નાનાંબા ખિજાઈ ગયાં હોય એવું લાગ્યું. થોડી વાર આંખો માંડી મારી સામે જોઈ રહ્યાં. મેં માન્યું કે તો તો ગુસ્સો રહી ગયો. રકાબી ફરીથી એમની સામે ધરી, પણ તુરત જ નાનાંબાએ એને લાત લગાવી દૂર ફંગોળી દીધી ને જમીન પર પડતાં તેનાં ટુકડે ટુકડા થઈ ગયા.

'મારા મોંમાંથી એક શબ્દ ન નીકળ્યો. ક્યાં મારી ધારણા ને ક્યાં આ બનાવ. એ સવારથી આ લોકો આવી બળતરા શરૂ કરી છે. સરસામાન ઉતારે છે. મકાન ખાલી કરવા કહે છે. કાળજી-પૂર્વક વાળીચોળીને સાફસૂફ કરેલા ઓરડામાં ધૂળ ધૂળ ને ગંદકી કરી મૂકી. એનાં ઉપર આ થયું, કાચની વસ્તુ ભાંગવી કંઈ સારું છે સાલાબાબુ! એમાં તો ઘરનું અકલ્યાણ થાય ને એટલે પછી મારાથી રહેવાયું નહિ. મોં ભીડી લીધું પણ રહી રહીને મારું હૈયું તો બળીને ખાક થઈ ગયું છે.'

'તે તેં શું કહ્યું?'

'ન કહેવાનાં વેણ મેં સંભળાવી દીધાં. મારા મોંની લગામ એકદમ મોકળી મૂકી દીધી! મને તો પછી સાનભાન રહ્યું નહોતું. ક્રોધમાં આવીને શું બોલી ગયો તે ઓછું કંઈ યાદ રહે છે? પણ એથી નાનાંબા રડી પડ્યાં હજૂર!'

'ભાભી રડી પડ્યાં હતાં?' ભૂતનાથે પૂછ્યું.

ને બંસીની આંખમાંથી પણ એકાએક આંસુ ટપકવા માંડ્યાં. ધોતિયાના છેડાથી આંખો લૂછી એણે કહ્યું: 'પણ એમનાં આંસુ જોઈ ને હું પાછો ભાનમાં આવી ગયો. મને થયું કે મેં શું કરી નાખ્યું? નાનાંબાને કદાચ ભાન નથી. નશાની અસરમાં એણે ભલે ગમે તે કર્યું, પણ હું આ શું કરું છું? મારી અન્નદાતા માને મેં આમ જેમ તેમ સંભળાવી દીધું? મને નરકમાંયે કોઈ નહિ સંઘરે. એટલે ત્યાં જ બેસી ગયો ને તડાતડ, મારા પોતાને ગાલે જ લગા-

વવા માંડ્યો. પણ એથીયે મારું પ્રાયશ્ચિત્ત પૂરું ન થયું. ભીંતમાં માથું અફળાવતાં બોલવા લાગ્યો કે મારું મોત આવજો, મારું મોત આવજો. મારું મોત કેમ નથી આવતું ?' અને ત્યાં ઊભો ઊભો બંસી ફરીથી રડવા લાગ્યો.

બંસીએ આંખો લૂછી લીધી ને કહ્યું : 'જાઉં હવે હટાણું કરી આવું. અત્યાર માટે બાટલી નથી. શા' મશાયને ત્યાંથી ફરી એક લાવવી પડશે. જો લાવતાં ભૂલી જઈશ તો ભારે થશે.'

ને પછી જરા રહીને આગળ વધ્યો—'મને એવી બળતરા થાય છે કે આ દુઃખ કોને કહું—કોણ સમજશે. પેલી બાજુ ચિન્તા નાનાંબાની સંભાળમાં જ અડધી થઈ ગઈ છે. નાની કાકીને તો રસોઈનું જ કામ, ને બાકી બધું કામ—નાના શેઠને દિશાએ બેસાડ-વાથી માંડીને અંદરનું ને બહારનું બધું જ કામ આ બંસીએ એકલાએ જ કરવાનું. કારણ, હું તો પુરુષ માણસ છું ને!'

ભૂતનાથે કહ્યું : 'અત્યારે એક વખત નાનાંબા સાથે મેળાપ કરાવી દઈશ બંસી? બાર-શિમલા જતાં પહેલાં એક વાર એમને જરાક મળી લેવું છે. થોડીક વાત કરી લેવાની છે.'

બંસી એકાએક ગંભીર બની ગયો—'હવે તમે નાનાંબાને મળશો નહિ હજૂર.'

'શા માટે?'

'જી, તમારા ભલા માટે જ કહું છું કે ક્યારેય ન મળશો.'

'કેમ, આમ કેમ કહે છે બંસી?'

બંસી ધુંધવાઈ ગયો—'તમારો આ એક જ વાંધો છે. બહુ જિદ્દી છો તમે. કહ્યું ને કે હવે કદી ન મળશો. તમારા પોતાના ભલા માટે જ આમ કહું છું.'

ભૂતનાથ પણ જિદ્દે ચડ્યો હોય તેમ બોલ્યો : 'પણ હું એમને મળ્યે જ રહીશ.'

'તો મળો. તો પછી શા માટે મને પૂછો છો? હું કહું છું

કે એમને મળવામાં તમારું હિત નથી, નથી ને નથી જ. આ ત્રણ-વાર તમને કહી દીધું.'

ભૂતનાથે બંસીનાં મોં તરફ ધારી ધારીને જોયું. બંસીએ ત્યારે પોતાની નજર બીજી તરફ વાળી લીધી. ભૂતનાથે કહ્યું: 'પણ મારે એમને શા માટે ન મળવું એ મને કહેશે? કે મને એ કહેવા-માંયે મારું અહિત છે?'

બંસીએ કહ્યું: 'બધી વાત તમારે જાણવી જોઈએ. ન જાણી હોત તો સારું થાત. ખેર, આ હમણાં જ વેણી આવ્યો હતો. એ જ બધી વાત મને કહી ગયો.'

'શું કહી ગયો?'

'પણ તમે પાછા એ કોઈને કહેતા નહિ. વેણીએ મને ખાન-ગીમાં કહ્યું કે વચેટ શેઠને અહીંના બધા ખબર મળ્યા છે ને તમને મારવા એણે ગુંડાઓ રોકચા છે.'

ભૂતનાથ ચોંકી ગયો. એણે કહ્યું: 'મને મારવા માટે ગુંડા રોકચા છે?'

'જી હા. વચેટ શેઠને તમે નથી ઓળખતા. ગુંડાઓ ઓછા આજે નવાસવા રોકે છે? વરસોથી જોતો આવ્યો છું કે વચેટ શેઠ ગુંડાઓને પોષે છે–પોષતા આવ્યા છે. રખાતો રાખવાનું અને પીવા-કરવાનું કરનારે ગુંડાઓ રાખવા જ પડે છે. એ તો કાયમનાં છે. નાનાશેઠનાં ગુંડાઓનું ટોળું જાનબજારમાં હતું. છેની દત્તનું પણ હતું. એ તો બધાં રાખે છે. નહિ તો મોડી રાતે આવન-જાવન થાય કેમ? ગુંડા રાખ્યા વિના કલકત્તા જેવા શહેરમાં ચાલે જ કેમ?'

'તે ગુંડાઓ મને શા માટે મારવાના છે?'

'તે દિવસે તમને નાનાંબાના ઓરડામાંથી નીકળતાં જોયા હતા ને. એ પછીના પણ બધાં ખબર તો એમને મળતાં જ હશે. ગરાનહાટા ચાલ્યા ગયા હતા પરંતુ અહીંના ખબર નથી રાખતાં:

અહીં કઈ રીતે આપણે રહીએ છીએ – ખાઈએ છીએ, શું કરીએ છીએ, બધાં જ સમાચાર ગરાનહાટા પહોંચે.'

'એ કઈ રીતે બને?'

'અને ગોછું' આખી ગરાનહાટામાં, પાથુરઘાટામાં છુટુકબાબુને સારથિ પણ બધાં સમાચાર પહોંચી જતાં. ત્યાંના ખબર અહીં આવતા. કામવાળી હોય એટલે આ બધું તો ચાલ્યા જ કરે, સાલાબાબુ.'

પણ એટલી વારમાં તો એ દૂર ચાલ્યો ગયો હતો.'

'એ જ – એ જ – એ જ...એ વચેટબાબુનો જ માણસ.' બંસી બોલી ઊઠ્યો.

'પણ એની ચિંતા હું નથી કરતો. હું ચિંતા કરું છું નાનાંબાની. મારે માટે એ બદનામ થાય તે કેવું ? આફત થશે. એ કરતાં તો હું જ અહીંથી ચાલ્યો ન જાઉં ! નાહકનો આ ઘરનું અનાજ બગાડું છું.'

'એવું ન બોલશો હજૂર. બીજા કોઈ ભલે ન જાણે પણ હું જાણું છું. નાનાંબાને પણ ખબર નથી – પણ અત્યારે તો તમારા રૂપિયાથી જ આ......' બંસી કહેતો હતો.

'એ વાત રહેવા દે. આ ગુંડાની જે વાત તેં કરી તે બીજું કોઈ જાણે છે ?'

'ના, કોઈ જાણતું નથી હજૂર. પણ વેણીએ ચેતવવા માટે જ મને કહ્યું.'

'પણ એકવાર નાનાંબાને લઈને બરાનગર તો જવું જ પડશે.'

'બરાનગર તમે ક્યાં જાવ છો કહો તો સાલાબાબુ ?'

'એ એક સાધુ પાસે. નાનાશેઠને જલ્દી સારું થઈ જાય તે માટે નાનાંબા પૂજા કરવાનાં છે. અને હું નાનાંબાનું ભલું થાય એ માટે પૂજા કરવાનો છું. બજારમાં જ જાય છે તો અમારા બેઉ માટે પાંચ પાંચ બીડાં પાન અને વીસ વીસ સોપારી લેતો આવીશ ?'

'કેમ ન લાવું, સાલાબાબુ ?'

'લાવી શકે તો આજે જ લેતો આવ. લે આ પૈસા.'

'પૈસા વધુ ન આપતા હજૂર, કેટલા રૂપિયા તમે માગો છો એનો હિસાબ જ કરજો પહેલાં !'

'તો હવે જરાવાર મને અંદર તારાં નાનાંબા પાસે લઈ જા બંસી.'



સવારની ધમાલ પૂરી થતાં નમતો બપોર થઈ ગયો હતો. સવારથી નથી ખાધું કર્યું કે નથી થોડોકેય વિસામો લીધો. વચેટ શેઠ આવીને નાનાશેઠને એક મિનિટ મળી જોવા આવ્યા હતા તેવા જ ચાલ્યા ગયા. ઇબ્રાહીમ એકલો જ ગાડી હંકારી ગયો હતો. યાસિનને કદાચ રજા મળી ગઈ છે. પરંતુ હવે બ્રીજસિંગ નથી કે ગાડીનો અવાજ સાંભળતાં જ ગેટ ઉઘાડી મોટેથી બૂમ દેશે કે — હોશિયાર હો. હવે તબેલામાં ઘોડાઓને ખરેરો–ખરેરો નથી થતો કે મોટાં ઘડિયાળમાં ડંકા વાગતાં નથી. હવે એ ઐશ્વર્ય-વિલાસ, બાબુ-ગિરિ, ખુશામદિયા કંઈ જ નથી. પેલી પેટની બીમારી થયા પછી વચેટ શેઠે દારૂ મૂકી દીધો છે. અજબ જેવું છે! વચેટ શેઠ, નાના-શેઠ, બધાં જ દારૂ મૂકી શકયા છે. મૂકી નથી શકયાં એકમાત્ર નાનાંબા. આ કેવું કહેવાય?

નાનાંબાના ઓરડા પાસે પહોંચતા જ ચિન્તાએ કહ્યું : 'નાનાં-બા પૂજા કરે છે.' પછી લાજ આડેથી એણે ફરી કહ્યું : 'તમે અંદર જાવ, હમણાં પૂજા પૂરી થશે.'

જશોદા-લાલને માથે ત્યારેય સોનું મઢેલું હતું. શોભતો હતો. સોનાની વાસળી, સોનાનો મુગુટ, હીરાની આંખ. નાનાંબા ભગવાન તરફ ધરતી સરસાં થઈ એકચિત્તે વંદના કરી રહ્યાં હતાં. નાનાંબાની ભગવાનની વંદના જાણે પૂરી થઈ નહોતી. સાડીનો છેડો છાતી ઉપર થઈને ખભે વીંટાળ્યો હતો. મોટો એવો અંબોડો માથા સરસો બાંધ્યો હતો. એના ઉપર સોનાની કાંસકી હતી. એમાં મીણની કારીગરી કરી ફૂલ-વેલ-પાંદડાં બનાવ્યાં હતાં. વચ્ચે મોટામોટા અક્ષરે લખ્યું હતું—'પતિ પરમ ગુરુ.' નાનાંબા વારંવાર નમીને ધરતી પર માથું ઢાળીને વંદના કરતાં હતાં. હવે કદાચ પૂજા પૂરી થશે. ભૂતનાથ વાટ જોવા લાગ્યો. પછી થોડીવારે નાનાંબા ઊભાં થયાં.

ભૂતનાથ જોઈ રહ્યો. દીઠે એ કેવાં અપૂર્વ–અજબ સુંદરી લાગતાં હતાં! હવેલીની દશામાં આટઆટલા પલટા આવી ગયા.

હવે અગાઉની ખ્યાતિ, ઐશ્વર્ય, ભોગ-વિલાસ કંઈ જ નથી. છતાં નવાઈ જેવું હતું કે નાનાંબાના રૂપમાં કંઈ જ ફેર પડ્યો નહોતો. સૌ પ્રથમ આ ઓરડામાં એમને જેવાં જોયાં હતાં – આજે આટલાં વરસ પછીયે એ તેવાં જ છે. તેવાં જ ટટ્ટાર, એવો જ બાંધો, એવા જ માથે ઘેરાએક વાળ, એવો જ કંચનવરણો વાન. સાચેસાચ જગદ્-ધાત્રી જેવું રૂપ. એમ જેણે કહ્યું હતું તેણે નામની પણ અતિ-શયોક્તિ નહોતી કરી. પગના આંગળાથી માથાના વાળ સુધી ક્યાંય નામમાત્રની ખામી નહોતી. ભગવાને માણસને આવો સર્વાંગ સુંદર કદાચ આ પહેલી જ વાર સર્જ્યો હતો. મનમાં થયું, હમણાં જાણે નાનાંબા વધુ નાનાં થયાં જણાય છે. રૂપ જાણે ઉભરાય છે. દુઃખ અને વેદનાએ એમનામાં વધુ સુંદરતા ઉમેરી આપી છે.

'હું આવ્યો છું ભાભી.'

'ઓ—રે, તું છો?' ઓચિંતાનાં ચમકીને ભાભીએ મોં ફેરવ્યું.

ભૂતનાથે આવી સ્વસ્થ સ્થિતિમાં ભાભીને ઘણે સમયે જોયાં.

'દેશમાં ન ગયો?'

'ના.'

'તો કહેતો હતો ને કે જવું જ પડશે?– નહિ જાઉં તો નહિ ચાલે?' કહેતાં નાનાંબા નીચે બેઠાં.

ભૂતનાથ પણ એમની સામે બેઠો. એણે કહ્યું : 'દેશમાં જે માટે જવાનું હતું તે કામ અહીં જ પતી ગયું એટલે પછી ન ગયો. પણ હું એક બીજી વાત કહેવા આવ્યો છું, ભાભી. હવે વિચારું છું કે અહીંથી ચાલ્યો જાઉં, ઘણા દિવસ તમારા ઉપર બોજો થઈને રહ્યો છું.'



નાનાંબાએ કંઈક વિચાર્યું અને કહ્યું : 'જઈશ? ક્યાં જઈશ?'

'ક્યાં જવું એ તો નક્કી નથી. પણ જઈશ. ઘણાં દિવસ તમને હેરાન કર્યાં.' ભૂતનાથે કહ્યું.

નાનાંબા ખિજાઈ ગયાં : 'ખોટું બોલતાં તને શરમ નથી આવતી ?'

'ખોટું નથી કહેતો ભાભી. હવે હું અહીં રહું એ સારું નથી લાગતું.'

નાનાંબા થોડી વાર મૂગાં થઈ ગયાં. પછી બોલ્યાં : 'હવે સંસાર માંડવાનું મન થયું લાગે છે, કેમ ખરું ને ?'

ભૂતનાથ નીચું જોઈને બોલ્યો : 'જો એવું થાય તો તે ખોટું કહેવાય ?'

'જરાયે નહિ. પણ સંસાર માંડીને રહેવાનું અહીં આ મકાનમાં પણ થઈ શકે. આ હવેલીમાં આટઆટલા ઓરડા છે. પરણીને અહીં જ રહેજે. હું તને શણગારી કરી ને પરણવા મોકલીશ. મારા ઘરમાં વહુ આવશે. દૂધ અને અળતાથી પગ ધોઈ રંગીને વહુનાં ઓવારણાં લઈ એને આવકાર આપીશ. એ મારી ઘણા દિવસની ઝંખના છે ભૂતનાથ.'

'પણ તમારી એ ઇચ્છા કદીયે પૂરી નહિ થાય ભાભી.'

'કેમ ?'

'નહિ થાય. કારણ તમારા નશીબમાં એ નથી સરજાયું. પણ રહેવા દઈએ એ વાત. હું જવાનો જ. હવે તમે મને ન અટકાવશો. હસતે મોંએ મને વિદાય આપો, નહિ તો પછી હું ક્યારેય નહિ જઈ શકું. તમને રડાવીને હું સ્વર્ગમાંયે સુખ નહિ પામું.'

નાનાંબા હસવા લાગ્યાં—'પણ તને જો હું જવા ન દઉં તો ભૂતનાથ ?'

'તો શું થશે એ નથી જાણતો, પણ રજા નહિ આપો તો પછી હું ક્યારેય અહીંથી જઈ નહિ શકું.'

'તો તો હવે ન જતો ભાઈ. તો જાણીશ કે મરતી વખતે મારી પાછળ રોનાર કો'ક તો હતું. ગુરુદેવે કહ્યું હતું કે પટુ સેંથામાં સિંદૂર સહિત મરશે. એવું જ થાય તો સારું. પણ એવું થશે ખરું? મારા નસીબમાં એવું હશે શું? એ માટે તો દિવસ-રાત મારા જશોદા-લાલને કહું છું કે એવું કરે કે નાનાશેઠને મૂકીને હું પહેલાં જઈ શકું. તને કહી રાખું છું, તે દિવસે તું મને તારી ઇચ્છા મુજબ શણગારજે. સેંથામાં સિંદૂર ઝાઝેરો કરીને પૂરજે. પગે અળતો લગાડજે. મારા પટારામાંથી લગ્ન વખતનું બનારસી પટોળું કાઢી મને પહેરાવજે. અંગેઅંગે ઘરેણાં-ગાંઠાં પહેરાવી મને સોનાથી મઢી દેજે, જેથી લોકો કહી શકે કે સતી-લક્ષ્મી વહુ ગઈ.'

ભૂતનાથ મૂંગો મૂંગો સાંભળતો હતો. ને પછી ઓચિંતો બોલ્યો: 'ભલે, હું નહિ જાઉં ભાભી, પણ —'

'પણ શું?'

'પણ હું કહેતો હતો કે જો હું બ્રહ્મો વહુ લઈ આવું તો તેને તમે આવકારશો?'

'બ્રહ્મો? કેમ અલ્યા?'

'માનો કે એવું જ થયું તો તમે એને તમારે ત્યાં આવકારશો?'

'ન આવકારું શા માટે? મારી વહુને હું મારા ઘરમાં આવકારું એમાં બીજાને શું? તું લગ્ન કરી શકે ને હું એને આવકારી ન શકું? આ તું શું બોલે છે?'

'તો હું વહુ લઈ આવીશ ભાભી.'

'તું સાચેસાચ પરણીશ ભૂતનાથ?'

'હું પરણ્યો છું ભાભી.'

'પરણ્યો છો? ક્યારે? મને તો કહ્યું નથી ક્યારેય?'

'તમને ક્યાંથી કહું? હું પોતે પણ જાણતો નહોતો. હું તો જ્યારે પાંચ-૭ વરસનો......' કહી ભૂતનાથે આખી વાત અથથી

ઇતિ કહી સંભળાવી. બધી જ બધી. કંઈ પણ બાકી રાખ્યા વિના. 'મોહિની-સિંદૂર'ની ઑફિસમાંથી કઈ રીતે પરિચય થયો. ગાઢ થયો. સુવિનયબાબુનું અવસાન. તે પછી કઈ રીતે નંદબાબુજી પાસેથી બધી વાત વિગતે જાણી તે બધું જ.

નાનાંબાએ કહ્યું: 'તો લઈ આવ. આજે જ લઈ આવ. મારી ઘણાં દિવસની ઝંખના છે કે ભાભીજીની જેમ હુંયે ઘરમાં વહુને લાવીશ. તો બંસીને કહે કે સરસામાનની ગોઠવણ કરે. ધાન-દુર્વા, મીઠાઈ, લૂગડાં-લત્તાં, ઘરેણાં—ઘરેણાં હવે નવેસરથી ક્યારે થાય? મારાં સાસુના પેલા ચંદનહાર પહેરી મારી વહુનું મોં જોઈશ. શું કહે છે — અરે ચિન્તા...'

'પણ આજે વહુને ન લાવું અને એકવાર બરાનગર જઈ એ તો?' ભૂતનાથે કહ્યું.

'ના. બરાનગરનું રહેવા દે. આજ તો મારે મારી વહુનું મોં જોવું છે ભૂતનાથ.'

તે દિવસે ચાંદનીની ઇસ્પિતાલમાં પડચો પડચો ભૂતનાથ ફરી આ બધી વાતો યાદ કરતો હતો. કદાચ તે દિવસે ભાભી નવેસરથી જીવન શરૂ કરવા ઇચ્છતાં હતાં. ભૂમિપતિ ચૌધરીના કાળથી વંશ-પરંપરામાં જે પાપ જામતું જામતું પહાડ જેવું થઈ ગયું હતું એનું ધ્યાન ભાભી રાખતાં નહોતાં. ૧૮૨૫માં જે દિવસે સૌ પહેલી સ્ટીમર અહીં આવી હતી, દેશની ધરતી પર સૌ પ્રથમ રેલ્વેનાં પાટા નંખાયા, એ નવા યુગની સાથે કદમ મેળવી ન શકવાને એક મોટું કુટુંબ આ રીતે ડગલે ડગલે નીચું ઊતરતું ગયું. હવે એને ઊંચે જવાનો ઉપાય નહોતો. નાનાંબા એકલાં ઉપાય કરે. પણ કેટલું કરી શકે? ઇસ્પિતાલમાં પડ્યા પડ્યા બધા જ ઇતિહાસ વિષે વિચારતાં વિચારતાં એની સામે વારંવાર પટેશ્વરીભાભીનો ચહેરો તરવરતો હતો. એવી રીતે એટલો સ્નેહ ભૂતનાથ ક્યારેય ક્યાંયથી પામ્યો નહોતો. ક્યાં કઈ રીતે ક્યારે એ ભાભીનાં મનમાં

એક ખૂણે વસી ગયો હતો તેની એને પણ ખબર નથી. એને માટે એ કોઈનોયે આભારી હોય તો તે પૂર્ણપણે ભાભીનો જ. જેના નજીવા અંશનો પણ એ પોતે અધિકારી નહોતો.

હજુએ યાદ છે તે દિવસે એને પથ બતાવ્યો હતો બંકિમચંદ્રે. એ જ કદાચ સૌ પ્રથમ આપણા રાષ્ટ્રની, આપણા ઇતિહાસની, આપણી સભ્યતાની બધી નિષ્ફળતાને – ખોટને સાચેસાચ પામી શકયા હતા. એમણે જ ગીતાને નવેસરથી જોઈ–જાણી–ઓળખી. ગીતાનું નવું ભાષ્ય કર્યું. ગીતાની નવી વ્યાખ્યા રજૂ કરી. ચારે-બાજુની નિરાશાઓ, પરાધીનતા ને દુઃખની વચ્ચેય ગીતાનાં શ્લોક-માં સહુને વિજયનું આશ્વાસન સાંપડયું. કયારેક કરુક્ષેત્રનાં યુદ્ધમાં યુદ્ધ વિમુખ થયેલા અર્જુનને ઉત્સાહ આપતા શ્રીકૃષ્ણે જે શક્તિ-મંત્ર ઉચ્ચાર્યો હતો, જેને શતાબ્દીઓની શતાબ્દીઓ વીતી ગઈ છે. છતાં એનાં મંત્રે જાણે જીવંત બની જુવાનોનાં મનમાં શક્તિનો સંચાર કરી દીધો. શ્રીકૃષ્ણનો એ સંદેશ આત્મભાનનો સંદેશ છે. પોતાને પામવાનો, ઓળખવાનો સંદેશ છે. શ્રી અરવિંદે એ ગીતાનું જ નવેસરથી ભાષ્ય કર્યું. એમણે જગતને સંભળાવ્યું કે — આ યુદ્ધ, આ મૃત્યુ, આ ધર્મ, આ તીર અને આ બંદૂક એ બધું જ ઈશ્વરનું સર્જન છે. એમણે કહ્યું — we do not want to develop a nation of women who know only how to weep and how not to strike. ('અમે આ રાષ્ટ્રનો એવો વિકાસ નથી ઇચ્છતા કે જે રોતલ અને ગભરુ સ્ત્રી જેવો હોય.') એ પછી અલીપુર લોકલ કેઈસ વેળાએ શ્રી અરવિંદને એક મહાન પ્રશ્નનો ઉત્તર સાંપડી ગયો. અને તે — man shall attain his Godhead. ('માનવીએ એના સર્જકને પામવું પડશે.')

બારી પાસે જ હતો ભૂતનાથનો ખાટલો. ત્યાં સૂતાસૂતા એ ઉઘાડું આકાશ દેખાતું. ત્યાં પડયા પડયા એણે આસમાની-

સુલતાનીની અનેક કલ્પનાઓ કરી. –'ક્યાં ગયાં ભાભી? ક્યાં ગુમ થઈ ગયાં આટલા દિવસ?' આકાશની નીલિમાને વારંવાર પૂછ્યા છતાં તે દિવસે એનો ઉત્તર નહોતો સાંપડ્યો.

તેમ છતાં તે દિવસે બાર-શિમલા જતી વેળા બંસીએ આગ્રહથી પૂછ્યું હતું કે —'સાલાબાબુ, જમીને જશો ને?'

'આજે હવે ખાવાનો સમય નથી મારે.' ભૂતનાથે કહ્યું હતું.

'પણ રસોઈ થઈ જવા આવી છે, વધુ વાર નહિ લાગે. વધારિયું ઉતારે એટલે ભાણું કાઢું.'

'ભલે એમ હોય, પણ હું આવીને જમીશ.'

આખરે બંસીને હા પાડવી પડી. છતાં એણે વારંવાર કહ્યું હતું —'મોડું ન કરશો સાલાબાબુ. વેણીની વાત સાંભળી ત્યારથી મને બહુ બીક રહ્યા કરે છે.'

'બીક શેની?'

'કંઈ કહેવાય નહિ ને. વચેટ શેઠે ગુંડાઓ રોકયા છે. ગયા જમાનામાં ગુંડાઓ રાખી એમણે કેવું કેવું કરાવ્યું છે? નટુ દત્તે છેલ્લે નાનાશેઠ ઉપર કેવો હુમલો કરાવ્યો હતો? ત્યારથી નાના-શેઠ પથારીમાં છે, પાછા ઊઠી શકયા જ નથી.'

'નહિ, નહિ, બંસી. એવી ચિન્તા ન કરીશ. મને કંઈ થવાનું નથી. અમારે માટે પાન-સોપારી લાવ્યો છો ને?'

'એ તો લાવ્યો જ છું. પણ આજે હવે તમે ક્યારે બરા-નગર જશો? સાંજ તો પડવા આવી આ?'

'તે આજ નહિ બને તો કાલે જઈશું.'

'એ બરાબર છે. આજ આખો દિવસ સવારથી નાહકના કજિયામાં ગયો છે. જરા વિચાર તો કરો. છતાં વાત પતી ગઈ એ સારું થયું. હું તો ગજબની ચિન્તામાં હતો. આખરે નનીબાબુ રાજી થયા એ સારું થયું. કેટલાય દિવસથી મહાપ્રભુની માનતા માની હતી. હવે દેશમાં જઈશ ત્યારે બધી માનતા પૂરી કરતો આવીશ.'

તે દિવસે હવેલીમાંથી બહાર નીકળ્યા છતાં ભૂતનાથનાં પગ આગળ વધવા ઇચ્છાતાં નહોતાં. જવાને કઈ રીતે મારા આ અધિકારની વાત કરું? કઈ રીતે કહું કે હું જ તારો સ્વામી છું! કઈ રીતે કહીશ કે એ અતુલ બીજું કોઈ નથી, ભૂતનાથનું જ બીજું નામ છે! આ બધું કહેવામાં ક્યાંક જાણે એક ભિખારીવેડા છુપાયા હતા. જવા પોતાની વાતનો શું અર્થ તારવશે એ કોણ જાણે? આ થોડા દિવસમાં જો એનામાં કંઈ ફેર પડી ગયો હશે તો!'

જવાનાં મકાનની સામે પહોંચ્યા છતાં એ એની મૂંઝવણ ઓછી ન થઈ. તે દિવસે બેલગાછિયાની નહેરને કિનારે જે સંયમ એણે બતાવ્યો હતો તે આજ જાણે એ ગુમાવી બેઠો. બહાર ઊભા ઊભા જવા અંદર શું કરે છે, કેમ છે એ જાણી શકાત તો સારું થાત.

ભૂતનાથે ચારેબાજુ નિહાળી જોયું—સુપવિત્ર રસ્તા ઉપર ક્યાંય ઊભો છે કે નહિ. નમતા પહોરે ત્યાં થઈને લોકો પોતપોતાનાં કામે જાય આવે છે. સાંકડી પાતળી એવી ગલી. મચ્છર ગણગણતાં ઊડે છે. બારણાંની સાંકળ ખખડાવવા ઊંચો કરેલો હાથ એણે હળવેથી પાછો લઈ લીધો. જવા કદાચ ઘરમાં ન હોય તો! જો ભૂતનાથ ન આવ્યો તેથી એ હૉસ્પિતાલને કામે લાગી ગઈ હોય તો! હમણાં થોડા દિવસ એ અહીં આવ્યો જ નથી. માત્ર વિચાર જ કર્યા કર્યો છે. પોતાને વિષેનાં વિચારોમાં જ કલાકો ગાળ્યા છે! હવેલીમાં આટલી ધમાલ, રૂપચંદબાબુની ઑફિસ, બધાં કામકાજમાં જરાક નવરાશ મળતાં એણે વિચાર્યું જ છે. અને પોતાની ......માં સુપવિત્ર વિષે વિચારવા લાગ્યો અને સાથોસાથ જવા વિષે પણ.

તે દિવસે પણ એ મકાનમાં પ્રવેશતાં એકાએક એણે જોયું કે કામવાળી એક ટોપલીમાં વિવિધ વસ્તુઓ લઈ બહાર રસ્તા પર ફેંકવા જતી હતી. પણ ટોપલીમાં સરખી રીતે નજર કરતાં એણે

જોયું તો એ ચમકી ગયો. એણે કહ્યું: 'ક્ષુદિની મા, ટોપલીમાં આ બધું શું છે?'

'દીદીમણિએ આ બધી ચીજો રસ્તે ફગાવી દેવા કહ્યું છે ભાઈ.'

'જોઉં, જોઉં, શું છે?' એમ કહેતાં ટોપલીમાં જોતાં જ એ આભો બની ગયો. સારી સારી કિંમતી વસ્તુઓ હતી. એક ફૂલદાની, એક પુસ્તક, એક નાની ઘડિયાળ, વિવિધ વસ્તુઓ. એક ફોટો ફાડી નાખેલો–સુપવિત્રનો ફોટો!

જવા કહેતી હતી—'આ બધું સાચવીને હવે શું કરવું છે, ભૂતનાથબાબુ? એમણે આ બધું મને જુદે જુદે વખતે ભેટ આપેલું. એ મારી પાસે ન રાખવું જ સારું.'

'પણ, એટલે રસ્તામાં ફેંકી દેવું?'

'રસ્તામાં ફેંકી દઉં કે કોઈને આપી દઉં, મને તો બધું સરખું જ લાગે છે.'

'પણ મનમાંથીયે શું બધું કાઢી નાખી શકીશ?'

'કાઢી નાખવું જ યોગ્ય છે.'

'યોગ્ય-અયોગ્યની વાત નથી પૂછતો. પણ એ થઈ શકશે?'

'બાપુજી પાસેથી સાંભળતી આવી છું, કે માનવીથી અશક્ય કંઈ જ નથી. એટલે પ્રયત્ન કરી જોઉં છું.'

ભૂતનાથે કહ્યું હતું—'પ્રયત્નથી જ જો ભૂલી શકાયું હોત તો તો આ પૃથ્વીનાં પટ ઉપર આટલાં દુઃખ-દરદ-વેદના હોત જ નહિ જવા. આ કારણે જ આપણાં હિન્દુઓનાં એક દેવતાનું નામ ભોળાનાથ છે. ભાંગ પીને એ સમસ્ત વિશ્વ-સંસારને એ વીસરી ગયા છે. પરંતુ એ ભોળાનાથે પણ આખરે સતીનાં મૃતદેહ માટે શું કર્યું હતું તે જાણે છે ને?'

તે દિવસે ગમે તેમ પણ ભૂતનાથ જવાની ભૂલી જવાની, વીસરી જવાની આ જીવસટોસટની મથામણ જોઈને દિંગ થઈ

ગયો હતો. એનાં એ પ્રયત્નોમાં ક્યાંય દંભ નહોતો – ક્યાંય શિથિલતા નહોતી.

જવાએ કહ્યું : 'કદાચ તમે આને સારા સંસ્કાર કહી શકો. પણ મનમાં આવે તે તો પશુઓ પણ આચરે છે. તો તો માનવીની વિશિષ્ટતા જ શું રહી? સંયમ, સાધના, મર્યાદા, આ બધું તો માનવી માટે જ છે ને?'

ભૂતનાથે ઉતાવળે ઉતાવળે સાંકળ ખખડાવી.

અંદરથી ક્ષુદિની માનો સાદ આવ્યો — 'કોણ?'

'એ તો હું, ક્ષુદિની મા, હું.'

'ઓ...મા, મોટાભાઈ—' ને એણે ઉતાવળે ઉતાવળે દરવાજો ઉઘાડયો.

'બેન ક્યાં છે? ઘરમાં છે?'

'બેનને તો જરાયે ઠીક નથી ભાઈ. તમે આવતા નહોતા. હું એકલી.'

'ઠીક નથી? શું તકલીફ છે?'

'ગઈકાલથી ઓચિંતો તાવ આવ્યો છે. શરીર તો જાણે ભઠ્ઠી જેવું તપે છે. આખી રાત બેભાન હતાં. કોને બોલાવું? શું કરું?– વિચારે હું તો મૂંઝાઈ ગઈ. ટાઢિયો તાવ હતો. અને ત્યારથી બોલવાનું બંધ છે.'

'પછી?'

'પછી આજ સવારે થયું, કોને બોલાવું? હું ઓળખું પણ કોને? આખરે નાનાભાઈને બોલાવવા ગઈ.'

'નાનાભાઈ કોણ? સુપવિત્રબાબુ?'

'હા, એનું મકાન જોયું હતું. એમને જ બોલાવી લાવી. એ આવીને દાક્તરને બોલાવી લાવ્યા. દવા આપી. પણ હજુ બેન ભાનમાં આવ્યાં નથી! એવાં ને એવાં બેભાન પડયાં છે. મને તો કાંઈ સમજાતું નથી. હું એકલી બાઈમાણસ—'

'સુપવિત્રબાબુ ઉપર છે?'

'હા, એ છે એટલે જ અત્યારે આ બાજુ જોઈ શકું છું. નહોતા ત્યારે ભારે ચિન્તા થતી હતી.'

તે દિવસનું દશ્ય નજરે તરવરે છે. ધીમે પગલે ઉપર જઈ ભૂતનાથે જોયું તો પલંગ ઉપર જવા બેભાન પડી છે. એનાં શરીરે ચાદર ઓઢાડી છે. બાજુના ટેબલ પર દવાની શીશી છે અને સુપવિત્ર સામે ઝૂકીને હવા નાંખે છે. ભૂતનાથનો પગરવ સાંભળતા જ સુપવિત્ર ચમકયો. હજુએ એ દશ્ય નજર સામે તરવરે છે. પોતે મોટો ગુનો કરી નાખ્યો હોય તેમ સુપવિત્રે તેની સામે જોયું હતું.

ભૂતનાથને જોતાં જ બહાર આવીને સુપવિત્રે કહ્યું: 'તમે આવી ગયા? મને બહુ બીક લાગતી હતી.'

સુપવિત્રની આંખોમાં અને મોં પર આતુરતા–ઉત્કંઠા હતાં. બિચારો બહુ અસહાય જણાતો હતો. આફત-વિપતમાં એક તો એ ભાનભૂલો હતો. મોટું કામ કરવા જતાં બરાબર ખ્યાલ રાખી ના શકતો. ભૂલકણો માણસ. બધાં કામમાં ભૂલ કરે. લેખન-વાંચન કરતાં કરતાં વાસ્તવિક જગતથી એ સદાયે વેગળો હતો. અત્યાર સુધી એને જાણે કિનારો મળતો નહોતો.

'કયા દાક્તરને બોલાવ્યા હતા?

'શું દવા આપી છે એણે?

'શું થયું છે એમ કહ્યું?'

ભૂતનાથે તે દિવસે એકસામટા ઘણાં પ્રશ્નો પૂછી નાખ્યા હતા. દાક્તરે કહ્યું હતું કે 'ઘણાં દિવસની અનિયમિતતા–ઉપવાસ અને અત્યાચારથી શરીર નબળું તો હતું જ. હવે એકાએક લક્ષણો વરતાયાં છે. પણ અંદરોઅંદર તો ઘણાં સમયથી આ ઝેર એનાં શરીરમાં હતું જ. બહારથી ખબર નહોતી પડતી. સમયસર દવા શરૂ થઈ છે એટલું સારું છે.'

'સાંજેકનાં એકાદવાર દાક્તર આવશે ખરા?'

'કહેતા ગયા છે કે ભાનમાં આવે ત્યારે કહેવડાવજો. પણ તાવ તો અત્યારે ઓછો લાગે છે. થોડીવાર પહેલાં પરસેવો પણ ખૂબ થયો હતો. બહુ તરફડાટ હતો. હવે ઊંઘે છે. પાછી ઊંઘ ઊડી ન જાય એટલે હવા નાખતો હતો.'

'તો હું દાક્તરને બોલાવી લાવું, તમે જવા પાસે બેસો.'

'પણ હું જાઉં. તમે બેસો.' સુપવિત્રે કહ્યું.

'નહિ નહિ, તમે બેસો.'

આખરે કોઈપણ રીતે સુપવિત્રે જવા પાસે બેસવા હા ન પાડી, દાકતરને બોલાવી લાવી એ બહાર ઊભો હતો. બધીયે વખત જાણે પોતાની હાજરીને એ ટાળતો હતો. દાક્તર વળી એક નવી દવા લખી ગયા. એ રાત કઈ રીતે વીતી હતી તે ભૂતનાથને આજે પણ યાદ છે. બાર-શિમલાનાં એ મકાનમાં સુવિનયબાબુની માંદગી-વેળા કેટલીક રાત ત્યાં ગાળવી પડી હતી. રાતના નિર્જન વાતા-વરણમાં ટ્રેનની સીટીનો પેલો ધ્વનિ અને તે પછી બહારના ગાઢ અંધકારને ચીરીને કો'ક નિશાચર પંખીનો ઓચિંતો સંભળાતો ને શમી જતો સાદ–એનો ભૂતનાથને અનુભવ છે. પણ આ વખતે કંઈક જુદો અનુભવ હતો. નિસ્તબ્ધ ઘરનાં વાતાવણમાં જવા નિર્જીવ જેવી સૂતી છે! એકી નજરે એ તરફ જોઈ રહેવા સિવાય બીજું કામ શું હતું?

સુપવિત્ર બાજુમાં ઊભો હતો—'હું જાઉં ત્યારે. તમે તો છો જ.'

દાક્તરે દરદીને તપાસીને કહ્યું: 'અત્યારે નાડી બરાબર છે, હવે બીવા જેવું નથી. સવારે થોડુંક દૂધ કે ચા આપજો. ને દવા તો છે જ.'

રાત ગાઢ થઈ. ભીંતને ખૂણે એક કરોળિયે જાળું બાંધ્યું હતું. ભૂતનાથ એકીટશે તે તરફ જોઈ રહ્યો. સમોડી રંગનું જાળું હતું. એમાં નિશ્ચલપણે એ બેઠો છે. હલતો-ચલતો નથી. ઘરમાં આવી

ભારે માંદગી ચાલી રહી છે તે તરફ એનું ધ્યાન જ નથી. એની આંખો અહીંથી દેખાતી નથી. પણ એવી એકાગ્રતા પણ ભૂતનાથે જીવનમાં જોઈ નહોતી. એકનિષ્ઠતા પણ કહી શકાય. જાણે ધ્યાનમાં બેઠો છે. તે બાજુથી નજર ફેરવી ભૂતનાથે બીજી બાજુ જોયું. ઓરડાની ભીંતો પરની ઝીણામાં ઝીણી વસ્તુને જોવાનું એને મન થયું. ક્યાંક શાહીનો ઝીણો એવો અસ્પષ્ટ ડાઘ. દીવા પરનું એક ફૂદડું હલે છે. બીજે વખતે કદાચ આ બધું નજરે ન પડત. આજે એને પોતાનો પડછાયો પણ એને અદ્ભુત લાગ્યો. બત્તીનાં આછા અજવાળામાં પડછાયો પડતો હતો. થોડોક ભીંત ઉપર ને થોડોક નીચે છો ઉપર. વાંકોચૂકો ખંડિત પડછાયો. પરંતુ એ એને બહુ કદરૂપો લાગ્યો. એ એનો જ પડછાયો હતો. માનવીનો પડછાયો આવો કદરૂપ શાથી? એ પોતે પણ શું એવો કદરૂપ હતો? બાજુમાં જ સુપવિત્રનો પડછાયો પડતો હતો. પરંતુ એ પડછાયો પૂરેપૂરો સામેની ભીંત ઉપર પડતો હતો. ક્યાંય વાંકો-ચૂંકો કે ખંડિત નહોતો જણાતો. બેઉ બાજુમાં હતાં. સુપવિત્રનું નાક સીધું ને અણિયાળું એકરેખામાં સુંદર દેખાતું હતું. એને સુપવિત્ર બહુ સુંદર જણાયો. સાચે જ દેખાવે એ સુંદર હતો. જવાની બાજુમાં એ શોભતો હતો. એણે ફરી પડછાયા તરફ જોયું. સુપવિત્ર ટટ્ટાર, નિશ્ચળપણે ઊભો છે. કદાચ પાંપણનો પલકારો પણ થતો નથી. કદાચ એકીટશે જવા તરફ જોતો હશે. આજ સુધી રસ્તા પર ઊભા રહી રાહ જોવી પડતી. આજે જવાની માંદગીને કારણે એ અહીં આવી શક્યો છે. પડછાયામાં સુપવિત્રનાં વાળ ઊડે છે. માથે વાળ બહુ વધી ગયા છે. નિયમિત વાળ કપાવવાનું એને ધ્યાન રહેતું નથી. પણ એને ઝુલ્ફાં સરસ લાગે છે. સુપવિત્ર ભલે સંસારપટુ ન હોય. પણ એમાં શું છે? સોહામણો તો છે જ. સમુદ્રનું મોજું કદાચ એ નથી પણ ઇન્દ્રધનુષ તો એ છે જ. કાળા આકાશને ખૂણે જે આ રીતે સાતસાત રંગોમાં પ્રકાશી શકે એ કંઈ ઓછું છે? ઇન્દ્રધનુનાં રંગે પૃથિવી આખી

જ્યારે રંગીન બની જાય છે ત્યારે એનાથી વધુ સોહામણું કોઈ હોય છે ખરું ? ને ભૂતનાથને ઓચિંતું મનમાં થયું—ભીંતના ખૂણાપરનો પેલો એકનિષ્ઠ કરોળિયો, પેલી ભીંત ઉપરનો નહિ જેવો શાહીનો ડાઘ અને નિશ્ચલ સુપવિત્રનો સુંદર પડછાયો, બધું જાણે એકાએક જીવંત બની ગયું. બધું જાણે એકાએક પ્રાણવાન બની હાલવા ચાલવા માંડ્યું. પળવારમાં આખી ભીંત જાણે ડાગી પડી ગઈ. કરોળિયો એકાએક જાળું મૂકી પાગલની જેમ ઘૂમરાવા લાગ્યો. સુપવિત્રનો પડછાયો હવે દેખાતો નહોતો.

એકાએક સુપવિત્ર જાણે બોલ્યો—'હવે મારે રોકાવાની જરૂર છે. ભૂતનાથબાબુ ?'

'કેમ ?'

સુપવિત્રે કહ્યું: 'કંઈ નહિ, પણ આંખ ઉઘાડતાં જવા મને જોશે અને ખિજાશે તો? એણે મને અહીં આવવાની ના પાડી હતી.'

'ના-ના. ખિજાશે શા માટે? તમે તો માંદગીમાં ચાકરી કરવા આવ્યા છો. પણ તમને આજે જવાએ જોયા નથી શું ?'

'હું આવ્યો છું એની એને ખબર જ નથી હજુ સુધી. તાવની અસરમાં બહુ પીડાતી હતી.'

'દવા આપતી વખતે ?'

'મહામહેનતે મોં ઉઘાડી દવા પાઈ હતી. તાવનું ઘેન હતું. ભાનમાં નહોતી.'

'વારુ તમે ન જશો. બાજુનાં ઓરડામાં જઈને બેસો. જરૂર હશે તો તમને બોલાવીશ.'

સુપવિત્ર ચાલ્યો ગયો.

ભૂતનાથે જવા તરફ ધારીને જોયું. સુપવિત્ર આવ્યો છે એની જવાને ખબર પણ નથી પડી. એને થયું—જવા જાણે તાવમાં સ્વપ્ન જોતી હતી. એ એકીટશે જવાને જોઈ રહ્યો. એને જવા બહુ અસ-

હાય જણાઈ. આખી દુનિયામાં જાણે એનું જાણે કોઈ જ નથી. અજબ કહેવાય! ભૂતનાથ જેવા અસહાયને જે બે વ્યક્તિ સાથે ગાઢ પરિચય થયો હતો તે બંને એના જેવી જ અસહાય હતી. એક હતી પટેશ્વરીભાભી અને બીજી આ જવા. આ રીતે આવો ગાઢ પરિચય કદાચ સારો નથી. એમાં નથી ભલું થયું પટેશ્વરી-ભાભીનું કે નથી થયું જવાનું, કે તેનું પોતાનું. શું જરૂર હતી મોહિની-સિંદૂરની ઑફિસમાં નોકરી કરવાની? બીજી કોઈ ઑફિ-સમાં પણ નોકરી તો થઈ શકત. વજરાખાલવાળી ઑફિસમાં થાત. કદાચ રૂપચંદબાબુને ત્યાં પ્રથમથી જ કામ મળી ગયું હોત. જો એવું થાત તો એને આ રીતે વળગણાં ન થાત. આ રીતે એને નવલકથાનાં નાયક થવું ન પડત. એકવખત મનમાં થયું, જાણે જવા સ્વપ્નમાં મનોમન બડબડ કરતી કંઈક બોલે છે. એ પોતાનું મોં જવાનાં મોં પાસે લઈ ગયો. શું બોલે છે તે સાંભળવા પ્રયત્ન કર્યો. પણ બહુ અસ્પષ્ટ ઉચ્ચારો હતાં. તાવનાં જોરમાં અસ્પષ્ટપણે એણે સુપવિત્રનું નામ ઉચ્ચાર્યું. કાન માંડીને ભૂતનાથે ફરી સાંભળ્યું. હવે ભ્રમ નથી. એ સુપવિત્ર સાથે કંઈક વાત કરી રહી છે. ને ભૂત-નાથે કાન ફરી સરવા કર્યા. હવે કાંઈ વાતો નથી થતી. જવાને પાછી ઊંઘ આવી ગઈ છે. લાંબા લાંબા શ્વાસોચ્છ્વાસ ચાલે છે. ચેતનાનું કંઈ જ ચિહ્ન નથી.

એ રીતે બેઠાં બેઠાં એકાએક ભૂતનાથને થયું, શા માટે અહીં બેઠો છું? આટલીવારથી એ જાણે સુપવિત્ર અને જવાની વચ્ચે એક મોટી ભીંત બનીને ઊભો છે. એ પોતાનાં અસ્તિત્વનો ભાર લઈ ને અહીં આ લોકોને નકામો ત્રાસરૂપ બને છે. એ તો અનાયાસે પોતાની જાતને લોપ કરી શકે એમ છે. જવાનાં જીવનમાં ભૂતનાથ તો એક અકસ્માત છે. માની લો ને કે ક્યારેય કોઈનેય પોતાનું હૃદય-મન એણે અર્પ્યું નથી. કોઈ સંબંધની ગાંઠે એનું જીવન હજુ બંધાયું નથી. આ વાત સાચી ગણીને સ્વીકારી લઈએ એટલે બસ. જે હતું

એની ખોટી આશાને હવે તો શકય હોવા છતાંયે ખોટી આશા ગણીને દૂર ચાલ્યા જવું એ જ બરાબર છે. કોઈ કંઈ કહેનારું નથી. કોઈને કંઈ ફરિયાદ કરવા જેવું નથી. કોઈને દુઃખ નહિ થાય. દુઃખ કોઈને થવાનું હોય તો તે એને પોતાને જ થશે. એને એ પાણીનાં ડાઘ માની લેશે. પાણીનાં ડાઘને કાયમી માની લે તે તો મૂરખ જ ગણાય. ભૂતનાથે આ જીવતરમાં ઘણું જોયું છે. ઘણાં રસ્તા વટાવી આજે એ અહીં આવીને ઊભો છે. દુઃખ કોને કહેવાય તે એ જાણે છે. કયો ઘા કારી કહેવાય તેની એને ખબર છે. આશરાની જરૂર જ્યારે સૌથી વિશેષ છે ત્યારે જ આશરો કેવો દુર્લભ બની જાય છે! પરંતુ એ આ પણ જાણે છે કે સાચું સુખ લેવામાં - પ્રાપ્તિમાં નથી. માનવીનો આત્મા સત્યને વિવિધ રૂપે પામવા મથે છે. એ જ્યારે આત્મીય સ્વજનો સાથે એક થઈ જાય છે ત્યારે પોતાને સાર્થક માને છે. એથી જ સુવિનયબાબુ કહેતા કે-આત્માનું પરિપૂર્ણ સત્ય છે પરમાત્મા(સ્વરૂપ)માં. મારો "હું" એ પેલા એક માત્ર મહાન "હું"માં જ સાર્થકતા પામે છે. એ જ રીતે આપણે જ્યારે સત્યને ઓળખીશું ત્યારે એ જ અખંડ સત્યમાં સમસ્ત અ-ખંડને પણ ઓળખીશું. બીજે એક વખતે એમણે કહ્યું હતું કે ખંડ દ્વારા જ જે અખંડને પામી શક્યો છે એ જ સાચો સુખી છે. ત્યારે જે આનંદ અનુભવીએ છીએ એ આનન્દ જ પ્રેમ છે. એ પ્રેમ બંધન થવામાં માનતો નથી. એ નિર્મળ નિખાલસ પ્રેમ છે. એવા પ્રેમમાં જ મુક્તિ છે. સમસ્ત આસક્તિનો અંત છે. મૃત્યુ છે. એ મૃત્યુનાં સત્કારમંત્રમાં કહેવાયું છે કે—

મધુવાતા ૠતાયતે
મધુક્ષરન્તિ સિન્ધવઃ-

વાયુ મધુ વહી લાવે છે, નદી સિન્ધુ મધુ વેરતી જાય છે, ઔષધિ વનસ્પતિ બધું મધુમય હો. ઉષા મધુર હો. ધરતીની ધૂળ મધૂર હો. સૂર્ય મધુમય હો. આસક્તિનાં બંધન જ્યારે છૂટી જાય

છે ત્યારે જળ, સ્થળ, આકાશ, જડ, ચેતન બધું જ અમૃતથી પરિપૂર્ણ થશે. ત્યારે પછી આનંદની અવધિ જ નહિ રહે. એ આનંદ જ પ્રેમ છે.

જવાને ત્યાં બેઠાં બેઠાં એ પાછલી રાત્રે ભૂતનાથને મનમાં થયું—હવે આ પળે એ સમસ્તનો ત્યાગ કરી શકે તમે છે. હવે એને ક્યાંય કંઈ જ આકર્ષણ રહ્યું નથી. જવાને એ ચાહે છે તેથી જ આટલી સહેલાઈથી એનાથી અળગો થઈ શકે છે.

જવા હવે ઓચિંતી જાગી ઊઠી. જરા હલી. એનાં હોઠ જરાક ફફડ્યા. એણે એકવાર આંખો ખોલવા પ્રયત્ન કર્યો. મોં પરથી લાગતું હતું કે તે જાણે એકાએક સ્વસ્થ બની ગઈ છે.

ભૂતનાથ ધીમે રહીને જવાનાં ટેબલ પાસે જઈને એક કાગળ લખવા બેઠો.

જવા ત્યારે તંદ્રામાં જરા આ બાજુ જરા પેલી બાજુ પાસું બદલતી હતી. હમણાં જ એ જાગશે. આંખો સાંડે છે. આછા અજવાળામાં તેની આંખો પોતે ક્યાં છે તે બરાબર કળી શકતી નથી.

બાજુનાં ઘરમાં સુપવિત્ર ઊંઘતો હતો. ભૂતનાથે ઉતાવળે જઈને એને સાદ પાડચો—'સુપવિત્રબાબુ, સુપવિત્રબાબુ—'

સુપવિત્ર હાંફળો ફાંફળો ઊઠચો. એણે પૂછ્યું : 'કેમ, શું થયું ? જવાને કેમ છે ?'

'જવા તમને બોલાવે છે.'

'મને બોલાવે છે ?' સુપવિત્રે જાણે સરખી રીતે આંખ ચોળીને લૂછી. હજુ પૂરો જાગ્યો નહોતો. એ જવાનું જ શમણું જોતો હતો. એણે જાણે ખોટું સાંભળ્યું હતું. એણે પૂછ્યું : 'મને ? મને બોલાવે છે ?'

'હા, તમને.'

'પણ તમે બરાબર સાંભળ્યું છે ખરું ?'

'મેં બરાબર સાંભળ્યું છે.'

'પણ એ કઈ રીતે બની શકે? મને જોઈને કદાચ તાવ વધી જશે ભૂતનાથબાબુ. મને એણે અહીં આવવા વારંવાર ના પાડી છે. હું અહીં આવ્યો છું એની એને હજુયે જાણ નથી.'

'ભલે એમ હોય. હું કહું છું ને, તમે જાવ.'

સુપવિત્ર આટલી આશા રાખી શકતો. જાણે એને આશાથી વધુ મળ્યું એ માની શકતો નહોતો. એનું મોં નાના બાળકની જેમ શરમથી લાલ લાલ બની ગયું. નવા નવા પ્રેમની શરમે એ રૂમાલથી મોં લૂછવા લાગ્યો. જતાં જતાં પણ એ અચકાતો હતો. આખરે એણે પૂછ્યું: 'તમે આવો છો ને?'

'ના, તમને એકલાને બોલાવ્યા છે.'

'મને એકલાને?'

'હા, પણ બીવા જેવું નથી. હવે એ સ્વસ્થ બની ગઈ છે. જો બની શકે તો સવારે થોડું ગરમ દૂધ પિવડાવજો. હજુ નબળાઈ ઘણી છે.'

સુપવિત્ર જતો હતો.

ભૂતનાથે એને સાદ દીધો—'સાંભળો.'

સુપવિત્ર પાછો વળ્યો. એ આવતાં જ ભૂતનાથે કહ્યું: 'જવા જરા સ્વસ્થ થયે આ કાગળ એને આપી દેજો.'

'તમારો લખેલો છે?'

'હા, મારે ખાસ કામ છે એટલે હવે જાઉં છું, કાલે ફરીથી આવીશ. તમે થોડા દિવસ એનું બરાબર ધ્યાન રાખજો. એ બહુ અભિમાની છે તે તો જાણો છો. એની બધી વાતનો ઉપલકિયો અર્થ ન કાઢશો. એને તમને જ ભળાવીને જાઉં છું.'

દરવાજો ઉઘાડતાં ઉઘાડતાં ક્ષુદિની માએ પૂછ્યું: 'ફરી ક્યારે આવશો મોટાભાઈ?'

'હવે હું ફરી નહિ આવું ક્ષુદિની મા.' પણ બોલ્યા પછી

તુરત સુધારી લીધું—'કાલ; કાલે જ આવીશ.'

ક્ષુદિની સાએ દરવાજો બંધ કર્યો. બહાર ત્યારે રાત સારી પેઠે જામી હતી. સવાર થવાને ઠીક ઠીક વાર હતી. કલકત્તાનો જીવન-સાગર શાંત, ઘુઘવાટ વિહોણો હતો. ભૂતનાથ એ અદૃષ્ય સુંદરને મનોમન પ્રણમતાં બોલ્યો—'હે અમૃત! તને વંદું છું. તારા વિચિત્ર આનંદ સ્વરૂપમાં, એ જ અદ્‌ભુત નિરાકારને પ્રણમું છું. મને તારાં દર્શન થયાં છે. તારો અનંત પ્રેમ મળ્યો છે. સુખમાં, દુઃખમાં, વિપદમાં અને સંપદમાં, યુગયુગાન્તરે તું સદાયે મારી સાથે જ રહ્યો છો. સંસાર મને હવે વધુ સતાવી નહિ શકે, થકવી નહિ શકે. આ સર્જાએલો સંસાર જ મારે માટે પ્રેમ છે. અહીં જ નિત્યની સાથે અનિત્યનો, આનંદની સાથે અમૃતનો જોગ છે. અહીં જ વિરહ ને મિલનની વાટે, પ્રાપ્તિ-અપ્રાપ્તિના અનેકાનેક બંધનોની અંદર થઈને વિધ વિધ રીતે તને પામ્યો છું. તને એ જોઈનેયે પામ્યો છું. આ પ્રાપ્તિ મારા વિવિધ રસ અને રંગથી પૂર્ણ અણુ-ખૂટ બની રહો. નમસ્તેહસ્તુ...'



ચાંદનીની હોસ્પિટલમાં પડ્યો પડ્યો ભૂતનાથ પોતાનાં જ વિચારોમાં ઊંડો ઊતરી ગયો હતો.

અવારનવાર નર્સ આવી પાટા બદલી જાય છે. થોડા દિવસથી એ ભાનમાં આવ્યો છે. આ થોડા દિવસ એણે કઈ રીતે વિતાવ્યા છે. કઈ રીતે દિવસ–રાતનો આ પ્રવાસ ધીરેધીરે કરતાં દૂરદૂરના દેશ-વિદેશમાં જઈ આખરે પૂરો થયો છે તેની એને કંઈ જ ખબર નથી. હવે જાણે આગળ પાછળની બધી જ વાતનો મેળ બેસાડવો પડશે. કલકત્તા સાથે એનો પરિચય તો ગાઢ છે જ. એક પ્રાચીન વંશનું ઉત્થાન નહિ તો પતન તો એણે નજરોનજર

નિહાળ્યું જ છે. અને એને એક બીજો દિવસ યાદ આવી ગયો. ત્યારે બનતા સુધી મોગલરાજ્યનો મધ્યાહ્ન કાળ હતો. સવારથી આકાશ એકદમ વાદળાંથી ઘેરાઈ ગયું છે. સપ્તગ્રામ ત્યારે પૂરેપૂરું નાશ પામ્યું હતું. હુગલીમાં પાણી હુ...હુ... કરતું વધી ગયું હતું. સાથે કેટલાંક દેશી હોડકાં, તરાપા અને શિકારા હતાં. સુતાનુટિ, ગોવિંદપુર અને કલકત્તા લાંગરવાનું ગજું ત્યારે કોનામાં હતું ? ઊતરવા જેવામાં એક સુતાનુટિમાં ટમટમતું એક નાનું એવું હાટ હતું. શેઠ અને વસાક, બે કુટુંબો ત્યાં રહેતાં. બજારમાં એમનું સૂતર અને કાપડનું કામકાજ હતું. એ બધાંની ખરીદી માટે બહારથી લોકો આવતાં—અંગ્રેજ પોર્ટુગીઝ અને ડેનમાર્કવાસીઓ. તે દિવસે એ ચોમાસુ રાત્રે સાંકરેલના ઘાટથી ખિદરપુર થઈને શઢ ચઢાવેલાં કેટલાંક મોટાં વહાણો આવીને સુતાનુટિને ઘાટે લાંગર્યાં. તરાપાઓ વાટે ઘાટે ઊતરતાં સૌએ જોયું તો ગજબ થઈ ગયો હતો. ક્યાં એમની કોઠી ને ક્યા એમનાં ભીંતડાં-ઝૂંપડાં! બધુંયે સમૂળું ઊખડીને ઊડી ગયું છે વાવાઝોડામાં. ક્યાંય કંઈ નામનિશાન નથી. જોબ ચાર્નોક વહાણમાં પાછો ફર્યો. એણે કહ્યું — 'ના, રાત તો વહાણમાં જ કાઢવી પડશે.' તે દિવસે સુતાનુટિની ધરતી ઉપર જોબ ચાર્નોકને પગ રાખવાની પણ જગ્યા નહોતી. પણ વળતે દિવસે જ એક કોઠો એને માટે ભાડે રાખવામાં આવ્યો. શેઠ અને વસાક વેપારીઓએ તેમનો પ્રભાવ જમાવ્યો. રૂપિયા-પૈસા આપ્યા, જમીન-વાડી-વજીફા આપ્યાં. ને તે પછી શરૂ થયો ઇતિહાસનો નવો અધ્યાય.

આ થઈ ૧૬૯૦ની ૨૪મી ઑગષ્ટની વાત.

એ દિવસોની વાત તો લોકો ક્યારનાયે વીસરી ગયા છે. અગાઉનાં એકએક મકાનનું ખોદકામ કરતાં જૂના જમાનાનાં ઝાડનાં મૂળ ને સુંદરી લાકડાં, મોતી અને સાડીઓ મળી આવતાં. ક્યાંક પાણી નીકળતું તો ક્યાંકથી માનવ હાડપિંજરો મળી આવતાં. ક્યારેક કોઈને લૂંટી કરીને કોઈએ ભંડારી દીધાં

હશે. એ બધી જૂની વાતો આજે સૌ ભૂલી ગયા છે. એ પછી થયો બળવો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો નવો પ્રતિનિધિ શહેનશાહ ઔરંગઝેબના દરબારમાં આવ્યો.—વિલિયમ મોરિસ એનું નામ. એ પછી મુર્શિદકુલિખાંનો જમાનો. કંપની સરકારની જમીદારીનો પ્રારંભ. સિપાહીઓનો બળવો, નવાબ સિરાજુદ્દોલા, પ્લાસીનું યુદ્ધ, વોરન હેસ્ટીંગ્સ, એ પછી લોર્ડ કોર્નવોલિસ અને લોર્ડ બેન્ટિકને વટાવી આવ્યો લોર્ડ કર્ઝન, અર્લ મિન્ટો અને લોર્ડ હાર્ડિન્જ. બીજી બાજુ કોંગ્રેસમાં પક્ષાપક્ષી શરૂ થઈ. મજૂરોનો કાયદો પસાર થઈ ગયો. મુસલમાનો માટે જુદી બેન્કોની જોગવાઈ થઈ. દિલ્હીનો દરબાર ભરાયો. બંગાળના ભાગલા રદ કરવામાં આવ્યા. દિલ્હીનાં મોટા વાઇસરોય હાર્ડિન્જ ઉપર બોમ્બ ફેંકાયો. એ બનતા સુધી ૧૯૧૨ની ૨૩મી ડિસેમ્બર હતી. અને બીજી બાજુ ભૂમિપતિ ચૌધરી-માંથી સૂર્યમણિ ચૌધરી, પછી વૈદુર્યમણિ, હિરણ્યમણિ, કૌસ્તુભ-મણિ ને છેલ્લો કદાચ ચુડામણિ !

લાંબો પંથ કાપીને ભૂતનાથ આવ્યો છે.

ઇસ્પિતાલને ખાટલે પડચા પડચા આ બધું યાદ કરતાં ભૂતનાથ જાણે છેક તળિયે પહોંચી ગયો.

જવાને ત્યાંથી એ પાછો ફર્યો કે તુરત બંસીએ કહ્યું : ‘ કેવી ચિન્તામાં મૂકી દીધો હતો મને, કહો કયાં હતાં આખી રાત ? ’

‘ ભાભી મને શોધતાં હતાં શું ?—’ ભૂતનાથે સામે પૂછ્યું.

‘ તે ન શોધે ? એક તો આખા દિવસનો ઉપવાસ. સાંજ પછી ઘરની બહાર નીકળ્યા. કેવા માણસ છો તમે. નાનાંબાને કહ્યું હતું ને હું વહુને લેવા જાઉં છું. ’

‘ તું પાન-સોપારી લાવ્યો છો ને ? ’ ભૂતનાથે પૂછ્યું.

‘ એ તો ગઈ સાંજનાં પડચાં પડચાં સુકાય છે, જી. ’

'તો હવે એક ભાડૂતી ગાડી લઈ આવવાની ગોઠવણ કર.'

'હમણાં જ જવું છે કે શું ?'

'હા, પરોઢિયે જઈએ એ જ વધુ સારું.'

'એ તો ખરું કહ્યું સાલાબાબુ. વેણીની વાત સાંભળી ત્યારથી ચેન પડતું નથી કે વચેટ શેઠ કોપાયમાન થયા છે.—તો ભલે રસોઈ થાય; જમી કરીને જ જજો, આ લગભગ બે-ત્રણ વાગે.' બંસીએ કહ્યું.

'પણ તારાં નાનાંબાને પહેલેથી તૈયાર થઈ રહેવાનું કહી દેજે, સમજ્યો ને ?'

ભૂતનાથે પણ જરા વિચાર્યું હતું—ઓચિંતાનાં ભાભી જો કાલવાળી વાત ઉખેળે તો ? જો કહે કે અલ્યા, ક્યાં છે તારી વહુ ? તો પોતે શું કહેશે ?

બંસીએ કહ્યું : 'પહેલાં એ તો જુઓ કે નાનાંબા આજે બહાર નીકળી શકશે કે કેમ ? શું દશા છે એની તો તપાસ કરો !'

'કેમ ?' ભૂતનાથ આભો બની ગયો.

'વારંવાર લાવવી પડે છે એટલે ગઈકાલે હું ચાચાથી બે બાટલી લઈ આવ્યો હતો. પણ કાલે રાત્રે જ એ બંને બાટલી ચડાવી ગયાં. આજે સવારે પણ ચડાવ્યો છે. થોડી વાર પહેલાં ગયો હતો. સૂતાં છે. કપડાંનું ઠેકાણું નહોતું. એકદમ ન સંભાળી શકાય એવી દશામાં છે ! છેક બરાનગર સુધી એમને તમે લઈ જશો કઈ રીતે ?'

પછી ભૂતનાથ જ્યારે નાનાંબાને ઓરડે ગયો ત્યારે પણ એ ને એ હતી. છતાં થોડીક સારી. એ આપમેળે ઊભાં થયાં. ગઈ-કાલની કંઈ જ વાત યાદ નહોતી.

'હું કઈ સાડી પહેરું ?' એણે ભૂતનાથને પૂછ્યું.

'આજે જાણે એને કંઈ જ ભાન નહોતી પડતી.'

ચિન્તાએ જ એને તૈયાર કર્યાં. ગળામાં ચેઈન. વાળનો અંબોડો

'તો હવે એક ભાડૂતી ગાડી લઈ આવવાની ગોઠવણ કર.'

'હમણાં જ જવું છે કે શું?'

'હા, પરોઢિયે જઈએ એ જ વધુ સારું.'

'એ તો ખરું' કહ્યું સાલાભાણે. 'વેણીની વાત સાંભળી ત્યારથી ચેન પડતું નથી કે વચ્ચેટ શેઠ કોપાયમાન થયા છે.—તો ભલે રસોઈ થાય; જમી કરીને જ જજો, આ લગભગ બેસણું વાગે.' બંસીએ કહ્યું.

'પણ તારાં નાનાંબાને પહેલેથી તૈયાર થઈ રહેવાનું કહી દેજે, સમજ્યો ને?'

ભૂતનાથે પણ જરા વિચાર્યું હતું—ઓચિંતાનાં બાબી જો કાલવાળી વાત ઉખેળે તો? જો કહે કે અલ્યા, ક્યાં છે તારી વહુ? તો પોતે શું કહેશે?

બંસીએ કહ્યું: 'પહેલાં એ તો જુઓ કે નાનાંબા આજે બહાર નીકળી શકશે કે કેમ? શું દશા છે એની તો તપાસ કરો!'

'કેમ?' ભૂતનાથ આભો બની ગયો.

'વારંવાર લાવવી પડે છે એટલે ગઈકાલે હું સામટી બે બાટલી લઈ આવ્યો હતો. પણ કાલે રાત્રે જ એ બંને બાટલી ચડાવી ગયાં. આજે સવારે પણ ચડાવ્યો છે. થોડી વાર પહેલાં ગયો હતો. સૂતાં છે. કપડાંનું ઠેકાણું નહોતું. એકદમ ન સંભાળી શકાય એવી દશામાં છે! છેક બરાનગર સુધી એમને તમે લઈ જશો કઈ રીતે?'

પછી ભૂતનાથ જ્યારે નાનાંબાને ઓરડે ગયો ત્યારે પણ એ તે એ હતી. છતાં થોડીક સારી. એ આપમેળે ઊભાં થયાં. ગઈ-કાલની કંઈ જ વાત યાદ નહોતી.

'હું કઈ સાડી પહેરું?' એણે ભૂતનાથને પૂછ્યું.

'આજે જાણે એને કંઈ જ ભાન નહોતી પડતી.'

ચિન્તાએ જ એને તૈયાર કર્યાં. ગળામાં ચેઈન. વાળનો અંબોડો

હશે. એ બધી જૂની વાતો આજે સૌ ભૂલી ગયા છે. એ પછી થયો બળવો. ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો નવો પ્રતિનિધિ શહેનશાહ ઔરંગઝેબના દરબારમાં આવ્યો.—વિલિયમ મોરિસ એનું નામ. એ પછી મુર્શિદકુલિખાંનો જમાનો. કંપની સરકારની જમીદારીનો પ્રારંભ. સિપાહીઓનો બળવો, નવાબ સિરાજુદ્દોલા, પ્લાસીનું યુદ્ધ, વોરન હેસ્ટીંગ્સ, એ પછી લોર્ડ કોર્નવોલિસ અને લોર્ડ બેન્ટિકને વટાવી આવ્યો લોર્ડ કર્ઝન, અર્લ મિન્ટો અને લોર્ડ હાર્ડિન્જ. બીજી બાજુ કોંગ્રેસમાં પક્ષાપક્ષી શરૂ થઈ. મજૂરોનો કાયદો પસાર થઈ ગયો. મુસલમાનો માટે જુદી બેન્કોની જોગવાઈ થઈ. દિલ્હીનો દરબાર ભરાયો. બંગાળના ભાગલા રદ્દ કરવામાં આવ્યા. દિલ્હીનાં મોટા વાઇસિરોય હાર્ડિન્જ ઉપર બોમ્બ ફેંકાયો. એ બનતા સુધી ૧૯૧૨ની ૨૩મી ડિસેમ્બર હતી. અને બીજી બાજુ ભૂમિપતિ ચૌધરી-માંથી સૂર્યમણિ ચૌધરી, પછી વૈદુર્યમણિ, હિરણ્યમણિ, કૌસ્તુભ-મણિ ને છેલ્લો કદાચ ચુડામણિ !

લાંબો પંથ કાપીને ભૂતનાથ આવ્યો છે.

ઇસ્પિતાલને ખાટલે પડ્યા પડ્યા આ બધું યાદ કરતાં ભૂતનાથ જાણે છેક તળિયે પહોંચી ગયો.

જવાને ત્યાંથી એ પાછો ફર્યો કે તુરત બંસીએ કહ્યું : ‘કેવી ચિન્તામાં મૂકી દીધો હતો મને, કહો ક્યાં હતાં આખી રાત ?’

‘ભાભી મને શોધતાં હતાં શું ?—’ ભૂતનાથે સામે પૂછ્યું.

‘તે ન શોધે ? એક તો આખા દિવસનો ઉપવાસ. સાંજ પછી ઘરની બહાર નીકળ્યા. કેવા માણસ છો તમે. નાનાંબાને કહ્યું હતું ને હું વહુને લેવા જાઉં છું.’

‘તું પાન-સોપારી લાવ્યો છો ને ?’ ભૂતનાથે પૂછ્યું.

‘એ તો ગઈ સાંજનાં પડ્યાં પડ્યાં સુકાય છે, જી.’

'તો હવે એક ભાડૂતી ગાડી લઈ આવવાની ગોઠવણ કર.'

'હમણાં જ જવું છે કે શું ?'

'હા, પરોઢિયે જઈએ એ જ વધુ સારું.'

'એ તો ખરું કહ્યું સાલાબાબુ. વેણીની વાત સાંભળી ત્યારથી ચેન પડતું નથી કે વચેટ શેઠ કોપાયમાન થયા છે.–તો ભલે રસોઈ થાય; જમી કરીને જ જજો, આ લગભગ બેત્રણ વાગે.' બંસીએ કહ્યું.

'પણ તારાં નાનાંબાને પહેલેથી તૈયાર થઈ રહેવાનું કહી દેજે, સમજ્યો ને ?'

ભૂતનાથે પણ જરા વિચાર્યું હતું–ઓચિંતાનાં ભાભી જો કાલવાળી વાત ઉખેળે તો ? જો કહે કે અલ્યા, ક્યાં છે તારી વહુ ? તો પોતે શું કહેશે ?

બંસીએ કહ્યું: 'પહેલાં એ તો જુઓ કે નાનાંબા આજે બહાર નીકળી શકશે કે કેમ ? શું દશા છે એની તો તપાસ કરો !'

'કેમ ?' ભૂતનાથ આભો બની ગયો.

'વારંવાર લાવવી પડે છે એટલે ગઈકાલે હું સામટી બે બાટલી લઈ આવ્યો હતો. પણ કાલે રાત્રે જ એ બંને બાટલી ચડાવી ગયાં. આજે સવારે પણ ચડાવ્યો છે. થોડી વાર પહેલાં ગયો હતો. સૂતાં છે. કપડાંનું ઠેકાણું નહોતું. એકદમ ન સંભાળી શકાય એવી દશામાં છે ! છેક બરાનગર સુધી એમને તમે લઈ જશો કઈ રીતે ?'

પછી ભૂતનાથ જ્યારે નાનાંબાને ઓરડે ગયો ત્યારે પણ એ ને એ હતી. છતાં થોડીક સારી. એ આપમેળે બેઠાં થયાં. ગઈ-કાલની કંઈ જ વાત યાદ નહોતી.

'હું કઈ સાડી પહેરું ?' એણે ભૂતનાથને પૂછ્યું.

'આજે જાણે એને કંઈ જ ભાન નહોતી પડતી.'

ચિન્તાએ જ એને તૈયાર કર્યાં. ગળામાં ચેઈન. વાળનો અંબોડો

વાળી તેમાં 'પતિ પરમ ગુરુ' વાળી સોનાની કાંસકી ભેરવી દીધી. કાનમાં અત્તરનાં પૂમડાં ભરાવી દીધાં. કેડ ઉપર સોનાને મિણાની કારીગરીવાળા કંદોરો પહેરાવ્યો.

ભૂતનાથે એકવાર પૂછ્યું : 'વિના તકલીફે આવી શકશો ને ભાભી ?'

'હા–હા. એકદમ વિના તકલીફે.' ભાભીએ જવાબ વાળ્યો.

દાદરા ઊતરતાં ઊતરતાં એ થોડાં થોડાં લથડિયાં લેતાં હતાં. એણે કહ્યું : 'મિંયાજાનને કહેજે કે ગાડી સડસડાટ હાંકે. જવું છે ને ઝટપટ પાછાં આવવું છે. નાનાશેઠ ઘેર એકલા છે. ધ્યાન રાખજે બંસી.' ને પછી કહ્યું, 'જો પૂછે તો કહેજે કે હું હવેલીમાં જ છું.'

બંસીએ એકદમ કાન પાસે મોં લઈને ભૂતનાથે કહ્યું : 'સાલાબાબુ, મારા સમ છે, મોડું ન કરશો. હમણાં જ સાંજ પડી જશે. કહેતા હો તો હું સાથે આવું.'

'ના, તું આવીશ તો પછી નાનાશેઠનું ધ્યાન કોણ રાખશે?'

પાનસોપારીની પોટલી બંસીએ ગાડીની એકબાજુએ મૂકી દીધી. પાછળનાં બારી-દરવાજામાંથી થઈને ગાડી અંદર આવી. દાદર ઊતરીને નાનાંબા ગાડીમાં બેઠાં ને કહ્યું : 'મિંયાજાનને કહે બંસી કે ઉતાવળે હાંકે. ઘેર નાનાશેઠ એકલા છે...'

ક્યાં મિંયાજાન! બંસીએ આટલું જ કહ્યું — 'ભલે, કહી દઉં છું. તમે ચિન્તા ન કરશો નાનાંબા.'

'ને ચિન્તાને કહેજે કે સાંજે મારા ઓરડામાં ધૂપ-ધૂણી કરે ને બધે ગંગાજળ છાંટે.' ને પછી ગાડી આવતાં એમણે ભૂતનાથને કહ્યું : 'જો, હવેલીમાં સોપો પડી ગયો છે. રાત ઘણી વીતી ગઈ લાગે છે. બધાં ઊંઘી ગયાં જણાય છે!'

ગાડી એક આંચકા સાથે ચાલુ થઈ. એ આંચકો જરા મોટો હોત તો નાનાંબા ઢળી પડત. બરાબર ટાંકણે ભૂતનાથે એમને ઝાલી લીધાં હતાં!

નાનાંબાએ કહ્યું : 'હમણાં મિંયાજાન ગાડી હાંકવાનું ભૂલી ગયો લાગે છે ખરું ને?'

ભૂતનાથ કંઈ જ ન બોલ્યો. આજે નાનાંબાને જોઈ એને બીક લાગવા માંડી. આંખો રાતી ચોળ, આખું શરીર જાણે ગારા જેવું ઢીલું થઈ ગયું છે. ભૂતનાથે બે હાથે એમને ઝાલી રાખ્યાં છે. હાથ છોડી દે તો જાણે પડી જશે. જુદે જુદે રસ્તે પસાર થતી ગાડી આગળ વધતી હતી. કયાં બાહુબજાર, કયાં ખેદકખાના. ગાડી કયાં થઈને જતી હતી તેની કંઈ ખબર નહોતી પડતી. ગાડીનો દરવાજો બંધ છે. બહાર રાત પડી ગઈ છે. નીકળતાં નીકળતાં રાત પડી ગઈ નાનાંબાને કારણે. કેમે કરીને સીધાં ઊભાં જ ન રહી શકે. પણ આજે ન નીકળત તો ફરી નીકળાત ખરું? નાનાશેઠની માંદગી દિવસે દિવસે વધતી હતી. ને ઘરમાં દિવસો દિવસ અભાવ ને તકલીફો પણ વધે છે. કેટલા દિવસ નભાવી શકાશે? નાનાંબા પણ ઘણાં દિવસથી કહેતાં આવ્યાં છે કે નશી-બનો જ આધાર છે. ઓચિંતાં ભાભી ભૂતનાથનાં ખોળામાં ઢળી પડી! એણે કહ્યું : 'તારા ખોળામાં જ સૂઈ જાઉં છું ભૂતનાથ.'

નાનાંબાને ખોળામાં સૂવા દઈ ભૂતનાથ અક્કડ બેઠો રહ્યો. એણે કહ્યું : 'ભલે સૂઈ જાવ, બરાનગર આવ્યે જગાડીશ.'

'મને સખત ઊંઘ આવે છે રે...' નાનાંબાએ ફરી કહ્યું.

'તો ઊંઘી જાવ.'

'પણ મારી ઊંઘ નહિ ઊડે તો મને સરખો સાદ દેજે હો.'

આજે યાદ આવતાં ભૂતનાથ વિચારતો હતો કે એ ઊંઘ આ રીતે ચિરનિદ્રા હશે તે કોણ જાણતું હતું! કોણ જાણતું હતું કે ઊંઘ ઉડાડવાની ફરજ ભૂતનાથ ઉપર નહોતી, એ ફરજ હતી વચેટ શેઠનાં ગુંડાઓની. ગાડી ઘણે દૂર ગયા પછી ઓચિંતો જા-સામટો ગોકીરો સંભળાયો. ઘણાં જણ એક સાથે 'હા...રે...રે... કરતાં હતાં. ધાડપાડુઓ આવ્યે જે જાતનો ગોકીરો કરે

જાતનો. ગાડી એકાએક ઊભી રહી. અને એ અંધારામાં કો'ક બે જણ બારણું ઉઘાડી અંદર પ્રવેશ્યા. ભૂતનાથ એમને અટકાવવા જતો હતો. પણ ન જાણે ક્યાંથી કોઈ અદૃશ્ય હાથ આવી એના ઉપર એક જબ્બર ઘા કરી એને પાડી નાખ્યો. તે પછીનું બીજું કંઈ જ યાદ નથી આવતું.

તે પછી કેટલે દિવસે આ ચાંદનીની હૉસ્પિતાલમાં એને ભાન આવ્યું. ધીરે ધીરે બધી વાતો યાદ આવે છે. ક્યાં ગયાં નાનાંબા ! એને કેમ હશે ? પણ વાત સાંભળી બંસી એક દિવસ આવ્યો હતો.

બંસીએ કહ્યું : 'સાલાબાબુ ?'

બંસીને જોઈ ભૂતનાથ ચમકી ગયો. એણે કહ્યું : 'બંસી તું ?'

'જી. ખબર ઓછી હતી ? આખી રાત વાટ જોઈ. પણ તમારાં દર્શન ન થયાં. ગાડી પણ પાછી ન વળી. મનમાં બીક લાગવા માંડી. આવું તો નહિ થયું હોય ! નાનાશેઠ એમ ને એમ બેભાન પડ્યા છે તેમ જોઈ પાછો બહાર ચોકમાં આવ્યો. બહાર નીકળી રસ્તાપર નજર કરી. દૂર દૂર નજર નાખું, પણ ક્યાંય કંઈ દેખાય નહિ. રસ્તો એકદમ ઉજ્જડ બની ગયો. ઉપલે માળે ચિન્તા અને નીચે હું. અમે બેઉ જાગતાં બેઠાં. રાતનો પહેલો પહોર પૂરો થયે ઝોકું ખાઈ ગયાં. ઊંઘની અસરમાં મનમાં થતું હતું જાણે કોઈ નજીકમાં જ કોદાળીથી ધરતી ખોદે છે, ઈંટ ભાંગે છે. ઠક-ઠક-ધમ્ ધમ્ નાદ. મનમાં થતું હતું કોણ જાણે...'

બંસી થોભ્યો. પછી હથેળી વડે બેઉ આંખો દાબી. પછી કંઈ જ ન બોલ્યો. એકદમ આંસુભરી આંખે રડવા લાગ્યો.

ભૂતનાથને કંઈક શંકા આવી. એણે કહ્યું : 'બંસી ! બંસી !'

છતાં બંસીએ ઊંચે ન જોયું.

'નાનાંબાને કેમ છે. કહે તો બંસી-કહે.'

રડતાં રડતાં બંસીએ કહ્યું : 'નાનાંબા હવે નથી, હજૂર.

'નાનાંબા નથી ?'

'ના સાલાબાબુ, નાનાંબા ક્યાંય નથી. દોઢ-એ વાગે ગાડી પાછી ફરી. ખાલી ગાડી અને બેઉ ઘોડાને ખેંચતા ખેંચતા પોલીસ હવેલીમાં આવી. ગાડીવાનને કોઈ ઇસ્પિતાલ ભેગો કર્યો હતો. ગાડી જોતાં જ હું દોડચો. વિચાર્યું કે નાનાંબા અને તમે બેઉ અંદર હશો. પણ જઈને જોયું તો લોહીલુહાણ હતી આખી ગાડી. જોતાં માથે જાણે વીજળી પડી! કહ્યું—અમારાં નાનાંબા ક્યાં? સાલાબાબુ ક્યાં?'

'પછી?'

'તે નોકર માણસ શું કહે? કહે કે તારા શેઠ ક્યાં છે?'

'મેં કહ્યું કે મારા નાનાશેઠ ઓછા હવે માણસ રહ્યા છે ભાઈ, એમની ગણતરી હવે માણસમાં નથી રહી. નાનાશેઠનાં ઓરડામાં લઈ જઈ એમને બતાવી આવ્યા. બધું જોઈને એ લોકો સમજી ગયા. વચેટ શેઠને ખબર આપ્યા. છુટુકબાબુને કહેવડાવ્યું. વચેટ શેઠ પોલીસ સાથે કંઈ ગુસપુસ કરતા હતા. હું શું સમજું ધૂળ. પોલીસના દારોગાને વચેટ શેઠે કંઈક સમજાવી દીધું. એણે એ મુજબ નોંધ કરી લીધી અને પછી પોલીસો સાથે દારોગો ચાલ્યો ગયો.

'મેં જઈને વચેટ શેઠને પૂછ્યું—મારાં નાનાંબાનું શું થયું વચેટબાબુ?'

'જા, ભાગ અહીંથી!' એમણે મને ધમકાવ્યો.

'પછી કોને જઈને પૂછું—બીજું કોણ આ વિષે કહી શકે તેમ હતું? હું અને ચિન્તા બેઉ ભાઈ-બેન નાનાંબાનાં યશોદા-દુલાલને ચરણે માથું પછાડતાં રોયાં કે તમે ભગવાન છો કે પથ્થર? એ રીતે દિવસો વીતતાં હતાં. આખરે વેણી વચેટ શેઠનો કાગળ લઈને આવ્યો હતો. એની પાસેથી જ જાણ્યું કે તમે અહીં ઇસ્પિતાલમાં છો.'

'અને નાનાંબા?'

'એ જાણવા તો અહીં તમારી પાસે આવ્યો છું. ધાર્યું કે સાલાબાબુ તો નાનાંબા વિષે નિઃશંક જાણતા જ હશે. હવે મને

ખરેખર કહો કે ક્યાં જઈએ તો નાનાંબાને મળી શકાય? મારે મારી સગી બા તો નહોતી સાલાબાબુ, સગી માને તો મેં કદીયે દીઠી જ નથી. મહિના એકનો થયો ત્યારથી માવિહોણો છું. હવે શું થશે સાલાબાબુ?'

એ પછી ઘણાં દિવસો પસાર થઈ ગયા. નક્ષત્રોઘેરી રાત્રિનાં આકાશ સામે જોતાં જોતાં ઘણીયે વાર ઘણાં ઘણાં પ્રશ્નો ભૂતનાથનાં મનમાં જાગ્યા છે. દિવસે આસમાની આકાશ તરફ જોતાં જોતાં પણ હૈયામાં પ્રશ્નો જાગ્યા છે. અને રાતના ગાઢ અંધકારને પણ એણે આ અંગે પૂછ્યું છે. પ્રશ્ન કર્યો છે અણદીઠ અંતર આત્માને. હૉસ્પિતાલની ચાર દીવાલ વચ્ચે પથારીમાં પડ્યા પડ્યા પ્રાર્થના-જ્યાં જ્યાં જે જે દેવતા છે ત્યાં ત્યાં તે સૌને પ્રાર્થના કરી છે—કે, નાનાંબા જ્યાં પણ હોય ત્યાં સાજાં-તાજાં, સ્વસ્થ, નીરોગી, સુખી રહેજો. એમનું કલ્યાણ થજો. એમનું મંગળ થજો.

તે પછી બંસી અવારનવાર આવતો. આવીને ખાટલાનાં પાયા પાસે મૂંગોમૂંગો બેસી રડતો. મોંથી કંઈ બોલતો નહિ. જાણે એને કોઈની સામે કશું કહેવાપણું નહોતું. ને પછી ડંકા વાગતાની સાથોસાથ ચૂપચાપ બહાર ચાલ્યો જતો.

ઇસ્પિતાલમાંથી ભૂતનાથ છૂટવાનો હતો તે પહેલા થોડા દિવસે બંસી એકવાર ઓચિંતો ત્યાં આવી પહોંચ્યો હતો. બંસીનું મોં જોઈ ભૂતનાથ ચમકી ગયો હતો...! ઝભ્ભો, કરચલી પાડેલું ધોતિયું, હાથમાં એક પતરાનો રંગ કરેલો ડબ્બો. ડૂસકાં ભરતો ભરતો એ અંદર આવ્યો. પછી પગ પાસે નીચે માથું અડાડીને પ્રણામ કરી બોલ્યો હતો—'જાઉં છું સાલાબાબુ!'

'ક્યાં જાય છે બંસી?'

'જી, દેશમાં.' ડૂસકાં ભરતાં ભરતાં જ બંસીએ જવાબ

આવ્યો:

'દેશમાં!' ભૂતનાથને એ સાંભળી ઓછી નવાઈ ન લાગી: એણે પૂછ્યું: 'તો પછી નાનાશેઠનું ધ્યાન કોણ રાખશે?'

બંસીનો સાદ રૂંધાઈ જતો હતો. એણે કહ્યું: 'જી, નાના-શેઠ હવે નથી.'

'નથી?'

બંસી પાસે જ બધી વાત સાંભળવા મળી હતી:

તે દિવસે સવારથી જ વરસાદ હતો. શેવાળ બાઝેલી બંડી ઉપર બેઠો બેઠો એક કાગડો કા–કા–કા કરતો હતો. બંસી ઓચિંતાનો એના પર ખિજાઈ ઊઠ્યો: એણે કહ્યું — 'મૂંગો મર અભાગિયા, બીજે ક્યાંય જગ્યા ન મળી તે અહીં આવ્યો.'

બંસી ત્યારે પણ કંઈ જાણતો નહોતો કે પેલો કાગડો માઠા ખબર લઈને આવ્યો હતો: એ તો એનું કામકાજ ઊંધું ઘાલીને કર્યે જ જતો હતો. ચિન્તા નાનાંબાના ઓરડામાં કામકાજ પતાવતી હતી: કામકાજ તો બીજું શું હોય? યશોદા-દુલાલને નિયમસર ભોગ ધરાવવાનું, સાડીઓ ધોઈને સરખી રીતે મૂકવા કરવાનું, ટેબલ, ખુરશી, કબાટ લૂછવા કરવાનું કે જેથી ધૂળ નાનાંબાની નજરે ન પડે. નાનાંબા ગમે ત્યારે આવી ચડે તો ન કહે કે હું નહોતી એટલે મારો ઓરડો તમે આવો મેલો દાટ કરી મૂક્યો છે. હું શું મરી ગઈ હતી?

સેજખુડી એ દિવસે પણ નિત્યની જેમ રસોઈકામમાં પરોવાઈ હતી: ખાનારમાં તો એક જ જણ. અને એને પણ કંઈ ભાવતું જ નથી. જરાક કંઈક મોંમાં મૂકે એટલે થુ...થુ...

બેઉ હાથ તો નકામાં થઈ ગયા છે. બંસીએ ભાતની થાળી પાસે મૂકીને કહ્યું: 'નાનાશેઠ, નાનાશેઠ—'

જાગતા હોય તો તો સારું, પણ એ ન જાગતા ન હોય તો ભારે થાય. તંદ્રા ઊડતાં જ પાકો કલાક થાય. હલબલાવીને જગાડવા પડે.

તે પછી ફક્ત નિયમ સાચવવા પૂરતું – પણ એટલા માટે એ બંસીને પારવગરની તકલીફ હતી.

નાનાશેઠ ખિજવાઈ જતા—કહેતા—'નથી ખાવું મારે. ભૂખ નથી જા.'

બંસી કહેતો—'જમી લો શેઠ. નહિ જમો તો શરીર કઈ રીતે ટકશે?'

નાનાશેઠનું શરીર સાચેસાચ ટક્યું ખરું?– પણ નાનાશેઠ હસતાં નહિ. થોડુંક જમાડીને બંસી ફરીથી એમને તકિયે અઢેલીને બેસાડી દેતો.

બંસી કહેતો—'જમીને તરત ઊંઘી ન જશો નાનાશેઠ, વાયુ થશે.'

તે દિવસે પણ રોજની જેમ થાળી લઈને બંસી નાનાશેઠનાં ઓરડામાં ગયો. જઈને કહ્યું—'નાનાશેઠ, થાળી લાવ્યો છું, ઊઠો.'

પણ કંઈ જવાબ ન મળ્યો.

એણે ફરી સાદ પાડ્યો—'ભાત ઠરી જશે, ઊઠો હજૂર.'

છતાં શેઠે કંઈ જવાબ ન વાળ્યો. બંસી એમને હલબલાવીને જગાડવા ઊભો થયો. પણ નાનાશેઠનાં શરીરને સ્પર્શતા જ પાછળ હટી ગયો. આખું શરીર ઠરીને હિમ થઈ ગયું હતું. અને પછી એણે સરખી રીતે જોયું તો નાનાશેઠનાં હોઠ ઉપર એક કીડી ફરતી હતી! અને એકદમ એના હાથમાંથી ભાતની થાળી ઝણ...ણ...ણ...ણ... કરતી નીચે પડી ગઈ. થાળીનાં એ અવાજથી ડરીને ભૂતનાથ વધુ ચમક્યો. આખી હવેલી એને ધરતીકંપમાં કંપતી હોય તેવું લાગ્યું. બંસીને કંઈ ભાન ન રહ્યું.

રોતાં રોતાં બંસીએ જે કહ્યું તે અત્યંત કરુણ હતું. બંસીએ કહ્યું: 'એમના મૃત્યુની છેવટ સુધી મને ખબર ન પડી. કાલે પટલડાંગાનાં બાબુઓ આવ્યા હતા. વચેટ શેઠ આવ્યા હતા. સહુને સમજાવી કરીને ચાવી એમના હાથમાં સોંપી દીધી. નાનીકાકીને દત્ત હવેલીમાં

કામ મળી ગયું છે. એ ત્યાં ચાલી ગઈ. – અને હું જાઉં છું દેશમાં.'

એ પછી ફરી એકવાર પ્રણામ કરી એ બોલ્યો: 'જાઉં સાલાબાબુ, ગાડીનો વખત થવા આવ્યો છે. ચિન્તાને બહાર ઊભી રાખીને આવ્યો છું. જાઉં છું.'

બંસી જતો હતો.

ભૂતનાથે સાદ પાડયો.

'જી.'

બંસી પાછો વળ્યો. 'કેમ, મને બોલાવ્યો?'

'પછી નાનાંબાનો કંઈ પત્તો લાગ્યો?'

'કયાં લાગ્યો છે સાલાબાબુ! આટલા દિવસ તો થઈ ગયા. કોઈને કંઈ ખબર નથી. નાનાશેઠને પૂછીને પણ કંઈ જાણી શકાયું નહિ. નાનાશેઠ પણ અજબ માણસ છે સાલાબાબુ. નામનું પણ રોયા નથી કે કોઈને એકેય વાર પૂછયું પણ નથી કે ઘરનું માણસ કયાં ગયું?...'

તે પછી જરા રહી ને એણે કહ્યું: 'કલકત્તા આવ્યો હતો સુખી થવા. પણ સુખ મારા નશીબમાં નથી. મા અને બાપ બેઉ ગુમાવ્યાં. હું તો એક કમનશીબ જ છું ને?'

બંસી ચાલ્યો ગયો.

હસ્પિતાલની બહાર નજર કરતાં ભૂતનાથે જોયું. ઘણે નીચે રસ્તા ઉપર મોટી ભીડ જામી છે. વેરવિખેર મહાકાળનું સરઘસ ચાલ્યું જાય છે. કોઈ જાણે અદશ્યપણે મહાકાળનો રથ ખેંચી રહ્યું છે. કેટલાં યંત્રો, કારખાનાં, ટંટા-તોફાનો-યુદ્ધો, કેટલો વિચિત્ર કોલાહલ, જાણે આકાશ-મંથન કરી રહ્યાં છે. એ ભીડમાં બંસી ને ચિન્તા કયાંય ખોવાઈ ગયાં છે. હજુ પેલા દિવસની જ વાત છે. એકદમ અસહાય એક છોકરો શિયાલ્દા સ્ટેશનનાં પ્લેટફોર્મ ઉપર ઊતર્યો હતો. તે પછી મિલન-વિરહમાં જીવન ને મૃત્યુમાં કેટલી

વાર આકાશ ઝળહળી ઊઠયું—

કેટલીય વાર જીવન નીરસ થયું. પ્રાણ સભર-ભરપૂર થયો. દિવસો ઉજમાળા થયા. ને ફરી રાતની જેમ ક્યારેક મ્લાન બની ગઈ પ્રાણની બધી જ દિશાઓ. ગળાનું ગીત ક્ષીણ બની ગયું. એને થયું કે આ બધું છતાંયે એણે માનવીના પરમ સત્યને કલુષિત થવા દીધું નથી. ભૂતનાથની સમસ્ત ક્ષુધા-તૃષ્ણા, વાસના, કામના પ્રાપ્તિ અને ત્યાગની અંદરમાં એ જાણે સદા જાગૃત જ રહ્યું છે. કેટકેટલી ભાષામાં એ બોલે છે. કેટકેટલાં દેશમાં, કેવાકેવા રૂપે, કેટલા યુગથી એ માનવીની બધી જરૂરિયાતો ઉપર સતત સંગી બનીને બેઠું છે. કેટકેટલી દલીલોએ એને આઘાત આપ્યો છે. કેટકેટલી શંકા-ઓનો એણે વિરોધ કર્યો છે. છતાં એ ચિરંતન છે. માનવમાત્રમાં એ વસી રહ્યો છે. એ કહે છે કે પોતાને ઓળખો-પોતાની અંદર રહેલાં 'હું'ને શોધો ! આત્માનં વિદ્ધિઃ—

ભૂતનાથ એમ ને એમ ઘણીવાર સુધી નીચે જોઈ રહ્યો. સવાર વીતી ને સાંજ થઈ. આજ એને નિવારણની વાત યાદ ન આવી. વ્રજરાખાલ, નનીલાલ, છુટુકબાબુ યાદ ન આવ્યા. વચેટ શેઠ, નાના-શેઠ, વેણી, શશી, ગિરિ, સિન્ધુ કોઈ કરતાં કોઈ. બીજાં પણ અનેક અગણિત લોકો યાદ ન આવ્યાં. યાદ આવ્યાં ફક્ત બે જ જણ. જે દિવસે એમને આ માનવની મહાયાત્રામાં એકાકાર કરી દઈ શકશે તે દિવસે તેને સાચેસાચી સિદ્ધિ સાંપડશે. તે દિવસે એનું ભૂત-નાથ નામ સાર્થક થશે. ભોલાનાથ નામ યથાર્થ કહેવાશે.

જોતજોતામાં કલકત્તાનું આકાશ અંધારે ઘેરાઈ ગયું. પારે-વાનું એક ટોળું ઊડતું ઊડતું એક મકાનની અગાશીમાં ઊતર્યું. કોઈની અગાશીમાં એક ફણિ-મનસાનાં છોડે આકાશમાં ડાળખાં-પાંદડાં કાઢ્યાં છે. એક પતંગ ઊડતો ઊડતો રસ્તા પર પડ્યો. તે પછી શહેરની પેલી બાજુ જ્યાં નજર નાંખો ત્યાં હરિયાળાં વૃક્ષોની હારમાળા દેખાય છે. હરિયાળાં પાંદડાંની વાડ. શહેર કદાચ ત્યાં

પૂરું થતું હતું. નીલ આસમાન ઉપર રેલ્વેના એન્જિનનો મૂઠો ભરીને ધુમાડો વેરાયો છે. અને પેલી બાજુ કેટલાંક તાડ જાગ્રત સંગીની જેમ માથું ઊંચું કરી જાણે પહેરો ભરી રહ્યાં છે. કેટલાંક નિશાચર પંખીઓ ટોળે મળીને શહેરથી જંગલ તરફ ઊડી રહ્યાં છે. ફરી દિવસ થતાં એ અહીં પાછાં ફરશે. એ પછી આકાશમાં એક તારો ઊગ્યો. પછી બીજો દેખાયો. જગતનો કોલાહલ શાંત થતો આવે છે. પ્રશાન્ત આકાશ. જરાક થોડોએક અવાજ. એક ઝોલું ઊંઘ અને પછી બીજું કંઈ જ નહિ.

ભૂતનાથની વાત પૂરી થઈ ગઈ. ઓગણીસમી અને વીસમી સદીનાં એક પ્રકરણનો ભગ્નાંશ પૂરો થઈ ગયો. ઘણી ચડતી-પડતીનો ઘાણાં સૃજન-સંહારનો ઇતિહાસ પૂરો થયો. પરંતુ તેમ છતાં ત્યારે બધું જ પૂરું થયું નહોતું. ત્યારે પણ ઓફિસોમાં કામ કરતાં બાબુઓ —વનમાળી સરકાર લેનમાં થઈને બાબુઓ પાન ચાવતા ચાવતા ઝપાટાભેર જતાં આવતાં. ગલી વટાવતાં જ એક સીધો રસ્તો આવતો. બાઉબજારથી પગપાળા આવી વનમાળી સરકાર લેનમાં પ્રવેશો. વાંકાં-ચૂંકા થઈ પશ્ચિમ દિશામાં આગળ વધતો એક મોટો રસ્તો આવશે. ડાબી બાજુએ હવેલી અને જમણી બાજુએ નાની નાની દુકાનોની હાર છે. પતરાંની નાની ચાલની નીચે વાંજાની તેલભાજાની દુકાન જોશો. વાંજા હવે નથી. એનો દીકરો અધર અને અધરનો દીકરો અક્રૂર જ દુકાને બેસે છે. આ બાજુ તેલભાજા માટે અક્રૂરનું નામ જાણીતું છે. શિયાળામાં વહેલી સવારથી એને ત્યાં ગ્રાહકોની ભીડ જામે છે. ગ્રાહકો ગરમ તેલમાં ભજિયાં પાડવા જેટલોયે સમય એને રહેવા દેતા નહિ. ચારેબાજુથી એને ઘેરી વળે. કહે—પહેલાં મને, પહેલાં મને આપ. ઘેર ચા કાઢી છે....એ પછી ગુરુપદદેની દુકાન છે. ત્યાં સ્વદેશી ચીજો મળે છે. વિલાયતી ચીજ એ દુકાનની હદમાં પ્રવેશી શકતી નથી. ગુરુપદની દુકાનનો એ સિદ્ધાંત છે. જાડી ખાદીનો

ઝભ્ભો અને ધોતિયું પહેરીને એ પોતાને હાથે વસ્તુઓ તૈયાર કરતો વેચતો. એ કહેતો કે તમે સૌ પ્રતિજ્ઞા લો કે હવે પછી વિલાયતી વસ્તુઓ ખરીદશો નહિ. વિલાયતી ચીજને અડશો નહિ. પ્રતિજ્ઞા લો. આમ નહિ કરો તો દેશ સ્વાધીન બનશે નહિ.

તે પછી ત્રિકાળદર્શી રાજજ્યોતિષી શ્રીમદ્ અનન્તહરિ ભટ્ટાચાર્યનો શ્રી મહાકાલી આશ્રમ. આ કળિયુગનાં ભેળસેળના જમાનામાં આવું અસલી નવગ્રહ કવચ કઈ રીતે માત્ર તેર રૂપિયા પોણા પંદર આનામાં એ આપી શકતાં એ જ એક આશ્ચર્યની વાત હતી. એ પછી આ લત્તાનાં કિશોરોનાં ' સબુજ સંઘ ', તે પછી પવિત્ર ખાદી ભંડાર. ખાદી તો બજારમાં ઘણી જાતની છે. પણ ખાદી જો પવિત્ર જોઈતી હોય તો તમારે ત્યાં જ જવું પડશે. એ પછી વેણી સ્વર્ણકરની સોના-રૂપાનાં ઘરેણાંની દુકાન, અને તે પછી નાકા ઉપર ચણા-મમરા ને શીંગવાળાનાં એક માળવાળાં કાચાં મકાનો છે. હોળી પહેલા મહિના દિવસથી રોજ એ ખંજરી અને મંજીરાં વગાડતા એ આખા મહોલ્લાને ગાંડો કરી મૂકતાં.

આ બધી-તો થઈ રસ્તાની જમણી બાજુની વાતો.

પરંતુ ડાબી બાજુ હજુયે હવેલી ઊભી છે. ત્યાં નાની નાની કોટડીઓ કરી ભાડે આપી છે પટલડાંગાવાળા બાબુઓએ. બે ઓરડી અને એક રસોડું. ગોઠવણ સારી જ હતી. તડકો આવતો. ભાડૂતોનાં શોરબકોરથી દિવસરાત મહોલ્લો ગાજતો રહેતો. બહારની બાજુએ પણ થોડો ફેરફાર કરી થોડાક ભાડૂતો વસાવવામાં આવ્યા છે. ક્યારેક ક્યારેક સાંજવેળા ત્યાં ગાયન-વાદનની મહેફિલ જામતી. છુટ્ટુકબાબુની પેલી બાદશાહી મહેફિલ નહિ, પણ મિંયાકી મલ્લારની જેવી કડક રાગરાગિણીની ચર્ચા થતી. સાથે તબલાંનાં વિલમ્બિત લયમાં મધ્યમાન ઠેકા ચાલતા. સાથે પાન-સોપારી, જર્દા-દોકતા, કિલામ સુધ્ધાં. એથી વધુ નહિ.

આ તો થઈ વનમાળી સરકાર લેનની વાત. હવે જેના નામ

પરથી એ રસ્તાનું નામકરણ થયું હતું તેની વાત કરું.

પરંતુ બહાર ત્યારે ઘણો ફેરફાર થઈ ગયો હતો. દિલ્લી દરબારમાં બેસવાને દિવસે જ લૉર્ડ 'હાર્ડિન્જ ઉપર કોઈકે બૉમ્બ ફેંક્યો. બધાંએ કહ્યું કે એ બંગાળી હતો. બંગાળી સિવાય એવી હિંમત કોણ કરી શકે? પણ વાઇસરૉય ન મર્યો. મરી ગયો એમનો મહાવત. દસ કરોડને ખર્ચે રાજધાની દિલ્હી ફેરવવામાં આવી. નવો ઇન્દ્રપ્રસ્થ. કબરની ભૂમિમાં ઇન્દ્રની નગરી સર્જાઈ. પરંતુ એ ગાળામાં લૉર્ડ સિંહાએ નોકરીનું રાજીનામું આપ્યું. એ બિહારના હતા. તે પછી સર અલી ઇમામ આગળ આવ્યા. લૉર્ડ સિંહાનાં ખાલી પગરખાંમાં એમણે પગ નાખ્યા. એ પણ બિહારી હતા. હવે બિહારને જુદું કરવાનું હતું. બિહારમાં જુદો ગવર્નર, જુદી યુનિવર્સિટી ને જુદી હાઈકોર્ટની માંગણી કરી. પણ તે થવા દો. તેથી જ તો બંગાળનાં ભાગલા રદ થયા એથી સૌ રાજી રાજી હતા.

વિલાયતનાં ટાઈમ્સે લખ્યું હતું —

"બેંગાલ ડિફર્સ મોર ફ્રોમ મોસ્ટ અધર ઇન્ડીયન પ્રોવીન્સીઝ ધેન ધે ડિફર ફ્રોમ વન અનધર. ઇકોનોમિક, ટેમ્પરામેન્ટલ એન્ડ સોશિયલ કોઝીઝ એકાઉન્ટ ફોર ધીસ ડિફરન્સ કાસ્ટ ઇઝ લેસ પાવરફુલ; એ કોમન લીટરરી લેન્ગવેઝ યુનાઇટ્સ ઓવર ફોર્ટી મિલિયન બંગાલીઝ. ઇવન ધ મુસ્લિમ કોમ્યુનિટિ, હુ ફોર્મ એ નેરો મેજોરિટિ ઓવ ધ પોપ્યુલેશન આર ઇનડિસ્પ્યુટેબ્લી લેસ ડિવાઇડેડ બોથ સોશિયલી એન્ડ પોલીટીકલી ફ્રોમ ધેર હિન્દુ કન્ટ્રીમેન ધેન ધે આર ઇન અધર પાર્ટ્સ ઓવ ઇન્ડિયા. ધ બેંગાલી ટેમ્પરામેન્ટ, એટવન્સ કલકયુલેટીંગ એન્ડ ઇમોશનલ, ક્રિટીકલ એન્ડ એન્થુસીએસ્ટીક, બફલ્સ અધર ઇન્ડીયન્સ ઓલમોસ્ટ એઝ મચ એઝ ઈટ પઝલ્સ બ્રિટિશ એડમિનિસ્ટ્રેટર્સ—"

છતાં આ નવા વાઇસરૉય લૉર્ડ કારમાઇકેલ બહુ ભલા માણસ હતા. પણ તે ભલા હોય તેથી શું થાય? એ આવ્યા ન આવ્યા.

ત્યાં તો લડાઈ ફાટી નીકળી અને છ મહિનામાં ભારતવર્ષમાંથી ચોવીસહજાર માણસ એક ફ્રાન્સની રણભૂમિ ઉપર જ લડાઈને મોરચે જઈ પહોંચ્યું.

વૃધ્ધો ઓટલા ઉપર "હિતવાદી" પાથરી વાંચતા ને ચર્ચા કરતા.

કહેતા — આ વખતની લડાઈમાં ચોખાનો ભાવ આઠ રૂપિયે મણ થઈ જશે જો જો, કહી રાખું છું.

—હવે આ વખતે નભી નહિ શકાય હો ભાઈ. રૂપિયાનું પાંચ શેર દૂધ. શું કહો છો—ધોળા દિવસની લૂંટ જ છે ને!—

સાચે જ, ચીજવસ્તુઓનાં ભાવમાં ત્યારે આગ લાગી ગઈ હતી. છથી આઠ રૂપિયા મણનાં ચોખા, રૂપિયાનું પાંચ શેર દૂધ, દસ આના શેર બકરાંનું માંસ, ત્રણ આને શેર દાળ, ત્રણ આને શેર સરસુ તેલ. માણસ ખાય શું કે જીવશે કઈ રીતે?

ગોવાળગાનનાં મેસમાં ને બાસામાં ચર્ચા ચાલતી હતી. એ લગભગ ૧૯૧૪ની વાત છે!

એ મેસમાં જ પછીથી ઓવરસિયર ભૂતનાથ ચક્રવર્તી સાથે ભેટો થઈ ગયો. જે વાત મેં–આ ઉપકથાનાં લેખકે લખી છે. એ પછી ઘણે સમયે મારો જન્મ થયો છે. મેં આ બધું જોયું-જાણ્યું નથી. એ બધું મારે જાણવાની જરૂર પણ નથી. ભૂતનાથબાબુ ત્યારે વૃધ્ધ થયા હતા. નોકરીમાંથી રિટાયર થયા હતા. બીજા માળનાં એક નાનકડા ઓરડામાં એ એકલા રહેતા હતા. એકદમ વહેલી સવારે પાછલી રાતે ઊઠે. પછી શિયાળો હોય કે ઉનાળો. સવારે ચાલીને ગંગા નહાવા જાય. પછી પાછા આવી પોતાની ઓરડીમાં આવી અંદરથી બારણું વાસી કંઈક જપ–તપ કરતા. બપોરે ટટ્ટાર બેસી ગીતા વાંચે. રામાયણ વાંચે. નમતા પહોરે મહોલ્લાની એક હરિસભામાં જઈ કથાવાર્તા સાંભળે. હું જાણું છું તે મુજબ આ હતો એમનો રોજિંદો કાર્યક્રમ.

શા માટે એ તો ખબર નથી. પણ મારા પર એમની અમી દૃષ્ટિ હતી. અને એમણે કહ્યું હતું — 'મારી વાત કોઈને ગમશે ખરી ?'

'તમે રજા આપો તો લખું.' મેં કહ્યું.

'પણ આ વાત કંઈ આટલે જ પૂરી થતી નથી. હજુયે છે બાકીનું, પણ તે પછી તમારી વારતામાં ઉમેરી દેજો.'

બાકીની વાત એમની પાસેથી જ સાંભળવા મળી હતી. વારતા સાથે એનો મેળ મળશે કે કેમ એ સમજાયું નથી. એથી એને ઉપ-કથા તરીકે રજૂ કરી દઉં છું.

અને ત્યારની વનમાળી સરકાર લેન ? ભૂતનાથબાબુ પાસેથી વાત સાંભળ્યા પછી એક દિવસ બાઉબજાર એ જોવા ગયો હતો. હવે એ ઓળખાતી નથી. ક્યાં દેઢી, ક્યાં બગીચો, ક્યાં ખજા-નચીખાતું, નોબતખાતું, તોષાખાતું, ભિસ્તીખાતું, નાચ-ઘર, પૂજા-ઘર — હવેલીની એક ઈંટ સુધ્ધાં નજરે જોવા ન મળી. માર્ગની બંને બાજુએ મોટી મોટી મહેલાતો ઊભી થઈ ગઈ છે. સો ફૂટ પહોળો રસ્તો. વીજળીની રોશનીનાં હારબંધ થાંભલા. ભવ્ય પરિ-વર્તન! ક્યાંક મોટરનો શો-રૂમ તો ક્યાંક વીમાકંપનીની ઑફિસ. લોકો ધુસપુસ કરે છે. બધાં કામમાં ઝડપ છે. મિનિટમાં લાખ લાખ રૂપિયાની લે-વેંચ થાય છે. સાંજ થતા રસ્તા ઉપર શાં... શાં... કરતી મોટરો દોડવા લાગે છે. કોઈ કોઈને ઓળખતું નથી. નામ જાણતું નથી. અને છતાં આજુબાજુમાં જ દિવસ-રાત રહે છે. લિફ્ટમાં ઉપર જાય-આવે છે. જોતાં મનમાં થયું, હવેલીનાં પેલા મૃદુ તાલની જીવનયાત્રા પછી હવે જાણે જીવનની ઓરકેસ્ટ્રા એકાએક વેગીલી બની છે. સમયની ગતિ એકદમ ઝડપી બની ગઈ છે. દિવસ જાણે અહીં ટૂંકો બનતો જાય છે. વૈદુર્યમણિનું નામ લેતાં હવે કોઈ ઓળખતું નથી. કૌસ્તુભમણિનો તો પડછાયોય કોઈએ જોયો નથી. આ અત્યારની પરિસ્થિતિ છે. પટલડાંગાના

બાબુઓનાં હાથમાંથી બીજા દસ હાથમાંથી બદલાતી બદલાતી વનમાળી સરકાર લેન અત્યારે એક જુદા જ જગતમાં રૂપાન્તર પામી છે.

અને બાર-શિમલાનું પેલું મકાન પણ હું જોઈ આવ્યો એક દિવસ. એ રસ્તાનાં નાકા ઉપર એક મોટી ભવ્ય મહેલાત ઊભી કરી દીધી છે સુપવિત્રબાબુએ. મકાન સાચે જ બહુ સુંદર છે. અંદરનાં માણસો પણ સાચે જ સુંદર હશે. ત્યારે સાંજ પડી ગઈ હતી. પહેલે માળે ઓર્ગન વગાડતી એક છોકરીને ગીત ગાતાં સાંભળી હતી—

તારી જ રાગિણી ગુંજે, મુજ જીવન-કુંજે
તું જ સદૈવ વિરાજે મુજ હૃદય-પદ્મે.

એક દિવસ ભૂતનાથબાબુને પૂછ્યું હતું—'તમે પેલા કાગળમાં તે દિવસે શું લખી આવ્યા હતા?'

ભૂતનાથબાબુએ કહ્યું હતું—'જીવનમાં એ એક જ વાર જૂઠાણું આચર્યું છે. વારંવાર વિચાર કર્યો પણ એ સિવાય બીજો કોઈ આરો ન હતો. મેં લખ્યું હતું કે—"મેં બધી જ તપાસ કરી ને હું જાણી શક્યો છું કે અતુલ ચક્રવર્તીનું અવસાન થયું છે. એના વંશનું કોઈ કરતાં કોઈ હવે હયાત નથી. તું સુપવિત્ર સાથેનાં તારાં લગ્ન સામે વાંધો ન લેતી–" અને એવું એવું ઉતાવળમાં લખી નાખેલું. આજે એ બધું યાદ નથી. અને એ પછી તો એને મળવાનું થયું જ નથી. પેલા ભયંકર બનાવ પછી તો કેટલાય દિવસ હૉસ્પિતાલમાં જ હતો.'

મેં પૂછ્યું: 'પણ તે પછી તમારે ક્યારેય જવાને મળવાનું બન્યું હતું?'

ભૂતનાથબાબુએ કહ્યું: 'હા, થયું હતું. તેની વાત કહું.'

ભૂતનાથબાબુ પાસેથી સાંભળેલી વાત મારા શબ્દોમાં મૂકું છું.

હૉસ્પિતાલમાંથી એક દિવસ સાંજે ભૂતનાથને ઓચિંતી રજા મળી ગઈ. ત્યારે રસ્તે બહાર નીકળતાં કેમ જાણે શરૂશરૂમાં ચાલતાં અચકાતો હતો. હવે કયાં જઈશ, કયાં જઈને રહીશ – સમસ્ત પૃથ્વી એને ઉજ્જડ લાગી. હવેલીમાં એ કયાં જશે? ત્યાં તો કોઈ જ નથી. છેલ્લે સુધી બંસી અને ચિન્તા હતાં. આખરે એ પણ કલ-કત્તાની હદ મૂકીને ચાલ્યાં ગયાં. એકવાર મનમાં થયું કે હવેલીમાં જઈ ભાભીને શોધું. મનમાં થયું — ભાભી જાણે હવેલીનાં એક ઓરડામાં કયાંક નક્કી છુપાઈને રહી છે. પકડાતી નથી. નહિ તો પેલે દિવસે ઘોડાગાડીનાં પેલા ભયંકર બનાવ પછી એનો પત્તો જ કેમ ન લાગે? એમ થાય જ કઈ રીતે? એ સાંભળે જ કઈ રીતે?

ચાંદનીની હૉસ્પિતાલથી નીકળી ચાલતો ચાલતો એ એકદમ હવેલી સામે જઈ પહોંચ્યો. એને થયું, જાણે આખી હવેલી એક વિરાટ અજગરની જેમ ગુંચળું વાળીને પડી છે. એનાં આખાયે શરીરમાં જડતા વ્યાપી ગઈ છે. આખા વાતાવરણમાં અંધકારની બિહામણી ઉદાસીનતા હતી.

ક્યાંય કોઈ નહોતું. તાળું વાસેલા ગેટને વટાવી એ અંદર પ્રવેશ્યો. ચોકમાં ઠીક ઠીક ઘાસ ઊગી નીકળ્યું હતું. પગ મૂકતાં બીક લાગતી હતી. કયાંક ધીમો સંચાર થતાં કો'ક દેડકો કૂદી ન ઊઠે! ઓરડે ઓરડે તાળાં દીધાં હતાં. તડમાંથી અંદર અંધારું દેખાતું હતું. માત્ર બારી બાજુ બગીચા સામેની ચોર-કોટડીમાં જવાનો રસ્તો ખુલ્લો હતો. ધીમે ધીમે ભૂતનાથ ઉપર ગયો. ચોર-કોટડીની સામે જ વરંડો છે. વરંડાની ઓતરાદી બાજુને દરવાજે તાળું હતું. તડ વાટે અંદર નજર કરતાં અંધારું જ જણાયું. પેલી બાજુ સ્ત્રીઓનાં રહેણાક તરફ જવાને ઉપાય નહોતો. ભૂતનાથે લાંબી વાર સુધી કાન સરવા કરી રાહ જોઈ. કંઈક પણ અવાજ સંભળાય એ આશાએ. થોડોક પણ આભાસ મળે તો? પરંતુ કંઈ જ ન જણાયું.

બધું જાણે મૃત્યુ જેવું બધિર હતું. અંધારા જેવું મૂંગું હતું.
ભૂતનાથે ધીમે ધીમે એક વાર સાદ દીધો — 'ભાભી...'

પછી થોડી વાર એ કાન માંડી રહ્યો. પણ કોઈનો કંઈ જ સાદ ન સંભળાયો.

એણે ફરી જરા જોરથી સાદ દીધો — 'ભાભી, હું ભૂતનાથ!' અંદરનાં ઉજ્જડ મકાનમાંથી માત્ર એક પડઘો પડચો. એક ઝમ... મ્...મ્... નાદ સંભળાયો. ખાલી પોકળ નિરર્થક નાદ.

ભૂતનાથે ફરી સાદ દીધો—'ભા...ભી...'

ફરી એ જ વાત. પછી એ નીચે બેસી ગયો. એનું માથું ધમધમી ઊઠયું. આટલા દિવસો સુધી હૉસ્પિતાલમાં પડચા પડચા આખા શરીરમાં એકજાતની જડતા આવી ગઈ હતી. એ ભીંતમાં માથું અફાળવા લાગ્યો. કચાં ગયાં ભાભી! કોણ એ કહી શકશે? કચાં જાઉં તો ભાભીને મળી શકાય!

પછી મોડેથી એ ઊભો થયો. આખી પૃથ્વી ઉપર એને ધિક્કાર આવ્યો. સમસ્ત સંસાર ઉપર એને વિરાગ જન્મ્યો. આજે એનું કોઈ નથી. માનવીઓથી ભરી આ ધરતી પર આજે જાણે એ એકાકી છે. તદ્દન અસહાય – આધાર વિહોણો છે. એને થયું, આ નક્કી વચેટ શેઠનાં જ કામાં છે. એમના ગુંડાઓ જ ભાભીને કચાંક ઉઠાવી ગયા છે. હવેલીની વહુની આ કાયદા બહારની વાતને વચેટ શેઠ સહન કરવા તૈયાર નહોતા. એથી જ એમણે ભૂતનાથને પૂરો કરવાનું કાવતરું ગોઠવ્યું હતું. પણ જો ભાભી જ હવે નથી, તો ભૂતનાથ જીવતો હોય તોયે હવે શું વાંધો છે?

ફરી, આવ્યો હતો એ જ રસ્તે ભૂતનાથ નીચે ઊતરી ગયો. એ ઉજ્જડ હવેલી. ચારેબાજુ નિસ્તબ્ધતા છે. દોઢી વટાવી પાછો એ વનમાળી સરકાર લેનમાં આવી પહોંચ્યો. કચાં જવું તેનું કંઈ નક્કી નથી. કચાં ગયે આશરો મળશે? કોની પાસે જઈને પોતાનું હૈયું હળવું કરશે? કોને એ ખિજાશે? કોને વિનતિ કરશે; પોતાનું

દુઃખ – પોતાની ફરિયાદ કહેશે ?

આખુંયે કલકત્તા ત્યારે ઉદાસ હતું. ઓછામાં ઓછું ભૂતનાથને લાગ્યું હતું કે ભાભીની વેદનાથી આખુંયે શહેર તે દિવસે ઉદાસ બની ગયું છે.

એ ધીમે ધીમે ચાલતો ક્યારે બાર-શિમલા પહોંચી ગયો તેનું એને ભાન જ ન રહ્યું. એકવાર એ પાછો વળી જતો હતો. ત્યાં ગયે શું થશે ? ત્યાં તો એ કાગળ લખી આવ્યો છે. એ કાગળમાં જ તે દિવસે એ છેલ્લી વાત લખીને આવ્યો હતો. આટલા દિવસમાં જવા નક્કી સુપવિત્રને પરણી ગઈ હશે. ને તો હવે ત્યાં જવું જ શા માટે ?

આમ છતાં ત્યાં જઈ ને દરવાજો ખખડાવ્યા વિના એનાથી રહેવાયું નહિ.

દરવાજો ઉઘાડી એને જોતાં જ ક્ષુદિની મા એને જોઈ આભી બની ગઈ. એણે કહ્યું : 'દાદાબાબુ, તમે ?'

દાદર પર થઈ ને ઉપર જઈ જવાને જોતાં જ એ ચોંકી ગયો. જવા પિતાની છબીની સામે અગાઉની જેમ જ નિશ્ચલ બેઠી હતી. એનામાં કંઈ જ પરિવર્તન આવ્યું નહોતું. ભૂતનાથને જોઈ ને પણ ઓછી નહોતી ચમકી. એણે કહ્યું : 'ભૂતનાથબાબુ, તમે ?'

'સુપવિત્ર ક્યાં ?' ભૂતનાથે પૂછ્યું.

જવાએ પ્રશ્નનો ઉત્તર આપ્યા વિના જ પૂછ્યું : 'પણ આટલા દિવસ તમે ક્યાં હતા ?'

પળવાર માટે ભૂતનાથ સાશંક બની ગયો. એણે કહ્યું : 'હું તો તને એક કાગળ લખતો ગયો હતો ને જવા, તને નથી મળ્યો એ કાગળ ?'

'મળ્યો હતો પરંતુ...'

'મેં બધે જ તપાસ કરી હતી. નદીયા પણ જઈ આવ્યો હું જાતે. એના વંશનું કોઈ જ હયાત નથી. એ પણ હયાત નથી.

સાચું માન.'

'પણ —'

'તારી કંઈ જ વાત હું નહિ સાંભળું. જવા, નાનપણનાં એ લગ્ન તો સગાઈ જેવાં જ ગણાય. તારી વાત મુજબ જ અન્યપૂર્વા થઈને તું નિર્વિઘ્ને સુપવિત્ર સાથે જીવન જોડી શકીશ.'

'સાચે જ શું એમની કંઈ ભાળ નથી મળી ?'

ભૂતનાથે જવાબ આપ્યો : 'કદાચ એનો પ્રેતાત્મા હશે. પરંતુ તેને લઈને તું શું કરીશ ? હું એ વાત કહેવા ઘણાં દિવસ પહેલાં આવત, પરંતુ ન આવી શક્યો. આટલા દિવસ સુધી માત્ર —'

જવાએ બધી જ વાત ચૂપચાપ સાંભળીને પછી કહ્યું : 'તમે આટલા દિવસ હૉસ્પિતાલમાં હતા ને મને જણાવ્યું પણ નહિ ? હું તો ઘણાં દિવસથી તમને શોધતી હતી, જાણો છો ?'

ભૂતનાથને આખા શરીરમાં એક પ્રકારનો રોમાંચ થયો. એણે પૂછ્યું : 'સાચે જ તું મને શોધતી હતી ?'

'કેમ, માણસ માણસની તપાસ ન કરે ?'

'ના, એ ન કરે એમ નહિ. છતાં તું મને શોધતી હતી તે જાણી આનંદ થાય છે.'

થોડીવાર જવા મૂંગી બેઠી રહી. એનું મોં એકાએક રતુંબડું થઈ ગયું. એ પછી બહુ વીનવણી કરતાં એણે કહ્યું : 'હું તમને વિનવું છું, હવે તમે પરણી જાવ. કદાચ તમે સુખી થશો.'

આ દરમિયાન ભૂતનાથે પોતાને કાબૂમાં લઈ લીધો હતો. હસતાં હસતાં એણે કહ્યું : 'હું દુઃખી છું એમ તને કોણે કહ્યું જવા ?... અને હવે હું લગ્ન કરું તે ચાલે પણ નહિ. એકવાર મારાં લગ્ન થઈ ગયાં છે.'

'એટલે શું કહેવા માંગો છો ? —' જવા પણ ચમકી ગઈ. ભૂતનાથ ઓચિંતો અધીર બની ગયો. એણે કહ્યું : 'એ વાત આજે રહેવા દે. સુપવિત્રને તું સ્વીકારે છે કે નહિ, પહેલાં કહે. તારા

પિતાની અંતિમ ઇચ્છા—!'

'પણ સાચેસાચ તમારાં લગ્ન થઈ ગયાં છે?'

'કહ્યું ને કે થઈ ગયાં છે!'

'ક્યાં? ક્યારે?...'

'આ વાતનો જવાબ પછી ક્યારેક આપીશ, જવા. હજુ સમય પાક્યો નથી. અત્યારે કદાચ હવે સમય પણ નથી. હજુ સુપવિત્ર નક્કી ઊંઘી નહિ ગયો હોય. એને હું હમણાં જ બોલાવી લાવું છું. મારી સામે જ તારે વચન આપવું પડશે અને હું જ એનો સાક્ષી થઈશ.'

જવા આ વાતનો વિરોધ કરવા જતી હતી. ભૂતનાથે એને બોલતી અટકાવીને કહ્યું: 'તું હવે "ના" ન કહેતી જવા. તારી જવાબદારીમાંથી મારે છૂટવું છે. તને આ સ્થિતિમાં મૂકીને હું જઈ શકતો નથી. વળી તારાં લગ્ન ન થાય ત્યાં સુધી અહીં હું આમ આવું એ પણ શોભે નહિ.'

તે પછી એ જ રાત્રે સુપવિત્રને બોલાવી કઈ રીતે બધી જ જવાબદારીથી પોતે મુક્ત થયા તેની વાત પણ ભૂતનાથબાબુએ કહી હતી.

ભૂતનાથબાબુએ કહ્યું હતું—'ગયો હતો જવાનાં લગ્નને દિવસે પણ. એ પછી તો કદાચ મારે જવાની જરૂર પણ નથી પડી, તેમ મને કોઈએ બોલાવ્યો પણ નથી. જે દિવસે બોલાવશે તે દિવસે જઈશ જ.'

'અને નાનાંબા? એમને પછી મળવાનું થયું હતું?'

ભૂતનાથબાબુએ કહ્યું: 'હા. મળવાનું થયું હતું. પણ ન થયું હોત તો સારું થાત.'

'એની વાત કહેશો?'

ને ભૂતનાથબાબુએ વાત કહી હતી—'જે દિવસે વનમાળી સરકાર લેનની હવેલી પાડવાનો હુકમ આપી આવ્યો એ તો તમને

કહ્યું છે. આ એ પછીનાં વળતાં દિવસની જ વાત છે. એ એક અદ્‌ભુત મિલન હતું. એ રીતે છેલ્લો મેળાપ થશે એમ ધાર્યું નહોતું. ભાભીએ કહ્યું હતું—મારા મૃત્યુ પછી તું રડજે ભૂતનાથ. મારે માટે થોડાંક આંસુ સારજે. મને મારાં લગ્નવેળાની બનારસી સાડી પહેરાવી શણગારજે. પણ કંઈ જ બની ન શક્યું.'

આટલું કહી ભૂતનાથબાબુએ એક પ્રશાંત હાસ્ય કર્યું.

આ ઉપકથામાં એ વાત પણ જોડી દઉં.

ઇમ્પ્રૂવમેન્ટ ટ્રસ્ટ ૧૯૧૧માં થયું. શરૂઆતથી જ એમાં નોકરી નક્કી થઈ ગઈ. રૂપચંદબાબુના પ્રયત્નથી પહેલા દિવસથી જ ત્યાં પ્રવેશી ગયો.

ઇદ્રિસે કહ્યું : 'ખોદા આપકા ભલા કરેગા, ઓવરસિયરબાબુ.'

જે સરકારબાબુ બહુ ઈર્ષાખોર હતો તે પણ આખરે નરમ ઘેંસ જેવો થઈ ગયો. એણે કહ્યું : 'ભાગ્યવાનનો ભાર ભગવાન વહે છે એ તમારા ઉપરથી સમજાયું મશાય.'

નવી ઓફિસનું કામકાજ શરૂ થયું. રસ્તા પહોળા કરવા, મકાનો ભાંગી જમીન સપાટ કરવી, આ બધાં ભૂતનાથનાં જૂનાં કામ છે. છતાં જે દિવસે વનમાળી સરકાર લેન પાડવાનો હુકમ આવ્યો તે પણ એક દિવસ હતો. ભૂતનાથને મનમાં થયું, જાણે પોતાનાં જ થોડાંક હાડપિંજરને ભાંગીને ભુક્કો કરવાનો આદેશ મળ્યો છે. એ મકાન છોડીને ચાલ્યા આવ્યા બાદ ફરી તે તરફ ડોકિયું સુધ્ધાં નથી કર્યું. એ બાજુ જતાં જ ત્યાં જવાનું ખેંચાણ થતું. કો'ક જાણે બોલાવતું. પણ એને તો નોકરી હતી ને! આદેશ માથે ચડાવવો જ રહ્યો. પહેલી વાર જ્યારે એનું માપ-બાપ લેવાયું ત્યારે જ એ વારંવાર અન્યમનસ્ક બની ગયો હતો. મનમાં થયું હતું જાણે ક્યાંકથી કો'ક અદશ્ય શક્તિ વારંવાર તેને આ મકાન તરફ આકર્ષી રહી છે. એ હવેલી હવે ઓળખાતી નથી. પૂજાના એ

કે ઇબ્રાહીમ ધીમી ચાલે ગાડી હંકારતો આવે છે. ગાડીમાં વચેટ શેઠ બેઉ બાજુનાં હાથા ઝાલી ચૂપચાપ બેઠા છે. એમની દૃષ્ટિમાં શૂન્યતા છે. છતાં શરીરે ચૂડીદાર પંજાબી જભ્ભો. હાથમાં મોટા એવા એક હીરાવાળી વીંટી. ગાડી આવીને ગંગાના પટ બાજુ ઈડનગાર્ડનને ઘસાઈને રોજ ઊભી રહે. વચેટ શેઠ નીચે ઊતરતાં નહિ. ઘોડાને ઘાસ નીરવા ઇબ્રાહીમ નીચે ઊતરે. બેઉ ઘોડા થોડું થોડું ઘાસ ખાતા અને અવાર નવાર કંટાળીને પગ પછડાતાં. કદાચ સૂકું ઘાસ એમને ગમતું નહિ હોય. વચેટ શેઠ ગાડીમાં બેઠા બેઠા જ થોડો વખત હવા ખાતા અને ઈડનગાર્ડનમાં વાગતાં ગોરા બેન્ડનાં વાજાં સાથે સૂર મેળવતાં પગવતી હળવો તાલ પુરાવતા. આ દૃશ્ય સાઇકલ ઉપર ત્યાંથી પસાર થતાં ભૂતનાથે ઘણીવાર જોયું છે.

સુપવિત્રે પણ બનતાં સુધી મોટર ખરીદી છે. શું કામ કરે છે એ તો કોણ જાણે, પણ નક્કી કંઈક બહુ સારા પગારની નોકરી હશે. એને કોટ-પેન્ટમાં ઘણી વાર સવારે બહાર જતાં જોયો છે. ગાડી ડ્રાઇવર ચલાવે છે. અંદર પગ લાંબા કરી આરામથી સુપવિત્ર છાપું વાંચતો હોય છે.

આમ છતાં આ બધા બનાવોએ એનાં જીવનમાં ક્યાંય ખાસ રેખા નથી પાડી. એવો કોઈ બનાવ જ બન્યો નથી. પણ છેલ્લે જે બન્યું તે માટે ભૂતનાથ સાચેસાચ જરાયે તૈયાર નહોતો.

એ રાત્રે પાછાં ફરતા ઘણું મોડું થયું હતું. હવેલીનું છેલ્લું ચિહ્ન જોઈ સાઇકલ પર પાછા ફરતાં જાણે એને યુગના યુગ વીતી ગયા. આવતી કાલે આ હવેલીનું કંઈ જ નામનિશાન નહિ હોય. એકદમ ભૂંસાઈ જશે આ હવેલી અને એની સાથોસાથ ભૂંસાઈ જશે આ વનમાળી સરકાર લેન.

ઇતિહાસનાં પાનાંઓમાંથી એ ભૂંસાઈ જશે એનું યે કંઈ દુઃખ નથી. દુઃખ માત્ર એટલું જ છે કે એ ભૂંસવાનાં કામ ઉપર ભૂતનાથને ધ્યાન આપવું પડશે. એક દિવસ જેણે આશરો આપ્યો

હતો, શાન્તિ આપી હતી, સાન્ત્વન આપ્યું હતું તેને નામવિહોણી કરવાનું કામ એણે જ કરવું પડશે.

આખી રાત એક અસહ્ય લાગણીમાં—સહાનુભૂતિમાં વીતી. છતાં પ્રભાતે એ નિયમસર ઊઠ્યો. મેસનાં ઉપલા માળના એનાં ઓરડામાંથી બારીમાં સૂર્યોદય દેખાતો હતો. એણે ગંગા-સ્નાન પતાવી રોજની જેમ પ્રથમ એને પ્રણામ કર્યાં. પ્રભાતના જપ-તપ-ગાયત્રી કંઈ કરતાં કંઈ જ કરવું બાકી ન રાખ્યું. સમયસર ઓફિસ પણ ગયો. ક્યાંય કંઈ જ ફેર ન પડ્યો. પણ ઓફિસની ઘડિયાળમાં બેનાં ટકોરા પડ્યા ને......

વડા સાહેબે એને બોલાવ્યો. અંદર જતાં જ કહ્યું: 'વન-માળી સરકાર લેનનું જે મકાન અત્યારે આપણે પાડી રહ્યાં છીએ ત્યાં હમણાં જ દોડીને જાવ. જઈને ત્યાં શું થયું છે તે જોઈ આવો ને મને રિપોર્ટ જણાવો.'

'કંઈ એક્સીડન્ટ થયો કે શું?' ભૂતનાથે પૂછ્યું.

'બરાબર એવું તો નથી, પણ મજૂરોએ કામકાજ અટકાવી દીધું છે. કહે છે કે હવે વધુ કામ અમે નહિ કરીએ. ઓજાર-હથિયારો નીચે મૂકી દીધાં છે.'

તે દિવસે પણ ફરી એ જ જગ્યાએ જઈને ભૂતનાથ ઊભો રહ્યો. પણ એ બપોરે હવેલીનું રૂપ તદ્દન બદલાઈ ગયું હતું. હવેલી કહ્યે હવે નહિ ચાલે. હવે એની એક ઈંટ પણ ત્યાં નહોતી રહી. બધું સપાટ બની ગયું હતું. દૂરથી કંઈ જ દેખાતું નહોતું. નજીક ચારે બાજુ મોટા મોટા ખાડા-ભોંયરા દેખાયા. ઉપરથી ઈંટ-સિમેન્ટ ઉખડી ગયાં હતાં. પાયા સુધી બધું ખોદી નાખ્યું હતું. આખીયે વનમાળી સરકાર લેન કોઈ મરુભૂમિની જેમ ખાઉં-ખાઉં કરતી હતી.

પણ વધુ નજીક જતાં ત્યાં ઠીક ઠીક ટોળું જામેલું જણાયું. કોઈ વાતને કારણે વાંધો પડ્યો હોય તેમ લાગતું હતું. ભૂતનાથ

પહોંચ્યો કે તુરત ચરિત્રમંડલ આગળ આવ્યો. એનાં આંખ-મોં પરનો ભાવ બદલાઈ ગયો હતો. એણે કહ્યું : 'અમારાથી અહીં વધુ કામ નહિ થાય હજૂર.'

'કેમ? શું વાંધો આવ્યો?'

ચરિત્રમંડલ વધુ બોલી ન શક્યો કે શું થયું છે. ભૂતનાથે જોયું તો બાજુમાં જ બૈજુ બેભાન થઈને પડ્યો હતો. કોદાળીનો ઘા લાગતાં એકદમ લોહીલુહાણ થઈ ગયો હતો. બાઉબઝારથી દાકતર આવી પાટો બાંધી ગયા હતા. તે પાટો પણ લોહિયાળો થઈને નીકળી ગયો છે.

'અમે હવે અહીં કામ નહિ કરીએ, હજૂર.' ચરિત્રમંડલે ફરીથી કહ્યું.

'કેમ? કામ બંધ શા માટે કરવું છે? તમે કામ નહિ કરો તો કાલથી બીજા મજૂરોને બોલાવીશ.'

અહીં કોઈપણ મજૂર કામ નહિ કરે હજૂર. આ તો કબ્રસ્તાન છે. પણે જુઓ.' ને એણે હાથ વતી બતાવ્યું—'પેલી બાજુ જુઓ હજૂર પેલી બાજુ.'

ઘણાં લોકો ઉત્સુક થઈને તે તરફ જોતાં હતાં. ચરિત્રમંડલ ભૂતનાથને એ બાજુ દોરી ગયો. જ્યાં હવેલીનો પાયો હતો તે તરફ ઠેકઠેકાણે નાનાં-મોટાં ભોંયરાં હતાં. એક ભોંયરામાં ભૂતનાથ સ્પષ્ટપણે જોઈ શક્યો. એને જરાયે શંકા ન રહી. એ માનવીનું હાડપીંજર હતું. માથાની ખોપરીથી પગની આંગળીઓ સુધીનું પૂરેપૂરું. ઊંધે માથે પડ્યું હતું. કોણ જાણે કેટકેટલાં દિવસનું—કેટલા કાળ પહેલાનું એ હશે? છતાં ત્યારે પણ લેશમાત્ર બગડ્યું નહોતું, વિકૃત થયું નહોતું. થોડીક માટીમાં એ ઢંકાએલું હતું. તેની બાજુમાં કંઈક ચળક ચળક થતું હતું. જાણે મીણાની કારીગરીવાળો કોઈ સુવર્ણ અલંકાર!'

ભૂતનાથે પૂછ્યું: 'આ શું છે?'

અત્યાર સુધી કોઈ તે જોઈ શક્યું નહોતું. બધા એનાં પર ઘેરાવળીને જોવા લાગ્યા. પરંતુ ભૂતનાથ બરાબર પામી ગયો!!... ઓળખી ગયો!!!

કો'ક બોલી ઊઠ્યું: 'એ તો સોનાનું ઘરેણું લાગે છે, સ્ત્રીઓનું ઘરેણું લાગે છે. સોનાનાં કંદોરા જેવું જ લાગે છે બરાબર.'

પણ ભૂતનાથ ત્યારે બીજી જ વાત વિચારતો હતો. એને થયું ઇતિહાસનો પટ જાણે આટલે દિવસે હવે પૂરેપૂરો બદલાયો.

તે પછી એ હાડપીંજર તરફ મુગ્ધ ભાવે નિહાળતો ભૂતનાથ ઘણી વાર સુધી ત્યાં ને ત્યાં ઊભો રહ્યો. એને મનમાં થયું જાણે જીવનનો એક મહાન અર્થ એ એક પળમાં નજર સામે સ્પષ્ટ થઈ ગયો. મૃત્યુ પછી માત્ર મૃત્યુ જ ન રહ્યું. મનમાં થયું જાણે મૃત્યુ જીવનનું જ એક અન્ય સ્વરૂપ છે. મૃત્યુને પામીને જ જાણે જીવનને સંપૂર્ણ માણી શકાય છે. મૃત્યુ દ્વારા જ જાણે સાર્થકતાનાં ચરમ લક્ષે પહોંચી શકાય છે. કોઈપણ સાંસારિક જરૂરિયાતને તુચ્છકારીને નહિ, કોઈપણ દુન્યવી સંબંધને હલકો ગણવાનો નથી. જીવનની પરમ સાર્થકતા એક માત્ર યોગમાં જ છે—અને એ અમૃતનો યોગ. મૃત્યુની સામસામે ઊભા રહીને પણ તેથી જ ભૂતનાથ જાણે અમૃત સાથે એકાત્મ બની ગયો હતો એક અજબ–અદ્ભુત ઉપાયે.

તે પછી ભૂતનાથે ત્યાં ઊભા ઊભા પોતાની પરમ પ્રાર્થના કરી —જે દેવતાએ માનવી માત્રનાં સર્વ દુઃખોને પોતાને માથે લીધાં છે, જેની વેદનાને અંત નથી, ને જેનો પ્રેમ પણ અનંત છે તેની પ્રેમની વેદના જાણે સમસ્ત માનવ-સમાજ સહિયારો સ્વીકારી શકે.

— ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ !